-: પ્રકાશક :-
વિરાટ પ્રકાશન મંદિર
C/o પ્રભાત ડ્રાયક્લીન સ્ટોર
દહેરાસર સામે પ્રાર્થના સમાજ
મુંબઈ-૪

△

વીર સં. ૨૪૯૯ * વિક્રમ સં. ૨૦૨૯ * નેમિ સં. ૨૪ * સન ૧૯૭૩

નકલ ૧૨૫૦

મૂલ્ય : રૂપીયા બાર

△

—: પ્રાપ્તિસ્થાનો :—

પ્રભાત ડ્રાયક્લીન સ્ટોર
દહેરાસર સામે પ્રાર્થના સમાજ
મુંબઇ-૪

સોમચંદ ડી. શાહ
જીવન નિવાસ સામે
પાલીતાણા (સૌ)

મેઘરાજ પુસ્તક ભંડાર
ગુલાલવાડી
મુંબઈ-૨

સરસ્વતી પુસ્તક ભંડાર
હાથીખાના-રતનપોળ
અમદાવાદ

જસવંતલાલ ગિરધરલાલ
જૈન પ્રકાશન મંદિર,
દોશીવાડાની પોળ અમદાવાદ

△

-: મુદ્રક :-
કાંતિલાલ ડી. શાહ
ભરત પ્રિન્ટરી,
દાણાપીઠ પાછળ-તળાવ
પાલીતાણા (સૌરાષ્ટ્ર)

ॐ ह्रीँ अर्हं नमः

# કાંઇક પ્રસ્તાવના

પરમ ઉપકારી તીર્થંકર પરમાત્માએ વિશ્વના એકાંત હિતને માટે જે કલ્યાણકારી વાણી ફરમાવી, તે અનેક પાત્રોમાં ઝીલાઇ આજે પણ કલ્યાણમાર્ગને પ્રશસ્ત કરી રહી છે.

ઉપદેશ વિના–બોધ વિના અંધારું છે. મુખ્યતાએ બોધ આપવાના અધિકારી ગીતાર્થ ગુરુ મહારાજ છે. ઉપદેશ આપવાની કળામાં સાધુઓ નૈપુણ્ય અને જ્ઞાન મેળવે એ ઉદ્દેશથી વ્યાખ્યાન લેખનના કુશળ આલેખનકાર આચાર્યપ્રવર શ્રીમદ્ વિજયલક્ષ્મીસૂરીશ્વરજી મહારાજાએ ઉપદેશપ્રાસાદ એટલે ઉપદેશનો મહેલ નામનો આ મહાગ્રંથ વરસ દિવસના વ્યાખ્યાનોની ગોઠવણ પૂર્વક રચ્યો છે આ ગ્રંથને મહેલની ઉપમા દઇ યથાર્થ નામાભિધાન આપ્યું છે. આ મૂળગ્રંથ સરલ સંસ્કૃતમાં છે, તેમાં વિપુલ સાહિત્યનું સંકલન અને ઘણું બધું તત્ત્વ ભર્યું છે. પોતાના ગુરુભાઇ શ્રી પ્રેમવિજયજીની પ્રેરણાથી તેમણે આ ગ્રંથ રચી ઘણો ઉપકાર કર્યો. કેમકે વર્તમાનમાં પણ ઘણા સાધુ–મુનિરાજો આ ગ્રંથના આધારે વ્યાખ્યાન વાંચતા થયા છે.

મુખ્યગ્રંથ ત્રણ ખંડમાં વહેંચાયેલો છે. પ્રથમ ખંડમાં સમ્યક્ત્વનું સ્વરૂપ, બીજા ખંડમાં દેશવિરતિ શ્રાવકધર્મનું સ્વરૂપ અને ત્રીજા ખંડમાં સર્વવિરતિ મુનિધર્મનું સ્વરૂપ વર્ણવેલુ છે. આ ત્રણે ખંડને પાંચે ભાગમાં ગુજરાતી ભાષાંતર રૂપે શ્રી જૈન ધર્મ પ્રસારક સભાએ વર્ષો પહેલાં છપાવેલા જે આજે દુષ્પ્રાપ્ય છે. ભાષાનું સૌષ્ઠવ ને વિષયનું સરલ–વિશિષ્ટ નિરૂપણ થાય, કથાઓને થોડી મઠારવામાં આવે તો ગ્રંથ વધારે ઉપકારક થાય એ ઉદ્દેશથી આ પાંચે ભાગો અમે નવેસરથી લખ્યા છે. લખવું, છપાવવું, ઉપદેશ આપી ગ્રાહકો આદિ નોંધવા આદિ કાર્ય ઘણું જ કપરું છે. છતાં ઉપાડેલું કાર્ય શિઘ્ર પુરૂં કરવા ભાવના છે, આમાં વધારે કાંઇ કહેવાપણું રહેતું નથી, કારણ કે ગ્રંથ પોતે જ પોતાની વાત કહેશે શ્રાવક માત્રના ઘરમાં આ પાંચે ભાગ હોવા જરૂરી છે. એક આખા વરસનો આમાં નિત્ય નવો સ્વાધ્યાય છે. ૩૬૦ દિવસ પ્રમાણ ૩૬૦ વિષયો તેનું નિરૂપણ અને તે પર ૩૬૦ જ્ઞાનબોધક આકર્ષક કથાઓ છે. જે ઘણો ઘણો બોધ આપશે ને ઉપકાર કરશે. (વિશેષ પાંચમા ભાગમાં)

લિ૦
વિશાલવિજય
મુંબઇ–૪

શ્રી મહાવીરસ્વામી જન્મ કલ્યાણક દિવસ
વીર સં. ૨૪૯૯

ઉપદેશપ્રાસાદ ભાગ ૨ જો

# વિષયાનુક્રમ

—*—



એક વર્ષના ૩૬૦ દિવસ પ્રમાણ વિષયો
તેનું નિરૂપણ અને ૩૬૦ જ્ઞાનબોધ-
વર્ધક આકર્ષક કથાઓ સાથે

શ્રી

# ઉપદેશપ્રાસાદ મહાગ્રંથ

## ભાગ ૧ થી ૫

દરેક જૈન ભાઇઓના ઘરમાં હોવા જરૂરી છે.

તો દરેક જૈન ભાઇઓ અવશ્ય આ પાંચ ભાગ
વસાવી લો.

પછી પાંચ ભાગ મળવા મુશ્કેલ થશે.

ॐ ह्रीँ अर्हं नमः

નમો નમઃ શ્રી ગુરુનેમિસૂરયે.

શ્રી વિજયલક્ષ્મીસૂરીશ્વરજી વિરચિત–

# ઉપદેશપ્રાસાદ મહાગ્રંથ

## ભાગ બીજો

[ ગુજરાતી વિવરણ ]

---

### ૬૨. વ્રત નિરૂપણ

ધર્મરૂપ મહેલના પાયા સ્વરૂપ સમ્યક્ત્વનું વર્ણન પ્રથમ ભાગમાં કર્યું. તે તત્ત્વ-જ્ઞાનની પ્રાપ્તિથી ઉપલબ્ધ થાય છે. જે ધનભાગ આત્માને સમ્યક્શ્રદ્ધારૂપ સમકિત પ્રાપ્ત થાય છે તેને પ્રાયઃ વ્રતપ્રાપ્તિ પણ થાય છે. માટે આ બીજા ભાગમાં વ્રતાધિકાર વર્ણવવામાં આવ્યો છે.

अणुव्रतानि पञ्चैव गुणानां च व्रतत्रिकम्।
शिक्षाव्रतानि चत्वारि, द्वादशैते भिदा मताः ॥१॥

અર્થઃ– પાંચ અણુવ્રત ત્રણ ગુણવ્રત અને ચાર શિક્ષાવ્રત આ પ્રમાણે બાર પ્રકારે વ્રતો અનંત તીર્થંકર પરમાત્માઓએ ગૃહસ્થધર્મ તરીકે ઉપદેશ્યા છે.

પાંચ અણુવ્રતોમાં પહેલું અણુવ્રત સ્થૂલજીવોની હિંસાના ત્યાગરૂપ છે. તે ગૃહસ્થો (શ્રાવકો) એ દ્વિવિધે-ત્રિવિધે (ભાંગા પ્રકારે) સ્વીકારવાનું હોય છે. સ્થૂલજીવ શબ્દથી અહીં બેઇંદ્રિયાદિ જીવો સમજવાના છે. આદિ શબ્દથી નિરર્થક સ્થાવરજીવોની હિંસા પણ દ્વિવિધ-ત્રિવિધે નહી કરવાનો આગ્રહ સમજવાનો છે. વિવેકી શ્રાવકો આ વ્રતને હોંશે હોંશે લે છે ને નિષ્ઠાપૂર્વક પાળે છે. દ્વિવિધ–ત્રિવિધનું સ્વરૂપ આ પ્રમાણે છેઃ-સ્થૂલ (ત્રસ) જીવની હિંસા કરવી નહી અને કરાવવી નહી એ દ્વિવિધ તથા મન–વચન–કાયાથી કરવી નહી કરાવવી નહી, એ દ્વિવિધ–ત્રિવિધે હિંસાત્યાગનો નિયમ. આદિ શબ્દથી એકવિધિ-એકવિધ પણ થાય છે. અહીં જે હિંસાદિની વિરતિ કરવાની વાત છે તે સ્થૂલજીવની હિંસા મન–વચન કાયાએ કરતા નથી ને કરાવતા પણ નથી. તેની અનુમોદનાનો નિયમ નથી હોતો. કારણ કે ગૃહસ્થને પરિવારાદિનો પરિગ્રહ હોય છે, અને તેથી સ્થૂલજીવની

હિંસાની અનુમોદનાના પ્રસંગ સંભવિત છે. અહીં શંકા થઇ શકે કે 'શ્રી ભગવતી સૂત્રમાં ગૃહસ્થને 'તિવિહં તિવિહેણું'ના પચ્ચક્‌ખાણુનો પાઠ તો છે. તે આગમિક કથન હોઇ નિર્દોષ આદરણીય હોવું જોઇએ. તો અહીં શા માટે 'દુવિહં તિવિહેણું' કહેવામાં આવ્યું ? તેના ઉત્તરમાં જણાવે છે કે એ રીતે ત્રિવિધ ત્રિવિધ ભાંગાનું વિશેષપણું નથી. એટલે કોઇક જ જગ્યાએ તેનો વ્યવહાર હોઇ તેની વ્યાપકતા નથી. જેમ કોઇ મનુષ્ય દીક્ષા લેવાની ઇચ્છાવાળો હોય, અથવા કોઈ છેલ્લા સમુદ્રના માછલાના માંસનો નિયમ કરે કે જેનો જરાય વ્યવહાર ન હોય એવા પ્રકારની સ્થૂલ હિંસાની વિરતિ કરે તે ત્રિવિધે ત્રિવિધે ઉચ્ચરે ને નિયમ કરે, પરંતુ મુખ્યમાર્ગ દ્વિવિધ ત્રિવિધનો છે. અહિં આદિ શબ્દથી દ્વિવિધ દ્વિવિધ એ બીજો ભાંગો, દ્વિવિધ એકવિધ એ ત્રીજો ભાંગો, એકવિધ ત્રિવિધ એ ચોથો ભાંગો. એકવિધ દ્વિવિધ એ પાંચમો ભાંગો અને એકવિધ એકવિધ એ છઠ્ઠો ભાંગો. આમ પ્રથમવ્રતમાં છ ભાંગા બતાવ્યા છે. આવી રીતે બીજા વ્રતમાં પણ છ ભાંગા જાણુવા. પ્રથમવ્રતના છ ભાંગાને સાતે ગુણી તેમાં છ ઉમેરતાં અડતાલીસ ભાંગા થાય. આમ બારેવ્રતના ભાંગા થાય. અને એકસંયોગી, દ્વિસંયોગી, ત્રિસંયોગી એમ બારેવ્રતના અન્યોઅન્ય સંયોગી ભાંગો કરતા તેની સંખ્યા તેરસો ચોર્યાસી ક્રોડ, બારલાખ, સત્યાસી હજાર બસો થાય. આ સંબંધમાં ઘણું જાણુવા યોગ્ય છે. તે શ્રાવકવ્રતભંગ પ્રકરણ કે ધર્મરત્ન પ્રકરણાદિથી જાણવું.

અહીં શિષ્ય શંકા કરતાં પૂછે છે કે 'જે મુનિરાજો, ગૃહસ્થ કે રાજાદિના અભિયોગ (આગાર) વગર માત્ર સ્થૂલ (ત્રસ) પ્રાણીઓની હિંસાથી જ નિવૃત્તિ કરાવે છે. તેથી તેમણે સ્થાવર સંબંધી હિંસાની તો ચોકખી અનુમતિ આપી, આથી તેમને સર્વવિરતિપણાની ખામી આવી. તેમજ શ્રાવકોને પણ એ રીતે પ્રત્યાખ્યાન કરતા પોતાની કરેલી પ્રતિજ્ઞામાં અતિચાર પણ લાગે. કેમકે સ્થાવર જીવ ત્રસપણે અને ત્રસજીવ સ્થાવરપણે ઉત્પન્ન થઇ શકે છે તેથી નિયમ ન સચવાયાથી પ્રતિજ્ઞાનો ભંગ થાય. જેમ કોઈએ નિયમ કર્યો કે નગરવાસીને મારવો નહી. પ્રતિજ્ઞા વખતે નગરમાં હતો ને પછી અરણ્યમાં જાય, તેને આ તો અરણ્યવાસી છે—અર્થાત્ નગરનિવાસી નથી માટે તેને મારી નાખે તો પ્રતિજ્ઞાભંગનો દોષ લાગશે જ. તેમ શ્રાવકે ત્રસજીવને ન મારવાની પ્રતિજ્ઞા કરી, અને કોઇ ત્રસજીવ મરીને સ્થાવરપણું પામ્યો. તો હવે તેને મારવાથી ઉપર કહ્યા પ્રમાણે દોષ કેમ ન લાગે ? લાગે જ. માટે પચ્ચક્‌ખાણુ કરનાર અને કરાવનાર બંનેને પ્રતિજ્ઞાલોપનો દોષ લાગે છે.' આ વ્યામોહનો ઉત્તર આપતાં તેઓશ્રી (ગ્રંથકાર) ફરમાવે છે કે 'તમારો પક્ષ સમજણુ વિનાનો છે. જ્યારે ગૃહસ્થો—શ્રાવકો વ્રત લેવા ઉદ્યુક્ત થાય છે ત્યારે તેઓ ગુરુઓને નિવેદન કરે છે કે 'હે કૃપાસિંધુ! અમે અણુગાર થવા શક્તિમાન નથી, કિંતુ નિરપરાધી ત્રસજીવના વધ (ન કરવા)નું પચ્ચક્‌ખાણુ પાળવા સમર્થ છીયે; આવી ધારણાથી તેઓ વ્રત લે છે, તેથી તેમને પ્રતિજ્ઞાનો ભંગ થાય નહી. તથા તેમને પણ રાયાભિયોગેણું આદિ છ આગાર (છૂટ) યુક્ત વ્રત હોય છે.

શ્રાવકને અણુવ્રત ગ્રહણ કરાવતાં-સ્થાવરાદિ સ્થૂલજીવોની હિંસાની તેને મોકળાશ હોઇ-તે હિંસાની અનુમોદના સાધુમહારાજને હોતી નથી ને તેનો દોષ પણ લાગતો નથી તે બાબત આ દૃષ્ટાંતથી સમજાવે છે.

રત્નપુરમાં રત્નશેખર નામના રાજા રાજ્ય કરે. પ્રત્યેક વર્ષે આવતાં કૌમુદી મહોત્સવમાં રાજા પ્રજા સ્વેચ્છાએ ઉપવનમા ક્રીડા કરતાં. તે દિવસ આવતાં-નગરમાં ચોરી આદિ ન થાય તે હેતુથી ઉદ્‌ઘોષણા કરવામાં આવી કે 'રાજા-પ્રજા આદિ સર્વ સ્ત્રી-પુરુષોએ ઉદ્યાનમાં આવવું, કૌમુદી ઉત્સવની ઉજવણી દરમ્યાન કોઈએ નગરમાં રહેવું નહી. જે રહેશે તેને પ્રાણદંડ થશે.

બધાં ટપોટપ નગરમાંથી બહાર નિકળી ઉદ્યાનમાં આવ્યાં. ખાન-પાન-હીંચકા-ગેડીદડાદિ રમતમાં પડયાં ને વાતે વળગ્યા પણ નગરમાં એક શેઠના છ પુત્રો પોતાની વખારમાં બેઠા હતા. તે ત્યાં જ માલ મેળવવામાં ને હિસાબ કરવામાં રહી ગયા. તેઓ બહાર આવ્યા ત્યારે ઘણું મોડું થઈ ગયું હતું ને નગરના તોતીંગ દરવાજા બંધ થઇ ગયાં હતાં શૂન્ય ને ભેંકાર વાતાવરણમાં છએ ભાઇઓ મુંઝાઇ ઉભા રહ્યા. એવામાં નગરરક્ષકોએ આવી વ્યગ્ર થયેલા આ છ ભાઇઓને જોયા, બાંધી બીજે દિવસે રાજા પાસે ઉપસ્થિત કર્યા. રાજાને ક્રોધ ચડયો. કારણ કે-

आज्ञाभंगो नरेन्द्राणां, महतां मानमर्दनम् ।
मर्मवाक्यं च लोकाना,-मशस्त्रवधमुच्यते ॥१॥

રાજાઓને આજ્ઞાભંગ, મોટા મહત્ત્વશીલ પુરુષોને અપમાન અને સામાન્ય લોકોને મર્મવાકય શસ્ત્ર વિનાનો વધ કહેવાય છે.

રાજની આજ્ઞા જાણી પુત્રોના પિતા રોતા-દોડતા ત્યાં આવ્યા અને બાળકોની નાદાની માટે ઘણી આજીજી કરી ક્ષમા માગી. રાજા ન માન્યા. તે શોકથી વ્યાકુલ થઈ ઘણી વિનવણી કરવા લાગ્યો. તેણે કહ્યું આપ અન્નદાતા છો. મારા કુળનો નાશ ના કરો. મારૂં ધન-મકાન આદિ બધું લઇ લો પણ મારા બાળકો મને આપો. રાજાએ કહ્યું 'અમારી આજ્ઞા અફર છે' શેઠે કરગરીને કહ્યું 'મહારાજા! મારા પાંચ પુત્રોને તો ક્ષમા આપવી જ જોઇએ' રાજા તો માને જ નહિ. શેઠે ચાર પુત્રો પછી બે પુત્રો-ત્રણ-પુત્રોને બચાવવા ઘણા પ્રયત્નો ને વિનવણી કરી પણ ધરાર રાજા ન માન્યો તે ન જ માન્યો. છેવટે એક પુત્ર માટે તેણે ઘણી વિનતિ કરી પોતાના કુળનો સર્વથા નાશ ન થાય માટે રાજાને પ્રાર્થના કરતાં તેમ નગરજનોએ પણ આગ્રહ કરતાં રાજાએ એક મોટા પુત્રને છોડવા આજ્ઞા આપી.

આ દૃષ્ટાંતનો ઉપનય આ પ્રમાણે છે-સમ્યક્ત્વધારી શ્રાવકને રાજા સમાન જાણવો. તે સર્વથા પ્રાણાતિપાતનો ત્યાગ કરવા (શેઠના છએ પુત્રોને છોડી મૂકવા) સમર્થ નથી, તેને ષટ્કાયના પ્રતિપાળ પિતારૂપ સાધુ મુનિરાજે છોડાવવા ઘણા યત્નો અને પ્રેરણાઓ

કરી છતાં તે સર્વવિરતિ સ્વીકારવા રૂપ પૂર્ણ અહિંસાનો નિયમ લેવા તૈયાર થયો નહી. પિતાતુલ્ય ગુરુમહારાજ છએ કાયની હિંસાથી વિરતિ કરાવવા ઇચ્છે છે પણ રાજા જેવો ગૃહસ્થ તે છોડી શકતો નથી. છેલ્લે મોટા દિકરારૂપ ત્રસકાયના વધ (સ્થૂલ હિંસા) ને છોડવા તૈયાર થયેલ છે, એટલે સ્થૂલ હિંસાથી અટકવાની વિરતિ સ્વીકારે છે. ને તે પ્રમાણે પાળે છે. આમ થવાથી પિતાતુલ્ય મુનિરાજ સ્વયંના આત્માને કૃતાર્થ માને છે. જેમ તે શેઠની પોતાના પાંચ પુત્રોના વધમાં જરા જેટલીય અનુમતિ નથી તેમ સાધુમહારાજોને પાંચ સ્થાવરોની હિંસામાં અનુમતિ હોતી નથી-લાગતી નથી. એટલું જ નહીં પણ વ્રત લઈને સંકલ્પથી સ્થૂલજીવોની હિંસામાંથી જેટલો નિવૃત્ત થાય તેના નિમિત્ત-કારણ થવાથી તે મુનિરાજને એટલો જ કુશલાનુબંધ થાય.

હવે ત્રસજીવ એટલે બેઇંદ્રિયથી પંચેંદ્રિય સુધીના સમજવા. જ્યારે ત્રસજીવનું આયુષ્ય પૂર્ણ થાય, ત્રસપણાની કાયસ્થિતિ (જઘન્ય અંતર્મુહૂર્ત અને ઉત્કૃષ્ટથી બે હજાર સાગરોપમની છે તે) પણ ક્ષીણ થાય. પછી ત્રસ સંબંધી આયુ પૂર્ણ થાય, તથા બીજા પણ ત્રસત્વ યોગ્ય કર્મોનો નાશ થાય ત્યારે જીવ ત્રસપણું ત્યજી પાછો સ્થાવરપણામાં આવે છે. તે સ્થાવરપણાનું આયુષ્ય-કાયસ્થિતિ (જઘન્ય અંતર્મુહૂર્ત ઉત્કૃષ્ટ અનંત કાળની છે.) તેમાં અસંખ્ય પુદ્ગલ પરાવર્તકાળ વ્યતીત થઇ જાય પછી સ્થાવરપણાની કાયસ્થિતિના અભાવે-તથાપ્રકારના સામર્થ્યના લીધે ત્રસપણામાં પાછો ઉત્પન્ન થાય. ત્રસપણામાં પ્રત્યેક આદિ નામકર્મથી યુક્ત થાય છે. ત્રસપણામાં ઉત્કૃષ્ટી ભવસ્થિતિ તેત્રીસ સાગરોપમની છે. આમ સ્થાવરોથી ત્રસજીવો સાવ અલાયદા-જુદા છે. તેથી જ શ્રાવકોએ ત્રસજીવોની હિંસાથી વિરતિ સ્વીકારેલી છે. સ્થાવરની હિંસાથી નિવૃત્તિ કરી નથી. તમે જ નાગરિકનું દૃષ્ટાંત આપ્યું તે ઘટિત થતું નથી કારણ કે જેનામાં નગર સંબંધી વ્યવહાર અને ધર્મ હોય તે નગર બહાર કે અરણ્ય-ઉદ્યાનમાં હોય તો પણ તે નાગરિક જ છે. જવા-આવવાં માત્રથી નગરના ધર્મનો તે ત્યાગ કરતો નથી. અને જો તે સર્વથા ત્યાગ કરે તો નાગરિક કહેવાય નહીં. તેમ અહીં ત્રસજીવ પણ જ્યારે સ્થાવરપણાને પામે છે, ત્યારે તે જુદો જ કહેવાય છે તેથી તેની કોઈ કારણે હિંસા થાય તો શ્રાવકને તેના વ્રતનો ભંગ થતો નથી. (આ વિષયનો શ્રી સુયગડાંગસૂત્રની દીપિકામાં વિસ્તાર છે.) આ વ્રત પરમાર્હત કુમારપાળ મહારાજાએ મુખ્ય ભાંગાથી અંગીકાર કર્યું હતું. તેમનો પ્રબંધ આ પ્રમાણે છે.

### પ્રથમ અણુવ્રતે કુમારપાળભૂપાળ કથા

એકવાર કલિકાલસર્વજ્ઞ શ્રી હેમચંદ્રસૂરીશ્વરજી મહારાજે રાજા અને રાજપુરુષોથી ભરેલી રાજસભામાં કહ્યું કે,

धर्मो जीवदयातुल्यो, न क्वापि जगतीतले।
तस्मात् सर्वप्रयत्नेन, कार्या जीवदया नृभिः ॥१॥

गोपो बब्बूलशूल्यग्रे, प्रोतयूकोत्थपातकात् ।
अष्टोत्तरशतवारान् शूलिकारोपणान्मृतः ॥२॥

આ પૃથ્વીતલ ઉપર જીવદયા જેવો ઉત્તમધર્મ ક્યાંય નથી. માટે માણસે સંપૂર્ણ-સર્વ પ્રયત્ન પૂર્વક પ્રાણીની દયા પાળવી જોઈએ. કોઈ ગોવળીયાએ માથામાંથી નિકળેલી જુને બાવળની શૂળમાં પરોવી દીધી તેના પાપથી તે ગોવળીઓ એકસો ને આઠ ભવ સુધી શૂળીએ ચડીને અકાળ મૃત્યુ પામતો રહ્યો.

ઇત્યાદિ શ્રી હેમચંદ્રાચાર્યજીનો ઉપદેશ સાંભળી રાજા કુમારપાળે પહેલું પ્રાણાતિપાતવિરમણવ્રત લઈ પોતાના અઢારે દેશમાં અમારી (અહિંસા)ની ઘોષણા કરાવી તથા બીજા દેશોમાં પ્રેમથી કે બળ વાપરીને પણ અમારી પળાવી. પોતાના અઢાર લાખ ઘોડાં, અગ્યારસો હાથી, એંશી હજાર ગાયો તથા પચાસ હજાર ઊંટોને ગાળીને જ પાણી પીવરાવવાની પાકી વ્યવસ્થા કરી.

રાજા કુમારપાળ એકવાર કાઉસ્સગ્ગ ધ્યાનમાં ઉભા હતા ત્યાં તેમના પગે મકોડો કરડીને ચોંટી ગયો. પાસે રહેલાં સેવકોએ તેને પગથી ઉખેડવા યત્ન કર્યો પણ મકોડો તો બરબર ચામડી બટકાવી ચીટકી બેઠો હતો. રાજાએ જાણ્યું કે મકોડાને દૂર કરતાં તેને કિલામણા થશે માટે કાતર મંગાવી મકોડાએ મોઢામાં પકડેલી ચામડીનો ભાગ કાપી બાજુમાં મૂકી. રાજાનું ધૈર્ય અને જીવો પરની દયા લોકો જોતાં જ રહી ગયા.

ચોમાસામાં જીવવિરાધનાથી બચવા માટે પોતેજ નગર બહાર ન જવાનો નિયમ લીધો હતો.

એકવાર શ્રી હેમચંદ્રસૂરિજીએ પુરાણાદિ લૌકિકગ્રંથોમાં પણ પાણી ગળીને વાપરવાનું કહ્યું છે અને તેનું શું માહાત્મ્ય છે તે બતાવતાં કહ્યું;

त्रैलोक्यमखिलं दत्वा यत्पुण्यं वेदपारगे ।
ततः कोटिगुणं पुण्यं वस्त्रपूतेन वारिणा ॥१॥

ग्रामाणां सप्तके दग्धे, यत्पापं जायते किल ।
तत् पापं जायते राजन्, नीरस्यागलिते घटे ॥२॥

संवत्सरेण यत्पापं, कैवर्तस्येह जायते ।
एकाहेन तदाप्नोति, अपूतजलसंग्रही ॥३॥

यः कुर्यात् सर्वकार्याणि, वस्त्रपूतेन वारिणा ।
स मुनिः स महासाधुः स योगी स महाव्रती ॥४॥

म्रियंते मिष्टतोयेन, पूतराः क्षारसंभवाः ।
क्षारतोयेन मिष्टानां न कुर्यात् संकुलं ततः ॥५॥

અર્થ :- વેદના પારગામી બ્રાહ્મણને સમગ્ર વિશ્વનું દાન કરવાથી જે પુણ્ય થાય તેના કરતાં કરોડગણું પુણ્ય, વસ્ત્ર ગળેલું પાણી વાપરતારને થાય છે. સાતગામ બાળવાથી જે પાપ થાય તે અણગળપાણીનો ઘડો રાખવા-વાપરવાથી થાય છે. માછલાં મારનારને એકવર્ષમાં જેટલું પાપ લાગે તેટલું પાપ એક દિવસમાં ગળ્યા વિના જળસંગ્રહ કરનારને લાગે છે જે ગળેલા પાણીથી સર્વક્રિયા કરે છે તે મુનિ છે, મહાસધુ છે, તે યોગી અને મહાવ્રતી છે. ખારા પાણીમાં ઉત્પન્ન થયેલા પૂરા ( પોરા ) મીઠા પાણીમાં અને મીઠા પાણીમાં પેદા થયેલા પૂરા ખારા પાણીમાં મરી જાય છે. માટે તે પાણીથી પાણી કે ગરણા ભેગાં-સંકુલ કરવા જોઈએ નહીં.

પુરાણાદિમાં પણ અર્હત્ વાણી પ્રતિષ્ઠિત જાણી કુમારપાળને અતિ આનંદ થયો. તેણે તે શ્લોકની ઘણી નકલો લખાવી ગામડે ગામડે ને શહેરે શહેરે પોતાના માણસો મારફત જીવદયા માટે મોકલાવી. શ્રી કુમારપાળ મહારાજાને જીવદયા એટલી વસી ગઈ હતી કે તે માટે તેણે મોટી સંખ્યામાં ગુપ્તચર રાખ્યા હતા, જેઓ ઝીણવટથી ધ્યાન રાખતાં અને લોકવ્યવહારમાં જરાક પણ હિંસા જોતાં કે તરત ન્યાયસભામાં હિંસા કરનારને ઉપસ્થિત કરતા. એવડા મોટાં રાજ્યમાં ગુપ્તચરો મોટી સંખ્યામાં પથરાયેલા હતા. એકવાર કોઈ મહેશ્વર નામના વણિકના વાળમાંથી તેની પત્નીએ જુ કાઢી હથેળીમાં આપી. વણિકે તરત અંગૂઠાના બે નખ વચ્ચે પીસી મારી નાંખી. ગુપ્તચરે તરત તેના બંને હાથ પકડી મરી ગયેલી જુ સાથે તેને રાજ્યસભામાં ઉભો કર્યો. રાજાએ પૂછયું 'શેઠ મોટાં કુળમાં અવતરી સામાન્ય માણસ જેવી ચેષ્ટા તમે કેમ કરી ? શેઠે કહ્યું 'રાજા એ મારું લોહી પીતી હતી.' સાંભળી રાજા ક્રુદ્ધ થઈ બોલ્યા 'અરે કેવી દુષ્ટતા ? વાળ જૂને રહેવાનું સ્થાન છે. એક તો એને સ્થાનભ્રષ્ટ કરી અને પાછી મારી પણ નાખી ? ખબર છે આ અન્યાયની શી સજા મળે ? જીવહિંસાના માઠા પરિણામથી ડર ન લાગ્યો પણ મારી આજ્ઞાભંગનો ભય પણ ન લાગ્યો ? ઈત્યાદિ ઘોર તિરસ્કાર અને રાજાની ભીષણ આકૃતિ જોઈ શેઠ સમજી ગયો કે આ હિંસાનું ફળ અહિં જ ભોગવવાનો સમય આવી ગયો છે. તે થથરવા ને પ્રાણની ભીખ માંગવા લાગ્યો. રાજા તો અંતઃકરણથી દયાળુ હતા. તેમણે કહ્યું 'જાવ હવે. ફરી આવું ન કરતાં. આ પાપના પ્રાયશ્ચિત્તરૂપે તમારે તમારી બધી મૂડી ખર્ચી એક જિનપ્રાસાદ કરાવવો અને તેનું 'યૂકાવિહાર' નામ રાખવું. જેથી સહુ કોઈ જીવવધના પાપથી સાવચેત રહે. મહેશ્વર શેઠે તે પ્રમાણે કરવું માન્ય કર્યું. શ્રી કુમારપાળ રાજા માટે કહેવાયું છે કે—

अमारिकरणं तस्य, वर्ण्यते क्किमतः परम् ।
द्यूतेपि कोपि यन्नोचे मारीरित्यक्षरद्वयम् ॥१॥

અર્થ:-તે કુમારપાલભૂપાલની અ-મારીનું અમે શું વર્ણન કરીયે ? એના રાજ્યમાં દ્યૂતક્રીડા કે સોગઠીની રમતમાં પણ આ સોગઠી ( કૂકરી ) મારી, એમ સોગઠી માટે

પણ મારી એવા બે અક્ષરો પણ કોઇ બોલી શકતું નહી. તો પછી માણસને તો મારીશ–કે માર કહી જ કોણ શકે?

એકવાર રાજાએ 'હિંસાના કારણભૂત સાત વ્યસનો છે' એમ ચિંતવી માટીના માણસોની સાત આકૃતિ તૈયાર કરાવી. તેમના મુખે મષી ચોપડી તેમને ગધેડે બેસાડી તેમની આગળ હલકા વાજિંત્રો–ફૂટેલાં ઢોલ વગડાવી નગરના ચોર્યાસી ચોટે ફેરવ્યા. મારણ–તાડણ પૂર્વક તિરસ્કાર કરી તે સાતે પુતળા પોતાના નગરમાંથી જ નહી દેશમાંથી પણ બહાર કાઢયાં. લોકોને સમજાવ્યું કે સર્વ અનર્થનું મૂળ વ્યસનો છે તે સાતે વ્યસનોને આપણે કાઢી મૂકયાં છે. આ જાણી જનતા સ્વસ્થ થઈ, પાપથી દૂર અને ધર્મમાં સાવધાન થઈ. શ્રી કુમારપાળ મહારાજાના આત્મામાં તાણા–વાણાની જેમ જીવદયા વણાઇ ગઈ હતી. તેના વૃત્તાંતો શ્રી જિનમંડનસૂરિજી રચિત કુમારપાલ ચરિત્રમાંથી જાણી શકાય છે.

શ્રી કુમારપાલ મહારાજાની કથાનો મહિમા વચનાતીત છે. જેણે સ્વયં દયાવ્રત સ્વીકારી જગતને દયામય બનાવ્યું.

(આજે પણ ગુજરાત, સૌરાષ્ટ્ર, કચ્છ, મારવાડ, મેવાડ, માળવા આદિ દેશોમાં જે અહિંસાની પ્રતિષ્ઠા દેખાય છે. બીજા દેશોની અપેક્ષાયે ત્યાં દયાની લાગણી અને ત્યાંની પ્રજા શાકાહારી દેખાય છે એ શ્રી હેમચંદ્રાચાર્ય ભગવંત અને કુમારપાળ મહારાજાનો પ્રતાપ છે.)



## ૬૩. મુનિની અપેક્ષાએ શ્રાવકની દયા (સવા વિશ્વા)

પૂજ્ય પુરુષોએ પહેલા (દયા) વ્રતમાં ગૃહસ્થ શ્રાવકોને મુનિની અપેક્ષાએ સવા-વિશ્વા દયા જણાવેલી છે, વધારે નહી.

સવા વિશ્વા દયા પૂર્વાચાર્યોએ આ પ્રમાણે બતાવી છે.

थूला सुहुमा जीवा संकप्पारंभओ भवे दुविहा ।
सावराह–निरवराहा, साविक्खा चेव निरविक्खा ॥

અર્થઃ-સ્થૂલ અને સૂક્ષ્મ એ પ્રકારના જીવો સંકલ્પ અને આરંભ એમ બે પ્રકારે હણાય છે. તે જીવો અપરાધી તેમજ નિરપરાધી હોઇ તેમના બે પ્રકાર તથા તેમની હિંસા પણ સાપેક્ષ અને નિરપેક્ષ એમ બે પ્રકારે થતી હોય છે. તેની સમજણ નીચે પ્રમાણે છે.

પ્રાણી સ્થૂલ અને સૂક્ષ્મ બે પ્રકારે હોઇ તેમની હિંસા પણ બે પ્રકારની થઇ. સ્થૂલ એટલે ત્રસ (હાલે ચાલે તે) અને સૂક્ષ્મ એટલે (હાલી ચાલી ન શકે તે, વૃક્ષાદિ)

એકેન્દ્રિય જીવો. સૂક્ષ્મ જીવો પૃથ્વીકાય આદિ પાંચ પ્રકારે છે. તે પણ લોકમાં વ્યાપીને રહેલા સૂક્ષ્મ નામકર્મોદયવાળા જીવો સમજવાના નથી, કારણ કે તેનો વધ કોઇ કરી શકે નહી, આયુષ્યના ક્ષયે પોતાની મેળે જ તેમનું મૃત્યુ થાય. તે જીવો સંબંધી અવિરતિજન્ય પાપબંધ થાય પણ હિંસાજન્ય પાપબંધ થાય નહી.

સાધુમુનિરાજો બંને પ્રકારના જીવોની હિંસાથી વિરત છે, તેથી તેઓને વીશ વિશ્વાની દયા હોય છે. ગૃહસ્થને તો માત્ર સ્થૂલજીવના વધથી નિવૃત્તિ છે. કારણ કે પૃથ્વી, જળ આદિનો સદાકાળ આરંભી છે, તેથી દસવિશ્વા ઓછા થયા. સ્થૂલજીવવધ પણ બે પ્રકારે છે, સંકલ્પથી ને આરંભથી. તેમાં સંકલ્પથી એટલે 'આને હું મારું' એવા મનના સંકલ્પથી તે બચી શકે છે, પણ આરંભથી તો નિવૃત્ત થઈ શકતા નથી. તેથી આરંભ ( ખેતી–મકાન ) કરતાં ત્રસજીવોનો ઘાત થાય છે. પોતાના અને પરિવારજનોના નિર્વાહકાર્યમાં પણ ત્રસજીવનો ઘાત થાય છે, એટલે દસવિશ્વામાંથી પાંચ ગયાં એટલે બચ્યા પાંચ. હવે સંકલ્પથી થતી ત્રસજીવની હિંસામાં પણ અપરાધી અને નિરપરાધી જીવવિશેષે બે ભેદ થયા. તેમાં નિરપરાધીની હિંસાથી તે નિવૃત્ત થઈ શકે પણ અપરાધીના મોટા અપરાધે વધ સુધીનો સંકલ્પ કરે એટલે પાંચમાંથી અડધી દયા ગયે અઢી વિશ્વા રહી. તે નિરપરાધીની હિંસાના ત્યાગમાં પણ બે પ્રકાર છે. અપેક્ષા અને નિરપેક્ષા. ગૃહસ્થ નિરપેક્ષ હિંસાથી અટકે પણ સાપેક્ષહિંસાથી નિવૃત્ત થઇ શકતો નથી. એટલે નિરપરાધી પાડા, બળદ, ઘોડા, આદિ ભારવાહીને તેમજ પ્રમાદી કે કુછંદી પુત્રાદિને સાપેક્ષપણે વધ–બંધનાદિ કરે છે તેથી અઢીમાંથી અડધી દયા જતાં સવાવિશ્વા–સવાવસો દયા શેષ રહે છે. માટે ગૃહસ્થને સવાવસાની કહેલી છે.

આ પ્રમાણે શ્રાવકનું પ્રથમ અણુવ્રત છે. તેના પાંચ અતિચારો જાણી ને ત્યાગવાં જોઇએ.

(૧) ક્રોધાદિ કારણે આકરાં બંધને પશુઆદિને બાંધવાં, (૨)તેમના કાન વગેરે અવયવો છેદવાં, (૩) તેની શક્તિ કરતાં વધારે ભારનું આરોપણ કરવું, (૪) પ્રહાર કરવો (૫) તથા આહારપાણીનો નિરોધ કરવો આ પાંચ અતિચાર પહેલા અણુવ્રતના છે. તેનું વિવેચન કરતાં ગ્રંથકાર લખે છે કે— દોરડાં આદિના ગાઢબંધનથી પશુઆદિને કે મનુષ્યને બાંધવાં. પુત્રાદિને વિનયાદિ શિખવવા કે કોઇ શિક્ષાદિ દેવા બાંધવા. તેમાં પ્રબલ કષાયથી જે બંધન તે પહેલો અતિચાર છે. શરીરની ત્વચા કે કાન વગેરેનો ક્રોધથી છેદ કરવો તે બીજો અતિચાર છે. ક્રોધ કે લોભવશે પ્રમાણથી વધારે બોજો–ભાર મનુષ્ય કે ઊંટ–ગધેડાદિ જાનવર પર લાદવો તે ત્રીજો અતિચાર. ક્રોધાદિથી નિર્દય થઇ લાકડી, ચાબુક આદિનો પ્રહાર કરવો તે ચોથો અતિચાર અને ક્રોધાદિકથી આહારપાણી કે ઘાસ–ચારાદિનો નિરોધ કરવો–સમયે ન આપવાં એ પાંચમો અતિચાર છે.

અહીં કોઇને શંકા થાય કે પહેલાવ્રતમાં આ અતિચાર કેવી રીતે લાગે ? વ્રત

લેતાં વધ-બંધન આદિનો ત્યાગ તો કર્યો નથી આનાથી વ્રતને કાંઈ લાગતું-વળગતું નથી. તો પછી અતિચાર વળી કેમ કરી થાય? તેનું સમાધાન કરતાં જણાવે છે કે 'મુખ્યતાએ તો પ્રાણાતિપાત (હિંસા)નો જ ત્યાગ કર્યો છે. તાડન-બંધનનો ત્યાગ નથી કર્યો, પણ પરમાર્થથી તો તેનો ત્યાગ કરેલ છે જ. કારણ કે વધ-બંધનાદિ પ્રાણાતિપાતના કારણો જ છે.' તો પાછી શંકા થાય છે કે 'જો તે વધ આદિ હિંસાના કારણ છે તો તે રીતે જ વ્રત પાળવું જોઈએ. અને તેમ વ્રત ન પાળ્યું-તાડન-બંધ ન કર્યું તો વ્રતનો જ ભંગ થવો જોઈએ, અતિચાર શા માટે?' એના ઉત્તર આપતાં ગ્રંથકાર કહે છે કે 'ભાઈ! વ્રત બે પ્રકારે પળાય છે-આંતરિકવૃત્તિથી અને બાહ્યવૃત્તિથી. જ્યારે વ્રતી ક્રોધાદિકને વશ થઈ પ્રહારાદિની પ્રવૃત્તિ કરે છે ત્યારે દયાનો નાશ થતાં અંતરવૃત્તિથી વ્રતભંગ થાય છે, પણ સામાનું આયુષ્ય બળવાન્ હોઈ-તેનું મરણ નહીં થવાને કારણે બાહ્યવૃત્તિથી વ્રત પાળ્યું ગણાય. તેથી કાંઈક ભાંગ્યું ને કાંઈક ન ભાંગવાં જેવું ભંગાભંગરૂપ અતિચાર ગણાય છે. અન્યત્ર કહેવામાં આવ્યું છે કે 'મારે જીવવધ કરવો નહીં' એવાં વ્રતવાળાંને-સામો મરે નહીં તો અતિચાર કેમ લાગે? એવી એવી શંકાનો ઉત્તર આપતાં જણાવે છે કે 'જે ક્રોધ કરી પ્રહારાદિ કરે તે વખતે તે વ્રત-નિરપેક્ષ થઈ જાય છે, વ્રતનો જરાય ખ્યાલ રહેતો નથી, આ સ્થિતિમાં જીવ મરતો નથી માટે જ નિયમ અખંડ રહે છે, બાકી નિર્દયતાએ વ્રતને કયારનું પૂરું કરી નાંખ્યું હતું, એટલે દેશથી વ્રતભંગ ને દેશથી વ્રતપાલન થયું હોવાથી પૂજ્ય પુરુષો તેને (પ્રહારાદિને) અતિચાર ગણે છે.' અર્થાત્ આ અતિચારો સારી રીતે સમજી લેવાં ને તે ન લાગે-ન આચરાય તે રીતે વ્રતપાલનમાં પ્રયત્નશીલ રહેવું-જેમ કુમારપાળ મહારાજા વ્રત પાળતાં હતાં—

એકવારની વાત છે. કલિકાલસર્વજ્ઞશ્રી હેમચંદ્રસૂરીશ્વરજી મહારાજ પાટણ પધાર્યા હતા. તેમનો પ્રવેશોત્સવ ઉદયનમંત્રીએ ખૂબ ધામધૂમપૂર્વક કર્યો હતો. બહુ મોટો વર્ગ પ્રવચન સાંભળી પ્રભાવિત થયો હતો. મંત્રી આચાર્યદેવની સેવા કરતાં વાત કરી રહ્યા હતા. વાતમાં ને વાતમાં મંત્રીએ આચાર્યશ્રીના મુખે જાણ્યું કે નવી રાણીના મહેલે કાંઈક આપત્તિ આવવાની છે. તેથી મહેલમાં આવી મંત્રીએ રાજાને ચેતવી દીધાં કે તમે આજે નવી રાણીના મહેલે ન જાશો. રાજાએ હાસ્ય કરતાં વચન માન્યું. તે જ રાત્રિએ અચાનક વાદળાં ચડી આવ્યાં ને જોર-શોરથી ગાજવીજ થવા લાગી. મેઘાડંબરે બીહામણું રૂપ કર્યું ને નવી રાણીના મહેલ પર વિજળી ત્રાટકી. રાણી મરી ગઈ ને મહેલ બળીને ખાક થઈ ગયો. રાજપરિવામાં હાહાકાર મચી ગયો ને રાજા આશ્ચર્યમાં ડૂબી ગયો. તેણે કહ્યું, ઉદામહેતાને હમણાં જ બોલાવો. મંત્રી આવ્યા. 'નવી રાણીના મહેલની અવદશાના એંધાણ કયાંથી લાવ્યા હતા, મહેતા! ખરું કહેજો' રાજાએ પૂછ્યું. મંત્રીએ બધી વાત કહી બતાવી શ્રી હેમચંદ્રાચાર્ય આવ્યા છે જાણી રાજા આનંદિત થયો

અને રાજસભામાં પધરામણી કરવા મંત્રી દ્વારા વિનતિ કરી. સમયે શ્રી હેમચંદ્રાચાર્ય રાજસભામાં પધાર્યા.

રાજા ઉભો થઇ તેમના ચરણુમાં બાળકની જેમ ઢળી પડીને બોલ્યો 'ભગવન્! હું કયા મોઢે આપની સામે જોઉં ને બોલું. આપ અહીં પધાર્યા તેની જાણુ પણુ હું મેળવી શકયો નહી ત્યારે આપે ખંભાતમાં રાજ્યપુરુષોથી અને અહીં વીજળીના પાતથી એમ બબ્બે વાર મૃત્યુથી ઉગાર્યો છે. હવે તો એક જ વાત મેં નક્કી કરી છે કે આપ આ મારૂં રાજ્ય સ્વીકારો ને મને અનૃણી કરો.' આચાર્યશ્રીએ પ્રસન્નવદને કહ્યું 'ભલા રાજા! અમારે રાજ્ય શા કામનું? હા, જો તમે કૃતજ્ઞ થઇ કંઇ કરવાની ઇચ્છા રાખતા હો તો તમારા તન-મન-ધનને શ્રી જિનધર્મની આરાધનામાં જોડો. કારણુ કે આ તમારા જીવને ઘર, સ્ત્રી, પુત્રાદિ પરિવાર, દાસદાસી, હાથી-ઘોડા-સોના-રૂપા ને રત્નોની ખાણુ મળવી સુલભ છે, પણુ નિર્મળ તત્ત્વરુચિ થવી કઠીન છે.'

ઈત્યાદિ આચાર્ય મહારાજની પ્રૌઢી અને નિઃસ્પૃહતા જોઈ અતિ-આદરવાન બનેલા રાજાએ વિનંતિ કરી કે મને પ્રતિદિન ઉપદેશ આપવા કૃપા કરશો તો આર્હત્ ધર્મનું મને જ્ઞાન થશે ને મારી પ્રજ્ઞામાં પ્રકાશ પૂરાશે. પછી તો રાજા કુમારપાળની રાજસભાએ ધર્મસભાનું રૂપ લીધું. કલિકાલસર્વજ્ઞની સર્વતોમુખી પ્રતિભાએ પ્રકાંડ અભ્યાસી ને વિદ્વાનો પર જબ્બર આકર્ષણુ કર્યું. રાજા પોતે પણુ જિજ્ઞાસુ થઇ સમાધાન મેળવે. અકાટ્ય યુક્તિ અને તર્કબદ્ધ લાલિત્યમય ધર્મ ઉપદેશ સાંભળી સહુ મુગ્ધ બની જતા. ઘણા ચંચળ બ્રાહ્મણો પોતાનો મત સ્થિર-સ્થિત કરવા પ્રયત્ન કરતા. ને જ્યાં હેમચંદ્રાચાર્ય બોલવા લાગતા કે તેમની ગોઠવેલી યુક્તિઓ વંટોળમાં તણુખલાની જેમ ઉડી જતી. એક દિવસ રાજાએ પૂછ્યું 'સર્વધર્મમાં શ્રેષ્ઠ ધર્મ કયો?' આચાર્યશ્રી બોલ્યા આ બાબત ભોજરાજા પાસે સરસ્વતી દેવીએ જે શ્લોક કહ્યો છે તે ખરેખર અવધારણુ કરવા યોગ્ય છે. તેમાં જણાવ્યું છે કે 'સૌગત-બૌદ્ધ સાંભળવા જેવા છે, આર્હત્- જૈનધર્મ આચરવા જેવો છે. વૈદિકધર્મ વ્યવહારોપયોગી છે. પરમશિવમત ધ્યાન ધરવા ઉપયોગી છે,' રાજાએ ફરી પૂછ્યું 'ભગવન્! યજ્ઞમાં હોમાયેલા વનસ્પતિ, ઔષધિ, પશુ અને પક્ષી પરભવમાં શ્રેષ્ઠ-ઉન્નત સ્થાન અને અભ્યુદય પામે છે, આ વેદવિહિત હિંસા ધર્મનું કારણુ છે. આપ તો પરમ અહિંસક છો. આમાં આપનું શું કથન છે?' સૂરજીએ કહ્યું 'રાજા! આ વિધાન સાચું નથી.'

સ્કંદપુરાણુના અઠ્ઠાવનમા અધ્યયનમાં ચોક્ખું લખ્યું છે કે 'વૃક્ષોનું છેદન કરી, પશુઓની હત્યા કરી, લોહીનો કાદવ કરી અને અગ્નિમાં તેલ, ઘી, અનાજ અને ઔષધો બાળીને સ્વર્ગ મેળવવાની વાત આશ્ચર્યમય છે. સ્મૃતિના ફરમાન મુજબ પશુઓ યજ્ઞ માટે જ સર્જાયાં છે તો સ્માર્ત ધર્માવલંબીઓ તેમનો શિકાર કરતા ને માંસ ખાતા રાજાઓને કેમ રોકતા નથી? જો બ્રહ્માએ યજ્ઞને અર્થે પશુઓનું નિર્માણુ કર્યું છે, તો વાઘ-વરુ-દીપડાં આદિને શા માટે હોમતા નથી. શું તેના દેવ તુષ્ટ નહી થાય?

હે રાજા! અહિંસાથી જ ધર્મની પ્રાપ્તિ થાય, તે હિંસાથી કેવી રીતે મળી શકે? જળમાં ઉપજનાર કમળો આગમાંથી કેમ કરી મળે? બ્રહ્મપુરાણમાં કથન છે કે 'પ્રાણીની હિંસા કરનાર માણસ ગમે તેટલાં વેદ ભણે, ગમે તેવા મોટા દાન આપે, મોટા ઘોર તપ કરે કે મહાન યજ્ઞો કરે-કરાવે બધું વ્યર્થ છે, કેમકે હિંસકને કદી સદ્‌ગતિ સાંપડતી નથી.' સાંખ્યમતવાળા કહે છે;

षट्त्रिंशदंगुलायामं विंशत्यंगुल–विस्तृतम् ।
दृढं गलनकं कार्यं, भूयो जीवान् विशोधयेत् ॥

અર્થ:–છત્રીશ આંગળ લાંબુ, વીશ આંગળ પહોળું એવું ગરણું રાખી પાણી ગળવું અને ફરી ફરી જીવોની રક્ષા કરવી. લીંગપુરાણમાં આમ કહ્યું છે;

ત્રીશ આંગળ લાંબુ ને વીશ આંગળ પહોળું વસ્ત્ર બેવડું કરી તેનાથી પાણી ગાળીને પીવું. ગરણામાં આવેલા જીવોને પાછા પાણીમાં સાવધાની પૂર્વક સ્થાપે, આવું પાણી પીનાર ઉત્તમ ગતિને પામે છે. ઉત્તરમીમાંસામાં પણ જણાવ્યું છે કે—

लूतास्यतंतुगलिते ये बिन्दौ संति जन्तवः ।
सूक्ष्मा भ्रमरमानास्ते नैव मांति त्रिविष्टपे ॥

અર્થ:–કરોળીયાના મુખમાંથી ગળી તાંતણારૂપે પડેલા એક બિંદુમાં જે સૂક્ષ્મ જીવો રહેલા છે, જો તેમના શરીર ભમરા જેવડા થાય તો ત્રણે લોકમાં ન સમાય. (જો કરોળીયાની લાળમાં–જે મુખમાંથી તાજી જ પડેલી છે, તેમાં આટલા જીવ હોઈ શકે તો, પાણીમાં હોવા સ્વાભાવિક છે.) મીમાંસામાં જ લખ્યું છે કે—

कुसुंभ–कुंकुमाम्भोवन् निचितं सूक्ष्म–जंतुभिः ।
तद्दृढेनापि वस्त्रेण शक्यं न शोधितं जलम् ॥

જેમ કુસુંભનું કે કુંકુમનું પાણી તેના કણોથી વ્યાપ્ત હોઈ તે રંગવાળું થઈ જાય છે ને કપડાથી ગળવા છતાં તે પાણી પાછું સ્વચ્છ થતું નથી તેમ આ પાણી પણ સૂક્ષ્મ જંતુઓથી વ્યાપ્ત હોય છે જાડાગરણાથી પણ તે જીવોથી જળને શોધિત (રહિત) કરવું શકય નથી.

આમ વર્તમાન સર્વ ધર્મશાસ્ત્રોના પ્રમાણો પૂર્વક શ્રી હેમચંદ્રસૂરિજીએ રાજાને કહ્યું 'દયા વિના ધર્મનું અસ્તિત્વ કલ્પવું પણ શકય નથી. માટે રાજા, ભ્રાંતિ છોડી દયામય ધર્મમાં સ્થિર થાવ.' આ સાંભળી દયાના મહિમાને સમજતા રાજાએ ફરી પૂછ્યું 'ભગવન્! આપનું જ્ઞાન અગાધ ને જીવન અતિ ઉન્નત છે. તો લોકો એમ કહે છે કે 'વેદબાહ્ય હોઈ જૈનો નાસ્તિકો છે?' કોઈ ને કાંઈ પણ કહેવું તે આપણી સમજણ પર આધારિત છે. કોઈ તમારા કે મારા માટે આપણે હોઈએ તેથી અનુકૂળ વિપરીત આપણને કહે, તેમ બની શકે. ખરી વાત તો એ છે કે જયાં જેનો સ્વાર્થ

હણાય ત્યાં માણસ વિપરીત બોલવા લાગે, વેદો કર્મમાર્ગના પ્રવર્તક છે અને જૈનો નિષ્કર્મમાર્ગને અનુસરનારા છે. તેઓ વેદને પ્રામાણ્ય કેમ કરી આપે? ઉત્તર મીમાંસામાં કહ્યું છે કે 'વેદ, અવેદ છે. લોક અલોક છે અને યજ્ઞ તે અયજ્ઞ છે. કેમકે વેદમાં અવિદ્યા કહેલી છે. વળી રુચિપ્રજાપતિસ્તોત્રમાં પુત્ર પિતાને પૂછે છે કે 'હે તાત! વેદમાં કર્મમાર્ગ તો અવિદ્યારૂપ છે, તો પછી મને કર્મમાર્ગનો ઉપદેશ શા માટે આપો છો?' રાજા, જો વેદમાં થોડી પણ દયા કહેલી છે. તેથી તે પ્રમાણ લેખાય તો સર્વ શાસ્ત્રસંમત પરિશુદ્ધ દયાના પ્રતિપાળ જૈનો વેદબાહ્ય કેવી રીતે કહી શકાય? પુરાણમાં જણાવ્યું છે.

सर्वे वेदा न तत्कुर्युः सर्वे यज्ञाश्च भारत ।
सर्वे तीर्थाभिषेकाश्च यत्कुर्यात् प्राणिनां दया ॥

અર્થ:- હે યુધિષ્ઠિર! પ્રાણિની દયા જે (કલ્યાણ) કરે છે તે બધા વેદો, સર્વ-યજ્ઞો અને સકલતીર્થના અભિષેકો પણ કરી શકતા નથી.

આમ નિરંતર ગુરુ મહારાજના સંસર્ગે જ્ઞાન-બોધ ઉપલબ્ધ થતા રાજાને જિન-ધર્મની વાસ્તવિકતા સમજાવા લાગી. ધીરે ધીરે પોતાના સંશય પૂછીને તેનું નિરાકરણ કરવા લાગ્યો. જેમ જેમ ગુરુ મહારાજને પાસેથી નિહાળવા લાગ્યો તેમ તેમ તેમની સર્વતોમુખી પ્રતિભાના દર્શન તેને થવા લાગ્યા. એકવાર રાજાએ પૂછ્યું; 'દયાળ, લોકો કહે છે કે 'જૈનો, પ્રત્યક્ષ દેવ જેવા આ સૂર્યનારાયણને પણ નથી માનતા.'

પ્રસન્નવદને સુવર્ણવાન હેમચંદ્રસૂરીશ્વરજીએ કહ્યું 'રાજા, માત્ર હાથ જોડવાથી કે માથું નમાવવાથી જ માનવા ન માનવાનું માપ કાઢવું તે ઉચિત નથી. વસ્તુની વાસ્તવિકતાની જાણ થાય ત્યારે તેને તે રીતે માનવામાં આવે જ. વસ્તુના સ્વરૂપનો બોધ થયા પછી માનવા ન માનવાનો પ્રશ્ન જ ઉદ્ભવતો નથી. જુઓ, સ્કંદપુરાણમાં રુદ્રપ્રણીત કપાલમોચનસ્તોત્રમાં સૂર્યની સ્તુતિ આ પ્રમાણે કરવામાં આવી છે.

त्वया सर्वमिदं व्याप्तं ध्येयोऽस्ति जगतां रवे ।
त्वयि चास्तमिते देव! आपो रुधिरमुच्यते ॥१॥
त्वत्करैरेव संस्पृष्टा आपो यांति पवित्रताम् ॥

અર્થ:-હે સૂર્યદેવતા! તમારાથી અખિલ જગત વ્યાપ્ત છે, તમે જગતમાં ધ્યેય છો-ધ્યાન ધરવાને યોગ્ય છો. તમે અસ્ત થતાં પાણી રુધિર (જેવું ન પી શકાય તેવું) કહેવાય છે. તમારા કિરણોથી સ્પર્શેલું પાણી પવિત્ર થાય છે.

રાજા, આ વાક્યોથી તમે સારી રીતે સમજી શક્યા હશો કે વસ્તુતઃ સૂર્યને કોણ માને છે? એક તરફ પાણીને સૂર્યની અનુપસ્થિતિમાં લોહી કહીને પીનારા કે સૂર્યાસ્ત પછી આહાર-પાણીનો સંપૂર્ણ ત્યાગ કરનારા? વળી, આ સૂર્યભક્તોને કોઇ પંડિતે રમૂજમાં આ રીતે ઉઘાડા પાડ્યાં છે.

पयोदपटलैश्छन्ने नाश्नन्ति रविमंडले ।
अस्तंगते तु भुंजाना अहो ! भानोः सुसेवकाः ॥

અર્થઃ– મેઘપટલોથી સૂર્ય ઢંકાઈ ગયો હોય ત્યારે આ સૂર્યના સુસેવકો જમતાં નથી અને જ્યારે અસ્ત પામ્યો હોય ત્યારે જમવામાં કાંઈ તેમને બાધ નથી, આ કેવા સૂર્યભક્તો ? રાજા કોઇ વસ્તુને માનવા ન માનવાની વાસ્તવિક આધારશિલા જોઈએ. વિવેક મૂકીને કશું જ ન થાય. આ સાંભળી રાજા ઘણો રાજી થયો. પછી તેણે વિષ્ણુની બાબતમાં એકવાર પૂછયું ભગવન્! સચરાચર વિશ્વના પાલક વિષ્ણુભગવાનને પણ જૈનો નથી માનતા. આવી વાતો પણ પંડિતો બોલતા હતા. તેઓ એમ પણ કહેતાં હતાં કે વિષ્ણુને નહી માનતા હોઇ તેમની મુક્તિ પણ થતી નથી. હેમચંદ્રસૂરિજી મહારાજે કહ્યું 'રાજા, ખરેખરા વૈષ્ણવ તો જૈન સાધુઓ જ છે. ગીતામાં કહ્યુ છેઃ—

पृथिव्यामप्यहं पार्थ! वायावग्नौ जलेऽप्यहम् ।
वनस्पतीगतश्चाहं सर्वभूतगतोऽप्यहम् ॥१॥
यो मां सर्वगतं ज्ञात्वा न च हिंसेत्कदाचन ।
तस्याहं न प्रणस्यामि यस्य मां न प्रणस्यति ॥

અર્થ :– હે અર્જુન! પૃથ્વીમાં, વાયુમાં, અગ્નિમાં, જળમાં તેમજ વનસ્પતિમાં અને સર્વપ્રાણીઓમાં હું રહેલો છું. જેઓ મને સર્વગત–વ્યાપક માનીને કોઇની હિંસા કરતા નથી તેમની હું રક્ષા કરું છું. જેઓ મારો નાશ નથી કરતાં તેમનો હું પણ નાશ કરતો નથી. તથા વિષ્ણુપુરાણુમાં પારાશરઋષિએ કહ્યું છે.

હે ભૂપ! જે માણુસ પરસ્ત્રી, પરદ્રવ્ય અને જીવહિંસામાં પોતાની મતિ કરતો નથી તેથી કેશવ તુષ્ટ થાય છે. જેઓનું ચિત્ત રાગાદિદોષથી દુષ્ટ થયું નથી, હે રાજા, તે વિશુદ્ધ મનવાળા ઉપર વિષ્ણુ સર્વદા સંતુષ્ટ થાય છે. તેમજ વજ્રપુરાણુમાં યમ અને વિષ્ણુના દૂતોના સંવાદ પ્રસંગે કહેવાયું છે કે 'જે પોતાના વર્ણાશ્રમધર્મથી ડગતો નથી, શત્રુ–મિત્રમાં સમદૃષ્ટિ રાખે છે. જે કોઇને હણુતો કે કોઇનું હરતો નથી. તે સ્વસ્થ મનવાળા પુરુષને વિષ્ણુભક્ત જાણુવો. જે નિર્મળબુદ્ધિ ને પવિત્ર આચરણુવાળો છે, માત્સર્યરહિત, પ્રશાંત અને પ્રાણીમાત્રનો મિત્ર છે તથા જેનાં વચનો પ્રિય અને હિતકારી છે, જે માન–માયાથી લેપાયો નથી, તેના હૃદયમાં વાસુદેવ વસે છે. રાજા, તાત્ત્વિકદૃષ્ટિથી જોતાં એમ સાફ સાફ જણાય છે કે સર્વ જીવોનાં સાચા રક્ષક જૈનો જ છે. વળી પરમાર્થથી જે નિત્ય–ચિદ્રૂપપણે અને જ્ઞાનાત્મપણે વ્યાપીને રહે તે વિષ્ણુ કહેવાય. વિષ્ણુ શબ્દની વ્યુત્પત્તિથી જિનેશ્વરદેવજ વિષ્ણુ પ્રતીત થાય છે. તેમના ભક્તોની અવશ્ય મુક્તિ થાય જ એ પાકી વાત છે. આ સાંભળી સભામાં બેઠેલાં પંડિતો આચાર્યશ્રીનું અદ્દભુત જ્ઞાન અને પોતાના મતની સ્વસ્થમંડમાશૈલી જોઇ આભા જ બની ગયા. જાણે ખરેખરા જ કલિકાલસર્વજ્ઞ ! બધા જ ગ્રંથો ને તેનો મર્મ જાણુનારા.

આમ વિભિન્ન પ્રકારે ધર્મોપદેશ સાંભળી રાજાએ ધર્મના મર્મને જાણી અહિંસા આદિ બાર વ્રત સ્વીકાર્યાં. તેના રોમે રોમે અહિંસાની એવી પ્રતિષ્ઠા થઇ કે સમસ્ત સંસારને તેમાંથી ઉગારવાની અભિલાષા થવા લાગી. પાટણશહેરમાં તો તેમણે એવી રાજઘોષણા કરાવી કે 'પોતાને માટે કે પરને માટે કોઇ પ્રાણી હિંસા કરશે તે રાજદ્રોહી કહેવાશે. અને માછીમાર તથા કસાઈ આદિને નિષ્પાપ નિર્વાહ માટે વ્યવસ્થા કરાવી તે ઘોર હિંસકોને પણ દયામય લાગણીવાળા બનાવ્યા. કાશીદેશમાં ઘણી હિંસા થતી સાંભળી, તેને અટકાવવા રાજાએ અહિંસા–હિંસાના ફળ સ્વરૂપ સ્વર્ગ–નરકનું મોટું ચિત્ર આલેખાવ્યું. વચ્ચે શ્રી હેમચંદ્રાચાર્ય ને તેમની સામે કરબદ્ધ અંજલિ જોડી ઉભેલી પોતાની આકૃતિ દોરાવી. તે ચિત્રપટ્ટ સાથે બે કરોડ સુવર્ણમુદ્રા અને બે હજાર જાતિવંત તેજસ્વી ઘોડાઓ વગેરે ત્યાંના રાજાને ભેટમાં પોતાના મંત્રી સાથે મોકલાવ્યું. વારાણસીના રાજા જયચંદ્રની સત્તા સાતસો યોજન ભૂમિપર પથરાયેલી હતી. ચાર હજાર હાથી, સાઠ લાખ ઘોડા અને ત્રીશ લાખ પાયદલ સૈનિકો આદિ મોટું લશ્કર તેની પાસે હતું. પરંતુ ગંગા–યમુનાના કિનારા ઓળંગી તે આગળ જઈ શકતો નહી તેથી તેનું નામ પંગુરાજ પડી ગયું હતું.

રાજા કુમારપાળના મહામાત્ય ત્યાં આવ્યા ને રાજાને મળ્યા. ભરેલી સભામાં તે ચિત્ર એક તરફ ટાંગવામાં આવ્યું, મહામાત્યે ચિત્રનું યથાર્થ વર્ણન કરી તેનું માર્મિક વિશ્લેષણ કર્યું. દયા એ ઈશ્વરીય ગુણ છે, જે સામાની પીડા તરફ આપણું ધ્યાન દોરે છે. દયાળુ આત્મા પરમાત્મા સુદ્ધાં બની શકે છે, ત્યારે હિંસક આત્માઓ ઘોર પાપ કરીને પણ અહીં કશું વિશેષ મેળવતા નથી અને પરલોકમાં આ નરકાવાસમાં આવાં ઘોર દુઃખ અસહાય થઇ ભોગવે છે. ઇત્યાદિ વિગતો સમજાવી કહ્યું 'આ વચમાં બિરાજે છે તે અમારા રાજગુરુ કલિકાલસર્વજ્ઞ શ્રી હેમચંદ્રાચાર્ય મહારાજ છે. તેઓશ્રીની અલૌકિક પ્રતિભાથી અમારા દેશો ગૌરવવંતા બન્યા છે. તે જ્ઞાનીના બતાવ્યા પ્રમાણે અમે આ પુણ્ય–પાપનાં ફળ દર્શાવતું ચિત્ર કરાવ્યું છે.

અમારા મહારાજાએ આચાર્યશ્રીની પાસે દયામય ધર્મ સ્વીકાર્યો છે, તેમણે અમારા દેશમાં બધે અમારિ ઘોષણા કરાવી છે. તેમજ હિંસકને રાજદ્રોહી ઘોષિત કરવામાં આવેલ છે. તેમની દયાલુતાનો પ્રભાવ માત્ર માણસો ઉપર જ નહી પણ વિચિત્ર દેવતા પર પણ પડયો છે. સોલંકી વંશની કુળદેવતાને દર વર્ષે ચોવીસ પાડાનું બલિદાન આપવું પડતું. તે દેવી પણ અહિંસક થઈ ગઇ અને ગુરુ મહારાજની સહાયથી અમારા અઢાર દેશમાં હિંસા ન થવા દેવાની તેણે પ્રતિજ્ઞા લીધી છે. જાણે પ્રહરી બની છે. ગમે તે ઉપાયે તે હિંસા થવા દેતી નથી. તેણે એવા પરચાં બતાવ્યા છે કે ક્રૂરજીવોએ પણ હિંસા છોડી અહિંસા અપનાવી છે. અમારા રાજાથી અપમાનિત થઈ હિંસા ઠેર ઠેર રખડી પણ કયાંય એને સ્થાન ન મળ્યું. મને લાગે છે, બધેથી હડધૂત થયેલી હિંસા કાશીદેશમાં આનંદથી મ્હાલી છે. પ્રેમે પાંગરી છે. તેનું નિવારણ કરવા

આ ચિત્ર આપ અને દરબારીઓને જોવા ને આ ભેટણું આપને અર્પણ કરવા હું આવ્યો છું. આગળ આપને જેમ ઉપયુક્ત લાગે તેમ કરો.

મહામાત્યનું ગંભીર કથન સાંભળી પંગુરાજ આશ્ચર્ય ને આનંદ પામી બોલ્યા:- 'મહામંત્રી ! ગુર્જરદેશની સૌમ્યતા ને વિવેકિતા માટે અમે ઘણું સાંભળ્યું હતું. આજે અમને તેની પ્રતીતિ થાય છે. જ્યાં આવા દયાળુ રાજા હોય તે દેશમાં તો દેવો પણ અવતરવાની ઇચ્છા કરે. ગુર્જરાધિપતિએ દયાની પ્રેરણા આપી મારા કલ્યાણમાર્ગને પ્રશસ્ત બનાવ્યો છે. તે જીવદયાનું કામ મારી પાસે આવી સૌહાર્દતાથી કરાવે ને હું ન કરું તો મારી બુદ્ધિ જડ કહેવાય અને આર્યત્વ લાજે. મને ઘણો આનંદ થયો. મહામંત્રી ! તમે ઉતારે વિશ્રામ કરો હું તમારી સામે જ આ મંગળકાર્યનો શુભારંભ કરાવું છું.' અને થોડી જ વારમાં કાશીદેશના ચૌરે ચૌટે નગારા ગડગડી ઉઠયાં ને અહિંસાની ઘોષણા ગુંજવા લાગી. ત્યાંની મોટી નદીઓમાં માછીમારો મોટો મત્સ્ય-ઉદ્યોગ કરતા હતા. રાજાઆજ્ઞાથી માછલાં મારવા-પકડવા બંધ થયા. આ પાપવ્યાપારને છોડી સહુ માછલા પકડવાની જાળો રાજસભામાં મૂકી ગયા. ગુજરાતના મહામાત્યની સામે જ ગણવામાં આવેલી તે જાળની સંખ્યા એક હજાર લાખ ને એંસી હજારની થઇ ! તે બધી જાળો અને બીજા નાના મોટા હિંસાના સાધનો સહુની સમક્ષ કાશીરાજે બળાવી નાખ્યાં. આખા દેશમાં અમારિ ઘોષણા કરાવી ગુર્જરપતિપર સંદેશ લખી આપી ઉપકાર માન્યો. મંત્રીને મોંઘો શિરપાવ આપ્યો અને મંત્રી લાવ્યા હતા તેથી બમણી ભેટ સામેથી આપી માનપૂર્વક વિદાય આપી. મંત્રીએ પાટણ આવી ચાલુકય-વંશના ચમકતા ચાંદ જેવા રાજાને મૂળથી માંડીને સમાચાર નિવેદિત કર્યા. રાજા ઘણો જ આનંદ પામ્યા. કુમારપાળ રાજાએ પોતાના અઢાર લાખ ઘોડાની પલાણદીઠ પૂંજણી ને પાણી ગળવાની ગરણીઓ કરાવી. આમ ઇતિહાસમાં સ્હેજે ન મળે તેવું અહિંસાપાલનનું આદર્શ દષ્ટાંત ઉભું કર્યું. ( આજે પણ પાટણમાં જીવાતખાનું છે, જે જે પ્રાયઃ કયાંય જોવાતું નથી. ) શ્રી કુમારપાળ ચરિત્રમાં આવાં ઘણાં વૃત્તાંતો છે.



## ૬૪. હિંસાના ત્યાગે વિરતિ.

આત્મહિતના કામી જીવોએ ચાર પ્રકારની (દ્રવ્યથી કરે પણ ભાવથી નહી, ભાવથી કરે પણ દ્રવ્યથી નહી, દ્રવ્યથી કરે ને ભાવથી પણ કરે, દ્રવ્યથી પણ ન કરે ને ભાવથી પણ ન કરે) દ્રવ્ય-ભાવની ચઉભંગી જાણી હિંસાનો ત્યાગ કરવો. તેથી અચિંત્ય સુખ આપનાર દેશવિરતિની પ્રાપ્તિ થાય છે.

આ જ બાબતનું વિવરણ કરતા સમજાય છે કે દ્રવ્ય અને ભાવથી ચાર પ્રકારે હિંસા થાય છે. જેમકે ઇર્યાસમિતિના ઉપયોગી મુનિને દ્રવ્યથી હિંસા પણ ભાવથી

નહી, તે પહેલો પ્રકાર. અંગારમર્દક (રુદ્ર) આચાર્યે મહાવીરના મકોડા ચગદાય છે એવી બુદ્ધિથી કોલસાની કણીઓ ચાંપી તે તથા સર્પની બુદ્ધિથી દોરડાને મારવું એ પણ ભાવહિંસા, દ્રવ્યથી નહી, એ બીજો પ્રકાર. મારવાની બુદ્ધિથી મૃગલા આદિને શિકારી વગેરે મારે તે દ્રવ્ય–ભાવવાળી હિંસાનો ત્રીજો પ્રકાર અને ત્રિકરણશુદ્ધ ઉપયોગવંત મુનિને દ્રવ્યથી પણ હિંસા લાગતી નથી ને ભાવથી પણ લાગતી નથી. તે ચોથો પ્રકાર. હિંસાની વ્યાખ્યા કરતાં શ્રી ઉમાસ્વાતિજી વાચકવર્ય શ્રી તત્ત્વાર્થસૂત્રમાં ફરમાવે છે કે 'પ્રમત્તયોગાત્ પ્રાણવ્યપરોપણં હિંસા' એટલે પ્રમાદથી સામાના પ્રાણનો ત્યાગ કરાવવો તેનું નામ હિંસા. તે જ વિષયમાં કહેવાયું છે કે—

શબ્દ, રૂપ, ગંધ, રસ, અને સ્પર્શને જણાવનાર પાંચે ઇંદ્રિયો, મન–વચન અને કાયા એ ત્રણેનું બળ, શ્વાસોચ્છ્વાસ અને આયુષ્ય એમ દશ પ્રાણ કહેવાય છે. ( આ દશમાંથી જે પ્રાણીને જેટલાં પ્રાણ હોય ) તે પ્રાણનો વિયોગ કરાવવો તેનું નામ હિંસા. આ હિંસાના ત્યાગે અને બીજા અપ્રત્યાખ્યાની ક્રોધ–માન–માયા–લોભના નાશથી પાંચમા ગુણસ્થાકે પહોંચેલા જીવને દેશવિરતિ ગુણ પ્રગટે છે. તે દેશવિરતિધર થવા ઉજમાળ થવું જોઈએ.

અહીં શંકા થાય કે ગૃહસ્થોને ત્રસજીવોની હિંસાનો નિષેધ છે, પણ સ્થાવરનો નથી, તો શું તેઓ યથેચ્છ હિંસા કરી શકે? તેનો ઉત્તર જણાવે છે કે 'મોક્ષાભિલાષી દયાળુ અને વિવેકી શ્રાવકો સ્થાવરજીવોની પણ હિંસા અવશ્ય નિવારે. માત્ર ત્રસ–જીવોની હિંસાના ત્યાગથી પરિપૂર્ણ અહિંસાધર્મ પ્રાપ્ત થઇ જતો નથી. કિંતુ શરીર તથા પરિવારાદિક પ્રસંગે સ્થાવરહિંસા ગૃહસ્થને કરવી પડતી હોય છે, પણ તેવા કોઇ પ્રયોજન વિના સ્થાવરની પણ હિંસા કોઇ કરે તો તેનું વ્રત મલિન થાય છે. માટે શ્રાવકોએ નહીં નિષેધેલી એવી સ્થાવરહિંસામાં પણ જયણા (યતના) રાખવી જેમકે પાણીનો સંખારો ( ગરણામાં રહેલ કચરો–પાણી ) જાળવણી પૂર્વક તેમાં રહેલ જીવનો નાશ ન થાય તેમ યોગ્ય સ્થાને ( જળાશયમાં ) નાંખવો. બળતણ વગેરે પ્રમાણોપેત શોધન કરીને ઉપયોગમાં લેવાં, નહીં તો અનુકંપાના અભાવે કે ઉપયોગશૂન્યતાથી અતિચાર લાગે. માટે કહ્યું છે કે-ત્રસજીવના રક્ષણ કાજે શ્રાવકોએ શુદ્ધ પાણી ગ્રહણ કરવું અને બળતણ–સગડી ધાન્ય આદિ શોધીને વાપરવાં. આગમમાં કહ્યું છે કે—

લીલા આમળા જેવડી પૃથ્વીમાં જે પૃથ્વીકાયિક જીવો રહેલા છે તે જીવોનું શરીર કબૂતર જેવડું થાય તો તેઓ આ જંબૂદ્વીપમાં ન સમાય. તથા પાણીના એક ટીપામાં રહેલા અપ્કાયના પ્રત્યેક જીવોનું શરીર જો સરસવના દાણા જેવડું થાય તો આ જંબૂદ્વીપમાં સમાય નહી. તે પૃથ્વીકાય આદિ સૂક્ષ્મ પાંચે પ્રકારના જીવોની જઘન્ય અને ઉત્કૃષ્ટ બંને પ્રકારની અવગાહના (કાયપ્રમાણ) અંગુલના અસંખ્યાતમા ભાગ જેવડી હોય છે. તેવા અનંત જીવોના આશ્રયવાળું એક શરીર તે સૂક્ષ્મ નિગોદ (સૂક્ષ્મ વનસ્પતિકાય)નું એક શરીર થાય. તેવા અસંખ્ય શરીર એકત્રિત થતાં તેનું જેવડું કદ

થાય તેવા કદનું એક સૂક્ષ્મ વાયુકાયનું શરીર થાય. તેથી અસંખ્યગણું એક સૂક્ષ્મ તેઉકાયનું શરીર, તેવા અસંખ્ય દેહ એકઠાં થાય ત્યારે એક સૂક્ષ્મ અપ્કાયનું શરીર, તેથી અસંખ્યગણું એક સૂક્ષ્મ પૃથ્વીકાયનું શરીર, તેથી અસંખ્યગણું એક બાદર (સ્થૂલ) વાયુકાયનું શરીર, તેથી અસંખ્યગણું બાદર અગ્નિકાયનું શરીર, તેથી અસંખ્યગણું બાદર અપ્કાયનું શરીર, તેથી અસંખ્યગણું એક બાદર પૃથ્વીકાયનું શરીર અને તેથી અસંખ્યગણું એક બાદર નિગોદ (સાધારણ વનસ્પતિ–અનંતકાય)નું શરીર થાય. અહીં બાદર (સૂક્ષ્મેતર) પૃથ્વીકાયના શરીરની સૂક્ષ્મતા બતાવે છે—

જેમ કોઈ અતિબલીષ્ઠ યુવાન પુરુષ હીરાને એરણ પર મૂકી ઘણનો તેના પર સાવધાનીપૂર્વક ઘા કરે છતાં હીરો ભાંગતો નથી. કોઇવાર એરણમાં ખૂંચી જાય છે. આવા હીરાને ચક્રવર્તિની સ્ત્રી (રત્ન) પોતાની હથેળીમાં મસળી તેનું ચૂર્ણ કરી સ્વસ્તિક પૂરે છે. ને ચક્રીને તિલક કરે છે. (આવાં બળવાળી) તે ચક્રીની પત્ની સજીવ પૃથ્વીકાયના કોઇ પીંડને નિસાતરા (ચટણી વાટવાના પત્થર) પર મૂકી લસોટે ત્યારે તે પૃથ્વીકાયના પીંડના કોઇ જીવને પીડા થાય, કોઇને જરાય ન થાય, કોઈનું મૃત્યુ નિપજે ને કોઈને થોડી જ પીડા થાય. અર્થાત્ પૃથ્વીકાયિક જીવના શરીરની એટલી સૂક્ષ્મતા છે.

જેમ કોઇ મોટા શહેરમાં કોઇના ઘરે કોઈ ચોરે મોટી ચોરી કરી, તે વાત વાયુવેગે બધે ફેલાઇ ગઇ છતાં તે જ નગરના કેટલાક લોકોને આ ચોરીની જાણ જ થઈ નથી. આ ઉપમાથી લવણ–આદિ પૃથ્વીકાયના શરીરોના ઘાત–આઘાતની બાબતમાં જાણી લેવું.

તેવી જ રીતે સ્થાવર (હલ–ચલન રહિત) વનસ્પતિકાયનું સજીવપણું સિદ્ધાંતાનુસારે જાણવું. તેઓ અંકુરિત થઇ વધે છે. તેમને પાંદડા, પુષ્પો અને ફળ આવે છે. પોતાના પુષ્પિત-ફલિત થવાના કાળને જાણે છે. ઇંદ્રિયના વિષયને ગ્રહણ કરે છે. બકુલ આદિ વૃક્ષોમાં આ પ્રક્રિયા સ્પષ્ટ જણાય છે. તેના જન્મ-વૃદ્ધિ-વૃદ્ધત્વ અને કાળે નાશ જણાય છે. જે જીવન વિના સંભવિત નથી. તે સંબંધમાં કહેવામાં આવ્યું છે કે–વનસ્પતિ સજીવ છે. તેમાં મનુષ્યની જેમ જન્મ–જરા વૃદ્ધિ આદિ દેખાય છે, માટે. જળ પણ સચેતન છે. દેડકાની જેમ ધરતીમાંથી સ્વાભાવિક જ પ્રગટે છે માટે. અગ્નિ પણ જીવતો છે, કેમકે આહાર (કાષ્ઠાદિ)થી તેની વૃદ્ધિ જણાય છે. પવન પણ ગાય આદિની જેમ અડચણ કે પ્રેરણા પામી આડો કે નિયતક્રમે ગમન કરે છે, તેથી વૃક્ષાદિ પણ સજીવ છે. કારણ કે તેની આખી ચામડી ઉખાડી નાંખવામાં આવે તો ગર્ભની જેમ તે પણ નાશ પામે છે.

આમ આગમવાકયથી તથા વ્યવહારથી પણ સ્થાવરનું સચેતત્વ જાણીને તેમજ દયામય ધર્મને સમજીને શ્રાવકે સ્થાવર જીવની નિરર્થક હિંસાથી બચવું. વિરાધનાથી

અટકવું જો આપણે સામાના પ્રાણુજ લઇ લઇએ. તો આપણે તેનું શું ન લીધું ? અથવા એની પાસે બચ્યું જ શું? માટે જ કહ્યું છે કે સર્વવ્રતમાં અહિંસાવ્રતને સર્વજ્ઞ પ્રભુએ પ્રથમ અને શ્રેષ્ઠવ્રત કહ્યું છે. સર્વપાપને નષ્ટ કરનાર આ વ્રતનું ખૂબજ યત્નપૂર્વક મનુષ્યોએ પાલન કરવું જોઇએ. આ વિષયપર શ્રી જિનદાસશેઠનો પ્રબંધ પ્રાકૃત મુનીપતિચરિત્રમાંથી ઉદ્ધરી અહીં લેવામાં આવેલ છે.

## શ્રી જિનદાસ શેઠની કથા

ચંપા નામની નગરીમાં જિનદાસ નામના શેઠ વસતા હતા ગુરુ મહારાજ પાસે ધર્મ સાંભળી તેમનો વીર્યોલ્લાસ વૃદ્ધિ પામ્યો, પરિણામે સમ્યક્ત્વયુક્ત બાર વ્રતધારી શ્રાવક થયા. એકવાર નિર્લાંછન (ખસી) કરાતા બળદ પર દયા આવતા તેમણે બળદને છોડાવ્યો. કેમકે હૃદયમાં દયા જ ન હોય, તો દેવ-ગુરુના ચરણોની પૂજા, ઘોર તપસ્યા, ઇંદ્રિયોનું નિયંત્રણ, દાનો અને શાસ્ત્રાધ્યયન બધું જ વ્યર્થ છે.

એક હાથીએ અનુકંપાથી સસલાની દયા લાવી તેને ક્લેશ ન આપી પોતે સહન કર્યું તો તે મગધના મહારાજાનો મેઘકુમાર નામનો સૌભાગીકુમાર થયો. મેતાર્યમુનિએ ક્રૌંચપક્ષીની દયા ચિંતવી તો તેઓ મુક્તિ પામ્યા, મેઘરથ રાજાએ કબૂતરને બચાવ્યું, તો પોતે શાંતિનાથ નામના તીર્થંકર થયા અને શ્રી મુનિસુવ્રત ભગવાને એક ઘોડાને ઉગારવા એક રાતમાં સાઈઠ યોજન ભૂમિનો વિહાર કર્યો. ચાણક્યનીતિમાં કહ્યું છે કે, દયા વગરના ધર્મને, ક્રિયાવિહીન ગુરુને, અતિક્રોધમુખી પત્નીને અને સ્નેહ વગરના સગાંને તરત છોડી દેવા.

જિનદાસ તે બળદને ખરીદી ઘેર લાવ્યા. પોતે જ્યાં ધર્મક્રિયા કરતા ત્યાં સમીપમાં તેને રાખ્યો. શેઠ ઉભયકાલ પ્રતિક્રમણ-સામાયિક સ્વાધ્યાયાદિ કરતા, તે સાંભળી બળદ ભદ્ર પરિણામી થયો ને દેશવિરતિધર્મ પામ્યો. તેથી અષ્ટમી આદિ પર્વતિથિએ તે સૂકો ચારો ને પ્રાસૂક પાણી સિવાય કાંઇ લેતો નહી. શેઠને તેણે ગુરુ ધાર્યા. તેમનાં દર્શન વિના પણ તે કાંઈ ખાતો પીતો નહી.

એકવાર આઠમના દિવસે શેઠે કોઇ શૂન્યગૃહમાં પૌષધ લીધો ને રાત્રે કાઉસ્સગ્ગધ્યાનમાં રહ્યા. જિનદાસ સંયમી હતા તો તેમની પત્ની એવી જ અસંયમી હતી. તેણે કોઈ સાથીને રાત્રે તે શૂન્યગૃહમાં જ મળવાનો સંકેત કર્યો હોઇ તેણે લોઢાનો પાતળો પલંગ તે ગૃહમાં મૂકાવ્યો. પાયા પાતળા ખીલા જેવા હતા. પલંગ ઢાળતાં તેનો એક પાયો અંધારામાં ઉભેલા જિનદાસ શેઠના પગ ઉપર આવ્યો. પાયા ઉંચા નીચા લાગતાં ઊંચો પાયો પત્થર લઇ ઠપકારતાં ખીલાથી શેઠનો પગ વીંધાઇ ગયો. શેઠને પીડા થવા લાગી. એવામાં એ કુલટાનો યાર પણ આવી પહોંચતા તેઓ પલંગ પર ચડી ગયા. તેઓની ક્રીડાથી ભારે બનેલા પાયાને લીધે ઘોર વ્યથા થવા લાગી.

શેઠે ક્રોધ નિવારી આત્માને હિતશિક્ષા આપી કે દુઃખ સહન કરવાની સ્વાધી-

નતા મળતી નથી ને મળે તો જીવ સહન કરતો નથી અને એનાં જ દંડરૂપે સંસારમાં હજી રખડવું પડયું છે ને રઝળપાટનો અંત આવ્યો નથી. માટે હે જીવ ! સહન કરી લે. કોઇને પણ લાંબો કાળ સહન કરવું પડતું નથી. પરવશપણે અસંખ્ય કાળ સુધી વ્યથાઓ સહી છે. પણ તેથી કોઇ અર્થ સર્યો નથી. સ્વેચ્છાએ સહન કરવાથી ઘણાં મોટા કાર્યો-મુક્તિ પણ સિદ્ધ થાય છે. આ અવસર એની મેળે આવ્યો છે. મૃત્યુથી વધુ તો કાંઇ થવાનું જ નથી. પછી ભયનું શું કારણ છે ? ભયભીતને કાંઇ મૃત્યુ છોડી મૂકતું નથી. જન્મ લીધાનાં જ આ દુઃખો છે. જન્મ ન લેવો પડે એ દિશામાં યત્ન તે જ સાચો પુરુષાર્થ છે. બીચારા જીવો કર્મવશ નાચે છે. આનંદ મેળવવાની સાચી દિશા ન જાણતા હોઇ આવા કલેશ કરી સુખ મેળવવા મથે છે, એ એમનો નહી પણ એમના અજ્ઞાનનો વાંક છે. જીવે તો પારકાના ગુણ અને પોતાના દોષો જ જોવાના હોય. આવી રીતે શેઠે સામા પર ક્રોધ ન કરતાં પોતાના હિતનો જ વિચાર કર્યો, પરિણામે અતિ લોહી ધોરી નસોમાંથી વહી જવાને કારણે તે જ રાત્રે મૃત્યુ પામ્યા અને સૌધર્મકલ્પે સમૃદ્ધિશાલી-ઓજસ્વી દેવ થયા.

મળસ્કે સ્ત્રીએ આ રીતે પોતાના પતિનું મરણ જાણી તે ચિંતામાં પડી કે, મારાથી કેવું અકાર્ય થયું ? હવે મારૂં શું થાશે ? એટલામાં પેલો બળદ સવારનું આવશ્યક સાંભળવા જીર્ણગૃહમાં આવ્યો. તે નારીને તે જોઈ કુયુક્તિ સૂઝી આવી ને તેણે બળદના સીંગડે લોહી ખરડી બૂમો પાડવા માંડી, છાતી કુટી ક્રંદન કરતા બોલવા લાગી કે, આ દુષ્ટ બળદે મારા ધણીને મારી નાંખ્યાં. હવે મારૂં કોણ ? ને મારૂં શું થશે ? માણસની જેમ આ બળદને રાખ્યો ને આ જનાવરે મને તો કયાંયની ન રહેવા દીધી ! આ સાંભળી લોકો ભેગા થયા ને બળદની નિંદા કરવા મંડી પડ્યા. પાણીમાં માછલાનું પગેરું ન જડે, આકાશમાં પક્ષીના પગલા ને સ્ત્રીના હૃદયનો મર્મ જણાય નહી. લોકનિંદા સાંભળી બળદ માથુ ધુણાવી ના પાડવા લાગ્યો.

એમાં એકાદ સજ્જનને લાગ્યું કે આ બળદ ના પાડે છે. આમાં કાંઇક રહસ્ય હોવું જોઈએ. પણ આ કોયડો ઉકેલે કોણ ? ને આમ કરતા આ આખો મામલો રાજદરબારે પહોંચ્યો. આનો ન્યાય થાય કેમ ? જ્યાં કાંઇ રસ્તો ન મળતો ત્યાં ફેંસલો દૈવાધીન કરવામાં આવતો. મંત્રીઓના સૂચવવાથી નક્કી કરવામાં આવ્યું કે તપાવેલો લોઢાનો ગોળો લાલચોળ કરીને લાવવામાં આવે. તેને જીભથી જે ચાટે ને દાઝે નહી તે નિર્દોષ સમજવો. બળદે માથુ ધુણાવી હા પાડી, તરત અમલ થયો ને લાળચોળ ગોળો આવી ગયો. બળદ પાસે જઇ જીભથી તે ચાટવા લાગ્યો તેને કશી જ હાનિ ન થઇ. બાઇનું મોઢું શ્યામ થઈ ગયું. તેની ફજેતીનો પાર ન રહ્યો, રાજાએ પોતાના દેશની હદ છોડી ચાલ્યા જવાની તેને આજ્ઞા આપી.

જિનદાસશેઠે પ્રાણાંત સંકટ અને સગીપત્નીની વિચિત્ર ચેષ્ટા જોઇ છતાં પોતાના ધર્મને મન-વચન-કાયાથી વળગી રહ્યા. બળદને પણ ધર્મશાલી કરી શકયા અને આવા

અક્ષમ્ય અપરાધવાળી પત્નીનું જરા પણ અનિષ્ટ ચિંતવ્યું નહીં. અહિંસા ધર્મની આસ્તિકતાએ તેમને જરા પણ હિંસાની દિશામાં જવા ન દીધા. આ જાણી ઉત્તમ જનોએ તેમના અનુસરણમાં પ્રયત્ન કરવો.



## ૬૫. કુલક્રમાગત હિંસા પણ છોડી દેવી.

સર્વ અનિષ્ટનું, રોગ ને વિપદાનું મુખ્ય કારણ હિંસા છે. સંસારમાં કેટલાક કુળો જ એવા છે કે સવારના પહોરમાં ઉઠતાંની સાથેજ બેધારા કે જાળની સંભાળ લેવાની હોય. હિંસાથી એ લોકો એવા ટેવાઇ ગયા હોય તેના કોઇ પણ પાસાનોયે વિચાર પણ ન કરી શકે. સવારથી સાંજ સુધ્રીમાં કોણ જાણે કેટલાય જીવોનો ભયંકર ઘાત કરે. તેમ છતાં તેમની આજીવિકા મુશ્કેલીઓથી ઘેરાયેલી જ હોય છે. જીવનની અનેક અગવડો મોઢું ફાડીને તેમની સામે જ ઉભી હોય છે. જે સમજુ માણસ પોતાના કુળક્રમથી પરંપરામાં ચાલી આવતી હિંસાને છોડી દે છે તે હરિબળ માછીની જેમ રાજ્યઋદ્ધિ સુખ સૌભાગ્ય પામે છે.

### હરિબળ માછીની કથા

કાંચનપુર નામનું સમૃદ્ધ નગર. જિતારી નામના પ્રતાપી રાજા ત્યાં રાજ્ય કરે. તેમને રૂપ-રૂપના અંબાર જેવી પુત્રી. નામ હતું વસંતશ્રી. તે જ નગરમાં એક હરિબળ નામક માછી રહે. તે થોડા દિવસો પૂર્વે જ પરણ્યો હતો. તેની પત્ની મહા-કર્કશા હતી. હરિબળ રોજ સવારમાં જાળ લઇ માછલા પકડવા જતો ને પાપવ્યાપારથી જીવનનિર્વાહ કરતો. છતાં ઘરમાં ઘણી જ અછત રહેતી ને કોકવાર ખાવા પીવાના સાધનોમાં વાંધા પડતા, ઘરમાં ક્લેશ ઉગ્રરૂપ લેતો. એકવાર પત્નીના ઝઘડાથી કંટાળી નદીએ જતો હતો ત્યાં કિનારે અતિશાંત એક મુનિને જોઇ એ સાશ્ચર્ય તેમની પાસે ગયો. મુનિએ તેને ઉપદેશ આપતાં કહ્યું 'જેમ મેરુ પર્વતથી કાંઇ મોટું નથી, સમુદ્રથી વધુ કશું ગંભીર નથી, આકાશથી વધારે કાંઇ વિસ્તૃત નથી તેમ અહિંસાથી વધીને કશો ધર્મ નથી. બધું જાણ્યું પણ પરની પીડા ન જાણી તો શું જાણ્યું ? પરાળના પુળા જેવા મોટા ગ્રંથો ભણી ગયા છતાં અહિંસા હાથ ન લાગી તો પરિશ્રમ એળે ગયો.' મહાભારતમાં લખ્યું છે—

यो दद्यात् कांचनं मेरुं—कृत्स्नां चैव वसुन्धराम् ।
एकस्य जीवितं दद्याद् न च तुल्यं युधिष्टिर! ॥

અર્થઃ-હે યુધિષ્ઠિર ! કોઇ સોનાનો મેરુ દાનમાં આપે કે કોઇ આખી પૃથ્વીનું દાન કરે તેના કરતા એક જીવને જીવિતદાન આપનાર વધી જાય છે.

ઇત્યાદિ દયાધર્મના મહિમાને જાણી હરિબળ ઘણો રાજી થયો, ને દુભાતાં મને બોલ્યો 'પ્રભુ! જેમ કોઇ રાંક ચક્રવર્તીના એઠાં ભોજનને ન છોડી શકે તેમ મારા જેવો રાંક હિંસા છોડી શકતો નથી. માછીમારના કુળમાં જન્મ્યો છું. ને માછલા પકડવા સિવા કાંઇ જાણતો નથી, તેમ છતાં ઘણીવાર ખાવાના સાંસા પડી જાય છે.' મુનિએ કહ્યું, તારે દયામાર્ગમાં ડગલું તો ભરવું જોઈએ વધારે નહિં તો પ્રથમ જાળનું માછલું જીવતું પાછું પાણીમાં છોડી દેવું.' હરિબળે રાજી થઈ એ નિયમ લીધો.

નદીએ જઈ તેણે જાળ નાંખી, પાછી ખેંચી તો મજાનું સુંદર માછલું આવ્યું. નિયમ પ્રમાણે તેણે છોડી મૂકયું. પાછી જાળ નાંખી થોડીવારે પાછી ખેંચતાં એજ આવ્યું માટે તેને નિશાન કરી છોડી દીધું. કેટલીક વારે પાછું એજ માછલું પકડાયું. એટલે જાળ પાણીમાં રાખી તેને દૂર છોડી આવ્યો. ફરી એજ માછલું પકડાયું. તેણે અલગ અલગ જગ્યાએ જઇને જાળ નાંખી, પણ કાં તો માછલાં પકડાય નહી ને પકડાય તો એ એક જ માછલું વારે વારે પકડાય. આમ ને આમ સાંજ પડી ગઇ. ઘરે ખાલી હાથે જાય તો કર્કશા જોડે ઝઘડો જ થાય. છેવટે તે જાળ સંકેલી ઉભો થયો. તે ક્ષેત્રના દેવતાએ આ યુવાન માછીની આવી ધાર્મિક દૃઢતા જોઈ પ્રત્યક્ષ થઇ કહ્યું 'માછી! તારી દૃઢતા જોઈ મને ઘણી પ્રસન્નતા થઈ છે. તું કહે તે હું તારું કાર્ય કરી આપું.' હરિબળે આશ્ચર્યચકિત થઇ કહ્યું 'મારી ઉપાધિના કાંઇ પાર નથી. તમને શું શું કહું? પણ ટુંકામાં એટલી જ પ્રાર્થના કરું છું કે મારા પર કોઇ આપત્તિ આવે તો તરત સહાયક થજો.' ભલે, કહી દેવ અદૃશ્ય થઈ ગયો. દેવદર્શનનો આનંદ, આખા દિવસમાં કાંઈપણ મેળવ્યા વિના ઘરે જવાનો ત્રાસ આદિ વિચારમાં તે ચાલ્યો જતો હતો. અંધારું ઘેરું બનતું જતું હતું. નિષ્ઠુર પત્નીથી તેને કંટાળો આવ્યો હતો. તેથી ઘેર ન જતાં છેવટે ગામ બહારના શૂન્ય દેવળમાં જઇ સૂઈ ગયો.

આ તરફ તેજ નગરની નવયુવતી રાજકન્યા વસંતશ્રીને તેજ નગરના સુંદર શ્રેષ્ઠીપુત્ર હરિબળ સાથે પ્રણય થતાં તેણે હરિબળ સાથે પરદેશ નાસી જવાનું નક્કી કરી ગામ બહારના દેવળમાં અમુક રાત્રે મળવાનો સંકેત કર્યો. તે રાત્રે રાજકુમારી પોતાની સારભૂત વસ્તુ લઇ પાણીદાર ઘોડા પર બેસી તે દેવળના દરવાજે આવી. આ તરફ શ્રેષ્ઠિપુત્રે વિચાર્યું: આપણે વણિકકુળમાં ઉત્પન્ન થઇ બહારવટીયા જેવું કામ કેમ કરી શકીયે. વાણિયાને રાજકન્યા પોસાય પણ નહીં ને ગુણીજનોથી નિંદિત કાર્ય થાય પણ નહીં. એની સાથે જવામાં બીજા પણ જોખમો ઘણાં, ઇત્યાદિ વિચારી તે પોતાની શય્યામાંથી ઉઠ્યો જ નહીં. નીતિકારો કહે છે કે 'સ્ત્રીજાતિમાં દંભ, વણિકમાં ડર, ક્ષત્રિયમાં રોષ અને બ્રાહ્મણજાતિમાં સ્વાભાવિક રીતે જ લોભ રહેલ છે.

રાજકુમારી ઘોડેથી ઉતરી મંદિરદ્વારે આવીને હરિબળ, ઓ હરિબળ! હું આવી ગઇ છું, ચાલો આપણે જલ્દીથી અહિંની હદ ઓળંગી જઇએ. બધાં શકન સારા થયા છે. આપણા મનોરથ શિઘ્ર સફળ થશે. હરિબળ હુંકારો દઇ ઉભો થયો. તે બંને

એકજ ઘોડા પર બેઠાં ને ઘોડો હવાની જેમ પુરપાટ જાય દોડયો. રાજકુમારી હરિબળને–પોતે કેવી રીતે સાહસ કરીને નિકળી, તેના માટે થઇ માતા–પિતા રાજ્ય આદિ છોડયું ઈત્યાદિ કહેતી બોલાવતી જાય પણ હરિબળ તો માત્ર હુંકારો જ આપે. કુંવરીએ વિચાર્યું વણિકપુત્ર છે, ઘર-બાર છોડીને જતાં ક્ષોભના લીધે બોલતા નથી, પણ જ્યારે મોંસૂજણું થયું ત્યારે કુંવરીને સમજાયું કે આ કોઈ બીજો પુરુષ છે. તે ઘોર વિમાસણમાં પડી કે જેમ ગ્રીષ્મ ઋતુમાં તૃષાતુર હાથી દોડતો તળાવે પાણી પીવા જાય, ને પાણી પાસેના કાદવમાં ખૂંચી જતાં દુર્ભાગ્યે તીર ને નીર બંનેથી ભ્રષ્ટ થાય, તેમ આ કોઇ નિર્ભાગી, હીનકુળમાં જન્મેલા, મૂર્ખ અને અનિષ્ઠ પુરુષની સંગત કરતાં મરણ સારૂં, આ મેં શું કર્યું? આ ફેરફાર ત્યાં જ કેમ ન જણાયો?

રાજકુંવરીને વિરક્ત, ઉદાસ ને શૂન્ય જોઇ હરિબળે વિચાર્યું ‘મને ધિક્કાર છે. મેં છલના-પ્રપંચ કરી આને છેતરી છે. મારે ત્યાં જ કહી દેવું જોઈતું હતું કે હું કોણ છું. આમ ચિંતામાં પડેલા હરિબળ પાસે દેવે આવીને કહ્યું ‘રાજપુત્રી ખિન્ન ન થા. આ હરિબળ પુણ્યવાન હોઇ ધર્મના પ્રતાપે તેનો મહાન ભાગ્યોદય થવાનો છે. તું બીજાની ઇચ્છા ન કર આ તને સુખી કરશે.’ કુંવરીએ હરિબળ સામું જોયું તો તે કામદેવ જેવો કમનીય લાગ્યો. પરસ્પર લાગણી થઇ. દેવની સાક્ષીએ બંને ગાંધર્વ વિવાહથી પરણ્યાં. આગળ ચાલી વિશાલા નગરીમાં આવ્યા. સારૂં ઘર ભાડે રાખી ત્યાં બંને રહ્યાં હરિબળની ઢબ-છબ ને બોલચાલમાં સંસ્કારિતા આવવા લાગી. કેટલીક સારી ભેટ લઇ રાજસભામાં આવ્યો. રાજમાન્ય થયો ને તેનું આવાગમન વધતું રહ્યું.

મંત્રીએ એકવાર લાગ જોઈ હરિબળની પત્નીની સુંદરતાના રાજા પાસે વખાણ કર્યાં, તેથી રાજાને તેની ઇચ્છા થઇ, વસંતશ્રીને તે લુબ્ધ થઇ જંખી રહ્યો. ભરી સભામાં રાજાએ કહ્યું ‘ઘણાં સમયની મારી ઉત્કટ ઇચ્છા છે ને સાહસિક વગર પૂરી થાય એમ નથી. હવે અવસર આવ્યો છે, કેમકે આપણને હરિબળ જેવો સાહસવીર મળ્યો છે. સહુએ પૂછ્યું, ‘ શી છે મહારાજાની ઈચ્છા ? ’ રાજાએ કહ્યું ‘ મારૂં નિમંત્રણ લંકાધિપતિ વિભીષણને પહોંચાડવાનું છે. ’ ‘ સહુ બોલ્યા, ખરેખર, આ કાર્ય તો હરિબળ જ કરી શકે. ’ રાજાએ કહ્યું ‘ મને વિશ્વાસ છે. સહુએ તાળી પાડી હરિબળને માન આપ્યું. હરિબળે ઉભા થઈ થોડા દિવસમાં એ કામ પતાવી ઘરે આવીશ એમ જણાવ્યું. ઘરે આવી તેણે વસંતશ્રીને વાત કરી. જતી વખતે પત્નીને કહ્યું ‘ તું ધર્મ પર વિશ્વાસ રાખજે ને મારી વાટ જોજે. મેં કરેલી પ્રતિજ્ઞા મારે પાળવી જ રહી. નીતિકાર કહે છે કે માથું કપાય કે વધ-બંધન થાય પણ ઉત્તમ પુરુષો આદરેલું પાર પાડે છે.’ ને એ સમુદ્રકાંઠે આવી વિચારે છે. કે વિદ્યાધર સિવાય કોણ દરીયો પાર કરી શકે ? ત્યાં તો પેલા દેવે તેને ઉપાડી લંકાના ઉપવનમાં ઉતાર્યો. ત્યાં સુંદર હવેલી જોઇ તે વિસ્મય પામતો અંદર ગયો.

એક શય્યાપર એક યૌવના અચેત પડી હતી. પાસે જ એક તુંબડી ભરેલી હતી.

ચકિત થઇ તેણે એ નારીને ઉઠાડી પણ ઉઠી નહી. પછી વિચાર કરી તુંબડીનું પાણી તેના શરીરે છાંટયું તો ઉંઘમાંથી જાગે તેમ તે આળસ મરડી બેઠી થઇ. હરિબળને જોઈ તેને આશ્ચર્ય થયું. લાજનાં લાલ શેરડા તેના મુખ પર ઉપસી આવ્યા. ઉભા થઈ તેણે હરિબળનો પરિચય માંગ્યો. હરિબળે ટુંકાણમાં સર્વ વાત કહી અને તેનો પરિચય પૂછયો. તે યુવતીએ કહ્યું:–લંકાના દેવમંદિરના પૂજારીની હું પુત્રી છું. એક નૈમિત્તિક પાસેથી મારા પિતાએ જાણ્યું કે તેમની દિકરીને પરણનાર પ્રતાપી રાજા થશે; આ જાણી રાજ્યના લોભથી મારા પિતામાં એવી મૂર્ખતા પાંગરી કે તેમણે મને પરણવાની ઇચ્છા કરી.

લોભ માણસને સહેલાઇથી ઉન્માર્ગે લઈ જઇ શકે છે. નિશાંધ, દિવાંધ, જાત્યંધ, માયાંધ, મનાંધ, ક્રોધાંધ, કામાંધ અને લોભાંધ, આ ક્રમે કરીને અધિકાધિક અંધ હોય છે. હું નાસી ન જાઉં કે બીજું કાંઈ ન કરું, માટે તે મને મૂર્છિત કરી પછી જ બહાર જાય છે. પાછા આવીને આ તુંબીની સુધાથી સચેત કરે છે. તેમની આ દુર્બુદ્ધિના કારણે સર્વ સ્વજનોથી હડધૂત થઇ અહીં આવ્યા છે. આ મારી વ્યથાભરી કથા છે. મારૂં મૃત્યુ નહીં થવાનું હોય માટે જ હે મહાભાગ! તમે અહીં સમયસર આવી ચડયા ને તમને સુધા સિંચવાનો વિચાર આવ્યો ને હું સચેત પણ થઇ. તો હમણાં ને હમણાં તમે મને પરણી લો. હરિબળે તેનું પાણિગ્રહણ કર્યું. તે કન્યાએ કહ્યું 'હવે અહીંથી આપણે શિઘ્ર ચાલ્યા જવું જોઇએ. વિભીષણને તમારા રાજા સાથે કશો જ સંબંધ ન હોઈ આમંત્રણ આપવાની આવશ્યકતા નથી. છતાં તમે અહીં સુધી આવ્યા છો એની ખાત્રી માટે હું અહીંનું ખડ્ગ તમને લાવી આપું છું' એમ કહી પૂજારીની કન્યા લંકાનું ખડ્ગ લઇ આવી. તે સ્ત્રીની બુદ્ધિથી વિસ્મિત થયેલ હરિબળ ખડ્ગ પત્ની અને અમૃતની તુંબી સાથે દેવની સહાયથી વિશાલા નગરીમાં આવ્યો.

આ તરફ રાજા, હરિબળના પ્રયાણ પછી ગુપ્તવેશે હરિબળના ઘરે આવ્યો. એકલી વસંતશ્રીને જોઇ રાજા છુટ લેવા લાગ્યો, ચતુર વસંતશ્રી પરિસ્થિતિ પામી ગઇ. ધીરજ રાખી સમય પારખી તેણે રાજાને કહ્યું 'હજી મારા પતિના પાકા સમાચાર આવતાં સુધી ધૈર્ય રાખવું જોઇએ. મારે તેને છેહ ન દેવાય' રાજાએ કહ્યું 'તેના મૃત્યુમાં તારે સંદેહ રાખવો ન જોઈએ.' છતાં જે કહે તે; એમ કહી રાજા મહેલે પાછો ફર્યો ને વિચારવા લાગ્યો કે કદાચ હરિબળ પાછો ફરે તો પણ એ આ નગરમાં નહીં આવી શકે. આ વસંતશ્રી ભોળી છે ને છેહની વાત કરે છે. ભલે બે ચાર દિવસ પછી વાત.

હરિબળ લંકાની કન્યા કુસુમશ્રીને એક સ્થાનમાં બેસાડી ગુપ્ત રીતે પોતાને ઘેર આવ્યો. ચિંતામાં પડેલી વસંતશ્રીએ તેને જોયો ને આનંદમાં ઘેલી જેવી થઇ ગઈ. બંનેએ પોતપોતાની વીતક કહી સંભળાવી. હરિબળે ઉદ્યાનમાં જઇ સમાચાર રાજાને મોકલાવ્યાં કે 'હું વિભીષણને તમારૂં નોતરું આપી આવ્યો છું મારી સાહસિક વૃત્તિથી

પ્રસન્ન થઇ તેમણે પોતાની પુત્રી મને પરણાવી સકુશળ અહી પહોંચાડ્યો છે. ઇત્યાદિ. આ સાંભળી રાજાને વિશ્વાસ થયો નહીં. પણ તેણે માણસો મોકલી ખબર કઢાવી તો તેના વિસ્મયનો પાર ના રહ્યો. નગરમાં વાત ફેલાતા પ્રજાજનોનો ધસારો હરિબળને જોવાં ધસ્યો. અનિચ્છાએ પણ રાજાએ તેનો આડંબર પૂર્વક નગરપ્રવેશ કરાવ્યો. કુશળ ક્ષેમના ઉપચાર પછી રાજાએ પૂછતાં તેણે પોતાની હકિકત નિવેદન કરતાં કહ્યું 'હું ગમે તેમ કરી સમુદ્ર સુધી તો પહોંચ્યો પછી તો સમુદ્રને જોઈને પણ તમ્મર આવવા લાગ્યા.

કાંઠે બેસી વિચારતો હતો તેવામાં પાણીમાંથી નિકળતો વિકરાળ રાક્ષસ મેં જોયો. જરા પણ ડર્યા વિના મેં એને લંકામાં જવાનો માર્ગ પૂછતાં તેણે કહ્યું 'તું અહીં સળગી મરે તો લંકા પહોંચે.' મારે તો કોઇ પણ ભોગે આપનું કામ કરવું હતું. પછી શું ? ચિતા ખડકી, સળગાવીને પડયો તેમાં. થોડીવારમાં બધું રાખ. રાક્ષસે રાખની ઢગલી વિભીષણ સામે મૂકતાં બધી વાત જણાવી. મારા સત્ત્વથી પ્રસન્ન થયેલા વિભીષણે મને અમૃત છાંટી ઉભો કર્યો ને આ પુત્રી પરણાવી. પછી મેં આપના આમંત્રણની વાત કરી તો એ કહે 'અમારે અમારી મહત્તા સાચવવાની હોય એના આવ્યા પહેલા તે રાજાના ઘેર મારાથી જવાય નહી.' એમ કહી તેમણે ચંદ્રહાસ ખડ્ગ આપી તમને યાદ કર્યા છે. રાજાએ બધી વાત સાચી માની. પણ તેથી વસંતશ્રીને મેળવવાની ઇચ્છા ઓર વધી. તેણે મંત્રી સાથે વિનિમય કર્યો કે આને ફરી કોઈ સંકટમાં ફસાવી પૂરો કરવો. નીતિમાં કહ્યું છે કે 'રાજા, ચોર, સર્પ, ચાડીયો, તુચ્છદેવો, હિંસકપશુ, શત્રુ અને પ્રેતાદિ દુષ્ટ હોવા છતાં છિદ્ર વિના–છળ વિના ફાવી શકતાં નથી.'

એકવાર હરિબળે રાજાને જમવા નોતર્યા, રાજા મંત્રીવર્ગાદિ સાથે જમવા આવ્યો. ત્યાં હરિબળની અતિસુંદર પત્ની જોઇ તેની વાસના ભભૂકી ઉઠી. મંત્રી સાથે મસલત કરી કે, યમરાજને આમંત્રણ આપવાના કપટથી તેને જીવતો બાળવો અને આ રમણીઓને ઉપાડી રાજમહેલમાં નાંખવી.

ભરી સભામાં હરિબળની સાહસવૃત્તિના વખાણ કરી રાજાએ કહ્યું 'યમરાજનું મારે આવશ્યક કામ પડયું છે. તેની પાસે અગ્નિમાર્ગે (બળીને) જ જવાય તેમ છે. ઘણો વિચાર કર્યો પણ તમારા જેવો કોઇ સત્ત્વશાલી સાહસી જણાયો નહી.' હરિબળ સમજી ગયો કે મારા મૃત્યુની રાજાને દુર્બુદ્ધિ આપનાર મંત્રી જ છે. રાજાનું કથન સ્વીકારી તે ઘરે આવ્યો. વિચાર્યું, દુષ્ટોનું હિત કરવાથી અનિષ્ટ જ થાય છે. રોગને ભાવતું આપીએ તો રોગ વધે ! હવે આ શઠને શિક્ષા જ થવી જોઇએ, તેણે દેવને યાદ કરી. બીના જણાવી. હરિબળને સમજાવી દેવ અદ્રશ્ય થયા.

આ તરફ રાજાએ મોટી ચિતા તૈયાર કરાવી. હરિબળ બધાના દેખતાં તેમાં જઈ બેઠો. રાજાજ્ઞાથી ચિતાની ચારે તરફ મોટી મશાલો લગાડવામાં આવી ને ભડભડ કરી મોટી જ્વાળાઓથી હરિબળ ઘેરાઈ ગયો. તેનું શરીર સોનાની જેમ ચમકવા લાગ્યું.

ક્ષણવારમાં તે ત્યાંથી અદૃશ્ય થયો. ને દેવે તેને તેના ઘરે પહોંચાડયો. ચિતા ઠરી ગઇ ને રાજાએ રાખ પણ બીજે નખાવી દીધી. રાજા બની ઠનીને હરિબળના ઘરે આવ્યો. હરિબળની બંને પત્નીઓને ખબર જ હતી કે રાજા આવવા જોઇએ. તેમણે રાજાને આદર આપી બેસાડ્યા. આજે રાજા ગેલમાં હતા. તેમની આંખોમાં ઉચ્છૃંખલતા દેખાતી હતી. હરિબળની પત્ની સાવધાની પૂર્વક દૂર રહેતી ને ઉત્તર આપતી હતી. છેવટે રાજાએ ચોખ્ખા શબ્દોમાં શય્યાભાગી થવા જણાવ્યું ને પરિસ્થિતિથી ગંભીરતા સમજાવતા કહ્યું કે 'હવે તમારે મારી ઇચ્છાને સ્વયંની ઇચ્છા સમજીને વર્તવું જોઇએ. તેમ ન કરો તો મને કોઇ રોકી શકે તેમ નથી. મારે ડગ ભરવા પડે તે કરતાં તમે સામે આવો એ વધારે સુભગ ને સારું સિદ્ધ થશે.'

વસંતશ્રીએ ઠાવકાઇથી કહ્યું મહારાજા ! અમે તો આપના સેવકની પત્નીઓ છીયે. અમારી પાસે આપની આ અપેક્ષા ઉચિત નથી. આ તો રક્ષકોએ જ ચોરી કરવા, પ્રહરીઓએ જ ધાડ પાડવા, પાણીમાંથી આગ અને સૂરજમાંથી અંધારુ વર્ષવા જેવી વાત છે. આમ અનેક રીતે રાજા સમજાવા છતાં ન માન્યો ને વધારે છકવા લાગ્યો ત્યારે ગોઠવણ મુજબ રાજાને બંધનમાં નાખી તે સ્ત્રીઓએ તેને જાણે મથી નાંખ્યો. સંતાયેલા હરિબળે આ તમાશો જોયો. વહેલી પરોઢે બંધનમાં રીબાતા રાજાને દાસીએ છોડયો ને તે મોઢું સંતાડી મહેલમાં ચાલ્યો ગયો.

હરિબળે વિચાર્યું 'કપટ કરીને આ મંત્રી મને મારી નખાવશે. માયાવીની સાથે માયા ન કરી શકનારો મૂઢ પરાભવ પામે છે. જેમ કવચ વગરના માણસમાં પેસીને તીક્ષ્ણબાણ પીડા કરે છે તેમ શઠ લોકો પણ અંદર પેસીને નાશ કરે છે. માટે પ્રથમ આ મંત્રીની ખબર લેવી જરૂરી છે.' આમ વિચારી કોઇ માણસને વિચિત્ર વેશ પહેરાવી હરિબળ રાજસભામાં આવ્યો. રસ્તામાં અને રાજસભા તેને જોઇ પ્રજા ને રાજા વગેરે આશ્ચર્ય પામ્યા કે આ શું કહેવાય ? રાજાએ માન આપી તેને બેસાડયો. યમનું તેના દરબારનું સ્વરૂપ રાજાએ પૂછતાં હરિબળે વ્યવસ્થિત ઉત્તરો આપ્યા ને કહ્યું 'મહારાજ ! યમરાજનું વર્ણન કરવું મારા ગજા ને ભેજા બહારની વસ્તુ છે. કારણ કે મહાન્ યોગીરાજો પણ તેના ભયથી ત્રસ્ત થઈ યોગાભ્યાસ કરે છે. ત્રિભુવનજન તેમની ચાકરી કરે છે. મેં અતિઆદર પૂર્વક આપનું આમંત્રણ તેમને આપ્યું ત્યારે તેમણે કહ્યું 'આ મારા છડીદારને સાથે લઇ જાવ અને તેની સાથે રાજાના મંત્રીને સત્વર અહીં મોકલી આપો. મારી રીત-ભાતને આવશ્યકતા તે અહીં આવીને જોઇલે તો પછી મારી સગવડ સારી સાચવી શકે. તેની સાથે સાથે રાજાને ત્યાં હું સરળતાથી આવી શકીશ.' પેલા બનાવટી છડીદારે પણ મંત્રીને કહ્યું 'આપ શિઘ્ર ચાલો, હું લેવાજ આવ્યો છું.' મંત્રીને તૈયાર કરી ચિતામાં નાખવામાં આવ્યો ને તેનો નાશ થયો.

હરિબળે રાજાને વાસ્તવિક વાત સમજાવી કહ્યું 'રાજા ! પરસ્ત્રીના સંગના પરિ-

ણામ સારા નથી. આપને સારા ઘરની રાજકન્યા પત્ની તરીકે મળેલી છે. માટે કુબુદ્ધિ છોડી આપ ચિરકાળ રાજ કરો. મેં માત્ર મંત્રીને મૃત્યુ પમાડયો છે ને સ્વામીદ્રોહના પાતકથી બચવા આપનો નાશ કર્યો નથી. મને ઘણો ખેદ થાય છે. પણ ના છુટકેજ મારે મંત્રીને મારવો પડયો છે. કારણ કે એ આપને નિરંતર પાપબુદ્ધિ આપ્યા કરતો હતો.' હરિબલની ચતુરાઈથી રાજા ઘણો પ્રસન્ન થયો. આગળ જતા આ જ રાજાની પુત્રી હરિબળને પરણી.

આ તરફ કંચનપુરના રાજા જિતારિએ પોતાની પુત્રી વસંતશ્રી ને જમાઈ હરિબળની ભાળ મળતા મોટા આડંબરપૂર્વક તેમને તેડાવ્યાં. અદ્‌ભુત યોગ્યતાથી રંજિત થયેલા રાજાએ હરિબળને પોતાનું રાજ્ય આપી નિર્વૃત્તિ લીધી. હરિબળ રાજા થયા. બધો જ પ્રતાપ અહિંસાધર્મનો છે એમ નમ્રપણે માનવા લાગ્યા. પોતાના દેશમાં અહિંસાની ઘોષણા કરાવી. એક ગુરુ મહારાજના ઉપદેશથી તેમણે સાતે વ્યસનોનો આખા દેશમાંથી ત્યાગ કરાવ્યો ક્રમે કરી ધર્મ આરાધનામાં આગળ વધતા, પુત્રને રાજ્ય ભળાવી ત્રણે રાણીઓ સાથે દીક્ષા સ્વીકારી. પ્રાંતે હરિબળમુનિ મુક્તિ પામ્યા. કૃતકૃત્ય થયા.

આ હરિબળનું ચરિત્ર સાંભળીને હે ભવ્યો ! 'પરિપૂર્ણ ફળને આપનાર અહિંસા-જીવદયા માટે શ્રેષ્ઠ પુરુષાર્થ કરો. ( આ ચરિત્ર પ્રતિક્રમણ સૂત્રની બૃહદ્‌ ટીકામાં સવિસ્તર છે. )



## ૬૬. નિર્દયતાનું ફળ.

વિરતિ વિનાના નિર્દયો, નિરપરાધી જીવોનો વધ કર્યા કરે છે તે નિરંતર ભવ-કંદરામાં ભૂંડી રીતે ભમ્યા કરે છે.

પુષ્પમાલાની ટીકામાં જણાવ્યું છે કે 'જે આત્માઓ પ્રાણીને મારવા-વધ બંધન કરવામાં સદા તત્પર હોય છે, અતિદુઃખ આપનાર હોય છે તેઓ મૃગાવતીના પુત્રની જેમ સકલદુઃખના ભાજન થાય છે. વધ એટલે લાકડી આદિનો પ્રહાર, બંધન એટલે દોરડા આદિથી બાંધવું અને મારણ એટલે પ્રાણનો વિયોગ કરાવવો. એ વધ, બંધન ને મારણમાં રક્ત તેમજ જુઠું આળ દેવા પ્રમુખથી આ જીવ ઘોર પાપ બાંધે છે અને મૃગાપુત્રની જેમ સઘળા દુઃખોનું સ્થાન બને છે. વિપાકસૂત્રમાં તેનું ચરિત્ર આ પ્રમાણે આપવામાં આવ્યું છે.

### મૃગાપુત્રની કથા.

વિશ્વવંદ્ય પરમાત્મા મહાવીરદેવ પૃથ્વીતલ પાવન કરતા એકદા મૃગ ગામના ઉદ્યા-

નમાં પધાર્યા. અવસરે પ્રભુની આજ્ઞા લઈ શ્રી ગૌતમ સ્વામી ગૌચરીએ ગયા. વળતાં તેમણે માર્ગમાં એક અંધ જોયો જે અતિવૃદ્ધ હતો ને કોઢના રોગથી રીબાતો હતો. એનું દુઃખ, નિરાશા, અનિશ્ચિતતા અને સહન ન થઈ શકે તેવી ઘોર બળતરાની એ પીડા જોઇ શ્રી ગૌતમસ્વામીનું હૃદય દયાથી છલકાઇ ગયું. એ રાંકની વ્યથા તેમની નજરોમાં કરુણા બની અંજાઇ ગઇ. તેઓ ભગવંત પાસે આવ્યા ને પ્રભુને પૂછી બેઠા 'ભંતે! સમસ્ત દુઃખોના સ્થાનરૂપ એ અંધ કોઢીયાને કેટલી પીડા. વૃદ્ધાવસ્થા ને નિરાધાર દશા! માખીઓ પણ એને ખાઈ જવા તૈયાર થઈ છે. શું પ્રભુ! સંસારમાં આટલો દુઃખી બીજો કોઈ માણુસ હશે ?'

કરુણાસિંધુ ભગવાને કહ્યું 'ગૌતમ! દુઃખની શી વાત કરવી ? સંસારમાં દુઃખોનો પાર નથી. જ્ઞાન વિના તે પૂરું દેખાતું પણ નથી. સંસાર તો ઠીક પણ આ જ ગામમાં અને તેય અહીંના રાજાને ઘેર મૃગાવતી રાણીના પ્રથમ રાજકુમારને તું જો, તો ખબર પડે કે માણસનું દુઃખ કેવું હોઇ શકે છે? તેને આંખ, કાન, નાક, મુખ આદિ શરીરની ઇંદ્રિયો કે આકૃતિ નથી. લોઢી (તવો) ના આકારના પીંડ જેવો તેનો સતત દુર્ગંધી દેહ છે. તેમાંથી ગંદો-ગંધાતો પ્રવાહી-લોહી-પરુ ઝર્યા કરે છે. રાજમહેલમાં જન્મીને એ અંધારા ભોંયરામાં જીવે છે. તેના દુઃખની સામે આ કોઢીયા અંધનું દુઃખ તો કાંઇ નથી. કોઢીયો કહી તો શકે છે. દુઃખ રડી તો શકે છે.!' પ્રભુની વાત સાંભળી ગૌતમ આકંઠ અચરજમાં મગ્ન થયા. અને....અને પ્રભુની આજ્ઞા લઇ ઉપડયા તેને જોવા, રાજાને ઘેર. ગુરુ ગૌતમને પોતાના મહેલમાં પધારેલા જોઈ રાજરમણી મૃગાદેવી અડધી અડધી થઇ ગઇ, આનંદ પ્રગટ કરતા બોલી 'અહો ભાગ્ય મારા, ભગવન્! કાંઈ અચાનક કૃપા થઇ.?' ગુરુ બોલ્યા 'રાણી! તમારા કુમારને જોવા આવ્યો છું.' સાંભળી રાણી ઘણા રાજી થયા. શ્રી ગૌતમને આસન આપી તે પુત્રને લેવા ગઈ. થોડી જ વારમાં દેવ જેવા પુત્રોને સજાવી ધજાવી લઇ આવી. પરાણે વહાલ ઉપજે એવા સુંદર પુત્રો. પણ ગણધરની આંખ એકે પર ન ઠરી.

રાણી વિમાસણમાં પડી. શ્રી ગૌતમ બોલ્યા 'ભગવાને જૂદા જ પુત્રની વાત કરી છે. તમારું પ્રથમસંતાન. રાણી! તે કયાં છે?' ને રાણીનું મુખ વિષાદ-ગ્લાનિથી ખરડાઇ ગયું. સ્વસ્થતા મેળવી તરત મૃગાદેવીએ કહ્યું 'ભગવન્! તે મહેલ નીચેના ભોંયરામાં છે. ક્ષણવાર પછી આપ મુખે વસ્ત્ર બાંધી પધારો. કારણ કે તે દુર્ગંધ સહી શકાય તેવી નથી. હું ભોંયરાના દ્વાર ઉઘડાવું પછી થોડી વારે દુર્ગંધ ઓછી થતાં આપશ્રીને બોલાવું. કરુણાળુ ગૌતમ સાંભળી રહ્યા. રાણી સાથે જઇને સમીપથી જોયો.

હાથ-પગ-પેટ-પીઠ-છાતી, આંગળાં-મુખ-માથું-નાક-કાન-આદિથી સાવ રહિત જન્મથી જ બહેરો મૂંગો ને નપુંસક. અસહ્ય વેદનાનું સ્થાન, શરીરની અંદરની તેમજ બાહ્ય નાડીમાંથી રુધિરાદિનો નિરંતર સ્રાવ થઈ રહ્યો હતો. ઘેંસ કે ભરડકા જેવો ખાદ્ય-પદાર્થ તેના પીંડ જેવા શરીર પર પાથરતા તે શરીરના છિદ્રો તેને શોષી લેતા ને થોડી જ

વારમાં વિપરિણામ ( વિષ્ઠા જેવું ) પમાડી પાછું કાઢી નાખતા. સૂત્રની સીમા રેખા, મૂર્તિમાન પાપ જ જોઇ લો. તેવા મૃગાપુત્ર લોઢીયાને જોઇ શ્રી ગૌતમ પ્રભુ પાસે આવ્યા તેઓ પણ જાણે ખિન્ન થઇ ગયા હતા. તેમની વિચારસૃષ્ટિ મૃગાપુત્રનું દુઃખ દરિયો થઇ વીંટળાઇ વળ્યું હતું. આખરે તેઓ પ્રભુજીને પૂછી જ બેઠા 'દયાળ ! આ કયા પાપનું ફળ બિચારો ભોગવતો હશે ?' પ્રભુએ કહ્યું 'ગૌતમ ! આ સંસારમાં બધુ સુનિશ્ચિત જ થાય છે. નિરપરાધીને અહી દંડ નથી. કરેલ અપરાધની જ એ સજા ભોગવે છે.

શતદ્વારનગરના સ્વામી ધનપતી નામક રાજાનો ઇક્કાઇ રાષ્ટ્રકૂટ નામનો સામંત પાંચસો ગામનો ધણી હતો. લંપટ અને વ્યસની હોઇ તેને પૈસાની જરૂર પડતી. પૈસા માટે તેણે લોકો ઉપર આકરા કરો નાંખ્યા હતા. કર વસુલીમાં તેણે ઘણા કઠોર કાયદા ઘડયા હતા. પ્રજાને રંજાડીને પણ મોજ માણતો. વેપારીઓ ત્રાસી ગયા હતા. દંડ કરવામાં તે ઘણો ક્રૂર હતો. તેથી કોઇની આંખો ફોડાવવી, કાન કે નાક કપાવવા તેના માટે સાવ સામાન્ય વાત હતી. એના નામથી લોકો ધ્રુજી ઉઠતાં. માણસ પોતાના જ આવતા દિવસોનો વિચાર કરતો નથી ને દિવસો આવ્યા વિના રહેતા નથી. એમ કરતા તેનું શરીર ક્ષીણ થઈ વ્યાધિગ્રસ્ત થવા લાગ્યું. જોતજોતામાં તેને અનેક (સોળ) રોગોએ ઘેરી લીધો. શ્વાસ, ઉધરસ, તાવ, બળતરા, પેટનું શૂળ, ભગંદર, મસા, અજીર્ણ, આંખનો પડદો ફરી જવો, શરીરે સોજા, અન્નપર અત્યંત અરુચિ, આંખનો દુઃખાવો, ખસ, ખુજલી કાનમાં ચસકા, ડાઢની પીડા, જળોદર આદિ તો દેખાતા જ હતા, ત્યાં કોઢે પણ દેખાવ દીધો. તેનું આખું શરીર ગંદુ–બેડોળ ને બિહામણું થઈ ગયું. કાંઇ પણ ખાવા કે ભોગવવા યોગ્ય ન રહ્યો.

કહ્યું છે કે દુષ્ટો, દુર્જનો, પાપીઓ, ક્રૂર કર્મ કરનારા અને અનાચરમાં રત રહેનારાઓને આ ભવમાં જ પાપના ફળ મળે છે.

તે રાઠોડે ક્રોધ અને લોભને વશ થઇ ઘોર પાપો કર્યા અને માણસના મોંઘા ભવને પાપાચારમાં વીતાવ્યો. અઢીસો વર્ષના આયુષ્યમાં માંદગીની ઘણી વ્યથા સહી મૃત્યુ પામી પ્રથમ નરકે ગયો. ત્યાં કારમી વેદના સહી આયુષ્ય પૂર્ણ થયે અહીં મૃગાદેવીનો પુત્ર થયો. એનું દુઃખ તો એ જ જાણે. ગૌતમ ! બત્રીશ વર્ષનું આયુ પૂર્ણ કરી ભરતના વૈતાઢ્ય પર્વત પાસે સિંહ થઇ ફરી પ્રથમ નરકમાં જશે. ત્યાંથી સરિસૃપ થઇ બીજી નરકે પછી પક્ષી થઇ ત્રીજી નરકે. એમ એકેક ભવના અંતરે સાતમી નરક પર્યંત જશે. પછી સ્થળચર–પશુ થઇ ખેચર આદિમાં ઉત્પન્ન થઇ વિકલેંદ્રિયમાં ભમી પૃથ્વી આદિ સ્થાવરોમાં ભટકી ચોર્યાશીલાખ જીવાયોનિમાં અનેક દુઃખો સહી અકામનિર્જરાએ હળુકર્મી થઇ કોઇ શેઠને ત્યાં જનમશે. ઉત્તમકુળના પ્રતાપે સુસાધુના સમાગમે તેને ધર્મની પ્રાપ્તિ થશે. ધર્મના પ્રતાપે આ દેવ–મનુષ્યનો ભવો પામશે ને અંતે મોક્ષ પણ મેળવશે ' ઇત્યાદિ મૃગાપુત્ર લોઢીયાનું ચરિત્ર સાંભળી શ્રી

ગૌતમ આદિ અનેક મહાનુભાવો દયાના મહિમાનો વિસ્તાર કરવાવાળા થયા. આ કથા સાંભળી સહુએ જીવોની સંપૂર્ણ હિંસાના ત્યાગનો પુરુષાર્થ કરવો. ચિત્તને સદા સ્વચ્છ અને અહિંસક રાખવું.



## ૬૭ અહિંસક જીવન.

અહિંસક જીવન એ સાચું જીવન છે. હિંસાની ઇચ્છા પણ પોતાના આત્મા માટેનો મોટો અપરાધ છે.

જે આત્મા સંકલ્પથી પરની હિંસા ચિંતવે છે. તે ખરેખર પોતાના આત્માને દુઃખની ભૂમિમાં નાખવા માટે પાપ ઉપાર્જે છે. આ સંબંધમાં દાસીપુત્રનો પ્રબંધ આ પ્રમાણે છેઃ—

### દાસીપુત્રનો પ્રબંધ.

કૌશાંબી નગરીમાં મહીપાળ નામનો રાજા શાસન કરતો હતો. એ સમયે એકવાર ત્યાંના ઉદ્યાનમાં અવધિજ્ઞાની વરદત્ત-અણગાર પધાર્યા. તેમણે દેશના આપતા કહ્યું 'જેમ ચંદ્રમા પોતાની ચાંદનીને રાજા અને ઢેડ બંનેના આવાસ ઉપર સરખી રીતે પહોંચાડે છે તેમ જિનધર્મનો જાણ આત્મા અપરાધી કે નિરપરાધી બંને પર સરખીજ દયા રાખે છે. આમ ઉપદેશ આપતાં ગુરુ મહારાજ અકસ્માત્ હસી ઉઠ્યા. તે જોઈ આખી સભા અચરજ પામી. કોઇએ પૂછ્યું. ભગવન્! આપના જેવા મોહવિજેતા સામાન્ય જનની જેમ હસે નહી. આપ જ ફરમાવો છો કે 'પ્રવચનમાં હસવાથી સાત કે આઠ પ્રકારના કર્મોનો બંધ થાય છે. તો આપ શા કારણે હસ્યા ? આપના હાસ્યમાં અવશ્ય કાંઇક મર્મ હશે જ. કૃપા કરી જણાવશો ?'

મુનિ બોલ્યા 'મહાનુભાવો ! સામે લીંબડા ઉપર પેલી સમળી બેઠી છે ને ? તે મને પૂર્વના વૈરને કારણે તે મને પોતાના પગથી ફાડી નાંખવા ઇચ્છે છે.' આ સાંભળી સહુને જબરું કૌતૂક થયું. સહુ પૂર્વ ભવની વાત જાણવા ઉત્કંઠિત થયા. સમળીને બોધ થાય તે ઉદ્દેશથી જ્ઞાની ગુરુએ અતીતની વાત ઉપાડી.

ભરતખંડના શ્રીપુરનગરમાં ધન્ય નામક શેઠ રહે. તેમને સુંદરી નામની સુંદર પણ વ્યભિચારિણી સ્ત્રી હતી. પોતાના યાર સાથે સ્વચ્છંદપણે રમણ કરી શકાય માટે તેણે પતિને મારી નાખવા વિષમિશ્રિત દુધ તૈયાર કર્યું. પતિને પીવરાવા જતી જ હતી કે તેને સર્પ કરડયો. તે રાડ પાડતી નાઠી ને દુધ દૂરે ઢોળાઈ ગયું. ધન્ય શેઠ જમતા જમતા ત્યાં દોડી આવ્યા. સુંદરીને શ્વાસ ચડયો હતો ને જોત-જોતામાં તેનું

શરીર શિથિલ ને શ્યામ પડવા લાગ્યું. કોઈપણ ઉપચાર થાય તે પૂર્વે તો સુંદરી મરી ગઇ. તેના ચરિત્રને ન જાણનાર શેઠે ઘણો વિલાપ કર્યો. સુંદરી મરીને સિંહ થઇ. શેઠે વૈરાગ્ય પામી દીક્ષા લીધી.

કેટલાક વર્ષે ધન્યમુનિ કોઈ વનમાં ધ્યાને સ્થિત હતા ત્યાં દૈવયોગે સિંહ બનેલા સુંદરીના જીવે ધન્યમુનિને ફાડી ખાધા. મુનિ બારમા દેવલોકમાં ઉપન્યા ને સિંહ અંતે ચોથી નરકે ગયો.

ધન્ય મુનિનો જીવ બારમા દેવલોકનું આયુષ્ય પૂર્ણ કરી ચંપાનગરીના દત્તશ્રેષ્ઠીનો પુત્ર થયો, નામ પાડયું 'વરદત્તકુમાર. તે બાલ્યકાળથી જ વિવેકી, દયાળુ અને ઉદાર હતો. સમજણો થતા તે સમ્યક્ત્વશાલી થયો. સુંદરીનો જીવ નરકાયુ પૂર્ણ કરી, અનેક ભવોમાં રખડી વરદત્તનો ઘરદાસી કામુકાનો પુત્ર થયો. બધા તેને દાસીપુત્ર કહી બોલાવતા. તે વરદત્તને શત્રુતાપૂર્ણ દૃષ્ટિથી જોતો. વરદત્ત આગળ જતા સર્વકાર્યભાર ને વહેવાર ઉપાડી લીધો, શેઠની જગ્યાએ પોતે આવ્યો. તેના પ્રત્યે ભારોભાર દ્વેષ છતાં સ્વાર્થ સિદ્ધિ માટે દાસીપુત્ર દયાનો દેખાવ ને ધર્મના ઢોંગ કરવા લાગ્યો. તેથી વરદત્ત શેઠને તેના ઉપર પ્રીતિ થઇ, તે તેને ધર્મબંધુ ગણવા લાગ્યો અંતઃકપટી દાસીપુત્રે માયાચારથી એવું ધર્માચરણ અને દાંભિક નિઃસ્પૃહતા બતાવી કે વરદત્ત શેઠે વિચાર્યું 'કર્મયોગે જીવ ગમે ત્યાં ઉત્પન્ન થાય, કુળની પ્રધાનતા તો છે, પણ આચારની પ્રધાનતા પરમાર્થે કલ્યાણ કરનારી છે. પછી તો શેઠે ધર્મભ્રાતા નહી પણ સગાભ્રાતા જેવો વહેવાર કર્યો ને એ રીતે લોકોમાં તેને પ્રસિદ્ધિ આપી. દાસીપુત્ર એવો વિનીત થઇ વર્તતો કે શેઠને મન એના જેવો કોઈ યોગ્ય માણુસ નહી. ને આંતરિક રીતે તે શેઠને મારી નાખી પોતે સ્વામી થવાના પ્રયત્નો કરતો.

એકવાર સાંજે જમીને ઉઠ્યા પછી દાસીપુત્રે વરદત્તને અતિ ઉગ્ર વિષની ગોળીવાળું પાન ખાવા આપ્યું. પાન લઈ શેઠ પોતાના ઓરડામાં આવ્યા. ખાવામાં વિલંબ થયો ને સૂર્ય પણ અસ્ત થયો. ચઉવિહારનું પચ્ચક્ખાણ કર્યું ને પાનનું બીડું શય્યાના ઓશિકા નીચે મૂકી દીધું.

સવારે ઉઠી નવકાર ગણી શેઠ દહેરાસરે ગયા. દાસીપુત્ર શૂન્યમનસ્ક થઈ પરિણામ જોવા ત્યાં આવ્યો. વરદત્તની સ્ત્રીના હાથમાં પાનબીડું આવતા તેણે સામે ઉભેલા દાસીપુત્રને બોલાવી કહ્યું ' લો દેવર ! પાન ખાવ ! ' શેઠ પત્નીના રૂપ-વાણી હાવભાવમાં મુગ્ધ બનેલા દાસીપુત્રે આનંદ પામી પાન ખાઇ લીધું. ક્ષણવારમાં તે ચક્કર ખાઇ ભૂમિ પર પટકાયો ને મૃત્યુ પામ્યો. દહેરેથી પાછા ફરેલા વરદત્તે આ પરિસ્થિતિથી વૈરાગ્ય પામી સાતક્ષેત્રમાં સદ્વ્યય કરી દીક્ષા લીધી. ઉત્તમ આરાધનાથી તેમને અવધિજ્ઞાન ઉત્પન્ન થયું. તે હું વરદત્ત મુનિ અને સામે સમળી દેખાય તે દાસીપુત્ર ! આ સાંભળી સહુ આશ્ચર્ય અને સમળી જાતિસ્મરણ જ્ઞાન પામી ગુરુચરણમાં પડી. તેણે

સર્વ અપરાધ ખમાવ્યા. મુનિના ઉપદેશથી અણુસણુ લઇ સ્વર્ગ મેળવ્યું. રાજા આદિએ અહિંસા ધર્મ આદર્યો. મુનિ ધર્મ આદરી મુક્ત થયા.

હિંસાના સંકલ્પથી પણુ થતાં અનર્થકારી પરિણામો-કટુ વિપાકો અતિ દુઃખદ છે, એમ દાસીપુત્રના પ્રબંધથી જાણી ક્રોધ-લોભાદિથી થતી હિંસાને છોડી દેવી જોઈએ. કેમકે તેમ કરવાથી વરદત્ત મુનિ અજરામર સ્થાન મોક્ષને પામ્યા.



## ૬૮. હિંસાનું જ્ઞાન થતાં જ છોડે, તે વિજ્ઞ.

વાસ્તવિક સમજણના અભાવે, તથાપ્રકારના કુળમાં જન્મેલા લોકો હિંસાને કુલાચાર માને છે, 'અમારે ત્યાં પરાપૂર્વથી હિંસા ચાલી આવી છે. યા અમારા પૂર્વજો તેમ કરતા આવ્યા છે. તેથી અમારા માટે તે પાપનું કારણુ નથી. ભગવાને અમને એવો જ જન્મ આપ્યો છે, પૂર્વજોએ આચરેલું આદરવું જ જોઈએ, તે ન કરીયે તો દોષનું કારણુ છે.' એમ મિથ્યાજ્ઞાન ને ઉંધી સમજણવાળાને માટે આ બોધ ઘણો આવશ્યક છે.

કુમારપાળ મહારાજાએ કુળમાં ચાલી આવતી હિંસા છોડી ઉત્તમ પ્રકારે દયાવ્રત પાળ્યું હતું. તેથી તેઓ પરમાર્હત કહેવાયા. તેમનું કથાનક આ પ્રમાણે છે.

### પરમાર્હત કુમારપાળ રાજાની કથા.

સંવત અગિયારસો છાસઠની સાલમાં ગુજરાતની રાજધાની પાટણમાં સિદ્ધરાજ જયસિંહ પુત્ર વિના મૃત્યુ પામતાં કુમારપાળ રાજા થયા. કહ્યું છે કે—

લક્ષ્મી કાંઈ કુળક્રમથી જ ચાલી આવે છે માટે કે શાસન પત્રમાં લખાયેલી હોય છે માટે મળે છે કે સ્થિર થાય છે એવું નથી. એતો ખડ્ગથી મેળવીને ભોગવાય છે, તેથી કહેવાયું છે કે-વીરભોગ્યા વસુંધરા.

કુમારપાલે પચાસવર્ષની વય સુધી દેશાંતરોમાં પરિભ્રમણ કરવાથી મળેલ અનુભવસિદ્ધ દક્ષતાથી રાજનીતિનું ઘડતર કર્યું હતું. તેમણે દિગ્વિજય દ્વારા અગ્યાર લાખ ઘોડા, અગ્યારસો હાથી, પચાસ હજાર રથો, બોંતેર સામંત અને અઢાર લાખ સૈનિકોનું પાયદળ આદિ મેળવ્યું હતું. તેના દિગ્વિજયનો વિસ્તાર ચરિત્રગ્રંથોમાં આ પ્રમાણે લખ્યો છે :—

પૂર્વમાં ગંગાનદી સુધી, દક્ષિણમાં વિંધ્યપર્વત પર્યંત, પશ્ચિમમાં સિંધુ નદી સુધી અને ઉત્તરમાં તુર્ક સુધી તેમનો રાજ્યવિસ્તાર હતો. ત્યાં સુધી તેમનું શાસન ચાલતું હતું.

રાજસભામાં એકવાર શ્રી હેમચંદ્રસૂરીશ્વરજી પધાર્યા, તેમને જોઇ કુમારપાળે તરત ઉભા થઇ આદર આપ્યો. પૂર્વના ઉપકારો સંભારી તેમને સિંહાસન પર બેસાડ્યા ને વંદના કરી કેટલીક ઔપચારિક વાતો પછી રાજાએ પૂછ્યું 'મહારાજજી! ધર્મોમાં કયો ધર્મ શ્રેષ્ઠ?' આચાર્યદેવે કહ્યું 'રાજા! અહિંસાધર્મ સર્વશ્રેષ્ઠ ધર્મ છે. અહિંસા સર્વશાસ્ત્ર ને સર્વધર્મમાં સર્વપ્રધાન છે.

જ્યાં દયા નથી ત્યાં કશું જ હિતકર નથી. દયાહીન ધર્મ તરત જ છોડી દેવો. શ્રી કૃષ્ણે પણ યુધિષ્ઠિરને કહ્યું છે કે 'હે યુધિષ્ઠિર! જ્યાં પ્રાણિવધ થતો હોય તે યજ્ઞ અહિંસક કે નિર્દોષ નથી માટે જ્યાં સર્વજીવો પર દયા રહેલી છે તે જ ધર્મ-યજ્ઞ છે. મિમાંસામાં જણાવ્યું છે કે 'જો અમે પશુઓથી યજ્ઞ કરીયે છીયે તો ખરે-ખર ઘોર અંધકારમાં ડૂબી જઇએ છીયે. હિંસાથી ધર્મ થાય એ કદી બન્યું નથી ને બનશે પણ નહી.

જૈનદર્શનમાં જણાવાયું છે કે 'આખો સંસાર ધર્મ ધર્મ કરે છે. માટે કષ, છેદ અને તપ એ ત્રણ પ્રકારે સોનાની થતી પરીક્ષાની જેમ ધર્મની પરીક્ષા કરવી. પરસ્પર વિરોધી ૩૬૩ મતભેદ છે. છતાં તેઓ અહિંસાને દુષિત કરતાં નથી. માટે જ્યાં શ્રેષ્ઠ અહિંસા હોય તે સ્વીકારવી.' આ ઉપદેશથી ધર્મની પીછાણ થયા છતાં લોકલજ્જાદિ કારણે મિથ્યાત્વ છોડી શક્યો નહી, કહ્યું છે કે 'કામરાગ અને સ્નેહરાગ સરળતાથી છોડી શકાય છે પણ દૃષ્ટિરાગ તો સત્પુરુષોને માટે પણ દુઃખે કરી નિવારી શકાય તેવો હોય છે.

રાજાએ કહ્યું 'કૃપાલ! કુળધર્મ અને દેશાચાર કેમ કરી છોડાય? નીતિમાં તેમ જણાવ્યું હોઇ તે કુળધર્માદિ છોડવું અનુચિત છે.'

શ્રી હેમચંદ્રસૂરિજી બોલ્યા, 'રાજા, શુભકાર્ય ન ત્યજવાના સંબંધમાં આ નીતિ-વાક્ય છે. શું કુળક્રમથી ચાલ્યા આવતા રોગો, નિર્ધનતા, દાસતા આદિનું નિવારણ કોણ ન ઇચ્છે? કહ્યું છે કે જ્યાં સુધી બીજાની પ્રતીતિમાં મતિ પ્રર્વતતી હોય ત્યાં સુધી તેના બધા વિચારો દુઃખદાયી છે. માટે પોતાના ચિત્તને સાચા સ્વાર્થમાં જોડવું. કેમકે આપ્ત વચનો કાંઇ આકાશમાંથી પડતા નથી. મૂઢાત્માઓ કુલક્રમથી આચરે છે ત્યારે વિદ્વાનો–સમજુ પરીક્ષા દ્વારા નિર્ણય કરીને ધર્મ આદરે છે. કોઇક એવાં પણ મૂઢ હોય કે પૂર્વજોના ખારાકૂવાના પાણી પીવે પણ નજીકના મધુરજળના કૂવે જોવાય ન જાય. કોઈ લોખંડ વંઢારીને ફરનાર રૂપું કે સોનું મળવા છતા લોઢું જ રાખવાનો આગ્રહ રાખનાર વહેપારીની જેમ ધર્મની બાબતમાં વર્તે તો તેને દુરંત સંસારનો અંત ક્યા? માટે રાજા, ધર્મ તો દયામૂલક જ છે, આ વાત સર્વશાસ્ત્રોથી પ્રમાણિત છે, માટે ભ્રાંતિ છોડી દયાધર્મમાં સ્થિર ચિત્તવાળા થાવ.' ઇત્યાદિ યુક્તિસંગત ઉપદેશથી પ્રતિબોધ પામી શ્રી કુમારપાલ મહારાજાએ પ્રાણાતિપાત વિરમણ વ્રત લીધું અને પોતાના રાજ્યમાં ઢંઢેરો પીટાવી ઘોષણા કરાવી કે 'સ્વ કે પર માટે જે જીવહિંસા

કરશે તે રાજદ્રોહી ગણાશે.' તથા પારધી કસાઇ, માછી કલાલ આદિને નિર્દોષ જીવિકાનો પ્રબંધ કરાવી આપ્યો.

એકવાર કોપિત થયેલી કુળદેવીએ કુમારપાળના શરીરમાં ઘણી વ્યથા ઉત્પન્ન કરી. તે પીડા જોઈ તેમના વાગ્ભટ્ટ નામના મંત્રીએ કહ્યું 'મહારાજા, શરીરની સ્વસ્થતા આવશ્યક છે માટે દેવીને પશુ આપી સ્વયંની રક્ષા કરો.' આ સાંભળી રાજા બોલ્યો અરે ? તમે તો કેવા સત્ત્વહીન વાણીયા છો ? મારી ભક્તિમાં ઘેલા થઇ તમે શું બોલ્યા ? જીવને ભવે ભવે ભવના કારણરૂપ શરીર તો મળ્યા જ કરે છે. પરંતુ સર્વજ્ઞ પ્રભુએ કહેલો મુક્તિ આપનાર દયાધર્મ સ્હેજે મળતો નથી. શ્વાસ ચપળ છે ને જીવન તદ્રૂપ છે, તો તેને માટે મુક્તિ આપનાર સ્થિર દયાને હું શા માટે છોડું ?' અને ધર્મની આવી દૃઢતાના પ્રતાપે રાજાના રોગ નાશ પામ્યા.

વંદન કરી રાજા ઉભા હતા ત્યારે શ્રી હેમચંદ્રસૂરિજીએ કહ્યું 'રાજા, દેહમાં દુઃસહ્ય કષ્ટ હતું ને લોકો સ્પષ્ટ દૈવીકોપ કહેતા હતા, છતાં તમારી શ્રદ્ધા જરાય ડગી નથી. તે ઘણા સંતોષની વાત છે. સાચે જ તમે પરમાર્હત છો' ત્યારથી કુમારપાળ પરમાર્હત કહેવાયા. રાજાના મુખમાં તનમાં, મનમાં, ઘરમાં, નગરમાં, દેશમાં એમ સર્વત્ર દયા વ્યાપક થઈ ગઇ ને હિંસાનું સ્થાન જ જાણે ખલાસ થઇ ગયું. હિંસાની જરાય પુષ્ટિ કયાંય ન હોઈ જાણે તે સાવ દુબળી પાતળી થઈ ગઇ ને પોતાના બાપા મોહની પાસે આવી. મોહે લાંબાકાળે આવેલી ને સાવ બદલાઈ ગયેલી દિકરીને ઓળખી પણ નહી. હિંસા બોલી 'હું તમારી વહાલી ને લાડકી દિકરી હિંસા ! મને ન ઓળખી ? મોહે કહ્યું' તું સાવ નખાઇ કેમ ગઇ છે ?' તે બોલી 'તાત, શું વાત કરું ? રાજા-કુમારપાળ પૃથ્વીપર મોટા રાજનો ધણી છે, તેણે મને હાંકી કાઢી છે.' ક્રુદ્ધ થયેલો મોહ બોલ્યો 'બેટા ! રો નહી, તારા વૈરીઓને હું રડાવીશ. ત્રિભુવનમાં એવું કોઈ પાકયું નથી જે મારા કહ્યા પ્રમાણે ચાલે નહી.' 'એમ કહી મોહરાજાએ સૈન્ય સાબદું-કર્યું. કદાગ્રહ મંત્રી, અજ્ઞાનરાશિ સેનાપતિ, મિથ્યાત્વ, વિષય, અપધ્યાન આદિ મહા યોદ્ધાઓ, તથા હિંસાની સાથે પાણિગ્રહણ કરાવનારા યજ્ઞકારીઓ, આમ જંગી સવારી લઇ મોહમહારાજ ચૌલુકય વંશના શણગાર જેવા કુમારપાળ સામે આવ્યા, ને એવો માર ખાઇ ભાગ્યા કે ઘરે આવી બળાપો કરવા લાગ્યા.

રાગાદિ રાજકુમારો બાપાની બૂમો સાંભળી આવી પહોંચ્યા. ને બોલ્યા 'બાપા ! તમો ગરુડ જેવા ને કુમારપાળ ટીટોડી જેવો છે. તેની ધર્મસેના જીતતા વાર કેટલી ?' મોહનો મોટો પુત્ર રાગ બોલ્યો 'હું એકલો જ વિશ્વજેતા છું. ઈન્દ્ર અહલ્યાનો જાર બન્યો. બ્રહ્મા પોતાની પુત્રીની પાછળ પડયા ચંદ્રે ગુરુપત્નીને ભોગવી. આમ મેં કોને નથી જીત્યા ? મારૂં એક બાણ જગતમાં ઉન્માદ જગાડી શકે છે.' એવામાં આંખ-માંથી અંગારા વરસાવતો ક્રોધ બોલ્યો. 'હજી એને મારી શક્તિનો ખ્યાલ નહી હોય.

આખા સંસારને હું આંધળો ને બહેરો કરી મૂકું. ધીરને-સચેતનને હું જડ જેવો કરી મૂકું. મારા પ્રભાવથી બુદ્ધિમાન પણ કૃત્યાકૃત્ય જોઈ ન શકે. પોતાના હિતની વાત પણ ન સાંભળે. ક્ષણવારમાં ભણેલું પણ વિસરી જાય.' એમ લોભ અને દંભે પણ ભુજદંડ આસ્ફાલન કરતા પોતાની વીરતાના ઉદાહરણો આપ્યા. પછી બધા ભેગા થઇ પોતાના શત્રુ ધર્મરાજા તેમજ તેના પક્ષે રહેનાર કુમારપાળ સામે હુમલો લઇ ગયા. કુમારપાળે ધર્મરાજાના મહામાત્ય સદાગમ ( સત્શાસ્ત્ર )ની સલાહ પ્રમાણે મોર્ચો-વ્યૂહ ગોઠવ્યા ને થોડીજ વારમાં પરાભવ લઇ માર ખાઇ પીછેહઠ કરી ભાગી આવ્યા.

કુમારપાળનું આવું અદ્ભુત સૌભાગ્ય અને સાહસ જોઇ પ્રસન્ન થયેલા ધર્મરાજાએ પોતાની અતિવહાલી સ્વરૂપશાલી કન્યા કૃપાસુંદરીનું તેની સાથે વેવિશાળ કર્યું અને હેમચંદ્રસૂરિજીએ લોકોત્તર વિવાહવિધિ અરિહંતદેવની સાક્ષીએ ધર્મધ્યાનના ચાર પાયા રૂપ ચૌરીમાં, નવતત્ત્વમય વેદીમાં પ્રબોધરૂપી અગ્નિ પ્રગટાવી તેમાં ભાવનારૂપી ઘૃત-હોમ પૂર્વક કુમારપાળને કૃપાસુંદરીનું પાણિગ્રહણ કરાવ્યું, ચત્તારિ મંગલ આદિ મંગળ કર્યાં. સંતુષ્ટ થયેલા ધર્મરાજાએ કરમોચન અવસરે જમાઈ કુમારપાળને સુખ-સૌભાગ્ય, આરોગ્ય, બળ આદિ આપ્યાં. રાજાએ કૃપાસુંદરીને પટ્ટરાણી બનાવી. ( આ બધું આંત-રિક ગુણોનું રૂપક સમજવું. )

એકવાર રાજાને ધર્મ ને રાજ્ય પામ્યા પૂર્વે કરેલું પાપ સાંભર્યું. વર્ષો પૂર્વે કુમારપાળ જ્યારે ઘણી વિપત્તિમાં હતા ને દધિસ્થળીને માર્ગે જતા હતા ત્યારે એક ઝાડ નીચે વિસામો લેવા બેઠા. ત્યાં પાસેના દરમાંથી એક ઉંદર ચાંદીનો રૂપીયો મોઢામાં લઇ બહાર આવ્યો. એક પછી એક એમ તેણે એકવીસ મુદ્રા કાઢી. રૂપીયાની ઢગલી આસપાસ નાચ્યો ને તે ઉપર આળોટયો. અણકલ્પ્યું આશ્ચર્ય વિસ્ફારિત આંખે કુમા-રપાળ નિહાળતા રહ્યા. વિચાર્યું 'આ પ્રાણીને આ રૂપીયા કશાજ કામના નથી છતાં આ તેમાં કેટલો લુબ્ધ છે? લાગે છે કે સંસારમાં ધનથી વધી બીજું કશું જ મોહક નહી હોય' આ બધી રમત કરી પોતાના રૂપીયા બિલમાં મૂકી દેવા પ્રથમ એક રૂપીયો મોંમાં દબાવી દરમાં પેઠો. બાકીના રૂપીયા ઉપાડી કુમારપાળ સામે ઉભા રહ્યા. ઉંદરે રુપીયા ન જોયા ને તેને ફાળ પડી. તરત તેનું હૃદય બંધ થઇ ગયું ને ઉંદર મરણ પામ્યો. આ જાણી કુમારપાળને ઘણો ખેદ થયો.

આ સંસારમાં ધન, જીવન અને સ્ત્રીમાં તથા તેવા જ બીજા પદાર્થોમાં કદી પણ તૃપ્તિ નહી પામતા જીવો એમ ને એમ ગયા, જાય છે ને ચાલ્યા જશે.

આમ પૂર્વના પાપને સંભારી તેના પ્રાયશ્ચિત રૂપે તે જગ્યાએ મૂષકવિહાર નામનો જિનપ્રાસાદ કરાવ્યો. તે આજે પણ વિદ્યમાન છે.

એકવાર શાકંભરી નગરીનો આનાક નામનો રાજા, જે કુમારપાળનો બનેવી હતો તે પોતાની પત્ની સાથે સોગઠાબાજી રમતો હતો. સાર (સોગઠી) મારતા તે મશ્કરીમાં બોલ્યા 'આ મુંડાને માર્યો.' રાણી બોલી 'બોલવામાં વિવેક રાખો. તમને મારા

ભાઈના ગુરુની અદેખાઈ આવે છે. આજે એમનો પ્રતાપ છે કે માણુસ જ નહી જનાવરો પણુ ગળેલાં પાણી પીવે છે, તેમણે હિંસાને નિવારી છે' રાણીએ કહ્યા છતાં તે વારે વારે બોલવા લાગ્યો ને રાણી વારવા લાગી. છેવટ એ ન માન્યો ત્યારે ખીજાયેલી રાણી બોલી 'અરે જાંગડા! જીભને સાચવો. મને પત્ની સમજી કંઇ ન ગણુતા હોય પણુ મારા ભાઈ કુમારપાળનો પણુ તમને ભય નથી.'

આ સાંભળી ખીજે ભરાયેલા આનાકે પત્નીને પાટુ મારી. પત્નીએ કહ્યું 'તમારી જીભ મારા ભાઇ પાસે ન ખેંચાવું તો હું રાજપુત્રી નહી. તમારી દુષ્ટતાનું ફળ અહીં જ તમને મળશે.' એમ કહી તે પાટણુ આવી અને ભાઇને પોતાની પ્રતિજ્ઞા જણુાવી.

તરત કુમારપાળે મોટું સૈન્ય લઇ શાકંભરી ઉપર ચડાઇ કરી. આનાક રાજા પણુ ત્રણુ લાખ ઘોડા, પાંચસો હાથી ને દસલાખ પાયદળ સાથે સમરની ભૂમિમાં આવી ઉભો. કુમારપાળની અતિપ્રબળ સેના જોઇ આનાકે પાણીની જેમ પૈસા વેરી કુમારપાળના માણુસો ફોડી નાખ્યા. રણુભેરી ગર્જી ઉઠી. આનાકના સૈનિકો સામેથી આવવા લાગ્યા, પણુ કુમારપાળના આગળી હરોળના યોદ્ધાઓને ઉદાસવૃત્તિવાળા જોઇ રાજાએ પોતાના મહાવતને પૂછ્યું 'યુદ્ધમાં સામંતો આગળ કેમ આવતા નથી?'

મહાવતે ઉત્તર આપતા કહ્યું 'મહારાજ! લાગે છે કે દ્રવ્યની લાલચે ફૂટી ગયા લાગે છે. રાજાએ તરત તેને પૂછ્યું 'તારી શી સ્થિતિ છે?' તેણે કહ્યું 'હું અને આ કલહ પંચાનન હાથી આપની સાથે જ છીયે.' આ જાણી ચિંતિત થયેલા રાજાએ હાથીને આગળ ચલાવવા કહ્યું. તે વખતે ચારણે લલકાર્યું–

> કુમારપાળ! ના ચિંત કર, ચિંત્યું કિમપિ ન હોય;
> જિણે તુહ રજજ સમપ્પિયું, ચિંતા કરશ્યે સોય. ૧
> અસ થોડા ને રિઉ ઘણા, ઇય કાયર ચિંતંત;
> મુદ્ધ નિહાળો ગયણલો, કે ઉજ્જોય કરંત. ૨

**અર્થ:**—રાજા ચિંતા ન કર, ચિંતાથી કશું થતું નથી,જેણે રાજ્ય આપ્યું છે, તે રક્ષણુની પણુ ચિંતા કરશે, હે ભલા રાજા, અમે થોડા ને શત્રુ ઘણા એવું કાયર ચિંતવે છે, ઉપર ગગનમાં જો, ઉદ્યોત કરનાર કેટલા છે. અર્થાત્ એક સૂર્યે જ બધું અજવાળ્યું છે.' આવા વચનોથી ઉત્સાહિત થઇ કુમારપાળ સંગ્રામમાં આગળ વધ્યા. તેમના યોદ્ધા પણુ રાજાની વીરતા, તેજસ્વિતા આદિ જોઇ તેમને અનુસર્યા. બંને વચ્ચે જોરદાર યુદ્ધ મંડાયું. અંતે અતુલ પરાક્રમી કુમારપાળે વિજળી જેવી ચપળતાથી આનાક રાજાના હાથી પર કુદકો માર્યો. અંબાડી પરની ધ્વજા છેદી આનાકની છાતી પર ચડી બેઠા ને બોલ્યા 'રે વાચાળ! મારી બેનના વચન યાદ આવે છે. હું તેની પ્રતિજ્ઞા પૂરી કરવા આવ્યો છું. બોલ તારી જીભનું શું કરુ? જેથી એ કદી પણુ હિંસક શબ્દ પણુ બોલી ન શકે.' યમરાજ જેવા ભીષણુ ને સૂર્ય જેવા પ્રતાપી કુમારપાળને જોઇ આનાક થરથરવા લાગ્યો ને કાંઇ બોલી ન શક્યો.

એટલામાં કુમારપાળની બેન આવી ને પતિની ભિક્ષા માગી. કુમારપાળે કહ્યું 'રે જાંગડા! બેનનો પતિ સમજીને નહિ પણ દયાધર્મની મહાનતાથી તને જીવતો મૂકું છું. પણ મારી આજ્ઞા છે કે–' હવેથી તારા દેશમાં જમણે–ડાબે ભાગે જીભના આકારની પાઘડી રાખવી પડશે. તારા બાદ પણ પરંપરાએ આ ચિહ્ન જાળવવું જોઈએ જેથી મારી બેનની પ્રતિજ્ઞા પૂરી થઈ કહેવાય ને શિખામણ મળે.' આનાકે હાથ જોડી બધું મંજૂર કર્યું. આનાકરાજાને પકડી કાષ્ઠના પીંજરામાં ત્રણ દિવસ રાખવામાં આવ્યો. દ્રવ્યની લાલચમાં આવી ગયેલા સામંતો લજ્જા પામ્યા પણ રાજાએ ગાંભીર્યને લઈ કદી કોઈને કાંઇ કહ્યું નહી. પછી આનાકરાજાને તેનું રાજ્ય આપી, પોતાની આજ્ઞા મનાવી તેઓ પાટણ આવ્યા. ત્યારથી કોઇ 'મારો–મારી અરે મારીશ' એવો શબ્દ પણ બોલતું નહોતું.

એકવાર કોઈ ઇર્ષ્યાળુ બ્રાહ્મણ શ્રી હેમચંદ્રસૂરિજીને પાટણ આવતા સાંભળી બોલવા લાગ્યો. 'આ હેમડ સેવડ પાછો આવે છે. એની કંબલીમાં જૂઓ પડી ગઇ છે, મોઢું ગંધાય છે ને નાક બૂરાઈ જવાથી બોલતાં ગણગણાટ કરે છે. ભરવાડની જેમ દડદડાટ કરતો ચાલ્યો આવે છે.' પાછળ જ આવતાં શ્રી હેમાચાર્યે કહ્યું 'પંડિતજી! સૂત્ર કહે છે 'વિશેષણં પૂર્વં' તે તમે ભૂલી ગયા? હેમડ સેવડ પ્રયોગ દૂષિત છે, તમારે સેવડ હેમડ એમ બોલવું જોઈતું હતું.' કુમારપાળે આ જાણ્યું એટલે તે બ્રાહ્મણની આજીવિકાનો નાશ કર્યો.

એકવાર કોઇ કવિ દેવ જેવું બનાવટી રૂપ કરી હાથમાં પાના લઇ કુમારપાળની સભામાં આવ્યો. કોઇએ ઓળખ્યો નહી. રાજાએ પરિચય માગતા તેણે કહ્યું 'ઇન્દ્રે આ લેખ આપવા મને મોકલ્યો છે.' રાજાએ લેખ હાથમાં લઇ વાંચવા માંડયો–

સ્વસ્તિશ્રી પાટણનગરમાં બિરાજમાન રાજગુરુ શ્રી હેમચંદ્રસૂરિને સહર્ષ નમસ્કાર કરી ઇંદ્ર વિનતિ કરે છે કે 'હે ભગવન્! ચંદ્રમાનું ચિહ્ન મૃગ, યમરાજાનું વાહન પાડો, વરૂણનું વાહન જળચર જંતુ, વિષ્ણુના અવતાર મત્સ્ય–કચ્છપ અને વરાહ (ભૂંડ) આદિના કુળમાં તમે અભયદાન અપાવી ઘણું ઉત્તમ કાર્ય કર્યું છે. પૂર્વે શ્રી મહાવીર પ્રભુ જેવા ધર્મોપદેશક અને બુદ્ધિનિધાન અભયકુમાર જેવા મંત્રીશ્વર છતાં શ્રેણિકરાજા ન કરી શકયા તેવી જીવરક્ષા જેના અમૃતમય વચનો સાંભળી કુમારપાળ રાજાએ કરી છે, તે શ્રી હેમચંદ્ર ગુરુરાજને ધન્ય છે.' લેખ વાંચી, લાવનાર કવિને ઓળખી ધર્મનું માહાત્મ્ય સાંભળી સંતુષ્ટ થયેલા રાજાએ તે કવિની આજીવિકા બમણી કરી દીધી.

એકવાર રાજા ઘેવર જમતા હતા. સરખાપણાને લઇ તેમને પૂર્વેનું માંસભક્ષણ યાદ આવી ગયું. તરત ખાવાનું અટકાવી ગુરુ મહારાજ પાસે આવી પૂછયું 'નાથ! ઘેવર ખાવા કલ્પે કે નહી?' તેમણે કહ્યું 'તે વાણીયા–બ્રાહ્મણને કલ્પે પણ અભક્ષ્યનો ત્યાગ કરનાર ક્ષત્રિયને કલ્પે નહી કારણ કે તે ખાતાં માંસાદિનું સ્મરણ થઇ આવે

છે. ગુરુજીની વાત સ્વીકારી તરત નિયમ કર્યો અને બત્રીસ કોળીયા ખાધેલા માટે પ્રાયશ્ચિત તરીકે ઘેવરના વર્ણવાળા બત્રીસ જિનપ્રાસાદો કરાવ્યા.

આ અખિલ ભૂમંડલ પર કલિકાલસર્વજ્ઞ શ્રી હેમચંદ્રાચાર્ય છવાઇ ગયા હતા. તેમના અલૌકિક ગુણોએ અગણિત હૃદયમાં અદ્ભુત સ્થાન પ્રાપ્ત કર્યું હતું. તો કુમારપાલભૂપાલની ધર્મધગશ ને ગુરુભક્તિએ પણ અનોખુ વાયુમંડલ ઉભું કર્યું હતું. કુમારપાળની કીર્તિ પણ દિગંત સુધી વિસ્તરી હતી. સ્વયં આચાર્યદેવ પોતે-જેઓ કદી પોતાની કે કોઇ પણ માણસની કદી શ્લાઘા કરતા નહી પણ રાજાને કહેવા લાગ્યા-

किं कृतेन न यत्र त्वं, यत्र त्वं किमसौ कलिः ? ।
कलौ चेद् भवतो जन्म, कलिरस्तु कृतेन किम् ? ॥

અર્થ:- હે રાજા ! જો તું ન હોય ને (સત) કૃતયુગ પ્રવર્તતો હોય તો તેથી શું ? અને તારી ઉપસ્થિતિ હોય તો તે કલિકાલથી પણ શું ? અર્થાત્ તું હોય તો કલિકાલ ભલે રહ્યો, તારા વિનાનો કૃતયુગ અમારે નથી જોઇતો.

આ પ્રમાણે શ્રી કુમારપાળ મહારાજાનું ચરિત્ર અનેક રીતે સમૃદ્ધ અને પ્રેરણાદાયી છે. તેઓ આવતી ચોવીસીમાં થનાર પ્રથમ તીર્થંકર શ્રી પદ્મનાભસ્વામીના પ્રથમ ગણધર થશે. આમ શ્રી કુમારપાળે કુળપરંપરાથી ચાલી આવતી હિંસા પણ છોડી દીધી હતી અને શાસનની અદ્ભુત પ્રભાવના કરી હતી.



## ૬૯. ક્રોધાદિથી પણ હિંસક વચન ન બોલવા.

ક્રોધાદિથી હિંસક વચન બોલવા પણ મહા અનર્થકારી છે. તેના પરિણામ કેટલા વિષમ હોય છે, તે માતા ચંદ્રા અને પુત્ર સર્ગના જીવનથી આપણે જાણી શકીયે છીયે.

વર્દ્ધમાન નગરમાં સુઘડ નામનો કુળપુત્ર, પત્ની ચંદ્રા અને પુત્ર સર્ગ સાથે વસતો હતો પહેલેથી જ આ કુટુંબ ગરીબ હતું. નિષ્પુણ્ય જીવોને અગવડ ઘરમાં જ પડી હોય છે. સુઘડ માંદગીનો ભોગ બન્યો રહેતો ને માતા-પુત્ર મજૂરી કરવી પડતી. ચંદ્રા લોકોનું ઘરકામ કરતી ને સર્ગ જંગલમાં જઇ લાકડા કાપી લાવતો.

એકવાર સર્ગને મોડું થતા તેનું ખાણું શીકામાં મૂકી ચંદ્રા પાણીએ ગઇ. પરિશ્રમ ને ભૂખથી ખિન્ન થયેલો યુવાન સર્ગ ઘરે આવ્યો. ભૂખથી અકળાઇ ગયેલો પણ મા ઘરે નહોતી ને ખાવાનું ખોળવા છતાં હાથ ન આવ્યું. ક્રોધે ભરાઇ તે માની વાટ જોવા લાગ્યો. થોડીવારમાં ચંદ્રા આવી, ગુસ્સાથી લાલપીળો થતો સર્ગ બોલ્યો 'આટલી બધી વાર કયાં લાગી ? શું તને શૂળીએ ચડાવી હતી ? સાંભળીને ક્રોધથી

ધમધમતી ચંદ્રાએ કહ્યું ' મને આવતા કાંઇ વાર લાગી નથી. પણ તારા શું હાથ કપાઈ ગયા હતા? આ શીકામાંથી લઇને ખાતા શું જોર આવતું, તું.?'

આમ આ બંને જણે અજાણપણામાં દુર્વચનથી ઘોર દુષ્કર્મ બાંધ્યું. એમ ને એમ જીવનના દિવસો પૂરા થયા. પ્રાંતે મૃત્યુ પામી કેટલુંક ભવભ્રમણ કરી સર્ગનો જીવ તામ્રલિપ્તનગરમાં અરૂણદેવ નામે શ્રેષ્ઠીપુત્ર થયો અને ચંદ્રાનો જીવ પણ કેટલીક રઝળપાટ કરી પાટલીપુત્રમાં જસાદિત્યને ત્યાં પુત્રી તરીકે અવતર્યો. તેનું નામ દેવણી રાખ્યું. યોગ્યવયે તેનું વેવિશાળ અરૂણદેવ સાથે થયું. એકવાર અરૂણદેવ કેટલાક મિત્રો સાથે વહાણ માર્ગે વેપારે નિકળ્યો. ખરાબામાં ફસાઇ વહાણ ભાંગી ગયું. ભાગ્યજોગે એક એક મોટું પાટીયું તેના હાથમાં આવતા એક મિત્ર સહિત તે મહાકષ્ટે કાંઠે લાગ્યો. રખડતા રખડતા તેઓ એક નગરમાં આવ્યા. તે પાટલીપુત્ર નગર હતું. અરૂણને મિત્રે કહ્યું ' તારા સસરાનું ગામ છે. ચાલ આપણે એમને ત્યાં જઇએ.' અરૂણ બોલ્યો ' આવી દરિદ્ર સ્થિતિમાં ત્યાં જવું ઉચિત નથી.' મિત્રે કહ્યું ' તો પછી તું અહીં બેસ. હું નગરમાં જઇ ભોજનની સામગ્રી લઇ આવું.' ' સારૂં,' કહી તેણે ગામ બહારના દેવાલયમાં લંબાવ્યું ને પરિશ્રમને લીધે ક્ષણવારમાં જ ઘસઘસાટ ઉંઘી ગયો.

યોગાનુયોગ તે વખતે તેની વાગ્દત્તા પત્ની દેવણી હાથમાં મોંઘા આભૂષણ પહેરી ઉપવનમાં આવી હતી. ત્યાં કોઈ બળવાન ચોરે તેને પકડી હાથમાંથી કંકણ કાઢવા માંડયા પણ સરળતાથી ન નિકળતા તેણે તલવારથી તેના કાંડા જ કાપી નાખ્યાં. ત્યાં હાહાકાર મચી ગયો ને સમીપમાં રહેલા આરક્ષકો ચોરની પછવાડે દોડ્યા. ચોરને સંતાવાની કે ભાગી જવાની કોઇ સગવડ ન હોવાથી પકડાવાની પૂરી ધાસ્તી હતી. તે ભાગતો દેવમંદિરમાં આવ્યો. તેણે ત્યાં સૂતેલા અરૂણદેવને જોઇ તેની પાસે તલવાર અને કંકણ મૂકી દીધા ને પોતે પાસેના વનખંડમાં ચાલવા માંડયો. તરત જ જાગેલા અરૂણદેવે દૈવી ચમત્કાર માની તલવાર ને કંકણ ઉપાડયા ને આનંદથી જોયાં. ત્યાં તો રાજસેવકોએ આવી 'બોલ દુષ્ટ, હવે કયાં જઇશ.?' એમ કહી તેને પકડયો, માર્યો, બાંધીને રાજા સામે ઉભો કર્યો. રાજાજ્ઞાથી તેને તરત શૂલીએ ચડાવી દીધો.

અહીં અરૂણદેવનો મિત્ર ભોજન આદિ લઇને ત્યાં આવ્યો, ન મળતાં તપાસ કરી તો આવી દુઃખદ સ્થિતિ સાંભળી તે બેબાકળો થઇ જોરથી રડી ઉઠયો. ' ઓ મિત્ર! આ તારૂં ઓચિંતું શું થઇ ગયું?' ઇત્યાદિ વિલાપ સાંભળી લોકો ભેગા થઇ ગયા. ને તમે કોણ કયાંના રહેવાસી છો? વગેરે પૂછવા લાગ્યા. તેણે કહ્યું ' હવે શું કહું? એની વાત તો પૂરી થઇ ને હવે મારી પણ પૂરી થાય છે. એમ કહી તે શિલાથી આત્મહત્યા કરવા તત્પર થયો. સહુ લોકોએ તેને પકડી વાર્યો. લોકોના કહેવાથી તેણે આખી વાત કહી સંભળાવી. જસાદિત્યને પોતાની પુત્રી અને જમાઈની વાત સાંભળી ઘણો રંજ–ખેદ થયો. તેણે તત્કાળ દોડી અરૂણદેવને શૂલી પરથી નીચે ઉતાર્યો. તેના પ્રાણ જવાની તૈયારી હતી. તરત ઉપચાર કરવામાં આવ્યા. લોકો તેમજ જસાદિત્યે

રાજા તેમજ રાજપુરુષોને ઘણું સંભળાવ્યું. રાજાએ સ્વીકાર પણ કર્યો કે 'મારાથી ઉતાવળું પગલું ભરાઇ ગયું' પણ તેથી પરિસ્થિતિમાં કાંઈ ફર્ક પડયો નથી.

ત્યાં અચાનક ચાર જ્ઞાનના ધારક અમરેશ્વર મુનિજી પધાર્યા. આ બનાવથી વ્યથિત થયેલા લોકોના ટોળાને શાંત્વના આપતા તેમણે કહ્યું 'હે મહાનુભાવો! મોહનિદ્રામાંથી જાગો. ત્રિકરણ યોગે અહિંસાનો આદર કરો. વચન કે કાયાથી કરેલી હિંસા અતિ દુઃખદાયક છે, તેમ માનસિક હિંસા પણ નરકાદિ ઘોર દુઃખના ખાડામાં ધકેલે છે. તે બાબત આ દૃષ્ટાંત સાભળો.

વૈભારગિરિની તળેટીના ઉપવનમાં એકવાર કેટલાક લોકો ઉજાણી કરવા ભેગા થયા હતા. ત્યાં ખાન-પાનની વિવિધતા ને વિપુલતા જોઈ કોઈ ભીખારી ત્યાં ભીખ માંગવા આવ્યો. પણ તેના ઘોર અંતરાયે તેને કોઇએ ખાવાનું ન આપ્યું. આથી ખીજાયેલા તેણે વિચાર્યું 'હાય? આટલું બધું હોવા છતાં મને કોઈએ થોડું પણ ખાવાનું આપ્યું નહી. માટે આ બધાને મારી નાખવા જોઈએ. આમ વિચારી ક્રોધથી બળબળતો તે ગિરિપર ચડયો ને મોટો પત્થર (શિલા) તે લોકો પર ગબડાવવા લાગ્યો. દૈવયોગે શિલાની નીચે એ જ આવી ચગદાઈ ગયો ને લોકો બધાં દૂર ભાગી ગયા. લોકોનું કાંઇ બગડયું નહીં ને માનસિક પાપના જોરે ભિખારી નરકે ગયો. માટે જીવે સદા ધ્યાન રાખવું કે માનસિક હિંસા પણ ઘણા માઠા પરિણામો સર્જે છે.'

આઉર પચ્ચક્ખાણ પયન્નામાં જણાવ્યું છે કે 'આહારની ઉત્કટ અભિલાષાથી મત્સ્ય સાતમી નરકે જાય છે. માટે સાધુઓએ સચિત્ત આહારની અભિલાષા-માનસિક ઇચ્છા પણ ન કરવી. (આ મત્સ્ય તંદુલીયો-ગર્ભજ જાણવો) તંદુલ મત્સ્ય ચોખાના દાણા જેવડો હોય છે ને ભીમકાય મગર-મત્સ્યના મુખ પાસે-આંખની પાંપણમાં પેદા થાય છે. તે પ્રથમ સંઘયણવાળો અને દુષ્ટ મનોવ્યાપારવાળો હોય છે. મોટા મત્સ્યે પકડેલા માછલાના જથ્થામાંથી તે મોઢું દબાવે ત્યારે બે દાંતની પોલાણમાંથી નાના નાના માછલા નિકળી પાછા પાણીમાં ચાલ્યા જાય ને બચી જાય. તે જોઈ તંદુલીયો વિચારે કે 'આ મોટા મત્સ્યમાં આવડત નથી. તેની જગ્યાએ હું હોઉં તો એકે માછલું બચવા ન દઉં ને બધું હોઇઆ કરી જાઉં. 'આ માછલા જઘન્યથી તો અંગુલના અસંખ્યાતમા ભાગના શરીરવાળા હોય છે. કાંઇ બાધા કે તેવી કાયિક હિંસા કર્યા વિના માત્ર માનસિક હિંસાના પરિબળથી સાતમી નરક સુધી જાય છે. આ વાત શ્રી ભગવતી સૂત્રમાં વર્ણવી છે.

એટલે મન-વચન-કાયાથી ત્રિવિધે કરેલી હિંસા અનેક ભવોને તેમા અઘોર દુઃખને આપનારી છે.' ઈત્યાદિ અમરેશ્વર મુનિરાજનો ઉપદેશ સાંભળી લોકો અહિંસામાં આદરવાળા બન્યા અને નિરપરાધી અરૂણદેવ અને દેવણીના દુઃખનું કારણ પૂછ્યું. અરૂણદેવ પણ સચેત થઈ ગુરુમહારાજની વાણી સાંભળવા લાગ્યો. જ્ઞાની ગુરુએ ચંદ્રા

અને સર્ગના ભવની વાત કહેતા અરૂણદેવ જાતિસ્મરણ જ્ઞાન પામ્યો. તે બંનેએ ત્યાં ને ત્યાં ગુરુસાક્ષીએ અણસણ લીધું. તેથી સહુ શ્રોતાઓ સંવેગ પામ્યા ને દયાળુ થઈ દયાધર્મ સ્વીકાર્યો. અરૂણ-દેવણી પ્રાંતે સ્વર્ગે ગયાં.

હે ભવ્યો ! આ પ્રમાણે ચંદ્રા અને સર્ગનું વૃત્તાંત સાંભળી, હાસ્ય મોહ કે ક્રોધાદિથી કદી હિંસાવચન ન બોલવું. ચિત્ત અને આત્માને સદા દયાળુ બનાવવા યત્નશીલ રહેવું.



## ૭૦. દયાથી ઉત્તમતાની પ્રાપ્તિ.

કોઈક કહે છે કે આ આત્મા અભેદ્ય, નિત્ય અને સનાતન છે, તો શરીરરૂપ પીંડનો નાશ થતાં જીવનો નાશ કેવી રીતે થઈ શકે ? પૃથ્વીથી ઉત્પન્ન થયેલો ઘડો નષ્ટ થતા કાંઈ આકાશ ( અવકાશ ) નાશ પામતું નથી. કદાચ કોઈ કહે કે ઘટાકાશ (જેટલામાં ઘટ હતો તે ઘટવાળું આકાશ) તો નાશ પામે છે. તો તે વાત પણ કલ્પિત છે.

તથા ગીતાદિ લૌકિકગ્રંથોમાં લખ્યું છે કે યુદ્ધ અને યજ્ઞ આદિમાં જીવવધનો નિષેધ-બાધ નથી. તે વાત પણ અયુક્ત છે.' કારણ કે નિશ્ચયનયની અપેક્ષાએ જીવ નિત્ય છે. તેની ગતિ આગતિ હોતી નથી. કિંતુ વ્યવહારનયની અપેક્ષાએ તે તે વિભિન્ન પ્રકારના શરીરપીંડ સ્વરૂપ થઈ ગાયત્વ, હસ્તિત્વ, પુરુષત્વ કે સ્ત્રીત્વ પામે છે, તેથી જ માંકડ, કીડી આદિ રૂપે ઉત્પન્ન થયેલો પ્રત્યક્ષ જોવાય છે. તે પક્ષે દીપકના નાશે પ્રભાના નાશની માફક શરીરરૂપ પીંડનો વિનાશ થતા જીવનો પણ વિનાશ થાય છે. તેથી તું મર-મરી જા એમ કહેવાથી પ્રાણીને દુઃખ થાય છે. તેમજ તેને મારી નાખવાથી તેના ફળ સ્વરૂપે નરકની મહા વ્યથા-મળે છે, માટે સર્વધર્મમાં દયાધર્મજ શ્રેષ્ઠ ને ઉત્તમ છે. તેની સ્તુતિ તો તીર્થંકર પ્રભુએ પણ કરી જ છે. ઉત્તમ પ્રકારની જીવદયામાં જેમનાં હૃદય તત્પર છે એવા શ્રી શાંતિનાથ પ્રભુ અને શ્રી મુનિસુવ્રતસ્વામી પૂર્વે થઈ ગયા છે. તેમની કીર્તિ આજે પણ પૃથ્વીમાં પથરાયેલી છે. આ સંબંધમાં અચિરામાતાના નંદન, શ્રી શાંતિનાથ ભગવંતનો આમ પ્રબંધ છે.

### શ્રી શાંતિનાથ પ્રભુના પૂર્વભવની કથા.

જંબૂદ્વીપના પૂર્વ મહાવિદેહક્ષેત્રની મંગલાવતી વિજયમાં રત્નસંચય નામનું નગર હતું. પૂર્વે ત્યાં શ્રી શાંતિનાથસ્વામીનો જીવ નામે વજ્રાયુધ રાજા હતો. એકવાર એક પારાપત ( કબૂતર ) ભયથી ફફડતું વજ્રાયુધના શરણે આવી પડયું. રાજાએ અભય આપતાં કહ્યું; તું ડરીશ નહી. એટલામાં તેની પાછળજ હાંફતું એક બાજ (સીંચાણો)

પક્ષી આવ્યું તેણે કહ્યું 'રાજા, ઘણી ભૂખ લાગી છે, જે સહન થતી નથી. માટે મારૂં ભક્ષ્ય આ કબુતર મને સોંપી દો' રાજાએ કહ્યું તેના બદલે તને સારૂં મજાનું ખાવાનું આપું. સીંચાણે કહ્યું 'હું તો માંસભોજી છું' રાજાએ કહ્યું 'જો એમ છે તો મારાં શરીરમાંથી તને માંસ આપું?' બાજે કહ્યું 'સરસ, આ પારેવાના ભારોભાર તમારૂં માંસ મને આપો મને ઘણો આનંદ થશે.' રાજાએ આ સાંભળી તરત ત્રાજવું મંગાવ્યું અને પોતાના સાથળમાંથી માંસ કાપી ત્રાજવામાં મૂક્યું. બીજી તરફ પારેવાને બેસાડ્યું. સામાન્ય રીતે પારેવાના ભાર કરતા વધુ માંસ હતું છતાં કોણ જાણે આ પારેવું કેવું હતું કે તેનું વજન મચક આપતું જ નહોતું. જેમ જેમ સામેના પલ્લામાં માંસનો ભાર મૂકવામાં આવતો, તેમ તેમ પારેવું જાણે વધારે વજનદાર થતું જતું. આખરે રાજા પોતે આખો ત્રાજવા પર બેસી ગયો. માત્ર એક પારેવા પરની દયા માટે આવું અપૂર્વ સાહસ જોઇ બે દેવો પ્રત્યક્ષ થઈ રાજાને પ્રણામ કરતા બોલ્યા; 'હે મહારાજા! ઈન્દ્રે ભરી સભામાં તમારી પ્રશંસા કરી હતી. તે ઉપર શ્રદ્ધા ન થતાં અમે બંને અહીં આવ્યા હતા, પરીક્ષા કરવા. તમે ખરા પાર ઉતર્યા છો. તમારા દર્શનથી અમને ઘણો જ આનંદ થયો' ઇત્યાદિ પ્રશંસાપૂર્વક રાજા ઉપર પુષ્પની વૃષ્ટિ કરી તેઓ સ્વર્ગે ગયા. વજ્રાયુધ રાજા પણ ચારિત્ર લઇ ઉત્તમકોટિની આરાધના કરી નવમા ગ્રૈવેયકે એકવીશ સાગરોપમની સ્થિતિવાળા અત્યંત તેજસ્વી સોભાગી દેવ થયા.

## શ્રી મુનિસુવ્રત સ્વામીની કથા.

ભરૂચનગરમાં જિતશત્રુ નામનો રાજા. તેણે અશ્વમેધયજ્ઞનું મહાન આયોજન કર્યું. તેમાં પોતાના પટ્ટ અશ્વની બલિ માટે તૈયારી કરી.

તે વખતે ભરૂચથી સાઇઠ યોજન દુર પ્રતિષ્ઠાનપુરમાં શ્રી મુનિસુવ્રત સ્વામી પધાર્યા હતા. તેમણે અશ્વના હિત માટે પ્રતિષ્ઠાનપુરથી ભરુચ આવવા વિહાર કર્યો. અને એક રાતમાં સાઇઠ યોજનનો વિહાર કરી ભરુચ આવ્યા. યજ્ઞ જોવા એકત્રિત થયેલા જનસમૂહને પરમાત્માએ ધર્મદેશના આપતા દયાનો ઉપદેશ આપ્યો. ઘોડો પણ કાન સરવા કરી સાંભળવા લાગ્યો. પ્રભુજીની વાણીમાં એવો અતિશય હોય છે કે દેવ–મનુષ્ય કે તિર્યંચ સહુ પોતપોતાની ભાષામાં તે વાણી સમજી શકે. પ્રભુને જોતાં ને પરિચિત ઉપદેશ સાંભળતાં તેને જાતિસ્મરણ જ્ઞાન થયું. તરત ઘોડો તે ભીડમાંથી હણહણતો ઉઠ્યો અને પ્રભુ પાસે આવી અતિહર્ષપૂર્વક વંદન કરવા ને પ્રદક્ષિણા દેવા લાગ્યો. પોતાની અવ્યક્ત ભાષામાં કાંઇ કહેવા લાગ્યો, જે પ્રભુ જાણતા હતા. ત્યાં આવેલા રાજાએ આ જોઇ ભગવંતને કહ્યું 'પ્રભુ! આ ઘોડો આપની પાસે કેમ દોડી આવ્યો અને શું કહેવા માંગે છે?'

ભગવંતે કહ્યું! અમારી સાથે આને જૂનો સંબંધ છે. તમે સાંભળો:—

પદ્મિનીખંડ નગરમાં એક શેઠ રહેતા હતા. તેઓ એટલા બધા ધર્મીષ્ઠ હતા કે લોકો તેમને જિનધર્મશેઠ કહેતા હતા. તેમને એક સાગરદત્ત નામના વણિકશેઠ

મિત્ર હતા, તે ધર્મે શિવ હતા અને તેમણે મોટું શિવાલય બંધાવ્યું હતું. જિન-ધર્મશ્રેષ્ઠી મિત્રને હમેશા ધર્મની વાત કરતા, ક્યારેક ગુરુમહારાજ પાસે સાંભળેલો ઉપદેશ તેમને કહેતા ને આત્મધર્મની આચરણા માટે સમજાવતા. કોઈકવાર ગુરુમહારાજ પાસે લઇ આવતા ને પ્રવચનશ્રવણનો લાભ મળે તેવા પ્રયત્નો પણ કરતા. એકવાર તેઓ ઉપદેશ સાંભળવા ગયા. ગુરુ મહારાજે શ્રી જિનેશ્વર ભગવાનનું મંદિર કરાવનારને મહાફળ મળે છે, ઇત્યાદિ સાંભળી તેમની ભાવના જિનાલય બંધાવવાની થઇ. ધર્મ-શ્રેષ્ઠીની સહાયથી તેમણે અઢળક નાણું ખર્ચી ભવ્ય પ્રતિમાવાળો જિનપ્રાસાદ કરાવ્યો. એમ કરતાં તેને સમ્યગ્દર્શનની ઉપલબ્ધિ થઇ. ધીરે ધીરે તેને જિનમંદિરમાં જ એવી સ્વસ્થતા-શાંતિ મળવા લાગી કે શિવમંદિર જવું સાવ છુટી ગયું.

એકવાર શિવમંદિરમાં કાંઇક વાર્ષિક ઉત્સવ હોઇ લિંગપૂરણ વિધિ કરવાની હતી. તે માટે પ્રબંધકોએ સાગરદત્તશેઠને આવવા આગ્રહ કર્યો. શેઠે વિચાર્યું 'એ બહાને મંદિરની વ્યવસ્થાદિ પણ જોવાઈ જશે' ને તેઓ સમયે શિવમંદિરે પહોંચ્યા. જ્યાં ઘી રાખવામાં આવતું ત્યાં જરાય સ્વચ્છતા નહોતી. જૂના ગંધાતા ઘીમાં ઘીમેલોની ઉત્પત્તિ થઈ ગઈ હતી અને પારાવાર કીડીઓ ઉભરાતી હતી. જતાં-આવતાં પૂજારી-ઓના પગતળે ઘીમેલો ને કીડીઓનો કચ્ચરઘાણ નિકળતો હતો. આ જોઈ શેઠના મોઢામાંથી અરેરાટી નિકળી ગઇ. તેમણે પૂજારીઓને કહ્યું 'સામાન્ય જન કરતાં તમે ઉંચે સ્થાને છો. તમારે તો જોઈને ચાલવું જોઈએ, જુઓ તમારા પગ નીચે કેટલા જીવ ચંપાઈને નાશ પામ્યા.'

આ સાંભળી ખીજાયેલા પૂજારીએ કહ્યું 'બેસો હવે બહુ મોટા ધર્મિષ્ઠ થઇ ગયા છો તે અમે જાણીએ છીયે. પૂર્વજોએ પાળીને પુષ્ટ કરેલો ધર્મ તો છોડી દીધો. અહીં પણ અવાતું નથી. ને પાછા અમને ધર્મ સમજાવો છો? ન ગમતું હોય તો ઉઠીને ઘર તરફ ચાલતા થાવ. એમાં આટલું બધું બોલવાની શી જરૂર છે?

આ સાંભળતાં જ સાગરદત્તને ઘણું માઠું લાગ્યું. પણ તેઓ કાંઇ બોલ્યા વિના ઘરે પાછા ફર્યા. મંદિરના માણસોએ મારૂં ઘોર અપમાન કર્યું. આના કરતાં તો હું ત્યાં ન ગયો હોત તો સારૂં. ઈત્યાદિ વિચારમાં એવું દબાણ થયું કે તેમનું હૃદય બંધ પડી ગયું. ને આર્તધ્યાનમાં મૃત્યુ પામી કેટલાય ભવ પછી આ ભવમાં સાગ-રદત્તનો જીવ તમારો પટ્ટઅશ્વ થયો, અને ધર્મશ્રેષ્ઠી ધર્મપ્રતાપે પોતાનો વિકાસ સાધતા આ ભવમાં હું મુનિસુવ્રત નામે તીર્થંકર થયો. અને મહાલાભ થવાનું જાણી હું અહીં આવ્યો છું. મને જોઇ એને જાતિસ્મરણ જ્ઞાન થયું છે. મિત્રભાવને તાજો થયેલો તમે પણ જોઈ શકો છો કે ઘોડાનો હર્ષ સમાતો નથી. એ મને કહી રહ્યો છે કે 'હવે મારો નિસ્તાર થાય અને ધર્મની સામગ્રી પાછી સુલભ બને એવું હે કૃપાવતાર! કાંઇક કરો.'

પછી રાજાને ઉદ્‌બોધ કરતા પ્રભુ બોલ્યા 'રાજા, દયા વિના બધું જ વ્યર્થ છે. હિંસા કોઈ પણ સંયોગમાં ખરાબ જ ફળ આપે છે. યજ્ઞમાં પશુઓ હોમવાથી ધર્મ

નહી અધર્મ જ થાય છે. તમારા જેવાએ એ સમજવું જોઈએ ને મહાઅનિષ્ટકારી આ હિંસામય યજ્ઞો બંધ કરવા જોઈએ.' ઈત્યાદિ ઉપદેશ સાંભળી રાજાએ અશ્વને અભય આપી મુક્ત કર્યો. પોતાના રાજ્યમાં હિંસામય યજ્ઞનો સર્વથા નિષેધ કર્યો. અશ્વે પ્રભુ પાસે અણસણ અંગીકાર કર્યું. એક તરફ શુદ્ધ જગ્યાએ પ્રભુનું સ્મરણ ને શરણાદિ લઈ આહારપાણીનો ત્યાગ કરી ઘોડો શાંતિથી બેઠો. ધર્મીષ્ઠ લોકો તેને ભાવવર્દ્ધક સ્તવનાદિ સંભળાવતા. સમયે પ્રભુજીની દેશના સાંભળવા મળતી. આમ આયુ પૂર્ણ કરી તે આઠમા સ્વર્ગે દેદીપ્યમાન, સૌભાગી ને સમૃદ્ધિશાલી દેવ થયો. પ્રભુ અન્યત્ર વિહાર કરી ગયા. અવધિજ્ઞાનથી જાણી પોતાના પૂર્વભવના કલેવર પાસે દેવે આવી જોયું તો લોકો ઉત્સવપૂર્વક ઘોડાના કલેવરને અંતિમવિધિ માટે લઈ જતા હતા. દેવે ઘણા દેવો ને મનુષ્યને પોતાનું ગતભવનું (ઘોડાનું) કલેવર બતાવતા ધર્મનો મહિમા સમજાવ્યો. જ્યાં પ્રભુજીનું સમવસરણ હતું ત્યાં દેવે શ્રી મુનિસુવ્રત ભગવંતનો મહાપ્રાસાદ રચી તેમાં ભવ્ય પ્રતિમાજી સ્થાપન કરી. તેમની સામે ઘોડાની મૂર્તિ ઉભી કરી. એ જિનાલય મહિમાવંતુ તીર્થ બન્યું ને અશ્વાવબોધતીર્થ તરીકે પંકાયું.

કાળ વીતતો જાય છે. જન્મ-મરણ ચાલ્યા કરે છે. સર્જન વિસર્જન થયા જ કરે છે. કેટલોક વખત વીત્યા પછી ભરૂચના સીમાડાના વનમાં નર્મદા નદીના પહોળા કાંઠે એક વડવૃક્ષ ઉપર એક સગર્ભા સમળીએ માળો બાંધ્યો. સમયે તે માતા બની. ખોરાકની તપાસમાં તે ઉડીને જતી હતી. તેને મ્લેચ્છે બાણ મારી ધરતી પર પાડી. તે અશ્વાવબોધ તીર્થની સમીપે પડી પડી તન-મનની વ્યથા સહતી હતી ને આક્રંદન કરતી હતી. તેના પુણ્યયોગે ત્યાંથી જતા મુનિએ તેને નવકાર મહામંત્ર સંભળાવ્યો. ક્રોધ અને મમતા છોડી અરિહંતાદિના શરણા લેવાની ભલામણ કરી. ચારે આહારનો ત્યાગ કરાવ્યો. થોડી જ વારમાં તે સમળી 'નમો અરિહંતાણં' આદિ સાંભળતાં મૃત્યુ પામી અને સિંહલદ્વીપના મહારાણીના ગર્ભમાં પુત્રી તરીકે ઉપજી. પૂર્ણ સમયે રૂપરૂપના અંબાર જેવી કન્યાનો જન્મ થયો. સાત પુત્રો ઉપર પુત્રી મળતા રાજા-રાણીને રાજપરિવારમાં આનંદ આનંદ વર્તી રહ્યો. તે દેખાવે સુંદર હતી તેથી તેનું નામ સુદર્શના પાડવામાં આવ્યું. તે મોટી થતાં સર્વકળામાં ચતુર અને વ્યવહારમાં દક્ષ થઈ.

એકવાર ભરૂચબંદરના વ્યવહારી શેઠ ઋષભદત્ત સિંહલદ્વીપ આવ્યા. તેઓ રાજસભામાં બેઠા હતા. યુવાન રાજકન્યા સુદર્શના પણ ત્યાં આવેલી હતી. શેઠને છીંક આવી. તેમને છીંક આદિ વખતે 'નમો અરિહંતાણં' બોલવાની આદત હોઇ, હાં.... છીં... 'નમો અરિહંતાણં' એમ છીંક સાથે બોલ્યા. તે સાંભળી રાજકન્યા વિચારમાં પડી કે આ 'નમો અરિહંતાણં' શું છે ? આ કોઇ દેવવિશેષને નમસ્કાર છે. મેં આ ક્યાંક સાંભળ્યું છે, ક્યાં સાંભળ્યું હશે ? એમ કરતાં સ્મૃતિ સતેજ થતાં ને વિસ્મૃતિના પડલો ભેદાતા અતીતનો આખો ભવ તેને યાદ થઇ આવ્યો. વડલો, માળો, બચ્ચા, સમળી, ને....ને તેની છાતીમાં તીર....ઓ ઓ....પછડાટ ...કારમી ચીસ....ને ભયંકર વેદના....

બધું જ તાજું થઈ આવ્યું ને કુંવરી ધરતી પર બેભાન થઈ ઢળી પડી. શીતોપચારથી તે સચેત થઇ. પણ તેની બોલચાલ રંગ-ઢંગ બધુંજ બદલાઈ ગયું હતું. એણે તે સભામાં પોતાની ગતભવની આખી કહાણી કહી સંભળાવી. સહુ આશ્ચર્ય પામ્યા. માનવામાં ન આવે એવી વાત આખરે બધાએ માની. માતા-પિતા આદિની અનુમતિપૂર્વક તે રાજબાળા ભરૂચ આવી. અશ્વાવબોધનો જીર્ણોદ્ધાર કરાવી તેમાં સમળીના ભવનાં ચિત્રો પણ યોગ્ય સ્થાને મૂકાવ્યા. ત્યારથી અશ્વાવબોધ શકુનિકાવિહાર (સમળી વિહાર)ના નામે વિશ્વમાં પ્રસિદ્ધ થયું. તેના અનેક ઉદ્ધારો થયા. છેલ્લે કુમારપાળભૂપાલના મંત્રી ઉદયનના પુત્ર અંબડ મંત્રીએ પિતાના શ્રેયાર્થે ઉદ્ધાર કરાવ્યો. મંગલદીવાના લુંછણા વખતે તેણે બત્રીસલાખ સોનામહોરો યાચકોને આપી હતી. તથા શત્રુંજય તીર્થનો ઉદ્ધાર, ગિરનારના માર્ગની સુગમતા અને એવાં અનેક ઉત્તમ કાર્ય કરનાર કવિ શ્રી વાગ્ભટ તેમના મોટા ભાઇ હતા.

આ પ્રમાણે શ્રી શાંતિનાથ સ્વામી અને શ્રી મુનિસુવ્રતસ્વામી પારેવા અને ઘોડાની રક્ષા કરી મહાન્ સૌભાગ્ય ને કીર્તિ પામ્યા. તે બંને પ્રભુ આપણા કલ્યાણને કરનારા થાઓ....



## ૭૧. અનુબંધ હિંસા

હિંસાનું કારણ પ્રમાદ છે. સામો મરે કે ન મરે, પણ પ્રમાદીને હિંસા લાગે. અપ્રમાદી-જીવરક્ષામાં સાવધાનના હાથે કદાચ પ્રાણનાશ થાય તો પણ તે હિંસાના ફળથી બચી શકે છે.

જો કોઇ સાધુ આદિ પ્રમાદી (ઉપયોગ શૂન્ય) થઇને ચાલતા હોય, અને માર્ગમાં કોઇ જીવનો વધ ન થાય, પણ તે જીવરક્ષામાં નિરપેક્ષ હોવાને કારણે તેમને હિંસા લાગે. તથા જે સાધુ આદિ પ્રમાદ રહિત એટલે ઉપયોગપૂર્વક ચાલે. અને તેમ કરતાં સાવધાની છતાં જીવહિંસા થઇ જાય તો પણ તેમને ભાવથી હિંસા લાગતી નથી. જેમ નદી આદિ ઉતરતા સાધુ મહારાજને ઉપયોગ હોવાને કારણે અપ્કાયના જીવની વિરાધનાથી તીવ્રબંધ થતો નથી.

કોઇ ઘાંચી ક્રોડ પૂર્વના આયુષ્યવાળો હોય, તે રોજ વીસ ઘાણીમાં તલ પીલે અને એની આખી જીંદગીમાં જેટલા તલ એ પીલી ન શકે તેટલા જીવ નદી ઉતરતાં પાણીના એક બિંદુમાં હણાય છે. તેમાં પણ જો પાણીમાં સેવાળ આદિની ઉત્પત્તિ થઇ હોય તો અનંતજીવોના ઘાતનો પ્રસંગ પણ થાય. નદી ઉતરનાર મુનિ પ્રમાદી હોય તો તે હિંસા તેમને લાગે છે, અન્યથા નથી લાગતી.

શ્રી ભગવતી સૂત્રમાં કહેવાયું છે કે 'કેવળજ્ઞાનીના ગમનાગમનથી નેત્રાદિના

હલન–ચલનથી પણ ઘણાં જીવોનો ઘાત થાય છે. પણ તેમને માત્ર યોગદ્વારાજ બંધ હોવાથી તેઓ પ્રથમ સમયે બાંધે, બીજે સમયે ઉદયમાં આવે ( વેદે ) અને ત્રીજે સમયે તો નિર્જરે છે. કારણ કે તેઓ અપ્રમત્ત હોવાને લીધે તેઓને કર્મબંધ લાંબા-કાળની સ્થિતિવાળો હોતો નથી.

પ્રથમ અંગ–આચારાંગ સૂત્રમાં ફરમાવ્યું છે કે કોઈ મુનિએ આકસ્મિક કાચું (લૂણ) મીઠું વહોર્યું હોય, ને જાણ્યાં પછી વહોરાવનાર તે પાછું ન લે તો મુનિએ તે લવણ પાણીમાં ઘોળીને પી જવું. આમ કરતાં શ્રી જિનેશ્વરદેવની આજ્ઞા પાળી હોવાને કારણે તેમને પૃથ્વીકાયજીવની હિંસા ન લાગે. તેવી જ રીતે ગૃહસ્થોને પણ શ્રી જિનેશ્વર-દેવની પૂજા આદિ કરતાં હૃદયમાં દયાભાવ હોવાને કારણે હિંસા લાગતી નથી.

પૂર્વ પુરુષોએ હિંસાના ત્રણ ભેદ બતાવ્યા છે. સ્વરૂપહિંસા, હેતુહિંસા અને અનુબંધહિંસા. અંતઃકરણમાં દયાના પરિણામ હોય અને બાહ્ય ક્રિયા કરતાં જે હિંસા થાય તે સ્વરૂપહિંસા કહેવાય. ખેતી આદિના હેતુએ થતી હિંસા હેતુહિંસા કહેવાય અને અંતઃકરણમાં કલુષિત અધ્યવસાયના પરિણામે નિર્દયતાપૂર્વક કરાતી હિંસા અનુ-બંધહિંસા કહેવાય. માતાના કહેવાથી રાજા યશોધરે લોટના કુકડાની હિંસા કરી, તેથી તે દુરંત દુઃખની પરંપરા પામ્યો. તેમજ બ્રહ્મદત્ત ચક્રવર્તી આદિને બાહ્ય દેખાવે સ્વરૂપ-હિંસાનો ચોખ્ખો અભાવ હતો છતાં અનુબંધ હિંસાના અધ્યવસાયે નરકની પ્રાપ્તિ થઈ.

## બ્રહ્મદત્ત ચક્રવર્તી

કાંપિલ્યપુર નગરના રાજા બ્રહ્મને ચાર પાકા મિત્રો હતા. કાશીદેશનો રાજા કંટક, હસ્તિનાપુરનો સ્વામી કરેણુ, કોશલનો અધિપતિ દીર્ઘ અને ચંપાનરેશ પુષ્પચૂલ. આ રાજાઓમાં પરસ્પર એટલો સ્નેહ હતો કે તેમણે એકબીજાના રાજ્યમાં એકેક વર્ષ આવી રહેવાનું નક્કી કર્યું હતું. એકવાર આ રાજાઓ બ્રહ્મરાજાને ત્યાં આવ્યા હતા. કેટલાક દિવસે ઓચિંતી બ્રહ્મરાજાને મસ્તકવેદના ઉપડી. આવેદના વધતી ગઇ ને તેમાંથી શૂલ થઇ આવ્યું. પોતાનો પુત્ર બ્રહ્મદત્ત તેઓને સોંપતા બ્રહ્મરાજાએ કહ્યું ' હવે હું બચું એવી આશા નથી માટે આ બાળરાજાને તેમજ મારા રાજ્યને તમારે સાચવવાના છે.' અને એમ કરતાં રાજા બ્રહ્મ તો મૃત્યુ પામ્યા. પછી રાજા દીર્ઘને ત્યાંની વ્યવસ્થા સોંપી બીજા રાજાઓ પોતપોતાના સ્થાને ચાલ્યા ગયા.

ત્યાં રહેતા દીર્ઘ રાજા બ્રહ્મરાજાની રાણી ચૂલણીના અતિ પરિચયમાં આવ્યા ને એ પરિચય પ્રણયમાં પરિણમ્યો. બ્રહ્મદત્તકુમાર શૈશવાવસ્થા વટાવી ચૂકયો હતો. તે ઘણો ચતુર ને બુદ્ધિશાળી હતો. વિધવા રાણીના વહેવારને ધેનુ નામનો મંત્રી જાણી ગયો ને તેણે વિચાર કરી પોતાના પુત્ર વરધેનુને વૃત્તાંત જણાવી કહ્યું ' તું અને રાજકુમાર મિત્રો છો. માટે તું એકાંતમાં બ્રહ્મદત્તને કહેજે.' તેણે અવસર પામી બ્રહ્મ-દત્તને કહ્યું કે દીર્ઘરાજ ( તમારી ) માતામાં આસક્ત થાય એ બધા માટે ખરાબ

વસ્તુ છે.' બ્રહ્મદત્ત ઘણો જ ચતુર હોઈ તે એક કોકિલા અને કાગડાને લઈ રાણીવાસમાં ગયો. દીર્ઘ અને ચૂલણી ત્યાં હતાં. તેઓ સાંભળે તેમ કુમાર જોરથી બોલ્યો, કાગડા! તું કોકિલામાં મુગ્ધ થયો છે, પણ આનું પરિણામ સારૂં નહી આવે માની જા. એમ તું નહી માને? તો લે એમ કહી કટારીથી કાગડાને મારી નાંખતો બોલ્યો 'આવી નાદાની જે કોઈ કરશે, તેને આ બ્રહ્મદત્ત જીવતો નહી મૂકે' એમ કહી બ્રહ્મદત્ત ચાલ્યો. પણ આ જોઇ દીર્ઘ ગભરાઈને કહેવા લાગ્યો 'કોકિલા તું ને હું કાગડો. સમજણ પડી?' રાણીએ કહ્યું 'આ તો બાળરમત કહેવાય. તમારી શંકા અસ્થાને છે. આપણાં સંબંધની એને શી ખબર પડે?'

થોડા દિવસ પછી ઉપવનમાં એ હતાં, ત્યાં ગોઠવણ કર્યા પ્રમાણે કુમારે આવી હાથિણી સાથે પાડાનો સંબંધ કરાવ્યો ને તરત પાડાનું ગળુ કાપતાં બોલ્યો 'કેમ તને લાજ ન આવી? તને શું પણ જે કોઇ આવું કરશે તે અવશ્ય મારા હાથે મરશે.'

હવે દીર્ઘરાજાને વિશ્વાસ થઇ ગયો કે આ અમારા સંબંધને જાણી ગયો છે ને અન્યોક્તિથી મને શિખામણ આપે છે. એણે તરત રાણીને કીધું કે 'મને ભય છે ને સકારણ છે.' રાણીએ ચિંતિત થઇ કહ્યું 'તમારી વાત સાચી લાગે છે, પણ પ્રિયતમ! તમારે ચિંતા કરવાની આવશ્યકતા નથી હું તેને ઠેકાણે કરું છું. તમે ને હું આનંદમાં હોઇશું તો આપણને ઘણા પુત્રો થશે.' રાજા સહમત થયો ને યોજના ઘડી. થોડા દિવસમાં એમણે ગુપ્ત રીતે લાક્ષા ગૃહ (લાખનો મહેલ) બનાવરાવ્યું, જે બહારથી પત્થરનું સુંદર મકાન લાગે. અને એક સામંતની સુંદર કન્યા સાથે બ્રહ્મદત્તના લગ્ન કરાવ્યા. સુહાગરાત માટે નવદંપતીને તે લાક્ષાગૃહમાં રહેવાની મનગમતી સગવડ કરી આપી. ચાલાક મંત્રીએ આ કાવતરાની પહેલેથીજ ગંધ આવી જતાં રક્ષણની ગુપ્ત વ્યવસ્થા પણ કરી રાખેલી. લગ્નની રાતે નવદંપતી અને વરધેનુ નવા મહેલમાં આવ્યા. મધ્યરાત્રી થતાં મહેલને આગ ચાંપવામાં આવી. મંત્રીપુત્ર તો સાવધાન હતો જ. તરત કુમારને લઇ સુરંગ માર્ગે ભાગ્યો. આખો મહેલ ગારાના ઢગલાની જેમ બેસી ગયો. સુરંગના દ્વારે ઉભા રાખેલા ઘોડા ઉપર બંને બેસી દેશાંતર નિકળી પડયા.

ભાગ્યશાલી બ્રહ્મદત્તે પૃથ્વીપર ભ્રમણ કરતાં બધે જ વિજય મેળવ્યો ને સાર્વભૌમ થયો. તેને ચક્રરત્ન મળ્યું ને તે ચક્રવર્તી બન્યો. વરધેનુને સેનાધિપતિ પદે સ્થાપન કર્યો. પછી તે કાંપિલ્યપુરમાં આવ્યો અને ચક્રથી દીર્ઘરાજાનું મસ્તક છેદી નાંખ્યું. પિતાના સિંહાસન ઉપર મોટા સમારોહપૂર્વક તે બેઠો ને અનુક્રમે ભરતક્ષેત્રના છએ ખંડને સાધ્યા.

પૂર્વે બ્રહ્મદત્ત જ્યારે વિપત્તિમાં ભમતો હતો ત્યારે એક બ્રાહ્મણે તેને પાણી પીવડાવ્યું હતું. તેને ખબર પડી કે બ્રહ્મદત્ત મોટો ચક્રવર્તી થયો છે, એટલે તે એને મળવા આવ્યો. પણ તે રાજા સુધી પહોંચી શકયો નહી. છેવટે કંટાળી તેણે એક મોટા વાંસડાને ખાસડાના હાર પહેરાવ્યાં, ચીથરાં વીંટી ઉપર સુપડું મુકયું ને તે લઇ

રાજાની સવારી આવતી હતી તે રાજમાર્ગપર ઉભો રહ્યો. આવું વિચિત્ર દૃશ્ય જોઇ ચક્રવર્તીએ ચાકર મોકલી તેને બોલાવ્યો, અને ઓળખીને પ્રસન્ન થઇ જે જોઇએ તે માંગવા કહ્યું. તે મંદબુદ્ધિ બ્રાહ્મણે સ્ત્રીના કહ્યાં પ્રમાણે પ્રતિદિવસ નવા ઘરે જમણ અને દક્ષિણામાં બે સોનામહોર મળે. તેવી વ્યવસ્થા કરી આપવા કહ્યું. રાજાએ બીજું કાંઇ સારૂં માગવા કહ્યું પણ તેણે માન્યું નહી એટલે રાજાએ તે પ્રમાણે પ્રબંધ કરી આપ્યો અને બ્રાહ્મણના કહેવાથી તેની શરૂઆત ચક્રવર્તીના રસોડાથી કરી. જોકે ચક્રવર્તીએ તેને સમજાવ્યો હતો કે મારૂં ભોજન તારા કામનું નહિં, પણ તે ન માન્યો. ચક્રીએ બ્રાહ્મણને સપરિવાર જમાડયો અને સારી દક્ષિણા આપી. પણ ચક્રવર્તીનું અતિગરિષ્ઠ ભોજન જીરવવું કઠિન હતું. ઘરે આવ્યા પછી સહુને તેનો મદ ચડયો. રાત્રિને સમયે તેણે બહેન, માતા સાથે પશુવત્ નિષિદ્ધાચરણ કર્યું. સવારે જ્યારે ભાન થયું ને પરિસ્થિતિ જાણી ત્યારે તેને ઘણી લજ્જા ને સાથે ચક્રવર્તી ઉપર ક્રોધ આવ્યો. આ અપકૃત્ય તે રાજાએ જાણી જોઇને કરાવ્યું. એવું તેને લાગતાં તે વૈરી થયો ને ચક્રીને મારી નાંખવાની વિચારણા કરવા લાગ્યો.

એવામાં જંગલમાં તેણે પાકા નિશાનબાજને જોયો. તે ગલોલથી ધાર્યા પાંદડામાં કાણા પાડી શકતો. તેને કેટલુંક દ્રવ્ય અને બીજી મોટી લાલચ આપી. તેનાથી ચક્રીની બંને આંખો ફોડાવી નાંખી. તે ગોવાળ પકડાયો ને તેણે બ્રાહ્મણનું નામ આપ્યું. રાજાએ પરિવાર સાથે બ્રાહ્મણને મારી નંખાવ્યો. છતાં એનો ક્રોધ ઓછો ન થયો ને તેણે આજ્ઞા આપી કે ‘ થોડા બ્રાહ્મણો રોજ મારી નાંખવાં ને તેમની આંખો મારી પાસે લાવવી.’ આમ રોજ કરવામાં આવતું. ને તેમની આંખો હાથમાં ચોળી ચક્રવર્તી ઘણો રાજી થતો. આવી રીતે ઘણાં નિર્દોષ જીવોનો ઘાત થતો જોઈ મંત્રી આંખના આકારવાળાં બીજ વિનાના વડગુંદા રાજાને આપતો ને આંધળો રાજા બ્રાહ્મણોની આંખો સમજી અત્યંત ગુસ્સાપૂર્વક મસળી નાંખતો. આ રીતે તેણે સોળ વર્ષ પર્યંત કરી રૌદ્ર ધ્યાનમાં મૃત્યુ પામી સાતમી નરકે ગયો.

કહ્યું છે કે વડગુંદાને બ્રાહ્મણોનાં નેત્ર સમજી તેને ફોડી નાખી–ચોળતો–મસળતો છેલ્લો ચક્રવર્તી બ્રહ્મદત્ત અનુબંધ હિંસાને લીધે સાતમી નરકે ગયો.



## ૭૨. ઘાતકનો ઘાત પણ વર્જવો

કેટલાક અણુસમજુ જીવો કહે છે કે ‘અન્ય પ્રાણીઓની હિંસા કરનાર ઘાતક–હિંસક પ્રાણીઓને મારી નાખવા જોઇએ, કેમકે એક હિંસક પ્રાણીને મારતા અનેક જીવોનું રક્ષણ થાય છે. એટલે કે એક બીલાડીને મારવામાં દોષ નથી કેમકે તેને મારતાં ઘણા ઉંદર–પારેવા આદિનું રક્ષણ થાય છે, ઈત્યાદિ. કિંતુ એ વિચારસરણી

અનુચિત છે. કારણ કે આપણા આર્યક્ષેત્રમાં પણ અહિંસક કરતાં હિંસક પ્રાણીની સંખ્યા વધારે જ હશે. ને આવી સમજણથી નિર્ધ્વંસ પરિણામ ઉત્પન્ન થાય છે, જે ધર્મની વાસનાનો પણ નાશ કરે છે. તેમજ કોઈ અલ્પજ્ઞને એમ પણ જણાય કે 'કે જીવન-નિર્વાહ માટે ધાન્ય કે અન્ય માછલાં આદિ ઘણાં જીવોનો નાશ કરવો પડે છે. તેના કરતાં એક મોટો હાથી માર્યો હોય તો તેનાથી ઘણાં જીવોનો ઘણો વખત નિર્વાહ થાય, અને હિંસા તો એકજ જીવની લાગે.' તેનો ઉત્તર આર્દ્રકુમારના ચરિત્રમાંથી મળે છે.

## આર્દ્રકુમારની વાર્તા.

મગધના મહિમાવંત મહારાજા શ્રેણિકને આર્દ્રદેશ (એડન) ના રાજા આર્દ્રક સાથે પૂર્વજોથી ચાલી આવતી મૈત્રી હતી. મૈત્રી પ્રીતિ વિના વ્યર્થ છે. અને અવસરે વસ્તુઓ મોકલવા-દેવા-લેવાથી પ્રીતિ વધે છે. એમ જાણી મગધસમ્રાટ્ શ્રેણિકે કેટલીક સારી વસ્તુઓની ભેટ સાથે મંત્રીશ્વરને આર્દ્રદેશ મોકલ્યા. ત્યાંનાં રાજા આર્દ્રક પાસે ઉપસ્થિત થઇ મંત્રીએ કુશળ-ક્ષેમ પૂછ્યા ને રાજાના સમાચાર આપ્યા. જે કાંઇ વસ્તુઓ લાવ્યાં હતાં તે ભેટ ધરી. તે વખતે રાજાની પાસે રાજકુમાર આર્દ્રકુમાર બેઠો હતો. અવસર પામી રાજકુમારે મંત્રીને પૂછ્યું 'શું તમારા રાજાને રાજકુમાર છે?' મંત્રીએ કહ્યું 'અમારે ઘણાં રાજકુમારો છે પણ અતિચતુર બુદ્ધિવાળા તેમજ મહાધર્મિષ્ઠ તો અભય-કુમાર છે. તેઓ પાંચસો મંત્રીના પણ મહામાત્ય છે' આ સાંભળી કુમાર વિસ્મિત થયો ને અભયકુમારની મિત્રતાની તેને ચાહના જાગી. તેના માટે તેણે પોતાને ત્યાં થતાં સારા મોતી આદિ મંત્રી મારફત મોકલાવ્યાં. રાજગૃહીમાં પાછા ફરેલા મંત્રીએ રાજાને ભેટો તેમજ કુશળ સમાચાર આપ્યા પછી અભયકુમારને આર્દ્રકુમારે આપેલ વસ્તુ તથા સમાચાર આપતાં કહ્યું કે 'કુમારે મિત્રતાની ઇચ્છાથી હાથ લંબાવ્યો છે'

આ સાંભળી અભય વિચારવા લાગ્યા મારી મિત્રતા! એ અનાર્યદેશનો રાજ-કુમાર ઇચ્છે છે? આશ્ચર્ય કહેવાય. અભવ્ય કે દુર્ભવ્ય મારી મિત્રતા ઇચ્છી પણ ન શકે. લાગે છે કે વ્રતની વિરાધનાથી એ અનાર્યભૂમિમાં ઉપજ્યો હશે. હવે તે કોઇ રીતે ધર્મ પામે તો સારું, એમ વિચારી અભયકુમારે નાનકડાં જિનપ્રતિમા સુંદર પેટીમાં મૂકી મોકલી આપ્યા. સુંદર પેટી જોઈ કુમારે એકાંતમાં ઉઘાડી તો અંદરથી નિકળેલ પ્રતિમા જોઇ અચરજ પામ્યો. તેણે આવા રત્નમય ઘરેણાંને ક્યાં કેવી રીતે પહેરવું? તેનો ઘણો વિચાર કર્યો. માથે ખભે કંઠે બાવડે મૂકી જોયાં પણ ક્યાંય બંધબેસતા ન આવ્યા. તેથી પેટી ઉપર મૂકી પોતે સામે બેસી વિચારવા લાગ્યો કે 'આવી સુંદર વસ્તુ શા કામની હશે? મોંઘી પણ ઘણી?' વિચારતાં ખ્યાલ આવ્યો કે 'આ તો મેં પહેલા પણ ક્યાંક જોયું છે.' અને એ ઊંડા વિચારમાં ઉતરી ગયો ને વિસ્મૃતિમાં દબાઇ ગયેલી સ્મૃતિને જાણે સચેત કરવા લાગ્યો. એમ કરતાં સ્મૃતિ સચેત થઇ. તરત જાતિસ્મરણ જ્ઞાન થયું. ચિત્રની જેમ ગતભવોના બનાવો આંખની સામે જાણે આવી ઉભા....અહીંથી ત્રીજે ભવે પોતે સામાયિક નામે કૌટુંબિક હતો. બંધુમતી

નામની સુંદર પત્ની હતી પ્રબળ વૈરાગ્ય થતાં બંને જણે દીક્ષા લીધી. ભિન્ન ભિન્ન ક્ષેત્રમાં વિચરવા ને આત્મસાધનામાં રત રહેવા લાગ્યા.

કેટલાક કાળે બંને સમુદાય એકજ ગામે આવ્યા ને ત્યાં સ્થિરતા કરી. પોતાની (પૂર્વ) પત્ની સાધ્વી જે ધર્મ અને બ્રહ્મચર્યના પ્રતાપે અતિ પ્રતિભાશાળી લાગતી હતી તેને જોઇ પોતાને સાધુ હોવા છતાં તેનો અનુરાગ ઉત્પન્ન થયો. એકવાર અવસર મળતાં તેણે બંધુમતી સાધ્વીને અભિલાષા જણાવી. શાણી સાધ્વી સમજી ગઇ કે આમાં તો મારા તેમજ તેમના–બંનેના વ્રતનો નાશ રહેલો છે. કદાચ તેઓ સાહસ કરી વ્રતનો ભંગ પણ કરી નાખે? એ વિચારથી જ સાધ્વીને કમકમા આવી ગયાં. તે હતચેતન જેવી થઇ ગઈ છેવટે તેના બળવાન આત્માએ મોટો પુરુષાર્થ કર્યો ને તેણે અણસણ લઇ લીધું. તેની સ્થિરતા ને ધીરતા?? અને તેનું અવસાન થયું-તે સ્વર્ગે ગઇ. તેથી ગ્લાની ઉપજી ને પોતે પણ અનશન લીધું. અંતે દેવ થયો. ત્યાંના ભોગોમાં જીવન પૂરું કરી વિરાધિતવ્રતવાળો હું અહીં અનાર્યદેશનો રાજકુમાર થયો. મારા ધર્મ-ગુરુ અભયકુમારને ધન્ય છે. તેમણે એટલે દૂરથી પણ મને ધર્મનો બોધ આપ્યો.

આર્દ્રકુમારને અભયકુમારને મળવાની તાલાવેલી લાગી. એકવાર તેણે રાજાને કહ્યું 'પિતાજી! રાજગૃહી નગરી જોવાની ઈચ્છા ઘણી થાય છે. મને ત્યાં મોકલો ને?' આશ્ચર્ય પામેલા રાજાએ સાફ ના પાડી એમાં પણ અભયના નામે તો ફાળ પડી. કેમકે કુમાર પોતાના સાથીઓને પરમાત્માના દૃઢ અનુરાગી બનાવી દે. ને આ તો વિલાસ–ભોગની ભૂમિ! અનાર્યની ધરણી! અહીં વળી ધર્મની વાત કેવી?

ક્યાંક કહ્યા વિના તે રાજગૃહી જતો ન રહે તે માટે રાજાએ પાંચસો રાજપુરુષોને જાપ્તા માટે ગોઠવી દીધા ને પાકો બંદોબસ્ત કર્યો. અંતરની લગની સાવ જુદી વસ્તુ છે. આર્દ્રકુમારનો ઉત્સાહ આથી જરાય મંદ ન પડયો. તેણે એક ઉપાય શોધી કાઢ્યો. થોડા દિવસ પછી તેણે ઘોડા દોડાવવાની કળા શિખવા માંડી. રોજ દોડવાનું અંતર વધારતો ગયો. કોઈવાર એક એક પ્રહરે એકલો પાછો આવે, એટલે સહુને વિશ્વાસ થઇ ગયો. એમ કરતાં, અનુકૂળ પવન વાતા તેણે સારા વહાણની ગોઠવણ કરી. ઘોડો દોડાવી, સમુદ્રકાંઠે આવ્યો ને વહાણમાં બેસી ભાગી છૂટયો. ભારતભૂમિ પર આવી દેવી નિષેધ છતાં ઉત્કટ વૈરાગ્યથી જાતે દીક્ષા લીધી.

વિહાર કરતાં આર્દ્રમુનિ વસંતપુરનગરના ઉદ્યાનમાં કોઈક દેવમંદિરમાં કાઉસ્સગ્ગ-ધ્યાને રહ્યા. પૂર્વભવની પત્ની બંધુમતીનો જીવ દેવાયુ પૂર્ણ કરી તે નગરના શ્રીમંત શેઠને ત્યાં પુત્રી તરીકે ઉપજ્યો. અતિસ્વરૂપવતી તેનું નામ શ્રીમતી રાખવામાં આવ્યું. ક્રમે કરી તે મનમોહન યૌવન પામી. યોગાનુયોગ સખીઓ સાથે તે ઉદ્યાનમાં આવી ને રમતે ચડી. એમાં વળી વર વરવાની રમતમાં મંદિરમાં ઉભેલા સ્વરૂપવાન નવયુવાન મુનિને જોઇ તે બોલી 'મારો વર આ' અને તરત દેવવાણી થઇ 'મુગ્ધા! તું યોગ્ય

વરને વરી છે.' ત્યાં તો દુંદુભિ ગગડવા લાગી ને દેવોએ પુષ્પ-રત્નોનો વરસાદ કર્યો. ગભરાઇ ગયેલી શ્રીમતી મુનિના પગે વળગી ગઇ. અનુકૂળ ઉપસર્ગ જાણતાં આર્દ્રમુનિ ત્યાંથી ચાલતા થયા. એવામાં રાજપુરુષો વર્ષેલું ધન લેવા આવતાં દેવે અટકાવ્યા ને કહ્યું 'આ ધન તમારું નથી પણ શ્રીમતીના લગ્ન માટેનું છે.' આખા નગરમાં વાત ફેલાઈ ગઇ. શ્રીમતીના પિતાએ ત્યાં આવી ધન ઘર ભેગું કર્યું. શ્રીમતીએ તે જ મુનિને પરણવાનો આગ્રહ રાખ્યો. પિતાએ ઘણી શિખામણ આપી જણાવ્યું 'બેટા! ભ્રમરની જેમ ભમતા મુનિ કેવી રીતે શોધવા? તું ઓળખીશ કેવી રીતે? માટે કોઇ મનગમતા વરને વરવું ડહાપણભર્યું છે.'

શ્રીમતીએ કહ્યું 'બાપુ! આપ કેમ ભૂલી જાવ છો કે ઉત્તમરાજાઓ અને સજ્જનો એકવાર બોલેલું અવશ્ય પાળે છે અને કન્યા તો એકજ વાર કોઇને વરે છે. તમે પૂછો છો કે 'તેને કેવી રીતે ઓળખીશ? હું તેમના પગ જોઈ તરત ઓળખી લઇશ. કેવા ઘાટીલાં ભરાવદાર ને સુડોળ પગ હતા. તેવાં પગ તો કોઇના હજી દીઠા નથી!'

ઘણી તપાસ કરવા છતાં કયાંય તે મુનિનો પત્તો ન લાગ્યો. એટલે શ્રીમતીએ ભાવપૂર્વક મુનિઓને નિત્ય વહોરાવવાનું શરુ કર્યું. આમ કરતાં બારવર્ષના વાણા વાઈ ગયા. તે મુનિના તો વાવડ પણ ન મળ્યા. છતા અડગ વિશ્વાસ, અને ઉંડી ધીરતા લઈ તે વાટ જોતી રહી. અને એક દિવસે આકસ્મિક રીતે તે જ મુનિ શ્રીમતીને ત્યાં આવી ઉભા. તેમના ચરણચિન્હો શ્રીમતી ઓળખી ગઇ ને તરત તેમનો પાલવ ઝાલી બોલી 'નિર્દયનાથ! તે વખતે તો મને ઝુરતી મૂકી તમે ચાલ્યા ગયા પણ હવે તો નહી જ જવા દઉં' પૂર્વભવના અનુરાગે ભોગકર્મના ઉદયે આ સુંદરીની નિખાલસ વાત સાંભળી તેની બાર બાર વરસની અતૂટ પ્રીત જોઇ આર્દ્રકુમારના સંયમબંધન શિથિલ થઇ ગયા. માતા-પિતા ને રાજ્યવૈભવને છોડનારો તે સ્રીથી પાલવ ન છોડાવી શકયો ને છેવટે તે શ્રીમતીને પરણી ગયો. પત્ની સાથે નિરંતરાય સુખ માણતાં તેમને એક પુત્ર થયો. આ પરિસ્થિતિમાં પણ તેને સંયમ સાંભર્યા કરતો. સાધના સળવળ્યાં કરતી. તે બાળક થોડું મોટું ને સમજણું થયું એટલે આર્દ્રકુમારે કહ્યું 'શ્રીમતી! મારૂં મન સંયમમાં રમ્યા કરે છે. તમારૂં બાળક પણ હવે મોટું થઇ ગયું છે. મને જાણે મારો ધર્મ સાદ પાડે છે.' આ સાંભળી શ્રીમતીનું હૈયું ભરાઇ આવ્યું. તે શૂન્ય મનસ્ક થઈ ગઈ.

થોડીવારે તેણે રેંટીયો મંગાવી રૂ કાંતવા માંડયું. સામે પલંગ પર પગ ટુંકાવીને આર્દ્રકુમાર પડયા હતા. ત્યાં પુત્રે આવી માને પૂછયું 'મા, આ તું શું કરે છે?' તેણે કહ્યું દિકરા રૂ કાંતું છું. તારા બાપુ તપસ્યા કરવા જવાના છે, પછી મારે આખો દિવસ શું કરવાનું? એટલે અત્યારથી કાંતવાની ટેવ પાડું છું.' આ સાંભળી બાળકે ત્રાક ઉપાડીને દોરાથી બાપાના પગ વીંટી દીધા ને બોલ્યો 'હવે કયાં જશો? બા, બા, જો. મેં બાપાને કેવા બાંધ્યા. કેવી રીતે જશે હવે? ફીકું હાસ્ય લાવી શ્રીમતી જોઈ

રહી અને આર્દ્રકુમારે પગમાં વીંટેલા દોરા ગણ્યાં તો તેના બાર આંટા હતા. ત્યાં તેમણે કહ્યું 'રાગના બંધનો ઘણાં શક્તિશાળી છે. હું બારવરસ રહીશ ને પછી ચોક્કસ સંયમ લઈ આત્મસાધના કરીશ.' તેઓ બાર વરસે પાછા સાબદા થયા અને સહુની વિદાય લઈ પાછા દીક્ષિત થયા અને પવનની જેમ વિહાર કરી ગયા, ન કયાંય મમતા ન કયાંય માયા.

આ તરફ આર્દ્રદેશના રાજાએ કુંવરની તપાસમાં આક્રોશ પૂર્વક મોકલેલા રક્ષકોએ ઘણી તપાસ કરી પણ કયાંય કુંવરની ભાળ મળી નહી. પરદેશી હોઇ તેમને કામ મળ્યું નહી. કોઇને વિશ્વાસ થયો નહી ને રાજાના ભયથી તે પાછા પણ ફરી શકયા નહી, પરિણામે ચોરોની જમાતમાં ભળ્યા અને ચોરી કરી ગુજરાન ચલાવવા લાગ્યા. તેઓ જ્યાં વસતા હતા, દૈવયોગે આર્દ્રમુનિ ત્યાંથી નિકળ્યા ને તેમણે આટલા વર્ષે પણ તેમને ઓળખી લીધા. સહુને ઉપદેશ આપી પ્રતિબોધ્યા, સર્વએ તેમની પાસે દીક્ષા લીધી. સહુને સાથે લઇ આર્દ્રમુનિ ભગવાન મહાવીરદેવને વાંદવા ચાલ્યા. ત્યાં ગોશાલક રસ્તામાં મળી ગયો. તેણે કહ્યું 'હે મુનિ! તમે કષ્ટસાધ્ય ક્રિયા તેમજ તપસ્યાદિ ફોગટ કરો છો. કારણ કે જે થવાનું છે તે વિના યત્ન પણ અવશ્ય થશે અને જે નથી થવાનું તે લાખ યત્ને પણ નહી જ થાય. શુભાશુભનું કારણ દૈવ-નિયતિ છે. તેને બધાં માને છે કે —

उपक्रमशतैः प्राणी यन्न साधयितुं क्षमः ।
दृश्यते जायमानं तल्लीलया नियतेर्बलात् ॥१॥

અર્થઃ-'સેંકડો પ્રયત્નથી પણ જે સાધવા સમર્થ થઇ શકતો નથી તે નિયતિ-દૈવ બળથી રમતમાં સિદ્ધ થઇ જાય છે'

આર્દ્રમુનિએ કહ્યું 'તમારું કહેવું ઉચિત નથી. કારણ કે પ્રારબ્ધ ( નસીબ, દૈવ, કુદરત નિયતિ, ભાગ્ય ) અને પુરુષાર્થ (ઉદ્યમ) બંનેના યોગે કાર્યસિદ્ધિ થઇ શકે છે. જેમ કદાચ પ્રારબ્ધબળથી ભરેલું ભાણું મળી જાય, પણ જ્યાં સુધી હાથથી કોળીયો મોઢામાં મૂકીયે નહી. ચાવીએ નહી, ચાવીને ગળે ઉતારીએ નહી ત્યાં સુધી તૃપ્તિ થઈ શકે નહી અને મળ્યું ભાણું વ્યર્થ જાય. ઇત્યાદિ અનેક હેતુ, ઉદાહરણો, યુક્તિ આદિથી ગોશાળાને સમજાવ્યું. ગોશાળો મોઢું બગાડી ચાલ્યો ગયો. આર્દ્રકુમાર મુનિ આગળ ચાલ્યા. માર્ગમાં હસ્તિતાપસનો આશ્રમ આવ્યો. તે તાપસોની એવી વિચિત્ર માન્યતા હતી કે-અન્ન ફળાદિ ખાવામાં તેમજ તે રાંધવા આદિમાં ઘણાં જીવોની હિંસા થાય. તેથી ઘણું પાપ લાગે, તેના કરતાં એક મોટો જીવ મારીએ તેમાં ઘણું ઓછું પાપ લાગે ને ઘણાં સમય સુધી નિર્વાહ થાય. એમ સમજી તેઓ સદા હાથી જ મારીને ખાતા હતા. એક હાથી તેમણે પકડી બાંધી રાખ્યો હતો. પ્રાણીઓને કેટલીકવાર પોતાની હિંસાની જાણ થઈ જાય છે. મુનિને જોઈ તેણે બળ કરી બાંધેલો ખીલો ઉખેડી નાંખ્યો, અને મુનિના ચરણોમાં નમસ્કાર કરવા લાગ્યો.

મુનિનો આવો અતિશય ને પ્રભાવ જોઈ તાપસો તેમની પાસે આવ્યા. આર્દ્ર-કુમારે તેમને ધર્મોપદેશ દીધો. તેમાં એકેંદ્રિયથી બેઇંદ્રિય, યાવત્ પંચેન્દ્રિયના ઘાતમાં ન કલ્પી શકાય એટલું બધું પાપ રહ્યું છે. પંચેંદ્રિયનો વધ કરનાર નરકે જાય, તેમજ એક પંચેંદ્રિયના શરીરમાં બીજા પણ ઘણાં ત્રસ જીવો હોય ઇત્યાદિ બોધથી તેઓ સમજણ પામ્યા. તીર્થંકર પ્રભુએ બતાવેલા માર્ગની તેમને પ્રતીતિ થઇ ને તેમણે પણ દીક્ષા સ્વીકારી. ત્યાંથી મોટા પરિવાર સાથે આર્દ્રમુનિ શ્રી મહાવીરપ્રભુ પાસે આવ્યા. પ્રભુજીને સહુએ વંદનાદિ કર્યા. શાતાદિ પૂછી ઉભા. ત્યાં શ્રેણિક રાજા, અભયકુમાર આદિ સમવસરણમાં આવ્યા. રાજાએ મુનિને હસ્તિ કેવી રીતે છોડાવ્યો? આદિ પૂછતાં તેમણે કહ્યું 'હાથીને દૃઢ બંધનમાંથી પણ છોડાવવો તે દુષ્કર નથી પણ કાચા સુતરના બંધનમાંથી છૂટવું ઘણું દુષ્કર છે.' આ સાંભળી વિસ્મિત થયેલ શ્રેણિકે પૂછ્યું 'આપે કહ્યું તે સમજાયું નહી' એટલે તેમણે પોતાની આખી વાત કહી સંભળાવી ઉમેર્યું 'એ તાંતણાએ મને બાર વરસ વધારે પકડી રાખ્યો.' સાંભળી બધા બહુ રાજી થયા. પછી આર્દ્રકુમારમુનિએ અભયકુમારની ઘણી પ્રશંસા કરી તેમને ધન્યવાદ અને ધર્મલાભ આપ્યો. આર્દ્રમુનિએ સર્વ પાપની આલોચના કરી, તેની નિંદા, ગર્હા, પ્રતિક્રમણ આદિ કર્યું અને કેવળજ્ઞાન પ્રાપ્ત કર્યું. પ્રાંતે મોક્ષે પધાર્યા.

આ પ્રમાણે આર્દ્રકુમાર મુનિના વચનથી જેમ હાથી ખાનારા તાપસોએ હિંસા છોડી, તેમ આ ચરિત્ર જાણી ચતુર માણસોએ સદા દયાધર્મ આદર કરવો, અને હિંસક જીવોને પણ મારવા નહી.



## ૭૩. હિંસાથી બચવા ઉપયોગી થવું જોઇએ.

મોઢું ઢાંકયા વિના ભણવું ન જોઇએ, કદી કોઇને ભવિષ્યના ફળાદેશ નિમિત્તાદિ કહેવા ન જોઇએ, સમજુ જીવોએ પાછલી રાત્રિમાં ઉંચા સ્વરે બોલવું-ભણવું ન જોઇએ. આવા હિંસાના ઘણાં સ્થાનો છે તે પ્રાજ્ઞ પુરુષોએ જાણવા અને ત્યાગવા જોઇએ.

વિશેષાર્થ:- મુખછિદ્ર વસ્ત્રાદિથી ઢાંકીને જ બોલવું જોઇએ. જો તેમ ન કરે તો વાયુકાયજીવોની હિંસા થાય. મુખવસ્ત્રિકા (મુહપત્તી) નો ઉપયોગ જીવરક્ષાને ઉદ્દેશીને છે. અન્ય શાસ્ત્રોમાં પણ જણાવ્યું છે કે 'હે બ્રહ્મન્! નાનામાં નાનો અક્ષર બોલતા નાક મુખમાંથી નિકળતા એક શ્વાસથી સેંકડો સૂક્ષ્મ જંતુઓનો નાશ થાય છે. પૂર્વાચાર્યો કહે છે કે 'ચારસ્પર્શવાળા ભાષાવર્ગણાના પુદ્ગલો શ્વાસોચ્છ્વાસના આઠસ્પર્શવાળા પુદ્ગલોમાં મળી જવાથી આઠસ્પર્શવાળા વાયુના જીવોને હણે છે.

કોઈના ભવિષ્ય કથન કરવાં, રેખા, નિમિત્ત આદિથી કોઇના આવતા કાળનું ફળકથન કરવું આદિ મુનિએ કરાય નહી. જે સાધુ-મુનિરાજો જ્યોતિષ-નિમિત્તાદિથી ભવિષ્ય ભાખે, કૌતુક-ઇન્દ્રજાળ આદિના ચમત્કાર બતાવે, તથા ભૂતિકર્મ, આદિ કરે, કરવા પ્રેરે કે અનુમોનાદિ કરે તો તે મુનિના તપનો ક્ષય થાય. તે બાબત ઉપર એક ક્ષત્રિ-યનો પ્રબંધ છે.

### ક્ષત્રિયનો પ્રબંધ.

ક્ષિતિપ્રતિષ્ઠિતનગરમાં, એક ક્ષત્રિયાણી રહેતી હતી. તેનો પતિ વર્ષોથી પરદેશ ગયો હતો ને તેના કોઈ સમાચાર પણ આવ્યા ન હતા. કોઇ સાધુમહારાજ તેને ત્યાં ગૌચરી અવાર-નવાર આવતા. એકવાર તે બાઈએ મુનિને પૂછ્યું 'મહારાજજી! પરદેશથી મારા પતિ પાછાં ક્યારે આવશે? ઘણો વખત થઇ ગયો. કાંઇ વાવડ-પત્તો નથી.' મુનિએ કાંઈ ઉત્તર ન આપ્યો. તે સ્ત્રીએ વારે વારે સાગ્રહ પૂછવાથી-માત્ર પ્રશ્નના અંત માટે, અના-ભોગે તેમણે કહ્યું કે 'પાંચમે દિવસે આવશે.' અને ભાગ્યયોગે પાંચમે દિવસે જ તે ક્ષત્રિય દેશાંતરથી ઘરે આવ્યો. મુનિનું વચન સાચું પડ્યું. તે દિવસે મુનિ પણ વહોરવા આવ્યા. બાઇ અને મુનિ એક-બીજાની સામે જોઈ હસ્યા. આ જોઇ ક્ષત્રિયનું લોહી ઉકળી ઉઠ્યું. શંકાથી તે બળવા લાગ્યો. તે હાથમાં તલવાર લઇ ઉભો થયો ને સાધુને હસવાનું કારણ પૂછ્યું. ત્યારે મુનિશ્રીએ જે સાચી બીના હતી તે કહી. ક્ષત્રિયે પારખા માટે પૂછ્યું કે 'આ સગર્ભા ઘોડીને અવતરશે, વછેરો કે વછેરી? મુનિએ કહ્યું 'વછેરી.' તે સાંભળતાંજ અસ્વસ્થ ક્ષત્રિએ તે ઘોડીનું પેટ તલવારથી ફાડી નાંખ્યું. તેમાંથી વછેરી નિકળતાં તેને શંકા ન રહી. પણ આ અઘોર હિંસાકર્મથી મુનિરાજનો આત્મા કકળી ઉઠ્યો. તેમના રોમેરોમે જાણે વેદના થવા લાગી. પોતાના પ્રમાદનું આ પરિણામ જોઇ તેમણે તરત અણુસણ લીધું. પરમાર્થ જાણી ક્ષત્રિયે તેમને ઘણાં ખમાવ્યા. મુનિએ સમતાપૂર્વક કાળ કરી સ્વર્ગ મેળવ્યું. માટે ઉપયોગશૂન્યતાથી પણ નિમિ-ત્તાદિ ન કહેવા.

તથા રાત્રિમાં કે પરોઢમાં ઉંચા સ્વરથી બોલવું-ભણવું નહી. જો બોલવું આવ-શ્યક હોય તો મંદસ્વરે બોલવું. ખોંખારો કે હોકારો પણ કોઈ ન સાંભળે તેની કાળજી રાખવી. તેમ કરવાથી હિંસક પશુ-ઘરોળી વગેરે જીવો જાગી જાય ને જીવ-હિંસાદિમાં પ્રવર્તે. તેમજ પાડોશી જાગી જાય તો આરંભ-સમારંભમાં પડે, રસોયા, ધોબી, માછીમાર આદિ પોતાના કામમાં પડે ને એ અનર્થના નિમિત્ત આપણે થઇએ. તે બાબત પરમાત્મા મહાવીરદેવે જયંતી શ્રાવિકાને ઉત્તર આપતા કહ્યું છે કે 'અધર્મી જીવો સૂતા સારા અને ધર્મી જીવો જાગતા સારા.' આ બાબતમાં આ દૃષ્ટાંત જાણવા જેવું છે.

### માછીમાર ચોરની કથા

કોઇ આચાર્ય ભગવંત શિષ્યોને પૂર્વસંબંધી પાઠની વાંચના રાત્રે આપતા હતા.

પુદ્ગલોની શક્તિ સામર્થ્યનો પ્રસંગ ચાલતો હતો ને જીવોત્પત્તિના નિમિત્તોની વિચારણા કરાતી હતી. આચાર્યશ્રીએ કહ્યું 'અમુક ઔષધિઓના ચૂર્ણને અમુક જગ્યાના પાણીમાં નાખવામાં આવે તો સંમૂર્ચ્છિમ માછલાઓની વિપુલ ઉત્પત્તિ થાય છે.' ઇત્યાદિ, આ વાત એક માછીમાર જે ચોરીની લતમાં પડયો હતો. તે જતાં સાંભળી ગયો. આ પ્રયોગની અવધારણા કરી તે ઘરે પાછો આવ્યો ને ચૂર્ણ આદિ લાવી તળાવમાં નાંખ્યું. તેથી આશ્ચર્યજનક મત્સ્યની ઉત્પત્તિ થઇ. તે દરરોજ માછલાં પકડી વેચી પોતાના કુટુંબનું ભરણુ પોષણુ કરવા લાગ્યો. આમ ને આમ સમય વીતતો ગયો. એક દિવસ તે માછલામાર ઉપાશ્રયમાં ગુરુમહારાજ પાસે આવ્યો અને વંદના કરી બોલ્યો 'તમે તો મારા મહા ઉપકારી છો તમારા પ્રતાપે હું ને મારું કુટુંબ કલ્લોલ કરીયે છીયે ને આનંદથી જીવીએ છીયે. અન્નની અછતના એ સંકટમાં તો ઘણાં ઘણાં જીવોનો ઉપકાર થશે.'

ગુરુમહારાજે ખુલાસો માંગતા પૂછયું 'તું શું કહે છે? મારો કેવી રીતે ઉપકાર માને છે?' માછીએ ચૂર્ણની વાત કહી. તે સાંભળી આચાર્ય તો આભા જ બની ગયા. પોતાના પ્રમાદની નિંદા કરતાં એ મનોમંથન કરવા લાગ્યા. તેમણે વિચાર્યું કે આ માણસ આમ ને આમ રોજ કરે તો કેટલાં જીવોની હિંસા થાય? આ પાપ હવે કયાં જઈને અટકશે? છેવટે તેમણે બાહ્ય સ્વસ્થતા મેળવતાં તે ધીવરને કહ્યું 'જો આ બીજો પ્રયોગ તને બતાવું છું. આ ઘરમાં જ બંધ બારણે એકલાએ એકાંતમાં જ કરવાનો છે. તેથી સુવર્ણવર્ણવાળા માછલા થશે.' એમ કહી તેમણે અમુક દ્રવ્યોનો વિધિ બતાવ્યો. તેણે ઘરે જઇ સર્વ સામગ્રી મેળવી તેમ કરતાં અચાનક વાઘ ઉત્પન્ન થયો ને તેણે માછીમારને ફાડી ખાધો. માછીમાર મરી નરકે ગયો. આચાર્યશ્રી એ પાપની આલોચના–પ્રાયશ્ચિતાદિ કરી સ્વર્ગે ગયા. માટે શેષરાત્રિમાં ઉંચા સાદે બોલવું નહી બીજું દૃષ્ટાંત આ પ્રમાણે છે.

કોઇ ગૃહસ્થ પાછલી રાત્રિએ પ્રતિક્રમણ કરવા લાગ્યા, જોરથી ઉચ્ચાર કરતાં પાડોશણ જાગી ઉઠી. ઘણી રાત્રિ વીતિ ગઇ એમ સમજી તે દાણા દળવા બેઠી. ઘંટીના ગાળામાં ભરાયેલો સાપ ચગદાઈ દાણામાં દળાઇ લોટ ભેગો ભળી ગયો. વિષમિશ્રિત-લોટની રસોઇ બની, ને પરિણામે આખું કુટુંબ મરણ પામ્યું. કોઇ જ્ઞાની પાસેથી આ વાત જાણી તેણે પાપની આલોયણા– પ્રતિક્રમણાદિ કરી ને પ્રાંતે સ્વર્ગે ગયો. આમ અનેક રીતે હિંસા સંભવિત છે. તે શ્રી સર્વજ્ઞ દેવના આગમો, ઉપદેશો અને સ્વયંની મતિથી જાણવી અને તેનો ઉપયોગ પૂર્વક ત્યાગ કરવો. જેથી મોક્ષલક્ષ્મીની ઉપલબ્ધિ થાય.



## ૭૪. હિંસા–અહિંસાનું ફળ.

હિંસા કરનારને સદા અશાંતિ અને દુઃખ મળ્યાં કરે છે, ત્યારે અહિંસાથી પરમશાંતિ અને સુખ મળે છે. આ બાબત સૂર અને ચંદ્રનું દૃષ્ટાંત શાસ્ત્રોમાં આવે છે.

### સૂરસેન અને ચંદ્રકુમારની કથા.

જયપુરનગરમાં શત્રુંજય નામના રાજા રાજ્ય કરે, તેને સૂર અને ચંદ્ર નામના સુંદર પુત્રો. મોટો સૂરસેન. યુવરાજપદ પામતાં ચંદ્રકુમારને માઠું લાગ્યું. તે અપમાન સમજી દેશ છોડી વિદેશ ચાલ્યો. એકવાર કોઇ ગુરુમહારજ પાસે તેણે સાંભળ્યું કે પવિત્ર શરીરવાળા ગૃહસ્થોએ અપરાધી ત્રસજીવોને પણ મરાય નહી. નિરપરાધીની તો વાત ક્યાં? કોઇ માછલાને મારતાં પોતાની આંગળી કપાતાં એક શાણા ધીવરે (માછીએ) શસ્ત્રથી હિંસા કરવીજ બંધ કરી. તેની કથા આ પ્રમાણે છે.

### ધીવરની કથા.

પૃથ્વીપુર નગરમાં એક ધીવર ( માછીમાર ) રહેતો હતો. તે માછીના કુળમાં ઉપન્યો હતો પણ દયાની લાગણી હૃદયમાં જીવતી હતી. તેથી તે કદી માછલા મારવા તૈયાર થતો નહી. પરંતુ તેના પિતા ગુજરી ગયા પછી કુટુંબીઓએ તેને જાળ પકડાવી–જીવિકાનો ભય બતાવી પરાણે માછલા મારવા મોકલ્યો. અને હાથમાં ધારદાર છરી મોટા માછલા કાપવા માટે આપી.

દુઃખાતા હૃદયે તે જળાશયે ગયો ને કેટલાક માછલા કાપવા બેઠો. ટેવ ન હોવાને લીધે છરીથી તેની આંગળી કપાઇ ગઇ ને લોહી વહેવા લાગ્યું. અસહ્ય વેદના થતાં તે વિચારવા લાગ્યો કે 'નિર્દય માણસોને ધિક્કાર છે. તું મરી જા. એમ કહેવા માત્રથી જીવને દુઃખ થાય છે તો વધાદિથી તેને કયું દુઃખ ન લાગે ?' લોહીથી ખરડાયેલા હાથ ને પાછી મોટી છરી પાસે. તે વખતે ત્યાંથી કોઈ ગુરુ–શિષ્યો જંગલ જતા હતા, શિષ્યે આ જોઇ ગુરુમહારાજને પૂછયું 'ગુરુજી ! આવા પાપી જીવોનો નિસ્તાર કોઇ રીતે જણાતો નથી.' ગુરુશ્રીએ કહ્યું 'ભદ્ર ! તીર્થંકર પરમાત્માઓએ જીવોની વાસ્તવિકતા જોઇ છે. તેથી જ તેમણે એકાંતે નહી પણ સર્વાંગીણ અપેક્ષાએ જગતને સાપેક્ષવાદ સમજાવ્યો છે. તેમણે ફરમાવ્યું છે કે અનેક ભવોમાં ઉપાર્જિત કરેલા દુષ્કર્મોને આ જીવ અધ્યાત્મના બોધે–સદ્‌ભાવના ને શુભ પરિણામથી અલ્પકાળમાં નાશ કરી શકે છે.

જીવ જે સમયે જેવા ભાવમાં વર્તતો હોય, તે સમયે તેવાં શુભશુભ કર્મને ઉપાર્જે છે. આ પ્રમાણે શિષ્યને આત્માની પરિસ્થિતિ સમજાવી . પછી બોલ્યા–જીવવહો મહાપાવો (જીવવધ=મહાપાપ) આ બધું ધીવરે સાંભળ્યું. ગુરુશિષ્યાદિ ચાલ્યા ગયા. ધીવરે નક્કી કર્યું કે આજથી મારે જીવવધ કરવો નહી. અને દયાની ચિંતવનામાં તેને જાતિસ્મરણજ્ઞાન ઉત્પન્ન થયું. ગયેલો ભવ સ્મૃતિપટ પર ઉપસી આવ્યો. તેને જાણવા મળ્યું કે પૂર્વે કરેલી ચારિત્રની વિરાધનાથી નીચકુળમાં અવતાર આદિ મળ્યું. તેણે

ત્યાંને ત્યાં દીક્ષા લેવાની દઢભાવના કરી અને પરભવ-આભવની વિરાધના-પાપપ્રવૃત્તિની નિંદા-ગર્હા કરવા લાગ્યો. પરિણામે થોડી જ વારમાં ભાવચારિત્રની રમણતાએ શુક્લ-ધ્યાન પ્રગટતાં કેવળજ્ઞાન ઉત્પન્ન થયું. સમીપમાં રહેલા દેવોએ મહિમા કર્યો. આકાશમાં દુંદુભિ ગડગડી ઉઠી. તે સાંભળી શિષ્યે ગુરુજીને પૂછ્યું 'ભગવાન! આ શું? ગુરુએ કહ્યું 'મહાનુભાવ! પેલા ધીવરને કેવળજ્ઞાન થયું. દેવો મહિમા કરવા આવ્યા છે. તે નિમિત્તે દુંદુભિ વાગી રહી છે.' તે સાંભળી શિષ્ય હર્ષ અને વિસ્મય પામ્યો.

ગુરુ બોલ્યા 'તું તે કેવળી મહારાજને મારા ભવો કેટલા છે? તે પૂછી આવ' ગુરુઆજ્ઞાથી શિષ્ય ગયો પણ તેમના અચરજનો પાર નહોતો. જ્ઞાનીએ તેમને બોલાવતાં કહ્યું 'મુનિ! એમાં શું આશ્ચર્ય થાય છે? હું એજ ધીવર છું. દ્રવ્ય-ભાવ બંને પ્રકારની હિંસામાંથી મારો આત્મા છૂટી જવાથી, તે સંસારના સર્વ બંધનોથી છૂટી ગયો છે. તમારા ગુરુજીને કહેજો કે તેઓ જે વૃક્ષ નીચે ઉભા છે તે વૃક્ષના જેટલાં પાંદડા છે તેટલા તેમને ભવ કરવાના છે. તમે આ ભવમાં જ મુક્ત થશો.' તે સાંભળી હર્ષ અને અચંબો પામતા શિષ્ય, ગુરુ પાસે આવ્યા ને કેવળીએ કહેલી વાત જણાવી, આ સાંભળી ગુરુ અતિહર્ષિત થઇ નાચી ઉઠ્યા ને બોલ્યા 'અતિઆનંદની વાત છે કે હવે મારે ગણત્રીનાં જ ભવો કરવાના છે. ખરેજ હું ધન્ય છું. જ્ઞાનીના વાક્યો સત્ય છે.' અને ગુરુ શિષ્યો સંયમમાં સાવધાન થઇ આગળ વધ્યા ને શ્રેયઃ સાધ્યું.

આ રીતે એક માછીમાર હોવા છતાં અહિંસાના પ્રતાપે ક્ષણવારમાં કેવળજ્ઞાની બન્યા. માટે જ સર્વ વ્રતમાં પ્રથમ અહિંસાવ્રત છે. તેનો મહિમા જેટલો ગાઇએ તેટલો ઓછો છે. ઇત્યાદિ ધર્મદેશના સાંભળી ચંદ્રકુમારે અપરાધી જીવની પણ હિંસા ન કરવાનો નિયમ લીધો. માત્ર તેમાં રાજાજ્ઞાયુદ્ધનો અપવાદ રાખ્યો. ઘરે આવી ધર્મમાં ઉદ્યમશીલ થયો. અવસરે રાજસેવામાં તે જોડાયો.

એકવાર રાજપુરુષોએ કોઇ ચોરને પકડી રાજા સમક્ષ ઉપસ્થિત કર્યો. ચોર કઠિનાઇથી પકડાયો હતો ને તેના પર ઘણાં આરોપ હતા. રાજાએ ચંદ્રકુમારને કહ્યું 'તું આ ચોરને હમણાં જ મારી નાંખ. આવા અપરાધ કરનારને આથી ઓછો દંડ સંભવતો નથી.' ચંદ્રકુમારે બંને હાથ જોડી વિનયપૂર્વક કહ્યું 'મહારાજ! યુદ્ધ સિવાય કોઈની પણ સામે હથીયાર ઉગામવાનો પણ મારે નિયમ છે.' આ સાંભળી હર્ષિત થયેલા રાજાએ તેને પોતાનો અંગરક્ષક બનાવ્યો અને આગળ જતાં તે રાજકુમાર એક દેશનો સ્વામી થયો.

આ બાજુ ચંદ્રકુમારનો મોટોભાઈ યુવરાજ સૂરસેન રાજ્ય મેળવવા પ્રયત્નો કરવા લાગ્યો અને છેવટે તે સૂતેલા રાજાની હત્યા કરવા પ્રહાર કરી ભાગ્યો. જાગેલા રાણીએ બૂમો પાડતાં ભાગતો કુમાર પકડાયો. રાજાના તેમજ પિતાના ઘાતક તરીકે તેને ન્યાયાલયમાં ઊભો રાખવામાં આવ્યો. ઘાયલ રાજાને પુત્રની દુષ્ટતા જોઈ ઘોર નિરાશા થઈ. તેઓ વિચારવા લાગ્યા.

કેટલાંક નંદનો (દિકરાઓ) ચંદનની જેમ સુગંધી માટે હોય છે, ત્યારે કેટલાક બાળક વાલક (વાળા) ની જેમ કુળના છેદ માટે હોય છે.

સૂરસેન ઉપર કામ ચલાવવામાં આવ્યું ને તેને દેશની સીમા પાર કરી જતા રહેવાનું વિધાન થયું. તે ત્યાંથી ચાલી નિકળ્યો. ચંદ્રકુમારને તેડાવી જયપુરની રાજગાદી પર બેસાડયો.

ઘણાં ઉપચાર છતાં સૂરસેને કરેલ ઘા જીવલેણ નિવડ્યો. રાજા, સૂર ઉપરનાં દુષ્ટ ધ્યાનમાં મૃત્યુ પામ્યો ને વનમાં ચિત્તો થયો. જંગલમાં સૂરનો આ ચિત્તાથી ભેટો થઇ ગયો ને તેણે ફાડી ખાધો. તે મરીને ભીલ્લ થયો. ભીલ્લ મોટો થઇ શિકાર કરવા જતાં તેને પાછો ચિત્તાએ મારી નાંખ્યો, તેથી ઉશ્કેરાયેલા તેના સ્વજને ચિત્તાને પૂરો કર્યો બંને જંગલી ડુક્કર તરીકે અવતર્યા. તે બંને જ્યારે ભેગાં થતાં ત્યારે અવશ્ય લડતાં અને ધમાલ કરતાં. આથી એક પારધીને શિકારમાં કઠિનાઇ થતાં તેણે ખીજાઇને બંને ડુક્કરોને મારી નાંખ્યા. બંને મરીને હાથી થયા. નાની વયના એક સરખા મદનીયા પકડી રાજાને અર્પણ કરવામાં આવ્યા. રાજવાડાના ચોગાનમાં પણ તેઓ પરસ્પર લડવા લાગ્યા, ક્રૂર બાંધતા એક બીજાને જોઇ ગર્જના કરતાં ને વૈર વમતા. એકવાર સુદર્શન નામના કેવળી ભગવંતને રાજા ચંદ્રકુમારે હાથીના વૈરનું કારણ પૂછતાં તેને જાણવા મળ્યું કે 'આ તો પોતાના જ પિતા ને ભાઇ છે. પિતા-પુત્રના આ વૈરાનુબંધ અને કર્મશાળાનું આ વિચિત્ર નાટક જોઇ રાજા ચિંતનમાં પડ્યો. રાજપાટનો ધણી ક્ષણમાં ડુક્કર થઇ જાય. અઢાર સાગરોપમના આયુષ્યવાળો આઠમા સ્વર્ગનો દેવતા થોડીવારમાં ગધેડો કે કૂતરો બની જાય. મોહની મહાનિદ્રાવાળા જીવો જેના પ્રતાપે સંસાર કૂવામાં પડવા તૈયાર થાય પણ સદ્ગતિનો માર્ગ ન લે તે એક મિથ્યાત્વનો ઘોર અંધકાર જ છે.' આમ ઉત્તમ ચિંતનથી વૈરાગી થયેલા ચંદ્રરાજાએ પુત્રને રાજ્ય ભળાવી ચારિત્ર સ્વીકાર્યું. અતિચાર વિનાની સારી આરાધનાથી તેઓ એકાવતારી દેવ થયા. બંને હાથી મરીને પ્રથમ નરકે ગયા.

જેઓ ગૃહસ્થ જીવનમાં પણ પ્રથમવ્રતને ઉત્તમ રીતે અંગીકાર કરનારા અને પાળનારા થયા. અંતે સર્વ જીવોની દયામાં રત રહેનાર ચંદ્રરાજર્ષિ પ્રાંતે મોક્ષ પામ્યા. સર્વ ક્લેશ અને દુઃખથી મુક્તિ પામ્યા.



## ૭૫. અસત્ય ભાષણનો ત્યાગ. (બીજું વ્રત)

સૂક્ષ્મ અને બાદર (સ્થૂલ) એમ બે ભેદવાળું મૃષાવાદ હોય છે. તીવ્રસંકલ્પથી અસત્ય બોલાય તે સ્થૂલ અને હાસ્યાદિથી બોલાય તે સૂક્ષ્મ કહેવાય મૃષાવાદ એટલે અસત્ય ભાષણ. તેથી અટકવારૂપ બીજું વ્રત તે મૃષાવાદવિરમણ વ્રત.

શ્રાવકે સ્થૂલમૃષાવાદનો અવશ્ય ત્યાગ કરવાનો હોય છે અને સૂક્ષ્મ મૃષાવાદની યતના કરવાની હોય છે. સ્થૂલમૃષાવાદ અવશ્ય છોડી દેવું જોઇએ કેમકે તેથી લોકોમાં અપશય આદિનું તે કારણ છે. બીજું અણુવ્રત સર્વથા અસત્યવર્જન કરવાનું સૂચવે છે. ખાસ કરીને પૃથ્વી, કન્યા, ગાય, ધન આદિની થાપણ અને સાક્ષીમાં કદી ખોટું બોલવું જ નહી. તે બાબત કહ્યું છે કે 'કન્યા, ગાય ને ભૂમિ સંબંધી અસત્ય, કોઇની થાપણ ઓલવવી (લઇને પાછી ન આપવી) તેમજ ખોટી સાક્ષી પૂરવી આ પાંચ મોટા (સ્થૂલ) અસત્ય કહેવાય છે.

કન્યા સંબંધી ખોટું-જેમકે રાગ-દ્વેષને લીધે સારી કન્યાને ખરાબ, વિષકન્યા, જડ, ખોડવાળી આદિ કહેવું. તથા સારી ન હોય તો સારી, દુઃશીલાને સુશીલા, જડને શાણી આદિ કહેવું. ઇત્યાદિ કન્યા સંબંધી અલિક એટલે ખોટું કહેવાય. ઉપલક્ષણથી દાસ-દાસી આદિ સમસ્ત દ્વિપદ સંબંધી અસત્યનો આમાં સમાવેશ થાય છે.

ગાય સંબંધી અસત્ય-થોડું દુધ આપતી ગાય માટે વધુ દુધ આપનારી કે વધુ આપનારી ગાયને થોડું દુધ આપનારી કહેવી વગેરે. ઉપલક્ષણથી બધા ચઉપગા પ્રાણી સંબંધી અસત્ય આ પ્રમાણે જાણીને વર્જવું.

ભૂમિ સંબંધી અસત્ય-પરાઈ ખેતીવાડી આદિ ભૂમિને આપણી કહેવી. ઉખર-ક્ષેત્રને ફળદ્રુપ કહેવું વગેરે ભૂમિસંબંધી અસત્ય કહેવાય. આમાં હવેલી, ઘર, દુકાન, આદિ સ્થાવર વસ્તુનું ગ્રહણ કરવું. અહીં કદાચ શંકા થાય કે જો ઉપલક્ષણથી દ્વિપદ ચતુષ્પદ અને એટલે સ્થાવર વસ્તુની ગણત્રી કરી, તો મુખ્યતાએ જ આ ત્રણના અસત્ય ગણાવ્યાથી બધાનો સમાવેશ થઈ શકતે, તેનો ઉત્તર એ છે કે 'કન્યા આદિનું જુઠાણું લોકમાં પણ અધિક નિંદાનું કારણ છે. તેમ કન્યાદિના અસત્યથી ભોગાંતરાય, ક્લેશ, દ્વેષની વૃદ્ધિ વગેરે દોષો ચોક્ખા દેખાય છે.

કોઇએ સોનું-દાગીના કે રૂપીયા આદિ ધન થાપણ (અનામત) તરીકે મૂકી હોય તે ઓલવવા (પચાવી પાડવા) થી મહાપાપ લાગે છે. અલબત્ત આનો સમાવેશ ત્રીજા વ્રતમાં થાય છે, કિંતુ 'તું તારી વસ્તુ લઇ ગયો છે. અથવા મૂકી જ નથી.' એમ જુઠું બોલવું પડતું હોઈ તેમાં વચનનું પ્રાધાન્ય હોય છે માટે મૃષાવાદમાં ગણત્રી કરી છે.

પાંચમો ભેદ ખોટી સાક્ષીઃ-લેવડ-દેવડ આદિમાં સાક્ષી તરીકે રહેલો માણસ દાક્ષિણ્યતા, લાલચ, લાંચ કે દ્વેષાદિના કારણે ફરી જાય. ખોટી સાક્ષી આપે. તો તે મહાપાપનો ભાગી થાય છે.

પૃથ્વીપર જેવી બોલવાની સગવડ માણુસ પાસે છે તેવી બીજા પાસે નથી. માણુસના બોલની ઘણી મોટી કીંમત છે. અસત્ય બોલવાથી માણુસ વિશ્વાસ ગુમાવે છે. જે વિશ્વાસ ખોઇ નાંખે તેની પાસે શું બચે? કોઇની શેહમાં, દાક્ષિણ્યતામાં, લોભ-લાલચમાં

કે દ્વેષ-ઘૃણામાં આવી જઈને અસત્ય બોલવું નહી. કે ખોટો પક્ષ લેવો નહી અસત્ય-ભાષણ કરવાથી આ ભવમાં અપયશ આદિ મળે ને પરભવમાં દુર્ગતિ મળે. આમ મહા-અનર્થ થયા જ કરે. વસુરાજાની જેમ બંને ભવમાં વિપત્તિનું ભાજન થાય. વસુરાજાએ માત્ર 'અજ' શબ્દના અર્થ માટે ખોટી સાક્ષી આપી તેનું પરિણામ ઘણું દુરંત આવ્યું. તેની કથા આ પ્રમાણે છે.

## વસુરાજાનું ચરિત્ર.

શુક્તિમતી નગરમાં ક્ષીરકદંબક નામના વિદ્વાન્ પંડિત વિદ્યાલય ચલાવતા હતા. તેમની પાસે રાજપુત્રો, શ્રેષ્ઠિપુત્રો, બ્રાહ્મણપુત્રો, ક્ષત્રિયકુમારો આદિ વિદ્યાર્જન કરવા રહેતા હતા. તેમાં પંડિતપુત્ર પર્વત, રાજકુમાર વસુ અને બ્રાહ્મણકુમાર નારદ આ ત્રણે કુમારો ભણવામાં સમકક્ષ હોઇ સાથે ભણતા હતા. એકવાર અધ્યયનથી પરિશ્રાંત થઇ તેઓ અગાસીમાં આડા પડયા હતા, ત્યારે ગગનમાર્ગે જતાં બે ચારણમુનિમાંથી એકે બીજાને કહ્યું 'આ ત્રણ વિદ્યાર્થીમાંથી એક સ્વર્ગે ને બે નરકે જશે.' આ વચનો ક્ષીરકદંબક પંડિતે સાંભળી વિચાર્યું 'કોણ નરકગામી હશે?' અને તેણે લોટના ત્રણ કુકડા બનાવી ત્રણેને આપતાં કહ્યું 'લો, કોઇ ન જોતું હોય ત્યાં જઈ આને મારી લાવો.' ત્રણે જણ ચાલ્યા. વસુ અને પર્વતે કોઇ શૂન્ય જગ્યામાં કુકડા મારી પાછા સોંપ્યા. બ્રાહ્મણકુમાર નારદ એકાંતમાં જઇ ગુરુવચનના મર્મને પીછાણે છે. તેને લાગ્યું કે 'જ્ઞાની અને અંતર્યામી ભગવાનથી શું છાનું છે? અરે! કોઇ પણ ન જોતાં હોય તોય આ કુકડો તો મને જોવે જ છે ને હું તેને જોઉં છું. લાગે છે કે ગુરુએ અમારી પરીક્ષા માટે જ આ બધું ઉપજાવ્યું છે.'

આમ વિચારીને કુકડાને માર્યા વિના જ પાછો આવ્યો. કુકડો આખો જોઈ વિદ્યા-ગુરુએ પૂછયું 'મારૂં કહ્યું કર્યા વિના કેમ આવ્યો?' ઉત્તર આપતાં નારદે કહ્યું 'આમાં મારો વાંક નથી ભગવાન! આપના કહ્યા પ્રમાણે મને એવું કયાંય સ્થાન જ ન જડયું. જ્યાં કોઈ જોતું ન હોય!' ઇત્યાદિ તેણે પોતાનો આશય કહ્યો. સાંભળી વિદ્યાગુરુએ તેને ધન્યવાદ આપ્યા. તેમને વિશ્વાસ થઇ ગયો કે 'પર્વત અને વસુકુમાર નરકે જશે અને આ દયાળુ બ્રાહ્મણકુમાર નારદ અવશ્ય સ્વર્ગગામી થશે.' તેમને વિચાર આવ્યો કે 'આવા સારા દેખાતા કુમારો નરકે જવાના હોય તો તેમને ભણાવાનો શું સાર?' ઈત્યાદિ વિચારતા વૈરાગ્ય પ્રબળ થતા સદ્‌ગુરુસંયોગે તેમણે દીક્ષા લીધી.

આગળ જતાં પંડિત ક્ષીરકદંબકના સ્થાને પર્વત આવ્યો ને વિદ્યાલય ચલાવવા લાગ્યો. તથા રાજા અભિચંદ્રની ગાદીએ યુવરાજ વસુ આવ્યો.

કોઇ શિકારીએ એક વનમાં મૃગલાને બાણ માર્યું. પણછ ખેંચી ફેંકેલું બાણ થોડે દૂર જઇ કાંઇ અથડાયું નહી છતાં અફળાઇને પડયું. ચકિત થઇ શિકારી બાણ પાસે ગયો. જોયું તો એક પારદર્શક મોટી શિલા પડી હતી. તેની પછવાડાનું મૃગ દેખાયું પણ બાણ તેને ટકરાઇને નીચે પડી ગયું. આ વાત તેણે રાજા વસુને કહી.

તપાસ કરાવતાં જણાયું કે સ્વચ્છ સ્ફટિકની શિલા ! રાજાએ તે ગુપ્ત રીતે મંગાવી પોતાના સિંહાસન નીચે ગોઠવી દીધી. તેથી સિંહાસન સાવ અદ્ધર હોય તેમ લાગતું. આમ થતા લોકોમાં રાજાની એવી ખ્યાતિ થઇ કે તે સત્યવાદી હોઇ તેનું સિંહાસન નિરાધાર અને પૃથ્વીથી ઉંચું રહે છે. અને તેની કીર્તિ દિશાઓમાં ફેલાઈ ગઈ.

એકવાર નારદ પોતાના ગુરુપુત્ર પર્વતને મળવા વિદ્યાલયમાં આવ્યો. પર્વત પોતાના પિતાની જેમ વિદ્યાર્થીઓને ઠસ્સાથી ભણાવતો હતો. ઘણાં વખતે બંને ગુરુ-ભાઇઓ મળ્યા ને કુશળ ક્ષેમ પૂછયા. નારદ પાસે બેઠો હતો ને પર્વત ભણાવતો હતો, ત્યાં એવી વાત આવી કે 'અજથી યજ્ઞ કરવો' અર્થ કરતાં પર્વતે કહ્યું 'અજ એટલે બકરો, યજ્ઞમાં બકરાને હોમવો.' આ સાંભળી નારદે કહ્યું 'પર્વત ! આ તું શું બોલે છે ? અજ એટલે બકરો કે જૂની ડાંગર ?' પંડિતાઈની પકડ ને અકડમાં પર્વતે જોરથી કહ્યું 'કેમ તને ખબર નથી ? અજ એટલે બકરો અજા એટલે બકરી ?' નારદે કહ્યું 'તું ભૂલે છે. આપણા ગુરુજીએ ઘણીવાર અજનો અર્થ જૂની ડાંગર કર્યો છે.' પર્વતે અભિમાન પૂર્વક કહ્યું 'તારા જેવો ભૂલકણો હું નથી, આખી પાઠશાળા ચલાવું છું. મારી સ્મૃતિ સતેજ છે.' નારદે કહ્યું 'ખરેખર મને સારી રીતે યાદ છે કે 'ન જાયતે ઇતિ અજઃ,' અર્થાત્ જે ઉત્પન્ન ન થઈ શકે તે 'અજ' કહેવાય. અને તે ત્રણ વર્ષ કે તેથી વધુ જૂની ડાંગરના અર્થમાં રૂઢ શબ્દ છે.

ઘણા વિદ્યાર્થીઓ વચ્ચે પાંડિત્યનું તેજ બતાવતાં પર્વતે કહ્યું 'તારી વાત જૂઠી સિદ્ધ થાય તો ?' નારદે કહ્યું 'તું કહે તે.' પર્વતે કહ્યું 'જે હારે તેની જીભનો છેદ' અને બંનેએ પરસ્પર એવી પ્રતિજ્ઞા કરી. સત્યના ચુકાદા માટે પોતાની સાથેજ ભણેલા અને સત્યવાદી તરીકે પંકાયેલા વસુરાજાની પસંદગી કરવામાં આવી. દિવસ નક્કી કરી બંને જૂદા પડયા. પર્વતની માને ખબર પડતા તેણે કહ્યું 'દિકરા ! એ તેં શું કર્યું ? તારા પિતાએ અનેકવાર 'અજ' નો અર્થ ન ઉગે તેવું ધાન્ય અને રૂઢ તરીકે વ્રીહિ એટલે ડાંગર કરેલ છે. વિધિ ગ્રંથોમાં વ્રીહિ હોમવાની વાત છે, તો કાંઇ અગ્નિમાં કાંઇ બકરા હોમાતા હશે ?' પર્વત પણ શંકિત ને વિમૂઢ થયો. એક માત્ર પુત્રના મૃત્યુનો જાણે ઘંટ સંભળાવા લાગ્યો. ભયથી તે ધ્રૂજી ઉઠી. તે લવાદ બનેલા વસુરાજા પાસે આવી. રાજાએ ક્ષેમકુશળ અને ઉદાસીનું કારણ તેમજ આવવાનું પ્રયોજન આદિ પૂછ્યું. તેણે બધી વાત રાજાને જણાવી કહ્યું 'રાજા, હું તમારી ગુરુપત્ની છું. આજે તમારે ત્યાં ખોળો પાથરી ભીખ માંગું છું કે મને મારા પુત્રના પ્રાણની ભીક્ષા આપો.' આ સાંભળી રાજા પણ વિમાસણમાં પડયો. તેણે કહ્યું 'મા, અજનો અર્થ જૂની ડાંગર થાય છે ને એ વાત તો ઘણાં અમારા સહપાઠી પણ જાણે છે.' પર્વતની માએ કહ્યું 'તમારે માત્ર મારા પુત્રને બચાવવાનો છે, તમે જે ચુકાદો આપશો તે જ માન્ય કરવાનો છે. હું બીજું કશું જાણુતી નથી.' ને રડતી ગુરુપત્નીને જોઇ વસુરાજાએ કહ્યું 'મા, જાવ રડો નહી હું પર્વતનો પક્ષ લઈશ તમે જરાય ચિંતા કરશો નહી.'

બીજે દિવસે પર્વત અને નારદ પોતપોતના પક્ષમાં સાક્ષી અને યુક્તિ લઇ ઉપસ્થિત થયા. હીરાનો મુકુટ અને મોટા મૌક્તિકોના હાર-કુંડલથી સુશોભિત વસુરાજા આવ્યા અને અદ્ધર દેખાતાં સોનાના સિંહાસનપર બેઠા. છેવટે જ્યારે સાક્ષીનો સમય આવતાં-રાજાને પૂછતાં રાજાએ કહ્યું 'આપણા વિદ્યાગુરુના મોઢે મેં ઘણીવાર 'અજ'નો અર્થ બકરો સાંભળ્યો છે.' રાજા આટલું બોલ્યા. નારદ તે સાંભળી વિષાદમાં ઘેરાયો. તે કાંઇ બોલે ત્યાં તો મોટો ધડાકો થયો, ત્યાં સમીપમાં રહેલા કોઈ દેવતાએ આ અસત્ય ભાષણ સહન ન થતાં તે સ્ફટિકની શિલા ને સિંહાસનના ભૂક્કા બોલાવી દીધા ને રાજાને પાટુ મારી નીચે ગબડાવી ફેંક્યો. લોહી વમતો રાજા મૃત્યુ પામી નરકે ગયો. સત્યનો અને નારદનો જયજયકાર ગયો. સત્યના પ્રતાપે નારદ સ્વર્ગ પામ્યો.

આ ચરિત્ર સાંભળી સમજુ જીવોએ સત્યવ્રતમાં સદા આદરવાળા થવું.

વસુરાજાના આઠપુત્રો પણ દૈવીકોપથી માર્યા ગયા. પર્વતને સહુએ ધિક્કારીને કાઢી મૂકયો. તે રખડતો-રઝળતો મહાકાળ અસુર પાસે જઈ પહોંચ્યો. મહાકાળનો પરિચય આ પ્રબંધમાંથી મળશે.

## મહાકાલનું વૃત્તાંત

આયોધન નામના રાજાએ પોતાની પુત્રી યુવાન થતા નિયમ પ્રમાણે તેના સ્વયંવરનું આયોજન કર્યું અને બધા રાજાઓને આમંત્રણ કર્યું. રાણીએ પોતાની કન્યાને ખાનગીમાં ભારપૂર્વક જણાવ્યું કે 'તું મારા ભત્રિજા મધુપિંગને વરમાળા પહેરાવજે. તેથી તું સુખી થશે, મધુપિંગ સુંદર, શૂરો અને સોભાગી છે.' ઈત્યાદિ. આ વાત કોઇ દાસી દ્વારા ત્યાં સ્વયંવર માટે આવેલા રાજાઓમાં પ્રમુખ એવા સગરરાજાએ જાણી. તેણે ખિન્ન થઇ પોતાના ચતુર પુરોહિતને આનો ઉપાય પૂછયો કે 'કન્યાને પરણવા કાંઇ રસ્તો કાઢી આપો.' પુરોહિતે પ્રપંચવાળી બનાવટી રાજલક્ષણ સંહિતા કાવ્યમય બનાવી અને કર્ણપ્રિય વિવેચન એવી રીતે આલેખ્યું જેથી તેમાં વર્ણવેલા દેશ, કળા, વય, રુચિ, વર્ણ આદિથી મધુપિંગ સર્વમાં હલકો અને સગર સહુમાં શ્રેષ્ઠ જણાય. પછી સ્વયંવર મંડપમાં જ સગરરાજાએ રાજલક્ષણો સાંભળવા સહુ રાજાને એકઠા કર્યા. જેમ જેમ કાવ્ય વંચાતું ગયું તેમ તેમ મધુપિંગનો સહુ ઉપહાસ કરતા ગયા ને મધુપિંગ જંખવાણો પડતો ગયો. છેવટે એ પરિહાસમાંથી ઠેકડી જેવું વાતાવરણ થતાં શરમાઇને મધુપિંગ ચાલતો થયો. પરિણામે રાજકન્યાએ મધુપિંગને પડતો મૂકી સગરરાજાને વરમાળા પહેરાવી. તેથી નિરાશ અને ક્રુદ્ધ થઇ મધુપિંગે કષ્ટમય ઘોર તપ કર્યું. અને મરીને મહાકાલ નામનો અસુર થયો. તેને પર્વતનો ને તે બંનેને વળી પિપ્પલાદનો એમ સરખે સરખા મળતરીયાનો સંગમ થયો.

## પિપ્પલાદની કહાની

સુલસા અને સુભદ્રા નામની તાપસપુત્રીઓ વિદુષી તરીકે પ્રસિદ્ધ હતી, સુલસા સાધિકપંડિતા હતી. એવામાં એક યાજ્ઞવલ્કય નામક ગર્વિષ્ઠ તાપસે શાસ્ત્રાર્થ માટે

ઘોષણા કરાવીને 'મને જીતે તેનો હું શિષ્ય થાઉં' એમ પણ જણાવ્યું. એમ કરતા સુલસા સાથે તેનો શાસ્ત્રાર્થ યોજાયો ને તેમાં સુલસાની જીત થતાં તે તેનો શિષ્ય પણ બન્યો. બંનેનો સ્વાભાવિક રીતે જ પરિચય વધ્યો ને તેણે પ્રણયનું રૂપ લીધું. પરિણામે સુલસા સગર્ભા થઈ. આ વાત સુભદ્રાએ જાણીને બંનેને ઘણો ઠપકો આપ્યો. સુલસાએ ગુપ્ત રીતે પુત્રને જન્મ આપ્યો અને તેને પીપળના ઝાડ નીચે ત્યજી દીધો અને બંને ત્યાંથી પલાયન થઇ ગયા.

જેને ચસ્કો નથી લાગ્યો તે ધન્ય છે. બાકી એકવાર લાગેલો ચસ્કો વધતા વાર નથી. ઘટવો સહેલો નથી.

સુભદ્રાએ નવજાત બાળકને પીપળ નીચે જોયો. પોતાની મેળે જ મોઢામાં આવી પડેલા પીપળના ફળને તે ભૂખ્યું બાળક ચૂસતું હતું. તેથી (પિપ્પલં અત્તિ ઇતિ) પિપ્પલાદ એવું નામ પાડી ઉપાડી લીધો. પાળ્યો-પોષ્યો-ભણાવ્યો ને મોટો કર્યો. સુભદ્રા પાસેથી પિપ્પલાદે પોતાના માતા-પિતાનો પરિચય મેળવ્યો. તેને તેમના પર ધિક્કારની લાગણી થઇ. તાપસ, આશ્રમો ને તેમના વિધિ-વિધાનો પર પણ તેને અણગમો થયો. ઉદ્ધારના નામે તેણે નવા જ અનાર્ય વેદની રચના કરી ને નવા અનુષ્ઠાનો આદિની ગોઠવણ કરી. તેણે એવું વિધાન કર્યું કે 'ઉપદ્રવની શાંતિ અને રાષ્ટ્ર-દેશની તુષ્ટિ તેમજ સ્વર્ગની ઉપલબ્ધિ માટે ઘોડા-હાથી આદિના હોમવાળા યજ્ઞો કરવા. કોઇ મહાન અશાંતિ આદિનું કારણ હોય તો નરમેધયજ્ઞ કરવો ને તેમાં સુલક્ષણા પુરુષનો બલિ આપવો. તેને હોમવો. એમાં તેને મહાકાલનો સંગાથ મળ્યો. મહાકાલે ખૂબ ઉમળકા પૂર્વક ધન્યવાદ આપતાં કહ્યું 'તમારી સંકલના સર્વાંગ સુંદર, અગત્યની અને સમયાનુસારી છે.' પછી પર્વત પણ તેમાં જોડાયો. પર્વત અને પિપ્પલાદ યજ્ઞ-યાગાદિ ક્રિયાકાંડ કરાવવામાં રાજાના આદરમાન મેળવવામાં અને ઇચ્છિત સ્વાદ માણવામાં પડયા. અસુર મહાકાલને પણ સંતોષ થવા લાગ્યો કે હવે રાજાઓની મતિ ભ્રષ્ટ થશે ને પરિણામે તેઓ રાજ્ય અને સદ્ગતિથી પણ ભ્રષ્ટ થશે.

આથી સગરના વૈરની જાણે તેને બદલાની ભાવના સંતોષવા લાગી તે યજ્ઞો માટે પ્રેરણા કરતો અને તેનું સારૂં પરિણામ દેખાડતો. રોગ આતંક આદિ ઉપદ્રવ કરતો. પછી યજ્ઞો થતાં તેનું ઉપશમન કરતો. યજ્ઞમાં હોમેલા પશુને પોતાની દૈવીશક્તિથી વિમાનમાં મહાલતાં સાક્ષાત્ બતાવતો. આમ પ્રત્યક્ષ ફળ દેખાતાં લોકો યજ્ઞના પ્રભાવમાં આવ્યા. યજ્ઞમાં માણસ પણ હોમાવા લાગ્યા. ને તેમને દેવવિમાનમાં મહાલતાં લોકોએ નિહાળ્યા. આમ નિઃશંકપણે હિંસા પ્રવર્તવા લાગી ને યજ્ઞને નામે પોષાવા લાગી. પરિસ્થિતિ એ આવી કે સગરરાજા ઉપર મહાકાલે સંમોહન કરી તેને પણ પત્ની સહિત યજ્ઞમાં હોમાવી દીધા. પિપ્પલાદે પણ પોતાના માતા-પિતાને ઓળખી તેમને પણ યજ્ઞમાં હોમ્યાં ને વૈરની તૃપ્તિ મેળવી, આ રીતે લોકોમાં હિંસામય અનાર્ય વેદ પ્રવર્ત્યા. જે માણવક નામના નિધાનમાંથી ઉદ્ધરીને ભરત મહારાજાએ પોતાના સ્વાધ્યાય નિમિત્તે

રચ્યા હતા, તેમાં બારવ્રતની સ્વીકૃતિના સૂચક બાર અંગ પર બાર તિલક, રત્નત્રયના સૂચક ત્રણરેશામય જનોઇ આદિ વિધાન, તીર્થંકર પરમાત્માની સ્તુતિ વગેરે જણાવાયું છે તે વેદની પ્રવૃત્તિ અટકી ગઇ.

આમ અસત્ય-સત્યનો કે તેના પરિણામનો વિચાર કર્યા વિના જે આત્માઓ નિરપેક્ષ થઇ પ્રવૃત્તિ કરે છે. તેઓ મહાઅનર્થને પામે છે.

વસુરાજા, પર્વત અને પિપ્પલાદ આદિ અસત્યવાદથી નીચ ગતિને પામ્યા. ને અનર્થકારી પરંપરા ઉભી કરી અનેક જીવોને દુર્ગતિમાં નાંખનારા થયા. આ સમજીને હિતની કાંક્ષાવાળા આત્માઓએ સત્યનો આદર અને અસત્યનો સદંતર ત્યાગ કરવો.



## ૭૬. અસત્યના વિભાગ.

અસત્ય ચાર પ્રકારે છે. પ્રથમ અભૂતોદ્‌ભાવન, (ન હોય તેને ઉપજાવવું) અથવા જેવું નથી છતાં તે કે તેવું કહેવું. જેમકે આત્મા સર્વગત ન હોવા છતાં સર્વગત કહેવો. શ્યામકનામનું ધાન્ય ચોખા જેવું ન હોવા છતાં ચોખા જેવું જ કહેવું. આ અભૂતોદ્‌ભાવન અસત્ય.

બીજું ભૂતનિહ્નવ અસત્ય. એટલે વિદ્યમાન વસ્તુનો નિષેધ કરવો. જેમકે આત્મા નથી, પુણ્યપાપાદિ નથી, પરલોક નથી એમ કહેવું ઈત્યાદિ.

ત્રીજું અર્થાંતર અસત્ય, એટલે જે વસ્તુ જેવી છે, તેવી ન કહેતાં જૂદું જ કહેવું. જેમકે ગાયને ઘોડો કહેવો.

ચોથું ગર્હા અસત્ય, એટલે નિંદાથી અસત્ય કહેવું. આ ગર્હા અસત્ય ત્રણ પ્રકારનું છે. પ્રથમ સાવદ્ય વ્યાપારમાં પ્રવર્તાવવું. જેમકે 'ખેતર ખેડને! કચરો બાળી નાંખ' વગેરે કહેવું. બીજું અપ્રિય કારણ, જેમકે કાણાને કાણો કહેવો. ત્રીજું આક્રોશ કરણ, જેમ કોઇને તિરસ્કારથી કહેવું 'અરે મૂઢ! નિર્મુખ, અક્કલહીન' ઈત્યાદિ. આવી રીતના અસત્યવાદનથી જીવને નરકાદિગતિનાં દુઃખો મળે છે.

યોગશાસ્ત્રમાં જણાવ્યું છે કે-જે પ્રાણી મૃષાવાદ બોલે છે, તે નિગોદમાં ઉત્પન્ન થાય છે. પરસ્ત્રી ભોગવનાર, કે ચોરી કરનારને પાપથી છુટવાનો ઉપાય છે, પણ ખોટું બોલનારને બચવાનો કોઈ રસ્તો નથી. માટે આ અનર્થથી બચવા અસત્યના ત્યાગ રૂપ બીજું અણુવ્રત સ્વીકારવું જોઇએ. જેથી સુખ, સંપત્તિ પ્રાપ્ત થાય છે. તે સંબંધમાં શ્રીકાંતશેઠની વાત આ પ્રમાણે છે.

## શ્રીકાંતશેઠની વાર્તા.

રાજગૃહી નગરીમાં શ્રીકાંત નામે શેઠ હતો તે દિવસે વેપાર અને રાત્રે ઉઠાંતરી (ચોરી) કરે. એકવાર બારવ્રતધારી જિનદાસ નામે શ્રાવક વેપાર નિમિત્તે તેની દુકાને આવ્યો. શ્રીકાંતે જમવા માટે સાગ્રહ નિમંત્રણ કર્યું. જિનદાસે કહ્યું 'જેની આજીવિકા-કમાણીની રીત ન જાણું ત્યાં હું કેવી રીતે જમું? મારા વ્રતને વાંધો આવે.' શ્રીકાંત બોલ્યો 'હું શુદ્ધ વ્યાપારથી નિર્વાહ કરું છું.' જિનદાસે કહ્યું 'તમારો વેપાર જોતાં લાગે છે કે તમારી જીવિકા આ રીતે ચાલી શકે નહી. તમારી જીવનપદ્ધતિથી મને સંદેહ થાય છે. માટે સાચી વાત કહો.' શ્રીકાંતે જિનદાસ ધર્મીષ્ઠ, ગંભીર લાગવાથી સાચી બાબત કહી દીધી. જિનદાસે કહ્યું 'તો હું તમારા ઘરનું કાંઇ પણ ખાઇશ પીશ નહીં. મારી ક્યાંય બુદ્ધિ બગડે ને અનર્થ થઇ જાય.' શ્રીકાંતે કહ્યું 'ચોરી વિના મારૂં ચાલે તેમ નથી, તેના ત્યાગ સિવાય તમે જે કહો તે કરૂં' તે સાંભળી જિનદાસે કહ્યું 'સહુથી પહેલા તો અસત્ય બોલવાનો ત્યાગ કરો' ગુરુમહારાજના મુખથી સાંભળ્યું છે કે 'તમે એક તરફ અસત્યનું પાપ રાખો અને બીજી બાજુ બીજાં બધાં પાપ રાખો, તો અસત્યનું પાપ વધી જશે, તે પલ્લું નમી જશે.'

લૌકક ગ્રંથોમાં પણ કહેવામાં આવ્યું છે કે 'શિખાધારી, માથું મુંડાવનાર, જટાધારી, દિગંબર કે વલ્કલ-વૃક્ષની છાલ ધારણ કરનાર આદિ ઘોર તપસ્યા દીર્ઘકાલ પર્યંત કરે ને જો તે પણ મિથ્યાભાષણ કરે તો ચાંડાળથીયે હીન થાય. અસત્ય અવિશ્વાસનું ને સત્ય શ્રદ્ધાનું મૂળ કારણ છે. સત્યનો મહિમા અચિંત્ય છે. લૌકિક ગ્રંથોમાં પ્રસિદ્ધ છે કે સત્ય બોલવાથી દ્રૌપદીએ આંબાના વૃક્ષને નવપલ્લવિત કર્યું. તે કથા આ પ્રમાણે છે.

## દ્રૌપદીની કથા (લૌકિક શાસ્ત્ર મુજબ)

હસ્તિનાપુરના ઉદ્યાનમાં માઘ મહિને અઠયાસી હજાર સંન્યાસી ઋષિઓ આવ્યા. ત્યાંના રાજા યુધિષ્ઠરે તેમને ભોજન માટે આમંત્રણ આપ્યું. તેમણે કહ્યું 'રાજા, તમારા જેવા મહારાજા ધર્મરાજને ત્યાં અમે જમવા આવીએ પણ તમે આંબાના રસથી ભોજન કરાવો તો.' રાજા વિમાસણમાં પડયા. ઋતુ વિના અકાળે આમ્રરસ લાવવો ક્યાંથી? ત્યાં અચાનક દેવર્ષિ નારદ આવી ઉભા. રાજાની ચિંતા દૂર કરવા તેમણે ઉપાય બતાવ્યો કે તમારા પટ્ટરાણી દ્રૌપદી સભામાં આવી પાંચ સત્ય કહે તો ઋતુ વિના પણ આંબા ફળે. રાજાએ સભામાં બોલાવી દ્રૌપદીને બોલાવ્યા, એટલે નારદે પૂછ્યું 'હે સતી! પાંચપતિથી સંતોષ રાખનારા તમે સતીત્વ, સંબંધ, શુદ્ધતા, પતિમાં પ્રીતિ ને મનમાં સંતોષ આ પાંચ પ્રશ્નો જે સાચું હોય તે કહો' આ સાંભળી દ્રૌપદી લજવાયાં પણ અસત્યના ભયથી અતિગુપ્ત રહસ્ય કહી દીધું; 'હે દેવર્ષિ! સુંદર, સ્વસ્થ, શૂરા ને ગુણવાન એવા મારે પાંચ પાંચ પતિઓ હોવા છતાં ક્યારેક મારૂં મન છઠ્ઠાપુરુષમાં ચાલ્યું જાય છે. હે નારદજી! જ્યાં સુધી એકાંત, ઉચિત સમય અને માંગણી કરનાર

પુરુષ મળતો નથી ત્યાં સુધી જ સ્ત્રીઓમાં સતીત્વ રહેલુ છે. સ્વરૂપવાન પિતા, ભાઇ, કે પુત્રને પણ જોઇને પાણી ભર્યાં કાચા વાસણુની જેમ તેની યોની ભીની થઇ જાય છે. હે મુનિશ્રેષ્ઠ ! જેમ વર્ષાનો સમય દુઃખદાયી છે છતાં જીવિકાનું કારણ હોવાથી સહુને ગમે છે તેમ પતિ પણ ભરણ-પોષણ આદિ બધી સગવડ આપે છે માટે વહાલો લાગે છે. જેમ કાષ્ઠાદિથી અગ્નિ, નદીઓથી સાગર, અને સર્વ પ્રાણીઓને અનેકવાર મારવા છતાં યમરાજ ધરાતો નથી તેમ પુરુષથી સ્ત્રી કદી ધરાતી નથી. સ્ત્રી બળબળતા અગ્નિકુંડ સમાન છે. માટે ઉત્તમ જીવોએ સ્ત્રીનો સંસર્ગ કરવો નહી. આ પ્રમાણે દ્રૌપદીએ પાંચ સત્ય કહ્યા તેથી પ્રથમ સત્યે આંબાને અંકુર, બીજા સત્યે પલ્લવ, ત્રીજા સત્યે ફણગા, ચોથા સત્યે મોર અને પાંચમા સત્યે તો આમ્રવનના આંબાવાડીયામાં પાકા મજાના મધુરાં ફળો આવી ગયાં આ જોઈ સહુએ દ્રૌપદીની ને સત્યધર્મની પ્રશંસા કરી. તે આમ્રરસથી યુધિષ્ઠિરે સર્વ ઋષિઓને જમાડયા. તેઓ સંતુષ્ટ થયા ને આશિષ દીધા.

આમ લોકમાં અને આગમ ગ્રંથોમાં સત્યનો અપાર મહિમા વર્ણવ્યો છે. તેથી હે શ્રીકાંત શેઠ ! બીજુ કાંઇ નહી તો સત્યવ્રત તો અવશ્ય પાળવાનો નિયમ કરો. ઈત્યાદિ સાંભળતા શ્રીકાંતને ભાવ થતા તેણે સત્યવ્રત લીધું. જિનદાસે તેની પ્રશંસા કરતાં ભલામણ કરી કે 'શેઠ ! મહાપુણ્યના યોગે વ્રત મળે છે. તો જીવનની જેમ આ વ્રત જીવનપર્યંત પાળજો. શ્રીકાંતે કહ્યું, 'મારું ગમે તે થાય, જીવન-ધનની ચિંતા છોડીને પણ હું વ્રત પાળીશ, એમાં સંશય રાખશો નહિ.' પછી જિનદાસ તેને ત્યાં જમ્યા ને સ્વદેશ ગયા.

શ્રીકાંતે વ્રત લીધું પણ ચોરીનું લક્ષણ તો કાંઈ ગયું નહી. એકવાર રાત્રે તે ચોરી કરવા નિકળ્યો. નગરચર્યા જોવા આવેલા શ્રેણિકરાય ને અભયકુમાર સામે મળ્યા. અભયે તેને પૂછયું 'અલ્યા કોણ છો ?' તેણે કહ્યું 'એ તો હું છું' 'અભય-'તું કયાં જાય છે ?' શેઠ-'ચોરી કરવા.' અભય-'કયાં જઈશ ?' શેઠ-'રાજાના ભંડારમાં.' અભય-'તારૂં નામ શું' તેણે કહ્યું 'હું શ્રીકાંત છું.' અભય-'રહે છે કયાં ?' તેણે કહ્યું 'અમુક પાડામાં.' આ સાંભળી રાજા-પ્રધાન આશ્ચર્ય પામી તેને જોતા રહ્યા. ચોર આમ બોલે નહી. માટે ચોર નથી લાગતો.

એમ સમજી તેઓ આગળ ચાલ્યા. તેઓ પાછા ફરતા હતા. ત્યાં શ્રીકાંત પેટી લઇ પાછો સામે મળ્યો. પૂછયું 'એલા ? આ શું લઇ ચાલ્યો ?' શ્રીકાંતે કહ્યું 'આ તો રત્નોની પેટી છે.' 'કયાંથી લાવ્યો ?' 'રાજભંડારની છે' 'હવે કયાં જાય છે ?' તેણે કહ્યું 'ઘરે ?' તે તેના ઘરે ને રાજા મહેલે આવ્યા. સવારના પહોરમાં ભંડારીએ ચોરી થયેલી જોઈ. તરત બીજી પણ કેટલીક વસ્તુઓ આડીઅવળી કરી નાખી. કોટવાળને ઠપકો આપી ચોરીની વાત જણાવી. આ વાત રાજાને જણાવી. રાજાએ શું

ચોરાયું છે? એમ પૂછ્યું ભંડારીએ દસ પેટી રત્ન ચોરાયાનું કહ્યું. રાજાએ અભય સામું જોયું. અભયે શ્રીકાંતને બોલાવી પૂછ્યું 'શું ચોર્યું રાત્રે?' શ્રીકાંત સમજી ગયો કે રાત્રે મળ્યા હતા તે જ આ બંને છે. એટલે કહ્યું 'નાથ! આપના દેખતા જ જીવિકાના નિર્વાહ માટે એક પેટી લઇ ગયો હતો. તે આપ જાણો પણ છો.'

આ સાંભળી અચરજ પામેલા શ્રેણિક બોલ્યા 'અરે ચોર? મારી સમક્ષ પણ આટલું સાફ સત્ય બોલે છે, તો શું તને મારો પણ ભય લાગતો નથી?' શ્રીકાંતે કહ્યું 'મહારાજા, ખોટું કેમ બોલાય? આંધીથી જેમ વૃક્ષ ઉખડી જાય છે તેમ અસત્યભાષણથી સર્વસુકૃત મૂળમાંથી ઉખડી જાય છે. આપથી વધારે ભય નથી. આપ હવે બચેલા થોડા વરસના જ સુખ નષ્ટ કરી શકો. પણ સત્યવ્રતનો નાશ થાય તો મારા દુઃખનો ક્યાંય અંત ન આવે.' આ સાંભળી આશ્ચર્ય અને આનંદ પામેલા રાજા બોલ્યા 'તને શિક્ષા તો અવશ્ય કરવી જોઇશે. તારા જેવા સાહસી ચોર જે રાજના ભંડારમાંથી રત્નો ઉપાડી જાય ને પાછો કહેતો પણ ફરે કે રાજમાંથી રત્નો ચોરી લાવ્યો છું? તેને છોડાય કેમ? બોલ તને શી શિક્ષા કરવી?' શ્રીકાંત હાથ જોડી મૌન ઉભો રહ્યો ને રાજાએ કહ્યું 'ચોર માટે પ્રાણાંત દંડ હોય છે, પણ તું સાચો માણસ છે તેથી તને શેષ અગ્યાર વ્રત સ્વીકારવા કહેવામાં આવે છે.' આ સાંભળી શ્રીકાંતે હર્ષભેર રાજાના પગ પકડી કહ્યું 'આપે તો મારો ઉદ્ધાર કરી નાંખ્યો.'

રાજા બોલ્યા 'બધાયને પહોંચાય પણ ખોટા માણસને કોઇ પહોંચે નહી. બધાય સુધરે ને તેનું કલ્યાણ થાય પણ અસત્યવાદીનું કામ કઠણ છે.' પછી ભંડારીને બોલાવી રાજાએ કહ્યું 'રત્નોની બીજી નવ પેટી તમે જ્યાં મૂકી હોય ત્યાંથી લાવી પાછી ભંડારમાં મૂકી દેજો.' બીચારા ભંડારીએ તેમ કર્યું. રાજાએ તેને રજા આપી તે જગ્યાએ શ્રીકાંતશેઠને નિમ્યા. આગળ જતાં શ્રીકાંત પરમાત્મા મહાવીરદેવનો પરમ શ્રાવક થયો.

આમ જિનદાસશેઠની પ્રેરણાથી શ્રીકાંત શેઠે અસત્યનો ત્યાગ કરવા રૂપ બીજું વ્રત સ્વીકાર્યું અને જબ્બર દૃઢતાપૂર્વક પાળ્યું. તેના પરિણામ આ લોકમાં જ સામે આવ્યા. તે મગધની રાજધાનીમાં ગૌરવપૂર્ણ સ્થાન પામ્યા ગૌરવથી જીવ્યા અને ધર્મને દીપાવ્યો માટે પ્રજ્ઞાવાન આત્માઓએ બીજું વ્રત લઈને પાળવા અવશ્ય પુરુષાર્થ કરવો, અસત્ય વિના ચાલશે, પણ સત્ય વિના નહી ચાલે.



## ૭૭. મૃષાવાદત્યાગ વ્રતનાં પાંચ અતિચાર.

મૃષાવાદ એટલે અસત્ય ભાષણ, તેના ત્યાગરૂપ બીજા વ્રતના ધારક મહાનુભાવે આ વ્રતના પાંચ અતિચાર જાણવા પણ આચરવા નહી. પ્રથમ અતિચાર-મિથ્યા અસત્ ઉપદેશ કોઇને ન કહેવો. જેમકે આ ઊંટ-ગધેડા કે બળદગાડી આદિમાં વધારે ભાર

ભરો. આ ચોર છે ? તો મારવા માંડો ને ? એ લાગનો જ છે એ. ઇત્યાદિ ન કહેવું. સત્ય શબ્દની વ્યુત્પત્તિ શબ્દશાસ્ત્રમાં આમ કરવામાં આવી છે. 'સદ્ભ્યો હિતં સત્યં' જે સત્પુરુષોને હિતકારી હોય તે સત્ય કહેવાય માટે પરને પીડા–સંતાપકારી વચનો સત્ય હોય તો પણ અસત્ય કહેવાય છે.

લોકમાં પણ કહેવાય છે કે 'કોઈને પીડા ઉપજાવે તેવું સત્ય હોય તો પણ બોલવું નહી' કારણકે તેવું બોલનાર તાપસ કૌશિક નરકે ગયો.

## કૌશિક તાપસનું ચરિત્ર

કૌશિક નામનો તાપસ સત્યવાદી તરીકે પંકાતો હતો. કારણ કે તે ખોટું બોલતો નહી. પણ તેને સત્યાસત્યના મર્મનું જ્ઞાન તો હતું નહી. સાચું બોલવું એટલે બોલવું.

એકવાર ચોરોએ કોઈક ગામ લૂંટયું, તાપસની પાસેની કેડીએ થઇ તેઓ વનમાં નાસી ગયા. પાછળ પડેલા રક્ષકો વગેરું શોધતાં કૌશિક પાસે આવ્યા. તેને પૂછયું 'તપસ્વી ! તમે સાચા બોલા છો, કહો ચોર કયા રસ્તે ગયા ? તાપસે વિચાર્યું કે– પૂછનારને ખોટું કહેવાથી મોટો દોષ લાગે, આવું પાપ કોણ વહોરે ? તેણે કહ્યું ' આ માર્ગે ચોરો ગયા છે ને પેલી પલ્લીમાં તેમનું ગુપ્ત સ્થાન છે.' તરત લપાતા છુપાતા રાજપુરુષો ગયા. અંતે ચોરોને મારી નાખ્યા. આ પાપથી અવલિપ્ત કૌશિક નરકે ગયો.

ત્યારે જ્ઞાની પુરુષોની ઓળખ અને સમજ આપણને આ રીતે મળે છે.

એક વનમાં જ્ઞાનીમુનિ ધ્યાનમાં હતા. પારધીથી ત્રાસેલું મૃગનું ટોળું દોડતું આવ્યું અને તેમની પાસે થઈ જંગલમાં અદશ્ય થઈ ગયું. ધ્યાનમાંથી નિવૃત્ત થયેલા મુનિએ તે જોયું. થોડી જ વારમાં પારધી આવી પૂછવા લાગ્યો 'મૃગનું ટોળું અહીંથી કઇ તરફ ગયું. ?' મુનિ વિચારમા પડયાં કે શું ઉત્તર આપવો ? પણ તે જ્ઞાની અને ધર્મના મર્મને જાણનારા હતા. તેથી કહ્યું 'જે દેખે તે બોલે નહી, ને જે બોલે તે દેખે નહી.'

આમ વારંવાર બોલતા તેને સાંભળી તેને કૌતૂક ને નિરાશા થઈ. તેને લાગ્યું કે આ મુનિ અણસમજુ છે. આની સાથે માથાફોડ કરવાથી કાંઇ નહી વળે ને તે ચાલતો થયો. હરણીયા બચી ગયા. મુનિએ આત્માને ઉજ્જવળ ને ઉર્ધ્વગામી કર્યો. આ પ્રકારે પરને પીડાકારી વચન (અનાભોગે) બોલવું તે પ્રથમ અતિચાર છે. અથવા યુદ્ધને અર્થે અનેક કુયુક્તિઓ–છળ આદિ શિખવવા તે પણ પ્રથમ અતિચાર કહેવાય છે.

બીજો અતિચાર—વગર વિચાર્યે કોઈને જુઠું આળ–અભ્યાખ્યાન દેવું. અથવા તેમાં ન હોય તેવા દોષોનું આરોપણ કરવું. જેમકે 'તું ચોર છે, વ્યભિચારી છે' એવું કોઈને કહેવું, તે બીજો અતિચાર. માટે આવું પણ કોઇને કહેવું નહી. કેટલાક આચાર્યનું માનવું એમ છે કે–સાવ ખોટું આળ ચડાવવું કે કોઇની ગુપ્ત વાત

જનસમૂહમાં ઉઘાડી પાડવી. જેમ કોઇ કુરુપ કે આધેડ બાઇને કહેવું કે 'તમારા ધણીને બીજી યુવતી સાથે આડો સંબંધ છે' ઇત્યાદિ આળ આપવું-ને ઘરમાં આવા પ્રકારે કલેશ ઉભો કરવો તેમ જ કોઇ સ્ત્રી કે પુરુષની બનેલી કોઈ ગુપ્ત બાબત માત્ર હાસ્યમાં જ ઉઘાડી પાડવી પણ તીવ્ર સંક્લેશની પરિણતિથી નહી. તે બીજો-અતિચાર સમજવો. સૂત્ર-સિદ્ધાંતમાં જણાવ્યું છે કે સહસાત્કારે (વિના વિચાર્યે) આળ-અભ્યાખ્યાન કે અભિશાપ બીજાવ્રતી માટે નિષિદ્ધ છે. આ બધું જાણતાં છતાં આચરે તો વ્રતભંગ, ને અજાણ્યે અતિચાર લાગે છે. આ બીજો અતિચાર છે.

શાસ્ત્રોમાં જણાવ્યું છે કે-કોઇને આળ-અભ્યાખ્યાન દેવાથી જીવને ગધેડાનો, નિંદાથી કુતરાનો, પરસ્ત્રી સાથે સંબંધ કરવાથી કૃમીનો અને માત્સર્ય (બળતરા) રાખવાથી કીડાનો અવતાર મળે છે. જે કોઇના દૂષણ જોવે જ નહી, તેનો ખ્યાલ જ ન કરે તે ઉત્તમ, જે સાંભળે જોવે પણ કોઇનેય જણાવે નહી તે મધ્યમ, જેના દૂષણ જોવે તેને જ કહે તે અધમ અને જે કોઇના દૂષણો લોકમાં ગાયા જ કરે તે અધમાધમ કહેવાય છે.

વિચાર્યા વિના આળ દેવાના સંબંધમાં નીચે પ્રમાણે દૃષ્ટાંત છે.

## નિંદા કરનાર બ્રાહ્મણીની કથા

એક સુંદર નામના શેઠ દાન દેવામાં ઉદાર. લોકો તેમને ખૂબ ચાહે. દાતાને બધા ઇચ્છે પણ માત્ર પૈસાદાર હોવાને કારણે કોઇ પૂજાતું નથી. સહુ વરસાદને ઇચ્છે છે સમુદ્રને નહી.

આ સુંદરશેઠના બધા વખાણ કરે પણ તેમની શેરીમાં રહેતી એક બ્રાહ્મણી જ્યારે જૂઓ ત્યારે નિંદા કરે. તે કહેતી 'તમને ખબર નથી. ખરેખર તો આ શેઠ મહાધૂર્ત ને કપટી છે. તે દયાળુ અને દાતાર હોવાના ડોળ કરે છે માટે લોકો તેને ત્યાં થાપણ મૂકી જાય છે. તેમાં મોટા ભાગના તો પરદેશી હોય છે, તે ત્યાં મરી જાય ને શેઠ બધું હડપ કરી લે છે. કેવો મજાનો ધંધો છે એનો? એના કપટને તો બ્રહ્મા પણ જાણી નથી શકતા' ઇત્યાદિ.

એકવાર કોઇ કાર્પટિક (કાપડીયો-ફેરીયો) શેઠને ઘેર આવ્યો. કકડીને ભૂખ લાગી હોઇ તેણે ખાવાનું માગ્યું. શેઠને ઘરે કોઈ હતું નહી, તેથી શેઠે માર્ગે જતી મહિયારણ પાસેથી દહીં લઈ ખાવા આપ્યું. આકાશમાં ઉડતી સમળીએ પકડેલા સાપના મોઢામાંથી વિષના ટીપા તેની ઉઘાડી માટલીમાં પડ્યા હતા. પરિણામે તે કાર્પટિક શેઠને ત્યાં જ મૃત્યુ પામ્યો. આ બ્રાહ્મણીને જાણે સોનાનો સૂરજ ઉગ્યો! એના આનંદનો પાર ન રહ્યો. એ તો જ્યાં ત્યાં કહેવા મંડી પડી; 'જોયા આ દાતાર? આવા તો કંઇક તેણે પાર ઉતારી દીધા. બીચારો પરદેશી કાર્પટિક વગર મોતે માર્યો ગયો. માણસના લોભનો કાંઇ પાર છે? ધન માટે માણસ મારી નાખ્યો.'

આમ ઉત્પન્ન થયેલી મૃત્યુજન્ય પાપમય હિંસા પ્રવેશ કરવા ભ્રમણ કરતી હતી. તે પાપીને શોધતી હતી. દાતાર શુદ્ધ આશયવાળો હતો, તેનો દોષ હતો નહી. સર્પ પરાધીન હતો ને તેણે જાણી બૂઝીને વિષવમન કર્યું નહોતું. સમળીનો વ્યવહાર સર્પ પૂરતો મર્યાદિત હતો ને તેણે આહાર માટે તેમ કરેલું. પેલી મહીયારણ તો સાવ સરલ ને ગોરસ આદિ વેચી જીવિકા ચલાવનારી હતી. હત્યાને સમજાતું નહોતું કે હું કોને વળગું ? કોનામાં પ્રવેશ કરું ? આમ વિચારતી તે ભમતી હતી ત્યાં તેને નિંદા કરતી બ્રાહ્મણી ભટકાણી ને હત્યા તેમાં પ્રવિષ્ટ થઇ તેને વળગી કારણ કે હત્યાને કોઇ દોષિત મળ્યું નહી પણ શેઠને ખોટું આળ દઇ નિંદાજન્ય દોષવાળી તે મળી. હત્યાના સ્પર્શમાત્રથી તે બ્રાહ્મણી તરત કાળી–કુબડી થઇ કોઢના રોગથી ઘેરાઇ ગઈ. લોકોમાં તે હલકી પડી, એક જગ્યાએ કહ્યું છે કે ‘ પોતાના વહાલા સંતાનની વિષ્ઠા માતા ફૂટેલા ઠીખડાથી ઉપાડે છે તે પણ હાથ નથી બગાડતી, ત્યારે દુર્જનો પોતાની જીભને પારકી નિંદાથી ગંદી કરે છે. ’ આ ઉદાહરણનો આશય એ છે કે–માણુસે નિંદાથી બચવું. આ એક એવી લત છે કે તે પડ્યા પછી તેનાથી છુટવું કઠિન છે. સામાન્ય જનની નિંદા પણ પ્રકટમાં ન કરાય. રાજા, મંત્રી, દેવ અને ગુરુના અવર્ણવાદ તો કેમ કરાય ? સદ્ગુરુઓની અવહેલના–નિંદા કરવાથી નીચગોત્ર બંધાય છે. ભવાંતરમાં આળ કલંક ચોંટે છે. ગતભવમાં મુનિરાજને આળ દેવાથી મહાસતી સીતાની જેમ જીવ કલંકિત ને દુઃખી થાય છે તેની વ્યથામય કથા આ પ્રમાણે છે:—

## વેગવતીની કથા.

આ ભરતમાં મૃણાલકુંડ નગરમાં શ્રીભૂતિ નામનો પંડિત પુરોહિત વસતો. તેને સરસ્વતી નામની પત્ની અને વેગવતી નામની પુત્રી હતી આ બ્રાહ્મણ કુટુંબને લોકો આદર આપતા.

એકવાર તે નગરમાં તપસ્વી, જ્ઞાની ને વૈરાગી મુનિમહારાજ પધારતાં લોકો તેમના દર્શન–વંદને જવા લાગ્યા ને મુનિરાજનો મહિમા દિવસે દિવસે વધવા લાગ્યો. માણુસની કરુણ કહાનીમાં અગત્યની ભૂમિકા ભજવનાર ઈર્ષ્યા–બળતરા છે. જીવને પોતાને નથી મળ્યું તેનું જ દુઃખ નથી. સામાને સારું મળ્યું છે તેનું પણ દુઃખ છે. ’ આ દુઃખમાંથી કોણ ઉગારે ? મુનિની પ્રશંસા–પ્રતિષ્ઠા સાંભળી વેગવતી બિચારી બળવા લાગી ને છેવટે ન રહેવાયું એટલે લોકોને કહ્યું ‘ આ મહારાજ તો ઢોંગી છે. બ્રાહ્મણ જેવા પાત્રને મૂકી ભમતા સાધુને પૂજવા દોડી જાવ છો પણ તેના ચરિત્રની તમને જાણ નથી. ’

લોકોને જીભ કરતાં કાનનો સ્વાદ ભારે. સારા કરતા કાનને હલકું–ગંદું વધારે ભાવે. સમજવા કરતાં સાંભળવાની ટેવ લોકોને વધારે. વેગવતી બોલવા જ બેઠી હતી, શા માટે ઓછાશ રાખે ? તેણે કહ્યું ‘ કોઇ બાઇ સાથે રમતા મેં તેને જોયો છે. ’ સાધુપુરુષની હલકી વાત વાયુવેગે પ્રસરી ગઈ ને કેટલાકે તે સાચી પણ માની લીધી.

ઘણા લોકોએ મહારાજ પાસે જવાનું છોડી દીધું. આ જાણી મુનિને ઘણું દુઃખ થયું. 'મારા લીધે શાસનની શાનને ધક્કો પડ્યો ! શાસનની શોભા કદાચ ન વધારી શકીએ પણ તેને ઘટાડવાનું નિમિત્ત હું ?' તેમણે નિયમ કર્યો કે 'જ્યાં સુધી આ કલંક ઉતરે નહી ત્યાં સુધી મારે આહાર-પાણીનો ત્યાગ.' અને તેઓ ધ્યાનમાં બેસી ગયા. થોડા સમયમાં શાસનદેવતાએ સચેત થઇ સાંનિધ્ય કર્યું. વેગવતી પીડાથી આક્રાંત થઇ શય્યામાં તરફડવા લાગી. બધા ઉપાય નિષ્ફળ જતા તેને વિચાર આવ્યો, 'મુનિને કલંક આપ્યું. તેનું આ પરિણામ છે.' તેને ઘણો પશ્ચાત્તાપ થયો. સર્વજન સમક્ષ તેણે મુનિમહારાજને ખમાવ્યા ને કબૂલ કરતા કહ્યું 'આપ અગ્નિની જેમ પાવન છો, મેંજ ઇર્ષ્યાને લીધે આપને કલંક આપ્યું. આપ તો દયાના સાગર છો, મને ક્ષમા આપો.' આમ આંતરિક શુદ્ધિપૂર્વક પશ્ચાત્તાપ કરતાં તેને દેવીએ પીડામુક્ત કરી. સાજી થઇ ઉપદેશ સાંભળ્યો. અને દીક્ષા લઇ સ્વર્ગે ગઇ. મુનિનો જયજયકાર થયો.

ત્યાંનું આયુષ્ય પુરું કરી જનકરાજાને ત્યાં પુત્રી સીતા તરીકે અવતરી, પૂર્વભવમાં મુનિને ખોટું આળ દેવાના અપરાધથી તે કલંકિત થઇ.

આ વેગવતીની વીતક સાંભળી સદા અવર્ણવાદથી બચવું ને કોઇ અવર્ણવાદ બોલે તો સાંભળવો નહી. આમ કરવાથી આપણામાં પાત્રતા પ્રગટે છે, સદ્ધર્મની પ્રાપ્તિ સુલભ થાય છે.



## ૭૮. મૃષાવાદ (બીજા) વ્રતના શેષ અતિચાર

માણસ વિશ્વાસુને અતિરહસ્યમય કે ગુપ્તવાત પણ જણાવી દેતો હોય છે-એમ સમજીને કે આ વાત કયાંય જશે નહી. સદાકાળ સહુના સંબંધ સરખા જળવાતા નથી. ને છીછરા માણસો સંબંધની જરાક વિષમતા જણુતા સામાની ગુપ્તવાત પ્રગટ કરી નાંખે છે વર્ષો સુધી જેને સારા કહેતા તેને થોડી જ ક્ષણોમાં ખરાબ કહેવા તૈયાર!

આ ગુપ્તવાત સાચી હોય, ને સાચીવાત કહેવામાં અતિચાર જણાય નહી, પણ સામાને આઘાત કે લજ્જાવશ મૃત્યુ સુધીનું પરિણામ ભોગવવું પડે છે. માટે પરમાર્થે આ સત્ય છતાં અસત્ય જ લેખાય છે. સત્ય પણ ધર્મને માટે જ બોલવાનું છે. અનર્થને માટે નહી. માટે આ બીજાવ્રતનો ત્રીજો અતિચાર જાણવો.

ચોથો અતિચાર જણાવતાં કહે છે કે 'આકૃતિ, ઇંગિત, ચેષ્ટા, સંજ્ઞા ઇશારાદિથી કોઈની ખાનગી બાબત-ગુહ્ય વાત જાણીને અન્યને કહી દેવી તે સત્ય છતાં અસત્ય લેખાય છે. જેમ કે-કેટલાક માણસોને કાંઇક મસલત કરતા, રાજ્યવિરુદ્ધાદિ વિચારણા કરતા અમે જોયા કે જાણ્યા છે. ઇત્યાદિ. આમ કરતાં તેઓ ઉપર મોટી આપત્તિની

સંભાવના રહેલી છે. ત્રીજા ને ચોથા અતિચારમાં એટલો ફરક જાણવો કે ત્રીજામાં સામાએ આપણામાં વિશ્વાસ મૂકી તેની ગુપ્તવાત કરી છે, તે ઉઘાડી પાડવી અને ચોથામાં કોઈએ આપણને કહી નથી છતાં આપણે કોઇ રીતે ચેષ્ટાદિથી જાણી ગયા છીયે તે વાત ખુલ્લી પાડવી તે.

માણસે ઠરેલ અને ઠાવકા થવું જોઇએ. શત્રુની ગુપ્ત વાત પણ પચાવતા શિખવું જોઇએ. જાણીને વર્ષો સુધી નહી કહેલી વાત પણ જ્યારે પ્રગટ થઇ જાય છે ત્યારે તે મર્મ કેટલું ઘાતક નિવડે છે તે આ કથાથી સમજાય છે.

## પુણ્યસારની કથા

વર્ણપુર નામનું એક નગર, તેમાં પુણ્યસાર નામના એક શેઠ વસે. થોડા દિવસ પહેલા જ બાજુના ગામે તેમના લગ્ન થયેલા. પત્નીને પહેલીવાર લેવા–આણુ વાળવા તે સસરાને ત્યાં આવ્યો. તેની વહુ પહેલાથી જ અન્ય સાથે હળેલી, તેથી પુણ્યસાર ત્યાં રોકાયો ને સાથે લઇ જવા આગ્રહ કર્યો. બંને ઉપડયા. માર્ગમાં તરસ લાગતા પુણ્યસારને કૂવામાં ધકેલી દીધો ને પોતે દોડી આવી બાપને ઘેર. કારણ પૂછતાં કહ્યું 'અમે બંને જતા હતા ત્યાં ચોરોને આવતા જોઈ હું સંતાઇ ગઇ ને તેમને ચોરોએ પકડ્યા ને લૂંટી લીધા માર્યાય હશે ? કોણ જાણે તેમનું શું થયું ? ચોરો તે તરફ ગયા ને લાગ જોઇ હું અહીં જીવ લઇને નાઠી.' સહુએ સાચું માન્યું ને તે સ્વછંદ રીતે રહેવા લાગી.

કૂવામાં પડેલો પુણ્યસાર પુણ્યયોગે બચી ગયો ને થોડા સમય પછી વટેમાર્ગુ-ઓએ તેને બહાર કાઢ્યો. તે ઘરે આવી રહેવા લાગ્યો. કેટલોક સમય વીત્યા પછી તેને લાગ્યું કે લાવ સસરાના ઘરે શી વાત થઇ જોઇ તો આવું. અને તે ત્યાં પહોંચ્યો. લોકોએ સામેથી પૂછ્યું 'કેમ ચોરોએ કેવાક લૂંટ્યા ? વધારે ધન ગયું નથી ને ? વધારે વાગ્યું નહોતું ને ?' પુણ્યસાર પામી ગયો વાતને. તેણે કહ્યું 'ભાઇ, ચોરોનું શું ? એ તો મારીયે નાખે. એ તો સારૂં થયું મને જીવતો મૂકયો ને આ ( પત્ની ) અહીં નાસી આવી. નહીતર કોણ જાણે શું ય થાત ?' આ સાંભળી તેની સ્ત્રીને તેના પર લાગણી થઇ. તે પતિ સાથે ઘરે આવી. તેઓ સુખે રહેવા લાગ્યા. દાંપત્યના ફળ-રૂપે તેમને એક પુત્ર થયો. સમય વીતવા લાગ્યો. દિકરો મોટો થયો. એકવાર શેઠ જમતા હતા. એવામાં આંધી ઉઠી. ભાણામાં આંધી ( વંટોળીયા )ની રજ ન પડે એ આશયથી શેઠાણીએ સાડલાનો પાલવ આડો રાખ્યો. તે જોઇ પુણ્યસારને પૂર્વની અને અત્યારની પત્નીની લાગણીનો વિચાર આવતાં હસવું આવ્યું. આ જોઈ ગયેલા પુત્રે પિતાને જીદ કરી હસવાનું કારણ પૂછ્યું. પુત્ર ન જ માન્યો. ઘણું કહ્યું પણ તેને સંતોષ ન થયો એટલે પુણ્યસારે દિકરાને મૂળવાત કહી દીધી કે અત્યારે મારા માટે અડધી થઇ જતી તારી માએ એકવાર મને કૂવામાં નાખી દીધો હતો.'

સમય વીતતા પુત્ર પરણ્યો ને મજાની પુત્રવધૂએ ઘરે આવીને સ્ત્રીની મહત્તા

બતાવવા માંડી, સ્ત્રીના ગુણગૌરવ ગાવા માંડયા. પુત્રે ( નવોઢાના પતિએ ) પોતાની માતાનું ચરિત્ર જણાવતાં કહ્યું ' રહેવા દેને હવે, મારી માએ જ આમ કર્યું' ત્યાં સામાન્ય નારીની દશા કેવી કુટિલ હોય ? સ્ત્રીમાત્ર વિશ્વાસ યોગ્ય નથી. નીતિમાં પણ કહ્યું છે કે ' વિપરીત થયેલી રમણી ક્ષણવારમાં પિતા, પતિ, ભાઇ કે પુત્રને જ્યાં પ્રાણનો પણ સંશય હોય એવા અકાર્યમાં ઉતારે છે. આ સ્ત્રીઓથી તો ભાઇ ! ચેતવા જેવું જ છે. કહ્યું છે કે છેતરપીંડી, નિર્દયતા, ચંચળતા અને કુશીલત્વ આટલા દોષો તો સ્ત્રીમાં સ્વાભાવિક જ હોય છે. તેમની સાથે કોણ રમે ? ' અંતે આ બોલચાલનો અંત આવ્યો. સહુ સહુના કામે લાગ્યા.

એકવાર સાસુ-વહુને બોલચાલ થઇ. ' તું આવી ને તમે આવા ' એમ થવા લાગ્યું ત્યાં વહુએ પોતાના પતિ પાસે સાંભળેલી વાત સાસુને સંભળાવતા મહેણું માર્યું. સાંભળતા જ સૂનમૂન થઇ ગયેલી શેઠાણીએ વિચાર્યું ' આશ્ચર્ય છે! મારા પતિએ આટલા વર્ષ સુધી આ વાત કોઈને ન કહી. ને કહી તો નવી વહુને. હવે મારે જીવવા જેવું શું રહ્યું ? ' પરિણામ એ આવ્યું કે શેઠાણી ફાંસો ખાઇ મરી ગઇ. આ આઘાતને શેઠ પણ ઝીરવી ન શકયા ને મૃત્યુ પામ્યા. પુત્રે વિરક્ત થઇ દીક્ષા લીધી ને થોડી જ વારમાં શું'નું શું થઇ ગયું. માટે કદી પણ કોઈની ગુપ્તવાત પ્રગટ કરવી જ નહી, જેઓ બીજાના છિદ્રને ઢાંકે છે. ગુહ્યને ઉઘાડતા નથી તેને ધન્ય છે.

કપાસ જેવા પુત્રને કોઈક જ માતા જન્મ આપે છે. કપાસના છોડ પોતાનું અંગ (કપાસ) આપી ગુણ (સુતર)થી બીજાના ગુહ્ય ઢાંકે છે. અર્થાત્ સુતરથી મનુષ્યોને વસ્ત્રો પૂરા પાડી સર્વના શરીર ઢાંકે છે

લોકમાં કહેવાય છે કે જે હીનપુરુષો પરસ્પરના મર્મ ઉઘાડે છે તેઓ ઉદર અને રાફડાના સાપની જેમ સર્વનાશ પામે છે.

## બે સર્પની કથા

પૃથ્વીપુર નામના સમૃદ્ધ નગરમાં સુંદર નામનો રાજા રાજ્ય કરે, એકદા વિપરીત શિક્ષા પામેલા ઘોડા પર બેસી તે ઘોર જંગલમાં જઈ ચડયો. પંથશ્રાંત થઈ તે વૃક્ષ નીચે સૂઇ ગયો. તેના ખુલ્લા મોઢામાં સાપોલીયું પેસી ગયું. રાજાને સમજાયું નહી કે શું થયું ? તે પાછો રાજધાની આવ્યો. ઉદરની ઘણી ચિકિત્સા કરાવી પણ કોઇને સમજણ પડી નહીં. નિદાન થયું નહી. રાજાની ઉદરપીડા દુઃસહ્ય થતી ગઇ. અંતે અતિ અકળાયેલો રાજા જીવનથી ત્રાસી ગયો ને ગંગાતીર્થે કરવત મૂકાવવાનો નિર્ણય લઈ કાશી તરફ ચાલ્યો સાથે રાણી પણ ચાલી, પ્રભુનું સ્મરણ કરતા માર્ગે ચાલ્યા જાય. સાથે ન કોઇ રસાલો દાસ કે દાસી. કેટલોક વખત આમ વીત્યો. રાજાનું પેટ સર્પના વધવા સાથે વધતું રહ્યું. શરીરને પૂરતું પોષણ નહીં મળવાથી તે દુર્બળ થતું ગયું. દિવસો દિવસ રાણીની ચિંતા ને રાજાની પીડા વધતી ગઇ. ઘણા જ થાકી ગયેલા રાજા રાણી એક વનમાં વડ નીચે આડા પડયા. દિવસનો પહેલો પહોર પૂરો

થઇ ગયો હતો. રાજા તો ઘસઘસાટ ઊંઘી ગયા. રાણી ભવિષ્યની ચિંતાએ તંદ્રામાં પડ્યાં. રાજાનું મોઢું આજે ઘણા વખતે ઉઘડ્યું ને સર્પે વાયુ લેવા પોતાનું મોઢું બહાર કાઢયું. એટલામાં સામેના રાફડામાંથી એક બીજો સર્પ નિકળ્યો. સર્પને જોઇ તે બોલ્યો 'અરે દુષ્ટ, અધમ! તને લાજ નથી આવતી? રાજાના પેટમાં ભરાઈ બેઠો છે તે! શું કરું કોઇ સાંભળનાર નથી, નહી તો કડવી ચીભડીના મૂળીયાની કાંજી રાજાને કોઇ પાઇ દે તો તારા સો વરસ પૂરા થઇ જાય. આવા તો ઘણા ઉપાય જાણું છું, પણ શું કરું?

પેટનો સર્પ બોલ્યો-અરે! તું શું જાણે, હું તારા નાશના ઘણાં ઉપાય જાણું છું. બીજાને કહે છે તો તને શરમ નથી આવતી, આવડા મોટા નિધાનને ભરડો દઇને બેસતાં? શું કરું કોઇ સાંભળનાર નથી, નહી તો કકડાવીને તેલ આ રાફડામાં કોઇ નાંખે તો તારા જેવા લોભીયાનો નાશ થાય અને તેને મહાન નિધાનની પ્રાપ્તિ થાય'

આ બંને એકબીજાના વૈરીઓએ એકમેકના ગુહ્ય ઉઘાડા કર્યા ને નાશમાર્ગ જણાવ્યો. રાજાની પાસે આડી પડેલી જાગતી રાણી આ સાંભળી અચરજ પામી. અંતે તેણે સર્પ પાસે સાંભળ્યા પ્રમાણે ઉપચાર કરી રાજાને નિરોગી કર્યો. બંને સર્પો માર્યા ગયા, ધનનું મહાનિધાન રાણીએ મેળવ્યું. આ દૃષ્ટાંતનો ઉપનય એ છે કે કોઇએ ગમે તેવા સંબંધ બગડવા છતાં કોઈના મર્મ (ગુપ્તવાતો) ઉઘાડા પાડવા નહી. જે પારકા મર્મ ન ઉઘાડે તેને સાચો વ્રતધારી સમજવો.

પાંચમો અતિચારઃ- ખોટો લેખ. બીજાની મુદ્રા, તેના અક્ષરની નકલ કરી ખોટો લેખ બનાવવો તે કૂટલેખ નામનો પાંચમો અતિચાર. જેમ કુણાલ નામના રાજકુમારની સાવકી માતાએ રાજાના લખેલા પત્રમાં અધીયતાંની જગ્યાએ બિંદુ વધારી અંધીયતાં કર્યું. તેના પરિણામે યુવરાજની આંખોનો વિનાશ કરવામાં આવ્યો. આ કૂટલેખ કહેવાય. આનાથી આવો મોટો અનર્થ થયો.

અહીં એવી શંકા થઇ શકે કે આ મહાઅનર્થકારી કૂટલેખને અતિચાર કેમ કહેવો? તે તો ચોક્ખી રીતે જ અસત્ય છે, તેથી બીજાવ્રતના ભંગ રૂપેજ ગણાવો જોઇએ. આવા ખોટાં લેખથી તો ચોક્ખો જ બીજા અણુવ્રતનો ભંગ જણાય છે.

તેનું સમાધાન આ છે કે કોઇ મુગ્ધ માણસે અસત્ય નહી બોલવાના પચ્ચક્ખાણ કર્યા હોય ને પોતાની સામાન્ય સમજથી તે એમ માને કે મેં ખોટું બોલવાનો ત્યાગ કર્યો છે, કાંઈ લખવાનો કર્યો નથી. તો લખવામાં ક્યાં વાંધો છે.! એમ ધારી વ્રતની સાપેક્ષતા જાળવે માટે બીજાવ્રતના અતિચાર રૂપે લેખાય છે, અથવા અજાણપણે ખોટું લખવામાં આવે તો તે અતિચાર ગણાય.

આ પાંચે અતિચાર જાણી નિશ્ચયે તેનો ત્યાગ કરવો જોઇએ, કારણ કે આ પાંચે અતિચાર વ્રતને ગંદા-મેલા કરે છે. માટે વ્રતધારી આત્માઓએ સત્યગુણના વિકાસ માટે વ્રતની વિશુદ્ધિ માટે હંમેશા સત્યનો આગ્રહ રાખવા પૂર્વક અતિચારથી બચતાં રહેવું.

## ૭૯. સત્ય વિના બધું નિરર્થક.

સંસારના સમસ્ત ધર્મકર્મમાં સત્ય મોખરે છે. તે વિનાનો કુતીર્થિકોએ કહેલો ધર્મ વસ્તુતઃ ધર્મ ન હોઇ વ્યર્થ છે.

સિદ્ધાંતમાં જે ધર્માનુષ્ઠાન તપ, જપ, સંયમ, જ્ઞાન, ધ્યાન, દર્શન આદિમાં પ્રભુએ સત્યને મુખ્ય કહ્યું છે. તે સંદર્ભમાં એક આ પ્રમાણે દૃષ્ટાંત સમજવા જેવું છે.

કોઇ શ્રાવકનો એક દિકરો ધર્મહીન હોવાથી મા-બાપને ઘણું લાગી આવતું. તેમણે ઘણાં પ્રયત્નો કર્યા પણ દિકરો ધર્મ પામ્યો નહી. એકવાર કંટાળેલા બાપે દિકરાને ઘણો ઠપકો આપ્યો ને ઢોર જેવા તેના જીવન તરફ અંગુલિનિર્દેશ કર્યો. પરાણે તેને ઉપાશ્રયમાં પધારેલા ગુરુ મહારાજ પાસે લાવવામાં આવ્યો. પિતાએ પોતાના કુળમાં અવતરેલા ધર્મહીન પુત્રની બધી વાત જણાવી. ગુરુ મહારાજે ઉપદેશ આપ્યો. તે બેસીને સાંભળતો રહ્યો. જાણે તેના પર ધર્મોપદેશની ભારે અસર થઈ હોય તેવો તે ધૂર્તે દેખાવ કર્યો ને બારે બાર અણુવ્રત સાદર અંગીકાર કરવાનો ડોળ કરતાં કહ્યું 'મારાથી અસત્ય બોલાઇ જાય માટે બીજા વ્રત સિવાયના ભલે બધા જ વ્રત આપો.' તે પ્રમાણે તેને વ્રત આપવામાં આવ્યાં. ગુરુ મહારાજે એની ઘણી પ્રશંસા અને વ્રતમાં દૃઢ થવા ભલામણ કરી.

થોડા સમયમાં ખબર પડી કે તે એક વ્રત પણ પાળતો નથી. પાછો ગુરુ મહારાજ પાસે લાવવામાં આવ્યો. ગુરુ મહારાજે પૂછ્યું 'તું વ્રત પાળતો નથી લાગતો.' તે બોલ્યો 'હું બધા જ વ્રત સારી રીતે પાળું છું.' ગુરુજીએ પૂછ્યું 'ખોટું બોલે છે?' તેણે કહ્યું 'મેં ખોટું નહી બોલવાની પ્રતિજ્ઞા જ કયાં લીધી છે?' એનો અર્થ એ થયો કે હજી સુધી મેં જે કાંઈ વ્રત-નિયમની વાત કરી હતી તે બધું જ ખોટું હતું. મારે ખોટું બોલવાનો ત્યાગ નથી. આ જાણી બધા ચકિત થયા. તેને અયોગ્ય જાણી તેની ઉપેક્ષા કરી. તે મલકાતો મલકાતો ઉપાશ્રયમાંથી બહાર આવ્યો.

બધું જ હોય પણ સત્ય ન હોવાથી કુતીર્થીઓનો ધર્મ વ્યર્થ છે. માટે કહેવામાં આવ્યું છે કે ચાર્વાક, કૌલિક, બ્રાહ્મણ, બૌદ્ધ અને વૈષ્ણવોએ અસત્યનું જ પરાક્રમ કરી આ જગતમાં વિડંબના ઉભી કરી છે. થોડાંક અસત્યથી પણ જીવ રૌરવાદિ નરકાગારમાં પડે છે, તો સર્વજ્ઞ પ્રભુએ પ્રકાશેલી જિનવાણીને અન્યથા કહેનારની શી ગતિ થાય? જેમ નગરની ખાળમાંથી ગંદુ ને દુર્ગંધી પાણી જ નિકળે તેમ નાસ્તિક અને પાપી જીવોના મુખમાંથી ગંદી ને અસત્યવાણી જ નીકળે. ચારિત્રના મૂળભૂત તથ્યસ્વરૂપ જેઓ સત્ય વાણી બોલે છે તેઓના ચરણરજથી આ પૃથ્વી પાવન થાય છે. આના અનુસંધાનમાં હંસરાજાની કથા આ પ્રમાણે છે.

### હંસરાજાની કથા

રાજપુરના મહારાજા હંસ એકવાર ઉપવનમાં ગયા. ત્યાં એક પરમશાંત ઓજસ્વી

ને પ્રભાવશાલી મુનિરાજને જોઇ તેને આહ્‌લાદ થયો ને એ તેમની પાસે આવી કરબદ્ધ અંજલિ જોડી બેઠો. મુનિશ્રીએ તેને યોગ્ય જાણી ધર્મોપદેશ દેતાં કહ્યું.

सच्चं जसस्स मूलं, सच्चं वीसासकारणं परमं।
सच्चं सग्गद्दारं, सच्चं सिद्धीइ सोपाणं ॥

અર્થાત્‌:-યશનું મૂળ સત્ય છે, સત્ય વિશ્વાસનું પરમ કારણ છે. સત્ય જ સ્વર્ગનું દ્વાર છે અને મોક્ષનું પગથીયું પણ સત્ય છે.

જેઓ અહીં અસત્ય બોલે છે તેઓ પરલોકમાં પણ કુરૂપ મોઢાવાળા, દુર્ગંધ-ભર્યાં શ્વાસોચ્છ્‌વાસવાળા સાંભળવા ન ગમે તેવા સ્વરવાળા, અનિષ્ટ–હલકી ભાષા ને કઠોર શબ્દો બોલનારા અથવા બોબડા–મૂંગા થાય છે.’ ઈત્યાદિ ઉપદેશ સાંભળી હંસરાજાએ ખોટું નહી બોલવાનું વ્રત લીધું. ઘણો જ રાજી થતો રાજા મહેલમાં આવ્યો અને વ્રતના પાલનમાં સાવધાન થયો.

એકવાર સગાં, કુટુંબ પરિવાર સાથે રત્નશિખર નામના પર્વત પર ચૈત્રી મહોત્સવે આદિદેવ શ્રી ઋષભસ્વામીને પૂજવા–દર્શન કરવા ઉપડયો. એ અર્ધે ગયો હશે ત્યાં ઉતાવળે આવેલા રાજપુરુષે કહ્યું ‘સ્વામી ! તમે જેવા યાત્રાએ નિકળ્યા કે તરત જ સીમાડાના રાજાએ નગર પર આક્રમણ કરી સ્વાધીન કર્યું છે, અમારે શું કરવું? તેની આજ્ઞા આપો.’ સાથે રહેલા આરક્ષકોએ પણ કહ્યું કે આપણે તરત પાછા ફરવું જ જોઇએ. રાજાએ ધીરતાથી ઉત્તર આપતા કહ્યું ‘પૂર્વના સારા–માઠા કર્મના પરિણામે સંપત્તિ અને વિપત્તિ તો આવ્યા જ કરે. સંપત્તિમાં હર્ષ કે વિપત્તિમાં વિષાદ કરવો એ નરી મૂઢતા જ છે. આવી પડેલી વિપત્તિમાં પરમાત્માની ભક્તિ છોડી જેઓ ચિંતાનો આશરો લે છે, તેમને હજી આત્મિક શક્તિનો ખ્યાલ નથી. મહાભાગ્યથી મળેલ શ્રી જિનેન્દ્રયાત્રા મહોત્સવ છોડી ભાગ્યથી કોઇને પણ મળતા રાજ્ય માટે દોડવું ઉચિત નથી. આગમોમાં કહ્યું છે કે–જેની પાસે સમ્યક્ત્વરૂપી મહામોંઘું ધન છે, તે કદાચ ધન વિનાનો હોય તો પણ સાચો ધનાઢચ છે, ધન તો એક ભવમાં કદાચ સુખ આપનાર થાય પણ સમ્યક્ત્વી તો ભવેભવે અનંત સુખવાળા થાય છે.

આ પ્રમાણે વિપત્તિમાં જિનચરણ પર વિશ્વાસ કરી તે પાછા વળવાને બદલે આગળ ચાલ્યો.

પણ તેના સાથવાળા બધા પોતપોતાના ઘરની સારસંભાળ લેવા રાજાને મૂકી પાછા ફર્યાં. રાજાની સાથે માત્ર તેનો છત્રધર રહ્યો. રાજાએ પોતાના ઘરેણાં સંતાડી દીધા ને છત્રધરના સાદા કપડા પહેરી ચાલવા માંડયું. આગળ ચાલતા જ એક મૃગલું શિઘ્ર દોડતું વેલડીના ઝુંડમાં સંતાઈ ગયું. ત્યાં એક ધનુર્ધારી ભીલ્લે આવી રાજાને પૂછયું. ‘અહીંથી નાસીને હરિણ કઇ બાજુ ગયો?’ સાંભળી રાજા વિચારે છે કે પ્રાણીનું અહિત કરનાર સત્યભાષા પણ અસત્ય છે. માટે કહેવાય નહી. આવી સ્થિતિમાં બુદ્ધિથી

કામ લેવું જોઈએ. એમ વિચારી રાજાએ કહ્યું 'ભાઈ હું માર્ગભુલેલો પથિક છું' ભીલ્લે કહ્યું 'હું તને નહી મૃગલું પૂછું છું' રાજા બોલ્યો 'એ હું તો હંસ છું હંસ.' આમ વારે વારે પૂછીને કંટાળી ગયેલ ભીલ્લે કહ્યું '઼ઓ ઓછી ઇંદ્રિયવાળા ભળતો ઉત્તર શા માટે આપે છે?' રાજાએ કહ્યું 'તમે મને જે રસ્તો બતાવશો તે રસ્તે ચાલ્યો જઈશ.'

આમ અસંબદ્ધ વચનો સાંભળી તેને ગાંડો જાણી ભીલ્લે ચાલતી પકડી. હરિણુ બચી ગયું. રાજા આગળ ચાલ્યા. માર્ગમાં સાધુ મહારાજ મળતાં તેમને વંદન કરી આગળ ચાલ્યો. ત્યાં શસ્ત્રસજ્જ બે ભીલ મળ્યા. તેમણે રાજાને પૂછયું 'વટેમાર્ગુ! અમારા સરદાર ચોરી કરવા જતા હતા ત્યાં એક સાધુ સામે મળતા અપશુકન જાણી તેઓ પાછા વળ્યા ને અમને તેને મારવા મોકલ્યા છે. આટલામાં કયાંક ગયો લાગે છે. તને જોવામાં આવ્યા?' રાજાએ વિચાર્યું 'આમને સાવ ઉંધો રસ્તો બતાવવામાં આવે તો જ સાધુ બચે. આવા ટાણે તો અસત્ય પણ સત્ય જ છે. ચોરોને કહ્યું 'હા, તે સાધુ ડાબા હાથ તરફના રસ્તે જાય છે. પણ તમને કેવી રીતે મળી શકે? તેઓ તો વાયુની જેમ ગમે ત્યાં વિચરનારા પ્રતિબંધ વિનાના હોય છે.' ઇત્યાદિ વાતોમાં રોકાયા ને અંતે તે પાછા જ વળી ગયા. રાજા મહાકાષ્ટે આગળ ચાલ્યા. પાંદડા આદિ ખાઈને નિર્વાહ કર્યો. તે રાત્રે સૂવાની તૈયારી કરતો હતો ત્યાં સમીપમાં થતી વાતો સંભળાવા લાગી. એકે કહ્યું 'બરાબર ત્રીજા દિવસે સંઘ અહીં આવશે ને આપણે તેને લૂંટીશું.' રાજા ચિંતિત થયો. ત્યાં આવ્યા રાજપુરુષો. તેમણે રાજાને જોઈ પૂછયું 'અરે તેં કયાંય ચોરોને જોયા? અમે ગોધીપુરના રાજપુરુષ છીયે, સંઘની સુરક્ષા કાજે અમને મોકલ્યા છે.'

આ સાંભળી રાજા વિચારે છે કે-ચોરો આટલામાં જ છે, પણ હું બતાવીશ તો તે માર્યો જશે. ને નહી બતાવું તો સંઘ લૂંટાવાનો ભય છે. ઇત્યાદિ વિચારીને રાજાએ કહ્યું. તમે ચોરને શોધી શકશો. પણ તે કરતા વધારે સારૂં તો એ છે કે તમે સંઘની સાથે રહી તેનું સંરક્ષણ કરો.' આ સાંભળી રાજપુરુષો સંઘની સામે ગયા. સાવ પાસે સંતાયેલા ચોરોને વિશ્વાસ થયો કે આ માણસે આપણને જાણ્યા છતાં બચાવ્યા છે. તેમણે પ્રકટ થઇ કહ્યું 'તમારો ઉપકાર' રાજાએ કહ્યું 'તમે મરતા બચ્યા છો, માટે મરવું શું છે તેનો થોડો પણ ખ્યાલ તમને આવ્યો હોય તો તમે હિંસા અને ચોરી છોડી દો.' ઈત્યાદિ સાંભળી ચોરોના હૃદયનું પરિવર્તન થયું. તેમણે ચોરી-હિંસા ન કરવાની પ્રતિજ્ઞા કરી ને ચાલ્યા ગયા.

રાજા આગળ ચાલ્યો. ત્યાં થોડા ઘોડેસ્વારો મારંમાર કરતાં ત્યાં આવ્યા ને પૂછયું 'પથિક! અમારા શત્રુ હંસરાજાને કયાંય જોયો?' અસત્યના ભયથી તરત બોલ્યો 'હું જ હંસરાજા છું.' આ સાંભળી આંખમાંથી અંગારા વર્ષાવતો નાયક, ખડ્ગ લઇ આગળ આવ્યો. જાણે રાજાના અંગેઅંગ ખંડ ખંડ થઇ જશે. રાજા ધૈર્ય રાખી સત્યના આશરે ઉભો રહ્યો. ત્યાં આકાશમાંથી પુષ્પવૃષ્ટિ ને જયજયકાર થવા લાગ્યો.

મારવા આવેલ માણુસ યક્ષરૂપે પ્રત્યક્ષ થઈ બોલ્યો 'સત્યવાદી રાજાનો જય થાવ. ચાલો આજે આપણે સાથે ચૈત્રી યાત્રા કરવા જઈએ. આ મારૂં વિમાન શોભાવો.' એમ કહી યક્ષે યાત્રા-સ્નાત્રાદિ-પૂજા-દર્શનાદિ કરાવ્યા. તેની સહાયથી રાજાએ રાજ્યાદિ પાછા મેળવ્યા. પાછળથી દીક્ષા લીધી ને સ્વર્ગ પામ્યા.

આ પ્રમાણે ઐહિક કાંક્ષાઓ જતી કરીને પણ હંસરાજાની જેમ સત્યના આગ્રહી અને સત્યના સર્વ પાસાઓના જાણુકાર થવું જોઈએ. જેથી કલ્યાણ લક્ષ્મીની પ્રાપ્તિ થાય.



## ૮૦. અદત્તાદાન-ત્યાગ. ત્રીજું અણુવ્રત.

અદત્ત આદાન એટલે કોઈએ નહીં દીધેલ ગ્રહણ કરવું તે. ચોરી. તે ચાર પ્રકારે હોય છે. સ્વામી અદત્ત પહેલું, જીવ અદત્ત બીજું, તીર્થંકર અદત્ત ત્રીજું અને ગુરુ અદત્ત ચોથું. તેમાં પહેલું સ્વામી અદત્ત સૂક્ષ્મ અને બાદર એમ બે હોય છે. શ્રાવકે સૂક્ષ્મ અદત્તની જયણા (ઉપયોગ) અને સ્થૂલ અદત્તનો ત્યાગ કરવાનો હોય છે.

સોનું, ઝવેરાત પૈસા આદિ તેના માલિકે ન આપ્યા છતાં લેવું તે પહેલું સ્વામી-અદત્ત કહેવાય. ફળ, ફુલ, પાંદડા, ધાન્ય આદિ આપણું પોતાનું છે. છેદન-ભેદન કરવું કે દળવું-ખાંડવુ ઇત્યાદિ જીવઅદત્ત કહેવાય. કેમકે સચિત્ત (સજીવ) પદાર્થોને અજીવ કરવાં તે પણ એક પ્રકારની ચોરી છે. કેમકે તે તે ફળ આદિના જીવોએ આપણને પોતાનું જીવન આપ્યું નથી. છતાં તે લેવું તે જીવઅદત્ત કહેવાય. જે વસ્તુ લેવાની તીર્થંકર પરમાત્માએ ના ફરમાવી હોય છતાં અનંતકાય અભક્ષ્યાદિ કે દોષિત આહારાદિ લેવામાં આવે છે. તે તીર્થંકરઅદત્ત કહેવાય. અને છેવટે સર્વ દોષથી રહિત હોવા છતાં ગુરુ મહારાજની આજ્ઞા વિના લેવામાં આવે તે ગુરુઅદત્ત કહેવાય.

સહુથી પહેલા સ્વામી અદત્તનો વિશેષાર્થ કરતાં સમજાવે છે કે-તેના સૂક્ષ્મ-બાદર એવા બે ભેદ છે. સૂક્ષ્મ સ્વામી અદત્ત એટલે તણખલું, ઢેફું, ધૂળ જેવી સાવ સામાન્ય વસ્તુ તેના સ્વામીને પૂછ્યા વિના લેવી તે. અને બાદર (સ્થૂલ) સ્વામીઅદત્ત એટલે જે લેવાથી લોકમાં ચોરી કરી કહેવાય તે. ચોરીની બુદ્ધિથી જે ખેતર-ખળાં આદિમાંથી થોડુંક પણ ઉઠાવવું તે સ્થૂલ અદત્તમાં ગણાય. બે ભેદવાળા સ્વામી અદત્તમાં શ્રાવકે સૂક્ષ્મમાં જયણા (ઉપયોગ) રાખી વર્તવું ને સ્થૂલનો સદંતર ત્યાગ કરવો.

ચોરી ઘણી જ ખરાબ વસ્તુ છે. તેને વધ કરતાં પણ અધિકી કહી છે. વધથી પ્રાણી શિઘ્ર અને એક જ મરે છે, ત્યારે ચોરીથી માલધણી રીબાયા કરે છે તેનો આખો પરિવાર ખેદ ને વ્યથા પામે છે. કોઈકવાર ખાવા-પીવાથી કઠિનાઇ કે આબરૂનો

પ્રશ્ન ઉપસ્થિત થતાં નિરાશ થઈ આખું કુટુંબ મરવા તૈયાર થાય છે. ચોરી કરતાં ટેવ પડે છે. તે માણસ જ્યાં જ્યાં જાય ત્યાંથી શું ઉપાડવું ?' એની પેરવીમાં જ પડ્યો હોય. આડોસ–પાડોસવાળા પણ તેને ઘરે ન આવવા દે. આ લોકમાં અપયશ, અવિશ્વાસ, રાજદંડ, માર–ફૂટ પામે ને પરલોકમાં દુર્ગતિ. ઉત્તમ કુળમાં અવતરેલા આત્માઓ ચોરી કરતાં નથી. ચોરી છોડીને રોહિણેય દિવ્યવૈભવ પામ્યો હતો. વિવેકવાન પરાયું ધન લેતા નથી.

## રોહિણેય ચોરની કથા

વૈભારપર્વતની ઘોર ગુફામાં લોહખુર નામનો નામીચો ચોર રહેતો. તેના રોહિણેય નામના પુત્રને શિખામણ આપતાં તેણે કહ્યું 'દિકરા ! હું તને એક હિતની વાત કહું છું કે તારે ભૂલે ચુકે પણ મહાવીરનું વચન સાંભળવું નહી. હાલમાં કેટલાક સમયથી તે આપણાં મગધમાં ફરે છે. તે ઘણી સરળતાથી સામાના ભેજામાં પોતાની વાત ઉતારી શકે છે. આપણા માટે એનાથી બચવું આવશ્યક હોઈ સદા સુદૂર રહેવું. રોહિણેયે તે માટે સાવધાન રહીશ એમ જણાવ્યું.

એકવાર તે ચોરીનું લક્ષ્ય કરી નિકળ્યો. રાજગૃહીના સીમાડા સ્ત્રી–પુરુષો–વૃદ્ધા–યુવાનોથી ઉભરાતા હતા. દૂર દૂરથી અશોકવૃક્ષયુક્ત સોનારૂપાના પ્રાકાર (સમવસરણ) દેખાતા હતા. ભગવાન મહાવીરદેવના જયઘોષ પ્રતિધ્વનિત થતા હતા. કરુણાનિધિ–પ્રભુ સિંહાસને બિરાજ્યા હતા. આજે તેઓ દેવો, તેમના વિસ્મયકારી સુખ-વૈભવ ને અંતે તેનો પણ કરુણ વિનાશ? આદિ પ્રવચન ફરમાવતા હતા. સાવચેત થયેલા રોહિણેયે તરત કાનમાં આંગળી નાખીને દોટ મૂકી. ભાગજોગે તેના પગમાં કાંટો વાગ્યો ને કાનમાંથી આંગળીઓ નિકળી ગઈ. તેણે કાંટો ખેંચી કાઢી પાછા કાન બંધ કર્યાં. પણ એટલી વારમાં આટલા શબ્દો તેના સાંભળવામાં આવ્યા.

अनिमिस–नयणा मणकज्जसाहणा पुप्फदाम अमिलाणा।
चउरंगुलेण भूमिं न छुवंति सुरा जिणा बिंति ॥१॥

અર્થ:–નિમેષ (પલકાર) રહિત નેત્રોવાળા, યથેચ્છ કાર્ય સાધનારા, ન કરમાય તેવી પુષ્પમાળાવાળા, દેવતા હોય છે. તેઓ સદા ધરતીથી ચાર આંગળા ઊંચા રહે છે. એમ તીર્થંકરો કહે છે.

આ સાંભળી તે ખિન્ન થઈ ગયો. ક્યાંથી આ મહાવીરની વાણી સાંભળી ? રાતે તે ચોરી કરી કીલ્લાની દિવાલ ઓળંગતો હતો ત્યાં રાજપુરુષોએ તેને ઘેરી લીધો. ચાલાકીથી તેણે ચોરીનો માલ નાંખી દીધો. છેવટે તે પકડાયો પણ તેની પાસેથી કાંઇ નિકળ્યું નહી. રાજા પાસે સવારે ઉભો રાખવામાં આવ્યો. તેના રંગઢંગ પરથી રાજાને શંકા પડી, પણ મુદ્દામાલ કે સાક્ષી વિના શું થાય ? રાજાએ પૂછપરછ કરતાં તેણે કહ્યું 'હું કણબી છું. શાલીગામમાં રહું છું. શાંતિથી જે મળે તેમાં ચલાવું છું,

મેં કોઇ દિવસ કોઇની પાઇ પણ લીધી નથી. મારી ચાલચલગત માટે તપાસ કરવી હોય તો આપ કરાવી શકો છો.' રાજાએ તપાસ કરાવી તો તે ગામમાં તેના કહ્યા પ્રમાણે તેનું ઘર ને એક સજ્જન માણસ તરીકેની વાયકા મળી આવી. ના છુટકે રાજા તેને છોડી મૂકવા તૈયાર થયા પણ તેમણે અભયકુમારને તપાસવા આ કિસ્સો આપ્યો. નીતિ કહે છે કે 'અપરાધી છૂટી જાય તેના કરતાં નિરપરાધી દંડાય તે વધુ ખરાબ છે.'

તરત અભયકુમારે પોતાની ગોઠવણ શરુ કરાવી. આબેહૂબ અસલ દેવલોક જેવી રચના મહેલમાં કરાવી. મોટા ઓરડામાં દર્પણ–દશ્યો, છત–બિછાત, શય્યા, શીતલતા, સુગંધી, અતિસ્વરૂપવાન સ્ત્રી–પુરુષો તેમની વેશ–ભૂષા, સાજ–સજ્જા આદિ એવા તૈયાર કરવામાં આવ્યાં કે ત્યાં જતાં માણસ ત્યાંનો જ થઇ જાય. બધું ભૂલીને તેમાં રમી જાય.

આ તરફ રોહિણેયને જમવાની સાથે ચંદ્રહાસ (કેફી પેય) પાવામાં આવી. તે અચેત થતાં તેને સારા દેવ જેવા કપડા પહેરાવી સજાવવામાં આવ્યો. અને જ્યાં દેવલોકની રચના કરી હતી ત્યાં પુષ્પશય્યામાં સૂવાડી દીધો. તે સચેત થયો ત્યારે તેણે પોતાની જાતને દિવ્યસૃષ્ટિ તેમજ દિવ્યસમૃદ્ધિમાં મહાલતી જોઈ. આસપાસ રૂપનો વૈભવ પણ કામણગારો હતો. મહેક પણ મોહક હતી. કયાંય ન દેખેલી રમણીઓનું સૌંદર્ય તેના આરપાર વસ્ત્રોને ભેદી ઉભરાતું હતું. જાણે એકલો આનંદ, આનંદ ને આનંદ. કલરવ ને કલ્લોલ !

અભયકુમારે ગોઠવેલા બનાવટી દેવો માંગલ્ય વચન 'જય પામો, આનંદ પામો.' ઇત્યાદિ બોલવા લાગ્યા. તમે આ વિમાનના સ્વામી તરીકે ઉત્પન્ન થયા છો. અમે સહુ તમારી ઈચ્છા પ્રમાણે વર્તનારા છીએ. આ બધી રમણીઓ તમને આનંદ આપવા તલસે છે. તમારા પુણ્યે આ બધું તમને મળ્યું છે. તમે નિઃશંક થઇ ભોગો ભોગવો, ક્રીડાઓ કરો. આ વૈભવ અને આ અનૂઠું રૂપ ! બધા ગાવા બજાવા લાગ્યા. એવામાં સુવર્ણવાન વાળો કોઇ છડીદાર સોનાની છડી લઇ આવ્યો ને નમસ્કાર કરી બોલ્યો : 'હે દેવ ! અહીંના આચાર પ્રમાણે પ્રથમ તમારે અમને જણાવવું જોઇએ કે 'તમે પૂર્વભવમાં કોણ હતા ? શું કામ કરતા હતા. આ કયા ભવની કમાણી તમે ભોગવવા આવ્યા છો ? તમને ગયો ભવ યાદ હશે. તેથી પૂર્વના ભવ યાદ ન પણ હોય. નવા ઉપજે તે દેવને અમારે પૂછવું જોઇએ.'

રોહિણેય થોડા પણ ઘેનમાં હતો. આજુબાજુનું વાતાવરણ ભાન ભૂલાવે તેવું હતું. બધે જાણે માદકતા ને મધુરતા જ હતી. રોહિણેય કહેવાની તૈયારીમાં જ હતો કે હું લોહખુરનો દિકરો રોહિણેય હતો. ઈત્યાદિ. ત્યાં એને પાછું યાદ આવ્યું. 'મારાથી આ મહાવીરની વાણી સંભળાઇ એ અપશકને જ મને પકડાવ્યો. હવે આ રાજા કયારે છોડશે ? ત્યાં તેને મહાવીરની વાણીનો વિચાર કરતાં સમજાયું કે મહાવીર કહેતા હતા તેવા આ દેવ–દેવીઓ નથી. આમની તો આંખો પટપટે છે. પૃથ્વીને અડીને ઉભા છે. વધારે ધારીને જોતાં તેને લાગ્યું કે 'આતો બધી સ્હેજે ન કળાય એવી બનાવટ છે.

આ લોકો તો મારા જેવા જ છે. એમને પરસેવો પણ થાય છે.' તેને વિશ્વાસ થતાં તે બોલ્યો.

પૂર્વભવમાં હું ગામડાનો કણબી હતો. કદી કોઈનું બૂરું તો ઇચ્છયુંય નથી. બને તેટલી ભલાઇ કરી છે. સત્કાર્ય કર્યાં ને દાનાદિ દીધા છે. ધર્મ કદી વેગળો કર્યો નથી. તેથી જ લાગે છે કે મને સ્વર્ગની પ્રાપ્તિ થઈ છે. સંતાયેલા અભયકુમાર આ સાંભળી છક થઇ ગયા. આવી માયાજાળમાં પણ આ જરાય ફસાયો નહી ને ઠેઠ સુધી દાંભિકતા જાળવી રાખી.' ઇત્યાદિ વિચારી છેવટે તેને છોડી મૂકયો.

રાજા અને અભયના સબળ સકંજામાંથી રોહિણેય છૂટી તો ગયો, પણ તે ઊંડા વિચારમાં ઉતરી ગયો. આજ તેની આંખો સામે ઉપદેશ આપતા મહાવીરની કરૂણામય મૂર્તિ જાણે જડાઇ ગઇ છે. બીજી તરફ ઘોર દુર્બુદ્ધિ આપનાર બાપની સ્વાર્થીલી શિખામણના પડઘા પણ કયારેક સંભળાવાં લાગ્યા. તે બોલી ઉઠયો. 'ધિક્કાર છે મારી જડ બુદ્ધિને જે પિતાની ઠગારી વાતથી છેતરાઈ ગઇ. કયાં કલ્યાણમય વાણી મહાવીરની? અને કયાં સ્વાર્થના કાદવમાં ગંધાતી શિખામણ બાપની? વિના ઇચ્છાએ સાંભળેલા મહાવીર પ્રભુના શબ્દે મને આજે મૃત્યુના મુખમાંથી ઉગારી લીધો. નહી તો આ અભયકુમારની ચાલમાંથી કોઇ બચી શકે નહી. બધાયને છેતરી શકાય પણ અભયકુમારને કોઇ છેતરી ન શકે. ભગવાનની વાણીનો હવે તો ઇચ્છાપૂર્વક સાંભળી પૂરો લાભ લેવો જ જોઇએ. તેમાં અગાધ જ્ઞાન ભર્યું છે. મારા બંને ભવ સુધરશે. પ્રભુ સિવાય સંસારમાં કોઈ ઉપકારી જણાતું નથી.'

જે જીવોને જિનવચનરૂપી નેત્રો મળ્યા નથી, તેઓ દૃષ્ટિવિકલ હોવાથી દેવ, કુદેવ, સદ્ગુરુ કે કુગુરુ, ધર્મ કે અધર્મ, ગુણવાન કે નિર્ગુણી, કૃત્ય કે અકૃત્ય તેમજ પોતાના હિત કે અહિતને જોઇ શકતા નથી.

રોહિણેય પણ સીધો ભગવાનની ધર્મપર્ષદામાં આવી બેઠો. પ્રભુએ કહ્યું 'ચોરી કરનારને આ લોકમાં પીડા ને પરલોકમાં દુર્ગતિ, ત્યાંથી નિકળ્યા પછી દુઃખ, દુર્ભાગ્ય, દરિદ્રતા ને અનેક પ્રકારની અછત ભોગવવી પડે છે.' ઇત્યાદિ સાંભળી તેણે શ્રાવક ધર્મ સ્વીકારી રાજાને સાચી વાત જણાવી. એકઠું કરેલું ચોરીનું ધન રાજાને પાછું સોંપી દીક્ષાની તૈયારી કરી. રાજા શ્રેણિકે તેનો વરઘોડો કાઢયો ને ઠાઠમાઠથી દીક્ષા અપાવી. દીક્ષા પાળી રોહિણેય મુનિ સ્વર્ગ પામ્યા.

આમ રોહિણેયે દાંભિક દેવતાની ઋદ્ધિ જતી કરી પ્રભુ પાસે ચોરી ન કરવાની પ્રતિજ્ઞા કરી, પરિણામે તેને સાચી દેવતાઇ સમૃદ્ધિ મળી.



## ૮૧. ધન બાહ્યપ્રાણ તુલ્ય છે. તે ચોરવું નહી.

ઉઠાવી લાવેલું, થાપણ તરીકે મૂકેલું, કોઇનું ખોવાયેલું, કોઇ ભૂલી ગયું હોય તે, પડી ગયેલું, કે ગમે તે જગ્યાએ રહેલું અને પોતાનું ન હોય તેવું ધન ગ્રહણ ન કરવું તે અસ્તેયવ્રત–અદત્તાદાન નામનું ત્રીજું અણુવ્રત કહેવાય છે.

વિસ્તારાર્થ–લાવેલું એટલે કોઇ કોઇનું ઉઠાવી લાવ્યો હોય ને રાખવા આપ્યું હોય, મૂકેલું એટલે કોઇએ થાપણ તરીકે કે ભૂમિમાં સંતાડી મૂક્યું હોય, ખોવાયેલું-નષ્ટ એટલે એનો કોઇ ધણી પણ જાણતો ન હોય, ભૂલાયેલું એટલે મૂકનારને પણ યાદ ન રહ્યું હોય તેવું ધન, પડી ગયેલું એટલે ખીસા, વાહન આદિમાંથી પડી ગયેલું ધન, તેમજ ધણીએ કોઈપણ જગ્યાએ રાખેલું ધન, આમ કોઇપણ જગ્યાએ કોઇપણ સ્થિતિમાં રહેલું આપણું ન હોય તે પારકું ધન કદી લેવું નહી. ગમે તેવી આપત્તિમાં પણ સમજુ માણસ પરધન લેતાં નથી. કહ્યું છે કે–કુલીન માણસો પ્રાણાંતે પણ પરધનનું ગ્રહણ ને પરસ્ત્રીનું આલિંગન કરતા નથી. ઝવેરાત કે સોનું વગેરે પોતાના પગમાં જ પડેલું ધન જોઇ જેમની મતિ પાષાણ જેમ સ્થિર રહે છે. ચંચલ થતી નથી, સંતોષ રૂપી અમૃતથી તૃપ્ત તે ગૃહસ્થો પણ સ્વર્ગનાં સુખ પામે છે. આ ત્રીજા અદત્તાદાન વિરમણવ્રત ઉપર પરમ જૈન કુમારપાળ ભૂપાલનો પ્રબંધ આ પ્રમાણે છે.

### ત્રીજા વ્રત પર કુમારપાળની કથા

એકવાર અણહિલપુર પાટણમાં પધારેલા કલિકાલસર્વજ્ઞશ્રી હેમચંદ્રસૂરીશ્વરજી કુમારપાલ ભૂપાલ આદિ સભા સમક્ષ અદત્તાદાન વિરમણવ્રતનું નિરૂપણ કરી રહ્યા હતા. ધનપર મનુષ્ય જ નહી પશુને પણ કેવી માયા છે? ધન ખોનાર માણસની વ્યથા કેવી હોય છે? ધન મળવું તો દૂર પણ મળવાની સંભાવના માત્રથી માણસ કેવા સપના જોતો થઇ જાય છે? ઈત્યાદિ સમજાવતાં તેઓશ્રીએ ફરમાવ્યું 'હે કુમારપાળ! જેણે પરાયું ધન ઉઠાવ્યું–ચોર્યું તેનું આલોક, પરલોક, ધર્મ, વીર્ય, ધૈર્ય અને બુદ્ધિ બધું જ ચોરાઇ ગયું સમજવું.' આ સાંભળી વિવેકી રાજાએ વિચાર્યું 'મારા દેશમાં જે લોકો પુત્ર વિના મૃત્યુ પામે છે. તેમનું ધન મારા કોષમાં આવે છે. તે માત્ર રાજ્યનું વિધાન હોઇ લઇ લેવામાં આવે છે. તેના ઘરના કોઇ આપતા નથી, તેણે ગુરુમહા-રાજને કહ્યું 'ભગવાન! હવે પછીથી હું અપુત્રીયાનું તેમજ કોઇએ નહી આપેલું ધન લેવાનો ત્યાગ કરું છું. અને ત્રીજું અણુવ્રત સ્વીકાર કરૂં છું.' આ પ્રમાણે ગુરુ-સાક્ષીએ વ્રત લીધા પછી તેણે તે ખાતામાં નિમેલાં પંચોને બોલાવી પૂછ્યું કે 'દરવર્ષે અપુત્રીયાનું કેટલું ધન રાજમાં આવતું હશે?' તેમણે કહ્યું 'લગભગ બોંતેર લાખ મુદ્રાની તે આવક છે.' રાજા બોલ્યા 'જેણે પતિ ખોયો હોય ને જીવનના હેતુ જેવું સંતાન પણ ન હોય, તે અનરાધાર રૂદન કરતી બાઇનું ધન પણ આપણે લઈ લઈએ, એ કેટલી ગંદી અને ખરાબ વાત છે.' એમ કહી તેમણે તે સંબંધી સંવિધાન ફાડી નાંખ્યું. રાજ્યમાં આ બાબતની ઘોષણા પણ કરાવી.

એકવાર રાજસભામાં મહાજનના ચાર અગ્રણી ઉદાસ ચહેરે આવ્યા ને રાજાને પ્રણામ કરી શૂન્યમનસ્કની જેમ બેઠા. રાજાએ તેમને આવવાનું પ્રયોજન અને ચિંતાનું કારણ પૂછ્યું. તેમણે કહ્યું 'મહારાજા! આપના જેવા દયાળુ ને પ્રજાવત્સલ રાજાના પુણ્ય-પ્રતાપે આખી પ્રજા આનંદમાં છે. પણ અમારા આવવાનું કારણ એ છે કે 'આપણા ગુજરાતનો મોટો શેઠીયો કુબેરદત્ત અઢળક સંપત્તિનો સ્વામી હોવા છતાં તેને કાંઈ સંતાન ન હતું. તે શેઠ સમુદ્રમાર્ગે વ્યાપાર કરી પાછા ફરતાં મૃત્યુ પામ્યા છે. શેઠાણી કાળો કલ્પાંત કરે છે. તેના કુટુંબીઓએ અમારી પાસે આવી ભલામણ કરી કે 'શેઠને પુત્ર ન હોઈ રાજા ધન ગ્રહણ કરી લે પછી અમે શેઠની ઉત્તરક્રિયા કરીયે. માટે અમે આપને નિવેદન કરવા આવ્યા છીયે. શેઠના ધનનો કોઈ પાર નથી.'

આ સાંભળી રાજાએ કહ્યું 'હે મહાજનો! મેં પુત્ર વિના મૃત્યુ પામેલાનું ધન લેવાનું બંધ કર્યું છે. છતાં તમારા કહેવાથી મને કૌતૂક થયું છે માટે તેનો વૈભવ જોવા આવું.'

મહાજનની સાથે રાજા કુબેરદત્તને ત્યાં આવ્યા. તેની હવેલીની બંને બાજુ હસ્તિશાળા અને અશ્વશાળા હતી. હવેલી ઉપર અનેક સોનાના કોટિકુંભોની શૃંખલા હતી. ઘૂઘરીના નાદથી દિશાઓને રણકતી કરતી ઘણી બધી કોટિધ્વજાઓ ફરકતી હતી. રાજા જેવો વૈભવ જોઇ રાજા વિસ્મય પામ્યા. હવેલીના ચોગાનમાં સ્ફટિકના પત્થરોથી બનાવેલા ગૃહચૈત્યમાં આવી મરકતમણિના શ્રી નેમિનાથ પ્રભુજીના પ્રતિમાજી સમક્ષ ચૈત્યવંદનાદિ કર્યા. ત્યાં મોતીના સ્વસ્તિક, રત્નસુવર્ણના કળશા, થાળ, વાટકી, આરતી, મંગળદીપક આદિ પૂજાનાં ઉપકરણો અતિમૂલ્યવાન જોઈ રાજાને ઘણું આશ્ચર્ય થયું. ત્યાંથી બહાર આવી શેઠે સ્વીકારેલા વ્રતની ટીપ જોતાં પરિગ્રહનું પરિણામ વાંચવા લાગ્યા. છ કોટિ સુવર્ણ દ્રવ્ય, આઠ કોટિ રૂપાનું દ્રવ્ય, મહામૂલ્યવાન દશરત્નો, ઘીના ઘડા બે હજાર, ધાન્યની કોઠી બે હજાર, પચાસ હજાર ઘોડા, એક હજાર હાથી, એંસી હજાર ગાયો, પાંચસો હળ, પાંચસો ઘર, પાંચસો દુકાનો, પાંચસો વહાણ અને પાંચસો ગાડા, આટલી સંપત્તિ મારા પૂર્વજોથી ઉપાર્જિત છે, તે એમજ રહેવા દેની અને તે સિવાયની મારી કમાણીની બધી લક્ષ્મી હું ધર્મમાર્ગે ખરચીશ.' આ પત્રક વાંચી રાજા આનંદ અને વિસ્મય પામ્યા. તે હવેલીના ઉમરા પાસે આવ્યા. ત્યાં તેમણે શેઠની માતા ગુણ-શ્રીને આ પ્રમાણે રડતી સાંભળી, 'ઓ મારા દિકરા, તું હવે કયારે બોલીશ. તું આવીને તો જો, તારા વિના આ બધી લક્ષ્મી રાજ્યના ભંડારમાં જવા બેઠી છે.'

આ સાંભળી ક્ષણ થંભી ગયેલા રાજા વિચારે છે કે 'રાજ્યને અંતે નરક કહેવાય છે તે આવા રડતી નારીના ધન લેવાના પાપે જ.' પછી રાજા મુખ્ય ખંડમાં આવી તેમને શાંત્વના આપતા બોલ્યા 'તમે પોતે વિવેકી અને સંસારસ્વરૂપના જાણ છો. લાકડાને જેમ ઉધઈ લાગે તેમ સહુને મૃત્યુ લાગેલું જ છે. ઇંદ્રથી લઈ કીડી મકોડી સુધીના સર્વ જીવોની આ દશા છે. સહુનું મરણ અવશ્ય છે જ. સગા-સંબંધિઓનો

સમાગમ વૃક્ષપર રાત્રે ભેગા થયેલા પક્ષીઓના મેળા જેવો છે. કોઇ પણ ઉપાયે મરેલા પાછા આવતા નથી. અજ્ઞાની જીવો જ શોક-સંતાપે આત્માને ક્લેશ આપે છે.' ઇત્યાદિ રાજાની વાત સાંભળી સહુ શાંત થયા. પછી રાજાએ પૂછયું 'તમારા પુત્રના મૃત્યુના સમાચાર કોણ લાવ્યું ? ગુણશ્રીએ કહ્યું 'વામદેવે. તે મારા પુત્રનો મિત્ર છે.' તેને બોલાવી પૂછતાં કહ્યું 'રાજેન્દ્ર ! અહીંથી કુબેરદત્ત ભરુચ ગયા ને ત્યાંથી પાંચસો-પાંચસો માણસોથી ભરેલા પાંચસો વહાણ લઇ દ્વીપાંતરોમાં વ્યાપાર અર્થે ગયા. ત્યાં તેમને ચઉદ કરોડ સુવર્ણદ્રવ્યની પ્રાપ્તિ થઇ. પાછા ફરતાં વિષમગિરિના વમળમાં પાંચસો વહાણ ફસાઇ પડ્યા. પહેલા પણ કોઇના પાંચસો વહાણ તેમાં ભમરી ખાતા તરતા હતા. ઘણાં પ્રયત્નો છતાં તે પણ નિકળી શકયા નહોતા. આ જોઇ શેઠ ઘણા ખિન્ન થયા.

એવામાં કોઈ માણસ વહાણ લઇને આવ્યો ને દૂરથી જ કહેવા લાગ્યો, 'રે વહાણવટીઓઓ ! મારી વાત સાંભળો. અહીંથી યોજન ઉપર પંચશૃંગનામે દ્વીપ છે. ત્યાં સત્યસાગર રાજા રાજ્ય કરે છે. એકવાર તે મૃગયા રમવા ગયો, ત્યાં તેણે સગર્ભા મૃગલીને બાણ માર્યું. તરફડતી મૃગલી તો મરી ગઇ પણ તેનો પતિરૂપ મૃગ પણ ત્યાં ને ત્યાં ને માથુ પછાડી મર્યો. આ કરૂણ દશ્યે રાજા ઉપર ઉંડી અસર ઉત્પન્ન કરી. તેને પોતાની જાત ઉપર ઘૃણા અને જીવો પર દયા ઉપજી. ત્યારથી તેણે હિંસા છોડી અને રાજ્યમાં અહિંસાની ઘોષણા કરાવી. તેમણે એક પોપટ દ્વારા મને તમારા સંકટના સમાચાર મોકલ્યા છે. તેથી હું તમને બચાવનો માર્ગ જણાવવા આવ્યો છું. આ પર્વતની નીચેની ધારમાં એક ગુફા છે. તેમાં થઇ પર્વતની પેલે પાર ઘોર અરણ્યમાં થઈ શૂન્યનગરમાં જવાય છે. ત્યાં એક જિનમંદિર છે. તેમાં મોટો પડહ છે. તે જોસથી વગાડતા તે અરણ્યના વિશાલકાય ભારંડ પક્ષીઓ ઉડશે. તેમની પાંખના પ્રચંડ પવનથી આ વહાણો આ વમળમાંથી ખસી જશે ને ખોરંભામાંથી નિકળી સરળતાથી ચાલશે. માટે ત્યાં કોઇ માણસને મોકલો. માત્ર તે ગયેલો માણસ પાછો આવી શકશે નહી.'

આ સાંભળી ઉપાય તો હાથમાં આવ્યો પણ ત્યાં જવા કોઇ તૈયાર થયું નહી. તેથી ધૈર્ય અને દયાવાળા શેઠ કુબેરદત્ત પોતે ગયા ને થોડા સમય પછી ભારંડ પક્ષીઓ ઉડતા પૂર્વના ને એ બધા વહાણ ખોરંભામાંથી નિકળી માર્ગે આવ્યા. ક્રમે કરી ભૃગુકચ્છ (ભરુચ)ના કિનારે લાગ્યા. પરંતુ શેઠ કુબેરદત્તનું શું થયું ? તે જણાયું નથી.' કોઇએ કહ્યું 'હવે શેઠની કોઇ આશા રાખવી વ્યર્થ છે.' બીજાએ કહ્યું 'શેઠનો આ વૈભવ-વીસકરોડ સુવર્ણમુદ્રા, આઠ કરોડ રૌપ્યમુદ્રા, હજાર તોલા આ દુર્લભ રત્નો આદિ તમે લઇ જાવ એટલે અમે તેની અંતિમ વિધિ કરીયે.'

ગુર્જરાધિપતિએ તે ધનને તૃણવત્ ગણતાં કહ્યું 'હે માતા ! તમારો દિકરો જીવતો છે, થોડા સમયમાં પાછો આવશે. માટે આ ધનવૈભવ ધર્મકાર્યમાં વાપરવા હોય તેટલા વાપરજો.'

આ પ્રમાણે શાંત્વના આપી રાજા જતા હતા. ત્યાં શેઠ કુબેરદત્ત રૂપાળી સ્ત્રી સાથે

ત્યાં આવ્યો. સહુને આશ્ચર્ય થયું. શેઠ રાજા તેમજ માતાને પ્રણામ કરી ઉભા રહ્યા. રાજાએ પૂછયું 'હે સાહસિકાગ્રણી! તે શૂન્ય નગરીમાં ગયા પછી શું થયું?' શેઠે કહ્યું 'તે નગરના મહેલમાં એક સુંદર કન્યા જોઈ હું ત્યાં ગયો. તે બોલી 'હું પાતાલ-કેતુ નામના વિદ્યાધરની કન્યા છું. મારા બાપે એકવાર માંસની લાલસાથી એક બિલાડી મારી ખાધી. તેમને માંસનો એવો ચસકો લાગ્યો કે માંસનું વ્યસન જ થઈ ગયું. પરિણામે તેઓ રાક્ષસ થયા. પછી તો માણસનું ભક્ષણ થતાં લોકો નગર મૂકી ભાગી ગયા. નગર વેરાન અને નિર્જન થઇ ગયું. હાલમાં તે આહાર માટેજ ગયેલ છે. એ વાત ચાલતી હતી ત્યાં તેના પિતા-માતા આવ્યા. મેં તેમને માંસ ન ખાવા માટે ઉપદેશ આપ્યો. ને તેમને નિયમ પણ કરાવ્યો. તેમણે પોતાની આ કન્યા મને પરણાવી. અને વિદ્યાબળથી મને પત્ની સહિત અહીં પહોંચાડ્યો.' આ સાંભળી વિસ્મિત થયેલા રાજાએ તેમની પ્રશંસા કરતા કહ્યું 'તમને ધન્ય છે કે સંકટમાં પણ ધર્મ સાચવ્યો અને નરપિશાચને પણ અહિંસામાં જોડયો.' રાજા શ્રી હેમાચાર્યજી પાસે વંદન કરવા આવ્યા. તેમણે કહ્યું 'રાજા, જે અપુત્રીયાનું ધન લે તે તેઓ બધાનો પુત્ર થાય. તમે સંતોષથી તે છોડયું માટે રાજપિતામહ થયા.'

આ પ્રમાણે રાજર્ષિ, પરમાર્હત, નીતિરાઘવ અને ચૌલુક્યસિંહ આદિ બિરૂદધારી ને આગમના અર્થજ્ઞાતા શ્રી કુમારપાલ ભૂપાલ પરદ્રવ્ય ત્યાગી વિજયવંત થયા.



## ૮૨. અસ્તેયવ્રતના અતિચારો.

ચોરને આજ્ઞા કરવી, ચોરીનો માલ-ધન લેવું, રાજાએ નિષેધ કરેલ વસ્તુનો વ્યાપાર કરવો, વસ્તુમાં હલકી વસ્તુનો ભેળસંભેળ કરવો અને ખોટા તોલ-માપ-ગજ આદિ રાખવાં. આ પાંચે અદત્તાદાન વિરમણવ્રતના અતિચાર છે. આનું વર્જન કરવું.

ચોરને અનુજ્ઞા એટલે ચોરને ચોરીની પ્રેરણા આપવી જેમકે-કેમ હમણા સાવ નવરા બેઠા છો? ખાવાનું સંબલ આદિ ન હોય તો હું આપીશ અથવા તમારો માલ હું ખરીદીશ. ઈત્યાદિ વચનોથી તેમને ચોરી માટે ઉત્સાહિત કરવા અથવા ચોરી માટેના સાધન કોશ, કોદાળી આદિ આપવા. આમ ચોરને કોઇ પણ રીતે સહાયક થવું તે સ્તેનાનુજ્ઞા નામનો પ્રથમ અતિચાર છે. નીતિમાં કહ્યું છે કે આવી રીતે વર્તનાર (સહાયક) પણ ચોર જ કહેવાય. કહ્યું છે કે—

ચોર, ચોરને સાધન-સહાય આપનાર, ચોર સાથે મંત્રણા કરનાર, ચોરીની બાબતો ને ભેદ જાણનાર, ચોરીની વસ્તુ ખરીદનાર, ચોરને અન્નાદિ આપનાર, તથા ચોરને સ્થાન-આશરો આપનાર આમ સાત પ્રકારના ચોર કહેવાય છે.

વ્રતલેનારને એવી શંકા થાય કે 'મેં ચોરીનો ત્યાગ કર્યો છે. ચોરને અન્ન આદિ આપવાનો કોઈ ત્યાગ નથી, માટે એમાં ક્યાં દોષ છે? તો વ્રતખંડનમાં સાપેક્ષ નિરપેક્ષપણું હોવાથી આ પ્રથમ અતિચાર કહેવાય છે.

બીજો અતિચાર–ચોરીમાં લાવેલ કુંકુમ આદિ વસ્તુ મૂલ્ય આપી ખરીદવી તે. તે પણ ઓછા ભાવે લોભદોષથી પ્રેરાઈ લે તો ક્રમે કરી વ્રતભંગ થાય. પણ વ્રતઘાતક એમ સમજે કે 'આમાં ક્યાં ચોરી છે? આ તો વેપાર છે. માટે ક્યાં દોષ લાગે તેમ છે?' એમાં પરિણામે વ્રતની નિરપેક્ષતા ન હોવાને કારણ વ્રતભંગ નથી. માટે આ બીજો અતિચાર કહેવાય છે.

ત્રીજો અતિચાર–રાજાની આજ્ઞા વિરુદ્ધ વર્તન. જેમકે પોતે જે જગ્યાએ રહેતો હોય ત્યાંના રાજાએ નિષેધ કર્યો હોય છતાં વ્યપારાદિ માટે શત્રુરાજાના રાજ્યમાં જવું. ઉપલક્ષણથી ત્યાં જે વસ્તુ વેચવા કે બહારથી લાવવાની મનાઈ હોય છતાં ગુપ્ત રીતે હાથીદાંત, લોખંડ, પાષાણ આદિ કે કેફી પદાર્થો આદિ વસ્તુઓ લાવવી તે. મૂળ ચાર પ્રકારના અદત્તાદાનમાં સ્વામીની આજ્ઞા વિના લેવું તે સ્વામીઅદત્ત કહ્યું છે. તેમાં આ અતિચાર આવી જાય છે. તથા તે ચોરીના દંડને ઉચિત હોઈ વ્રતનો ભંગ પણ થાય છે. પરંતુ રાજ્યવિરુદ્ધ વર્તન કરતો વ્રતી એમ સમજે કે મેં તો વ્યાપાર કર્યો છે. ચોરી કરી નથી, લોકો મને 'આ ચોર છે એમ કહી શકતા નથી.' આમ વ્રતસાપેક્ષ સ્થિતિ હોવાથી આ અતિચારમાં ગણાય છે.

ચોથો અતિચાર–પ્રતિરૂપ (સરખી) વસ્તુની ભેળસેળ કરવી તે. એક ધાનના લોટમાં બીજા ધાનનો ભળી શકે તેવો લોટ ભેળવવો. ઘીમાં તેલ–ચરબી, કેસરમાં કસુંબો આદિ તથા મોંઘી વસ્તુમાં તે જ હલકી વસ્તુ ભેળવવી. જેમ ચોક્ખા ઘીમાં હલકું બનાવટી ઘી વગેરે ભેળવવું તે ચોથો અતિચાર કહેવાય.

પાંચમો અતિચાર–ખોટા તોલ–માપ. તોલ એટલે શેર, મણ, ખાંડી (ગ્રામ, કીલો, ક્વીંટલ) આદિ તથા માપ એટલે પળી–પાલી (લીટર) આદિ તથા હાથ, ગજ, વાર (મીટર) આદિ તેમાં ઓછા વધતા તોલ–માપ આદિ રાખે ને દેતાં ઓછું દે, ને લેતા વધારે લે તે પાંચમો અતિચાર. ચોથા ને પાંચમા અતિચારમાં છેતરપીંડી કરી પરાયું ધન લેવાની વૃત્તિથી વ્રતભંગ થાય, પણ વ્રત લેનાર એમ ધારે કે 'ખાતર પાડી તાળું તોડી આદિ રીતે ચોરી કરી હોય તો જ ચોરી કહેવાય. આ તો વાણિજ્યનો મામલો છે' આમ વ્રતસાપેક્ષ હોવાથી તેને અતિચાર લાગે છે. આ ત્રીજા અણુવ્રતના પાંચે અતિચાર ગૃહસ્થે જાણીને અવશ્ય છોડી દેવા.

અહીં ખોટા માન–માપની વાત કહી તેમાં ચોક્ખી ચોરી છે. નીતિકારો કહે છે– 'થોડું લાલન–પાલનથી થોડું કળાથી, થોડું માપથી, થોડું તોલથી અને થોડું ચોરીથી આ પ્રમાણે મેળવી લેતા ઠગવણિકો ઉઘાડા ચોર છે.' માટે આ વ્યવહાર શ્રાવક માટે અનુચિત છે. આ વ્રત પાળવાથી વ્યવહારશુદ્ધિ પણ જળવાય છે. કહ્યું છે 'તેઓએ

શુદ્ધાંતઃકરણ પૂર્વક પરદ્રવ્યનો ત્યાગ કર્યો છે તેમને ત્યાં સમૃદ્ધિ પોતે સ્વયંવરા થઈને સામી આવે છે' ગૃહસ્થ જો અન્યાયથી દ્રવ્ય ઉપાર્જિત કરે તો તે ધન એકવર્ષમાં રાજા, ચોર, અગ્નિ કે પાણીના ઉપદ્રવથી અવશ્ય નાશ પામે છે. લાંબો કાળ ટકી શકતું નથી અને ધર્મ-પુણ્યના કાર્યમાં વપરાતું પણ નથી. કહ્યું છે કે—

अन्यायोपार्जितं वित्तं, दशवर्षाणि तिष्ठति ।
प्राप्ते चैकादशे वर्षे, समूलं च विनश्यति ॥१॥

અર્થ-અન્યાયથી મેળવેલું ધન (વધુમાં વધુ) દશવર્ષ સુધી રહે છે, અગીયારમે વર્ષે તો મૂળધન સાથે તે નષ્ટ થય છે. તેના અનુસંધાનમાં વંચકશ્રેષ્ઠીનું કથાનક આમ છે.

## વંચકશ્રેષ્ઠીની વાર્તા.

એક ગામમાં હેલાક નામનો શેઠ પોતાની પત્ની હેલી ને પુત્ર ચાલક સાથે રહેતો હતો. તે મીઠું બોલનાર ને અંતરકપટી હતો. તે ખોટા તોલ-માપ, તોળવામાં ચાલાકી, નવી-જુની સરસ-નીરસ વસ્તુ ભેગી કરવી, લોટ કે પ્રવાહીમાં ભેળસેળ કરવી, ચોરીનો માલ વેચાતો સસ્તે ભાવે લેવો, ઇત્યાદિ પાપવ્યાપારથી ગામના ભોળા લોકોને છેતરતો ને પૈસા બનાવતો. ખરેખર તો તે બીજાને ઠગતો ન હતો. પણ પોતાના આત્માને જ છેતરતો હતો. કપટી પ્રપંચ કરી આખા સંસારને છેતરે તો પણ ફાવી શકતો નથી કારણ કે તે પોતાની જાતને જ છલના કરતો હોય છે.

હેલાક શેઠે અઢળક સંપત્તિ મેળવી, પણ પ્રતિવર્ષ કાં તો ચોર, અગ્નિ કે રોગ ઉપદ્રવ થાય કાં તો રાજદંડ આવે, આમ એ ખોટું ધન પીડા ઉપજાવીને જાય.

આમ કરતા ચાલક યુવાન થયો ને બાજુના ગામની શુદ્ધ શ્રાવકની કન્યા સાથે તેના લગ્ન થયા. વહુ ઘણી શાણી, ધર્મની જાણ ને પરમશ્રાવિકા હતી. ઘર દુકાન આગળ પાછળ હોઈ શેઠની બધી ચાલાકી ને નીતિ વહુના ધ્યાનમાં આવી. બાપે દિકરાને સાંકેતિક ભાષા શિખવાડી રાખેલી. જો માલ લેવો હોય તો કાટલા મંગાવતા પુત્રને કહે 'પંચપુષ્કરી લાવજે' એટલે તે સવાશેરીવાળા કાટલા આપે. અને માલ આપવાનો હોય તો ત્રિપુષ્કરી માગે એટલે પોણીયા કાટલા આપે. શેઠની ઠગનીતિ ધીરે ધીરે લોકો જાણી ગયા ને તેમણે હાલાક શેઠનું નામ વંચકશેઠ રાખ્યું.

એકવાર એકાંતમાં ધર્મિષ્ઠ વહુએ પતિ ચાલકને પૂછ્યું 'પિતાજી તમને કાટલા માટે બે નામથી શા માટે બોલાવે છે ?' તેણે વ્યાપારની કેટલી વાત પત્નીને જણાવી દીધી. તે સાંભળી અચરજ પામેલી તેણે સસરાને ધીરેથી કહ્યું 'પિતાજી ! આ અન્યાયથી મેળવેલું ધન ખાવા-પિવામાં કે દાનધર્મ કરવામાં કામ નહી લાગે અને ઘરમાં પણ લાંબો કાળ ટકશે નહી તો પછી શા માટે ન્યાયથી ન મેળવવું ! એ જ શ્રેષ્ઠ હોઇ ન્યાયનો આદર કરો !. શેઠે કહ્યું 'દિકરી, વાત તો તારી ખરી, પણ જો તેમ ન કરીએ તો

આપણો નિર્વાહ ન ચાલે. લોકોને મન આપણી બાહ્ય સમૃદ્ધિનું મોટું મહત્ત્વ છે. માન-મોભો ને પ્રતિષ્ઠા વૈભવ સાથે સંકળાએલી વસ્તુ છે.' પુત્રવધૂ નમ્રતાપૂર્વક બોલી 'આપ તો ઘણાં અનુભવી અને જાણ છો. નાના મોઢે મારે મોટી વાત કરાય નહી, પણ છતાં એ માટે કહું છું કે આપણું બધાનું હિત પણ સંકળાયેલું છે. કોઇક-વાર સંતાનોના ઐહિક સુખ માટે માતા-પિતા આત્મનિરપેક્ષ થતાં હોય છે. ત્યારે એજ સંતાનો જરાક સમજુ હોય છે તો સહુ સાત્વિકતાથી થોડી આવકમાં જીવી શકે છે, જીવન જીવવાની કળા પૈસા સાથે બંધાયેલી નથી. ન્યાયથી મેળવેલા થોડાક ધનમાં વધારે બરકત હોય છે, તે વ્યવહારશુદ્ધિ હોઇ ઘરમાં ટકે છે ને બીજું પણ ધન તેથી આવી મળે છે.

જેમ સારી માટીમાં વાવેલું બીજ ઘણી વિપુલતાને પામે છે ને નિઃશંક ભોગનું કારણ બને છે, તેમ ન્યાયોપાર્જિત ધન વૈપુલ્ય અને નિઃશંક ઉપભોગનું કારણ બને છે. કહ્યું છે કે 'અન્યાયથી મેળવેલું ધન, તપાવેલા તવા પર પડતા પાણીના ટીપાની જેમ નાશ પામતું દેખાય નહી છતાં નાશ પામે છે. અન્યાયથી મેળવેલું ધન અશુદ્ધ, તેથી મેળવેલું અન્નાદિ અશુદ્ધ, તેનું ભોજન અશુદ્ધ, તે ભોજનથી શરીર અશુદ્ધ, તે શરીરથી કરેલું સુકૃત પણ વ્યર્થ, આમ પાયો સારો નહી માટે કાંઇ સારૂં નહી. બીજું વધારે હું કંઇ કહેતી નથી. તમે મારા પૂજ્ય ને મા-બાપ છો. પરંતુ માત્ર મારા કહેવાથી છ મહિના ન્યાયપૂર્વક શુદ્ધ વ્યાપાર કરીને જુઓ, તેના લાભ આંખે દેખાશે. બધાના મન અને શરીર સારા રહેશે. સ્નેહ અને વાત્સલ્ય જણાશે.'

શેઠ તો નાનકડી વહુની મોટી વાત સાંભળી આભા જ બની ગયા. તેમને વહુ પર માન ઉપજ્યું ને છેવટે છ માસ સુધી અણિશુદ્ધ ન્યાયવ્યાપારની તેને ખાત્રી આપી. તે પ્રમાણે વ્યાપાર કરતાં શેઠ પાંચ શેર સોનું કમાયા. ઘરમાં બધાના મન ભર્યાં ભર્યાં. તન ભર્યાં ભર્યાં. આનંદ અને કલ્લોલ.

શુદ્ધ વ્યવહાર ને વ્યવસાયથી લક્ષ્મી, કીર્તિ અને સારા માણસોની અવર જવર વધતી જ ગઇ. શેઠે વહુને સોનું આપતાં કહ્યું 'વહુ બેટા ! તમારી સલાહથી યશ-વાદ અને આ પાંચ શેર સોનું મળ્યું છે. તમે જ રાખો.' વહુએ કહ્યું 'એમ નહી, આપણે પરીક્ષા કરીએ. કહે છે કે ન્યાયનું ધન ક્યાંય જતું નથી.' એમ કહી તે સોનાની પાંચશેરી શેઠના નામ ઠેકાણા સાથે ઢળાવી ચામડું મઢયું અને જ્યાં ચાર રસ્તા ભેગા થતાં હતા ત્યાં નાખી આવી. ત્રણચાર દિવસે તે ઠેએ ચડી પણ કોઇએ ઉપાડી નહી એટલે વહુએ તેને ઉંડા જળાશયમાં નાંખી દીધી. તેને મોટો મત્સ્ય ગળી ગયો. તેના ભારથી તે શિઘ્ર ગતિ ન કરી શક્યો ને માછીમારની જાળમાં સપડાઇ ગયો. તેને ચીરતા તેમાંથી પાંચશેરી નિકળી. યોગાનુયોગ તે ધીવર હેલાસા શેઠની દુકાને બતાવવા ને વેચવા આવ્યો. તે જોતા શેઠે કહ્યું 'ભાઇ ! આ પાંચશેરી મારી છે.' એમ કહી તેનું આવરણ કાઢી નાખતાં તેમાંથી શેઠના નામવાળી પાંચશેરી નિકળી. માછીમાર સમજ્યો

કે તોલ કરવાનું કાટલું છે.' શેઠે તેને થોડું ધન આપી રાજી કર્યો. શેઠને નીતિમાર્ગ અને વહુના વચન પર શ્રદ્ધા થઈ. પછી તો સત્ય વચન, ન્યાયમાર્ગ અને સાચા વ્યવસાયવાળા શેઠે અઢળક સમ્પત્તિ ભેગી કરી. સત્કાર્યમાં સાતે ક્ષેત્રમાં વાપર્યું પણ ઘણું. તેનો યશ દિશાઓમાં વિસ્તાર પામ્યો. શેઠનું ધન શુકનવંતુ શુદ્ધ અને માંગલિક માની લોકો વ્યાપારાદિમાં લેવા લાગ્યા. વહાણવટીઆ પણ સમુદ્રી ઉપદ્રવ ન થાય તે માટે પણ તેમનું દ્રવ્ય લઈ દરિયાવાટે જતા. પરિણામે શેઠના દ્રવ્યની, કીર્તિની વૃદ્ધિ તો થઈ પણ તેમનું નામ પણ માંગલિક ગણાવા લાગ્યું.

આજે પણ ખેવટીયા વહાણ ચલાવતાની સાથે હેલાકશેઠને હેલાસા........એ હેલાસા........એમ કહી યાદ કરે છે. આમ તેમનું નામ પવિત્ર ગણાય છે, ને આજે પણ લેવાય છે.

શુદ્ધ વ્યવસાય આ લોકમાં પ્રતિષ્ઠા, માન-મોભો આદિ અને પરલોકમાં સદ્ગતિ, અને સુખ-સંપત્તિનું કારણ બને છે. ધનપ્રાપ્તિનો અમોઘ ઉપાય પણ નીતિમત્તા જ છે. આ પ્રમાણે નૈતિક અનૈતિક વ્યવસાયના ફળને જણાવનાર આ હેલાકશેઠનું ઉદાહરણ મનનીય છે.



## ૮૩. ચોરીના ફળ નઠારાં.

પરાયા ધનને ગ્રહણ કરતો ચોર, દુધ પીતો બીલાડો જેમ માથા ઉપર ઉગામાયેલ લાકડીને જોઈ શકતો નથી તેમ વધ-બંધન કે વિડંબના જોઇ શકતો નથી. લોકમાં પારધી, ભીલ, માછીમાર કે હિંસકપશુઓ માટે દંડનું વિધાન નથી પણ ચોરને અપરાધી માનવામાં આવે છે ને તેને દંડ-શિક્ષા રાજા પણ કરે છે. માટે જણાય છે કે આ હિંસકો કરતા ચોર મોટો અપરાધી છે. તે વાત લોહખુરના દ્દષ્ટાંતથી જણાય છે.

### લોહખુરનું દ્દષ્ટાંત.

શ્રેણિકરાયના પિતા પ્રસેનજિત મગધનું શાસન ચલાવતા હતા. લોહખુર નામનો ચોર રાજગૃહીમાં ઘણી વાર ચોરી કરી જતો પણ પકડાતો નહીં. એક વાર તે જુગાર રમવા બેઠો ને થોડી જ વારમાં કેટલુંક ધન જીતીને ઉભો થયો. ઉત્સાહમાં આવી તેણે જીતેલું ધન માંગણને ગરીબોને આપી દીધું. મધ્યાહ્ન થવા આવ્યું. તેને કકડીને ભૂખ લાગી. ઘરે જતો હતો પણ રાજમહેલ પાસેથી નિકળતા સરસ રસવતીની સોડમ આવી. તેણે નક્કી કર્યું કે આજે રાજાના રસોડામાં જમવું. તેની પાસે એવું અંજન હતું કે તે લગાડતાં લોહખુર અદૃશ્ય થઈ શકતો. અંજન આંજી અદૃશ્ય થઇ તે રાજમહેલમાં રાજા જમતા હતા તેમની પાસે બેસી તેમની થાળીમાંથી જ જમવા લાગ્યો.

કદી નહી ચાખેલું એ ભોજન તેને ઘણું ભાવ્યું. સારી રીતે જમીને તે ઘરે આવ્યો. પણ હવે તેને ઘરનું ભોજન ભાવતું નહી. રસલોલુપતાથી તે પ્રતિદિવસ અદશ્ય થઈ રાજાની સાથે જમવા લાગ્યો. સ્વાદની લોલુપતા વિચિત્ર વસ્તુ છે, જે વય વધવાની સાથે વધતી જાય છે. સિદ્ધાંત કહે છે કે 'ઇંદ્રિયોમાં જીભ જીતવી કઠિન છે. કર્મોમાં મોહનીકર્મનું પ્રાબલ્ય છે. વ્રતમાં બ્રહ્મચર્યવ્રત દુષ્કર છે. અને ગુપ્તિમાં મનોગુપ્તિ પાળવી કઠણ છે. રાજા લાજને લીધે વધારે જમવાનું માંગી શકતા નહી ને વધારે લેવા છતાં થાળી ચટ દઈને સાફ થઈ જતી.

કેટલાય દિવસ સુધી આમ ચાલવાથી રાજાને નબળાઈ જણાવા લાગી. શાણા મંત્રીએ રાજાને પૂછ્યું 'શું આપને અન્ન અરુચિ કે અગ્નિમાંદ્ય થયું છે ? શરીર નિસ્તેજ કેમ જણાય છે ? કેમકે નેત્ર વિના મુખ, ન્યાય વગર શાસન, લૂણ વિનાની રસોઈ, ધર્મ વિના જીવન અને ચંદ્રમા વિના જેમ રાત્રિ શોભતી નથી તેમ અન્ન ન લેવાય તો શરીરની શોભા તરત ઝાંખી પડી જાય છે. અથવા ચિંતા તો નથી ને? કે ચિંતા ખાધું-પીધું અને લોહી માંસ પણ બાળી નાખે છે' રાજાએ કહ્યું બંને કારણ છે. ભોજન પણ ઓછું લેવાય છે. અને ચિંતા એ છે કે હું રોજ બમણું તમણું ભોજન લઉં છુ, પણ થોડીવારમાં બધું જમી જવાય છે. ને ભૂખ ભાંગતી નથી. મને લાગે છે કે કોઇ વિદ્યાના બળથી આવી જમી જતું હશે.

બુદ્ધિશાળી મંત્રીએ આંકડાના સૂકાં ફૂલ જમવાની ફરસ પર નાંખ્યાં. સમય થતાં ચોર આવ્યો અને તેના પગ તળે ચંપાતા ખખડાટ થયો. તરત જ મંત્રીએ દરવાજા બંધ કરાવી માણસો ગોઠવી દીધા અને યોજના પ્રમાણે તે ઓરડામાં ગુંગળામણ થાય તેવો ધૂમાડો કરાવ્યો. ધૂમાડાના ગોટેગોટા ઓરડામાં ફેલાઈ ગયા. આંખમાં ધૂમાડો જવાથી તેને બળતરા અને આંસુ પડવાં લાગ્યાં. તે તરત દશ્ય થયો ને સહુએ પ્રત્યક્ષ જોયો. તેને પકડી લેવામાં આવ્યો અને રાજાની સામે ઉપસ્થિત કર્યો. ચોરે વિચાર્યું ' આ તો ભોજન પણ ગયું ને ઘર પણ ગયું. ખરેખર સર્પનું વિષ તો મણિ મંત્ર ઔષધીના પ્રયોગે નાશ પામે, પણ દૃષ્ટિવિષ (પક્ષે વિષ જેવી દૃષ્ટિવાળા રાજા) સર્પ કરડે તો માણસ બચે કયાંથી? રાજાજ્ઞા થતાં રાજપુરુષોએ ચોરને નગરમાં ફેરવી ફજેત કરી શૂલીએ ઉભો કર્યો. ને સંતાઈ પ્રતીક્ષા કરવા લાગ્યા કે ચોરનું કોઇ અંગત આવે તો તેની પાસેથી તેના સ્થાન-ધનનું નિદાન મળે.

એટલામાં જિનદત્ત નામના શેઠ ત્યાંથી નિકળ્યા. રડતા ચોરને દયાથી તેઓ શિખામણ આપતા કહેવા લાગ્યા 'અરે ચોર! વિચાર કર કે તારા જીવનમાં તને કેટલી શાંતિ મળી? ચોરીના ફળ તરીકે આ લોકમાં તને વધ-તાડન-બંધન મળ્યા ને પરલોકમાં દુર્ગતિની મહાવેદના મળશે. કારણ કે કરેલા કર્મ તો સહુને ભોગવવાં પડે છે. કિંતુ અંત સમયે પણ ચોરીનો ત્યાગ કરે તો તને મોટો લાભ મળે. ભાવી માટે

સારી સંભાવના થઈ શકે માટે ચોરીના ત્યાગરૂપ અદત્તાદાનનો ત્યાગ કર' લોહખુર બોલ્યોઃ–આખા જીવન પર્યંત માણેલા સુખ કરતા આ દુઃખ અનેકગણું છે. શેઠ! મારા પગમાં શિયાળે બચકા ભર્યાં છે. માથામાં કાગડાઓએ ચાંચો મારી છે. આ આપત્તિમાંથી હવે મને કોઇ બચાવે તેમ નથી.

કેમકે મેં ઘણાં પાપો કર્યાં છે ને એ બધા મારી સામે મોઢું ફાડી ફાટે ડોળે ઉભા છે. મને તરસ પણ ઘણી લાગી છે. થોડું પાણી પાવને. શેઠે રાજાજ્ઞા વિરુદ્ધ હોઇ ઉત્તર ન આપ્યો. ચોરે આર્તસ્વરે દીનમુખે ફરી ફરી પાણી માંગ્યું. શેઠે સાહસ કરી કહ્યું 'હું પાણી લાવી આપું, પણ પહેલાં તું જીવનભર કરેલા પાપોની આલો-ચના કર.' એટલે ચોરે પોતે સમજણા થયા પછીના જે જે પાપો યાદ આવ્યા તે શેઠને કહી સંભળાવ્યા. જિનદત્ત શેઠે તેને ચોરી ન કરવી આદિ પચ્ચક્ખાણ કરાવ્યા. પછી તેણે તેને એકત્વ અન્યત્વ આદિ ભાવના ભાવવા ભલામણ કરી કહ્યું 'આનાથી ક્ષણવારમાં તારા પાપસમૂહનો નાશ થશે. સર્વજીવો સાથે મૈત્રીભાવ રાખ. અને સઘળા સંકટમાંથી ઉગારનાર પરમેષ્ઠીને 'નમો અરિહંતાણં' આદિ મહામંત્રના સ્મરણ પૂર્વક નમસ્કાર કર, આથી તારા સર્વ પાપનો નાશ થશે. તું ધ્યાનમાં સ્થિર થા, હું તારા માટે પાણી લેવા જાઉં છું.'

ચોર આવી હૃદયની હુંફ અને અકારણ કલ્યાણ ભાવનાવાળી વાણી સાંભળી શેઠની એકેક વાત આદરથી કરતો બોલ્યો, તમે તો ઘણાં દયાળુ છો. શું ખરેખર મારાં પાપો આ નિયમ અને નમસ્કારથી નાશ પામશે?' શેઠે કહ્યું 'એમા શંકાને કોઈ સ્થાન નથી. આ નવકારથી મોટામાં મોટા પાપનો પણ નાશ થાય છે અને આનો જાપકાર માણસ તો શું પણ શ્રવણ-સ્મરણ કરતો પશુ પણ સ્વર્ગ પામે છે.' ઈત્યાદિ કહી શેઠ જળ લેવા ઉપડ્યા. ચોર તો નવકારમાં લીન થતાં તેને પરમશાંતિ ને સમાધિ મળી. ત્યાં જ આયુષ્ય બાંધી મૃત્યુ પામી પ્રથમ દેવલોકમાં ગયો. સત્સંગતિના ફળ સદા સારા જ હોય છે. મોટાની સંગતિ ઉન્નતિનું કારણ છે. નગરની ગલીઓનું પાણી ગંગામાં મળતાં દેવોથી પણ મહત્ત્વ પામે છે.

થોડીવારમાં શેઠ પાણી લઇને આવ્યા. પણ ચોર તો મરી ગયો હતો. 'પોતે રાજવિરુદ્ધ કર્યું છે' જાણી રાજદંડની શંકાથી શકાવતાર ચૈત્યમાં પ્રભુસન્મુખ કાઉસ્સગ્ગ-ધ્યાનમાં સ્થિર થયા.

આ તરફ રાજપુરુષોએ શેઠની વાત રાજાને જણાવી. ક્રુદ્ધ થયેલા રાજાએ તરત આજ્ઞા કરી કે 'સમજમાં ગાય જેવા અને કૃત્ય (સાહસ)માં વાઘ જેવા આ વાણી-યાને ચોરની જેમ નગરમાં ફેરવી શૂળી પર ચડાવી દો.' રાજપુરુષોએ તરત શેઠ પાસે આવી રાજાજ્ઞા નિવેદન કરી. શેઠ તો ધ્યાનમાં લીન હતા. આથી તેઓ શેઠને કદર્થના કરવા લાગ્યા. તે જ અવસરે દેવ બનેલા લોહખુરે અવધિજ્ઞાનથી શેઠની સ્થિતિ જોઈ વિચાર્યું કે—

એક અક્ષર, અડધું પદ કે પદમાત્ર પણ જ્ઞાન આપનારને જે ભૂલી જાય છે તે પાપી કહેવાય છે. તો પછી ધર્મ આપનાર ગુરુને ભૂલી જાય તે તો ઘોર પાપી કહેવાય જ.

એમ વિચારી તેણે દંડધારી પ્રતિહારીનો વેષ લીધો ને શેઠ પાસે આવી ડંડો પછાડ્યો તેથી સુભટો અચેત થઇ ગયા. ચારે તરફ નાસભાગ થવા લાગી. વાત રાજા સુધી પહોંચી. એક માથાભારે માણસ (પ્રતિહારી) સાથે રાજા સૈન્ય લઇ આવ્યો. દેવે ગર્જના કરતાં કહ્યું 'ઘણા બધા હાથી એક દુર્બળ સિંહને પહોંચી શકતાં નથી. ટોળાનું નહી સત્વનું મહત્વ છે. કેસરીની ગર્જનાથી ભલભલા હાથીનો મદ ઉતરી જાય છે. આ તમે જાણતા નથી, માટે જ રાજા તમે સેના લઇ આવ્યા લાગો છો.' એમ કહી માત્ર રાજા વિના આખાય સૈન્યને તેણે દેવમાયાથી સૂનમૂન-અચેત કરી નાંખ્યું. પછી તેણે પોતાનું વિરાટરૂપ ઉપજાવી આખા નગર જેવડી મોટી શિલા આકાશમાં ઉભી કરી અને સહુને ભયભીત કરી મૂકચા. રાજા-પ્રધાનાદિ હાથ જોડી વિનવવા લાગ્યા કે 'હે દેવ! અમારી ભૂલની ક્ષમા આપો.' દેવે કહ્યું મારા ધર્મગુરુ આ જિનદત્ત શેઠને વગર અપ-રાધે શા માટે દંડ કરવા તૈયાર થયા છો? હું લોહખુર ચોર છું. પણ આ મહાનુ-ભાવથી મને આ સમૃદ્ધિ મળી છે.' ઈત્યાદિ પોતાની બધી બીના જણાવી.

આ સાંભળી રાજી થયેલા રાજાએ કહ્યું 'દેવતા! વ્યવહારમાં જણાવ્યું છે કે-કૃતજ્ઞ પુરુષો કદી ઉપકાર ભૂલતા નથી. નારીયેલના વૃક્ષ માણસે પોતાને પાયેલા થોડાક જળને યાદ કરી માણસ માટે જળનો મોટો ભાર ઉપાડી ઉભા રહે છે ને આખું જીવન માણસને મધુરું પાણી આપ્યા કરે છે. તેમ સત્પુરુષો સામાના ઉપકારને જીવનભર ભૂલતા નથી.' પછી બધાને સ્વસ્થ કરી દેવે કહ્યું 'આ મહાધર્મિષ્ઠ અને ધર્મ માટે સાહસ કરનાર મારા ધર્મગુરુને બધા નમસ્કાર કરો અને તેમની પાસેથી નવકારમંત્ર ધર્મ સાંભળો અને ચોરી આદિના ત્યાગ કરવા રૂપ વ્રત ગ્રહણ કરો.' બધાએ આનંદ પામી તેમ કર્યું. અને મોટા આડંબરપૂર્વક રાજાએ શેઠને ઘરે પહોંચાડ્યા. બધે શેઠ અને ધર્મના વખાણ થવા લાગ્યા.

આમ શૂલી પર ચઢેલો ને મરવાની અણીએ પહોંચેલો લોહખુર ચોર થોડા કાળના નિયમના પ્રતાપે જિનદત્ત શેઠની પ્રેરણાથી પ્રથમ વિમાને ઉત્પન્ન થયો ને ધર્મ પર દૃઢ નિષ્ઠાવાન બન્યો.



## ૮૪. ધન્ય તે માનવો જેણે ચોરી છોડી.

જીવને પદાર્થો ઉપરની મમતા સંસાર જેટલી જ જૂની છે. એને સીધી રીતે મળતું નથી ત્યારે કોઈવાર અજ્ઞાનતાને લીધે પારકો માલ ઉઠાવવા-પડાવવાની વૃત્તિ થઈ આવે છે.

આવી રીતે મેળવેલા પદાર્થથી અશાંતિ ને ભય વધી જાય છે. ક્યાંય જંપ વળતો નથી. આ હરામ ચસકો માણસને નિસ્તેજ પામર અને પરતંત્ર બનાવી દે છે. ઉત્તમ-કુળમાં ઉત્તમ સંયોગો સ્હેજે સાંપડે છે, અને ચોરી કરવાની સ્થિતિ ઉપસ્થિત થાય તે પહેલા તો ચોરીનો ત્યાગ જીવનમાં આવી ગયો હોય, તેમના ગુણ તો દેવો પણ ગાય. જેમણે ચોરીનો ત્યાગ કર્યો. અદત્તાદાનનો ત્યાગ કરનાર ભાગ્યવાન આ અને પર–એમ ઉભયલોકમાં મહત્તા ને વૈશિષ્ઠય પ્રાપ્ત કરે છે.

અદત્તાદાન સચિત્તગ્રહણ અને અસચિત્તગ્રહણ કરવા રૂપ બે પ્રકારનું છે. સચિત્ત એટલે મનુષ્ય, પશુ આદિ તથા અચિત્ત એટલે સોનું, રૂપું કે આભૂષણાદિ. તે બંને પ્રકારના અદત્ત લેવાથી વિરમવું તે અદત્તાદાનવિરમણ વ્રત કહેવાય. આ ત્રીજું અણુવ્રત કહેવાય. આ સંદર્ભમાં લક્ષ્મીપુંજશેઠનો પ્રબંધ આ પ્રમાણે છે.

## શ્રી લક્ષ્મીપુંજ શેઠનો પ્રબંધ.

હસ્તિનાપુરમાં સુધર્મ નામનો અતિ નિર્ધન વણિક વસતો હતો. તેને ધન્યા નામની ભલી પત્ની હતી. તેઓ દુઃખમાં દિવસો વીતાવતા ને સારા દિવસોની આશા રાખતા. એકરાત્રિએ ધન્યાએ સ્વપ્નમાં પદ્મદ્રહમાં મોટાકમળ પર બિરાજમાન પ્રસન્ન-વદના લક્ષ્મીદેવીને જોયા. સવારના પહોરમાં ધન્યાએ સુધર્મને સ્વપ્ન જણાવ્યું. તે ઘણો પ્રસન્ન થયો ને બોલ્યો 'ઘણું સારૂં સ્વપ્નું તેં જોયું છે. હવે થોડા સમયમાં જ આપણું ભાગ્ય ઉઘડશે.' તે અવસરે કોઇ દેવ સ્વર્ગનું આયુષ્ય પૂર્ણ કરી ધન્યાના ગર્ભમાં ઉપન્યો. દેવભવના સાથી મિત્રદેવોએ તેના ઘરમાં સોનું આદિ લાવી મૂક્યું. પૂર્ણ સમયે તેનો જન્મ થયો. સુધર્મે સ્વજનો આમંત્રી બાળકનું ગુણને અનુસારે લક્ષ્મીપુંજ નામ રાખ્યું. અજવાળીયા પખવાડીયાના ચાંદની જેમ બાળક વધવા લાગ્યો. યુવાન થતાં લક્ષ્મીપુંજ ધનાઢ્ય શેઠોની નમણી સોહામણી આઠ રમણીઓ પરણ્યો. ભોગોપભોગના સુખમાં લીન થયેલો તે સમય ક્યાં જાય છે? તે પણ જાણી ન શકતો. મોંઘો સમય સાવ સસ્તા ભાવે જતો હતો. સમયની ગતિ ઘણી ઝડપી હોય છે. બધું જાણનાર માણસ આ વાત જાણી શકતો નથી, પરિણામે આખા સંસારનું કામ એ કરી શકે છે પણ તેઓનું જ કાર્ય રહી જાય છે. માટેજ સમજું જીવો કલ્યાણમિત્રોની આવશ્યકતાને જાણે છે. એક–બીજાને સંભાળી લેવા, જાગ્રત કે પ્રબુદ્ધ કરવા ભવાંતરે પણ પ્રતિબોધ દેવાની ભલામણ કરે છે. વચનબદ્ધ થાય છે.

લક્ષ્મીપુંજના શયનખંડમાં મળસ્કે એક દિવ્ય આકૃતિ પ્રગટી અને તેણે કહ્યું 'મિત્ર! તને તારા ગતભવની વાત કહું—

મણિપુર નગરમાં તું ગુણધર નામે સાર્થવાહ હતો. એકવાર મુનિજનનો સમાગમ થતાં ઉપદેશ સાંભળ્યો કે 'જીવને દ્રવ્યનું હરણ મરણ કરતા વધુ પીડા આપે છે. કલ્યાણકામી જીવોએ ચોરીના ત્યાગનો નિયમ અવશ્ય લેવો જોઇએ. લોકમાં પણ કહેવાય છે કે 'ખોટી સાક્ષી આપનાર, મિત્રોનો દ્રોહ કરનાર, કૃતઘ્ની અને ચોરી

કરનારા આ ચારે કર્મચાંડાળ કહેવાય અને પાંચમો તો જાતિચાંડાળ કહેવાય છે.એક ચંડાળપત્ની ધરતીપર પાણી છાંટતી હતી. તેને ભાનુએ પૂછયું 'માંસ–મંદિરાનું સેવન કરનારી એ ચંડાળપત્ની! તારા એક હાથમાં તો મનુષ્યની ખોપરી છે. અને જમણા હાથે વળી ધરતી પર છાંટા નાંખી સીંચે છે. તું શું કરવા માગે છે?' ઉત્તર આપતા તે બોલી :—

'ભાઇ, આ માર્ગ પર કદાચ કોઇ મિત્રદ્રોહી, ઉપકારીને ભૂલનાર-કૃતઘ્ની, ચોર કે વિશ્વાસઘાતક ચાલ્યો હોય (તેના પગથી પૃથ્વી ગંદી થઈ હોય) માટે આ છાંટા નાંખું છું. ધરતી શુદ્ધ કરું છું'

'તેમજ ખોટી સાક્ષી આપનાર, અસત્યભાષી કે વિખવાદમાં ખોટો પક્ષપાત કરનારો કોઇ આ માર્ગે નીકળ્યો હોય તો તેની શુદ્ધિ માટે પાણી છાંટું છું.'

અર્થાત્ જાતિચાંડાળ કરતાં કર્મચાંડાળ ઘણો જ હીન કહેવાય. કેમકે કયાં જન્મવું એ આપણા હાથની વાત નથી, પણ કેમ જીવવું એ આ આપણા હાથની વાત છે. અગ્નિના ભઠ્ઠામાં હાથ નાખવો. મુખમાં કાળોતરાનું મુખ લેવું, કે હલાહલવિષનું પાન કરવું સારૂં પણ પરાયું ધન લેવું સારૂં નહી' મુનિરાજોની આવી દેશના સાંભળી ગુણધરને ચોરીથી બચવાની ભાવના જાગી. ભવાંતરે પણ તે તરફ લક્ષ્ય ન જાય તે માટે તેણે તૈયારીરૂપે અદત્તાદાન વિરમણ નામનું ત્રીજું વ્રત લીધું. ઘણો જ આનંદિત થઈ તે ઘરે આવ્યો ને વ્રતારાધનમાં સાવધાન થયો.

એકવાર તે ગુણધર મોટો સાર્થ લઇ દેશાંતર કમાવા નીકળ્યો. માર્ગમાં અતિવેગીલા ઘોડા પર બેસી તે ઘણો આગળ નિકળી ગયો. ઘોર જંગલમાં એ પોતાના સાર્થથી સાવ જૂદો પડી ગયો. તે ઘોડાપર બેસી ધીરે ધીરે ચાલ્યો જતો હતો ત્યાં તેણે પૃથ્વીપર પડેલો મૂલ્યવાન સુર્વણહાર જોયો. કિંતુ ત્રીજા વ્રતના કારણે તેણે તે ઉપાડયો નહી ને આગળ ચાલ્યો. અચાનક ઘોડાનો પગ નમી જતાં તેણે નીચે ઉતરી જોયું કે ઘોડાની ખરીથી ઉખડી ગયેલી જમીન નીચે સોના–ઝવેરાતથી ભરેલો એક તાંબાનો ચરૂ હતો. ત્યાંથી તરત નજર ખસેડી તે આગળ ચાલ્યો. ત્યાં અચાનક ઘોડો બેભાન થઇ ધરણી પર ઢળી પડયો. સૂર્ય જાણે અગન વરસાવતો હતો. પવન પણ જવાળા લઇને ફરતો હતો. તેને તરસ પણ અસહ્ય લાગી હતી. ઘોડા વગર આ અરણ્ય ઓળંગવું શકય લાગતું નહોતું. માટે એને એવો વિચાર આવ્યો કે 'કોઇ મારો ઘોડો સાજો કરે તેને મારૂં બધું ધન આપી દઉં. ને એ પાણીની ખોજમાં આગળ ચાલ્યો ત્યાં તેણે એક વૃક્ષ પર પાંજરે પૂરાયેલો પોપટ ને તેની સમીપમાં પાણીનો ચંબુ લટકતો જોયો. સાશ્ચર્ય શેઠ ઉભો જોતો રહ્યો ત્યાં પોપટ બોલ્યો 'વનમાં પાણી ઘણું દુર્લભ છે, પણ તમારા માટે અગત્યનું હોઇ તમે પીવો, તરસ તો પ્રાણ પણ લઇ લે. માટે જોઇએ તેટલું લો. હું એના સ્વામીને કહીશ નહી.' સાર્થવાહ બોલ્યો :

'અતિતૃષાથી મૃત્યુ થાય પણ ખરૂં, છતાં ધણીએ દીધા વિના પાણી પિવાય નહી. કારણ કે હાસ્ય, રોષ કે પ્રપંચથી અદત્ત લેનારને અવશ્ય અનિષ્ટ ફળ મળે છે.

શ્રીકૃષ્ણ મહારાજાના પત્ની રુક્મિણી રાણીએ પૂર્વભવે ઉપવનમાં મયૂરના સુંદર ઈંડા જોયા ને માત્ર હાસ્યથી જ હાથમાં ઉપાડયા ને થોડીવારમાં તો પાછા સાચવીને મૂકી દીધા. પણ હાથમાં લાગેલો અળતાનો લાલરંગ ઈંડાને લાગી જતાં મયૂરી પોતાના ઈંડાને ઓળખી ન શકી ને રાડારાડ કરતી વનમાં આમથી તેમ દોડવા લાગી. આમ સોળ ઘડી સુધી ઢેલે ઈંડા માટે દોડાદોડ ને કલ્પાંત કર્યા પછી વરસાદ વરસતા તે ઈંડા ધોવાયા ને મોરલીએ ઓળખ્યા અને પછી સેવ્યા. આવા હાસ્ય માત્રથી પારકી વસ્તુ ઉપાડવાના પાપે રુક્મિણી રાણીને સોળ વર્ષ સુધી પુત્રવિયોગ સહેવો પડયો. રોષથી અદત્તાદાન લેવાના લીધે દેવાનંદાને ત્રિશલાનો સંબંધ સંસારમાં પ્રસિદ્ધ છે. માટે હે પોપટ ! સમજુ માણુસો કદી અદત્તાદાન ગ્રહણ કરતા નથી.' આમ વાત ચાલતી હતી ત્યાં તેજનો ચમકારો થયો. પાંજરું તૂટી ગયું ને એક તેજસ્વી માણુસ મંદ મંદ હાસ્ય સાથે સામે આવી ઉભો. તેણે કહ્યું 'હું સૂર્યનામક વિદ્યાધર છું. તમે જ્યારે ગુરુ-મહારાજ પાસે ત્રીજું વ્રત લીધું એટલે મને આશ્ચર્ય થયું કે વેપારી-વાણિયો આ વ્રત પાળી શકશે નહી. તેથી તારી પરીક્ષા માટે હું પાછળ પડયો હતો. સુવર્ણહાર-નિધિ તેમજ પોપટનું પાંજરૂં બધો દેખાવ મેં જ ઉભો કર્યો હતો. તમે વ્રતમાં દૃઢ રહી મારી પરીક્ષામાં સફળ નિવડયા. લો હવે હું જ તમને એ સંપત્તિ અર્પણ કરું છું.'

ગુણધર શેઠે કહ્યું 'ના, એ પણ હું નહી લઉં, કારણ કે જે દ્રવ્ય શુદ્ધવ્યાપારા-દિથી મેં ઉપાર્જન કર્યું નથી, તે દ્રવ્ય મારી શાંતિ-સમાધિ કે સુખ માટે ન થાય. તમારું ધન મારે શા કામનું ? એટલું જ નહી પણ હવે તો તમારે દ્રવ્ય લેવું પડશે. કેમકે મેં થોડીવાર પૂર્વે જ ધાર્યું હતું કે મારા ઘોડાને જે સાજો કરી આપશે તેને મારું ધન આપી દઈશ. માટે મારું ધન એ તમારું થયું. વિદ્યાધરે કહ્યું 'ખરેખર તો ઘોડો વેગીલો નહોતો ને તે બેભાન થઇ પડી પણ નહોતો ગયો. પરંતુ તમને તેવું માયાથી બતાવવામાં આવ્યું હતું. માટે હું તમારૂં ધન લઈ શકું નહી.' આમ એ બંનેની લાંબા સમય સુધી રકઝક ચાલી. છેવટે એવો નિર્ણય લીધો કે બંનેનું ધન શુભ માર્ગમાં વાપરવું પછી બંનેએ તે ધન જીર્ણોદ્ધારાદિ ધર્મક્ષેત્રમાં વાપર્યું.

સાર્થવાહ સાર્થમાં આવ્યા ને શુદ્ધવ્યાપારથી ઘણી લક્ષ્મી ઉપાર્જન કરી અંતે સાધુધર્મ પામી-પાળી તમે મહાભાગ્યવંત લક્ષ્મીપુંજ શેઠ થયા ને સૂર્યવિદ્યાધર તે હું વ્યંતરનિકાયમાં દેવ થયો છું. તમારા પુણ્ય અને મહિમાથી પ્રેરિત થઈ હું તમે ગર્ભમાં હતા ત્યારથી આજ સુધી સદા સુવર્ણ-રત્નાદિની વૃદ્ધિ કરું છું. પૂર્વ ભવના આપણે મિત્રો છીયે ને ધર્મકાર્યમાં પ્રેરણા દેવા આપણે બંધાયેલા છીયે. માટે મેં તમને ગયા ભવની વાત કરી.

આ સાંભળી શેઠને જાતિસ્મરણ જ્ઞાન થયું. તેઓ ધર્મ આદરવા સાવધાન થયા,

યાવત્ સર્વવિરતિ ચારિત્ર સ્વીકારી, ઉત્તમ આરાધના કરી બારમા સ્વર્ગમાં ઓજસ્વી દેવ થયા. ત્યાંથી ચ્યવી મનુષ્યભવ પામી મોક્ષ પામશે.

આ પ્રમાણે લક્ષ્મીપુંજશેઠનું ઉદાહરણ સાંભળી જેઓ અદત્તાદાનના ત્યાગનો નિયમ લે છે તેઓ ઉત્તમ પ્રકારની સમૃદ્ધિ પામે છે યાવત્ મોક્ષ મેળવે છે. તે સાર્થવાહે પારકું ધન ન લેવા નિશ્ચય કર્યો તો વિદ્યાધર તેની પછવાડે ફર્યો અને દેવતા ઘરબેઠે આવી બોધવચન કહી ગયો. માટે હે પુણ્યવંતો! તમે પણ અદત્તાદાન વિરમણ-વ્રત મેળવવા સૌભાગ્યશાલી બનો.



## ૮૫. ચોથું અણુવ્રત=પરદારાનો ત્યાગ.

અનાદિકાલીન કુસંસ્કારોમાં ફાળો વાસનાભોગનો છે. આ એક લપસણી ભૂમિકા છે. તેનાથી યત્ન પૂર્વક બચ્યા વિના આધ્યાત્મક વિકાસની યોગ્ય ભૂમિકા તૈયાર થઇ શકતી નથી. મનને બહુ ગમતી કેટલીક વસ્તુમાં કામભોગ મોખરે છે. આ કાંઈ સંસારમાં દુર્લભ વસ્તુ નથી. પશુઓને પણ આ તો સાવ સુલભ અને કોઇ પણ જાતની અગવડ વિના મળે છે. માણુસ આખો ખવાઇ જાય, શરીર સમૂળગું બેવડ વળી જાય, લાખ લાખ સૌન્દર્યવતી યુવતીઓનો કરોડ કરોડ વર્ષ સુધી નિરંતર સહવાસ મળ્યા જ કરે તો પણ મન ધરાવાનું નથી. જીવને ધરપત આવવાની નથી. આટલું કરવા છતાં જોઇતું મળવાનું નથી. એમાંથી રઘવાટ, તલસાટ, બળતરા, ઇર્ષ્યા, નિરાશા અને ચિરઅતૃપ્તિનો આતશ જ ઉપજવાનો છે.

સ્ત્રી સાથે પુરુષ અને પુરુષ સાથે સ્ત્રીના સમાગમને મૈથુન કહેવામાં આવે છે. અબ્રહ્મ આનું જ નામ છે. ક્ષણવારના કલ્પિત સુખ માટે માણસ મહા અનર્થ કરી નાંખે છે. જ્ઞાનીઓ કહે છે કે–બ્રહ્મચર્ય જીવન છે અને અબ્રહ્મ જ મૃત્યુ છે. જેમ સંસારની કોઇ આંધી–વંટોળ પર્વતને હલાવી શકતો નથી તેમ સંસારની કોઇપણ રૂપશ્રી–કોઇ પણ સૌષ્ઠવ કે સૌન્દર્ય વીતરાગને હલાવી નથી શકતા. બ્રહ્મની શક્તિને સમજનારા કોઈ ભાગ્યવંત તેની ઉપાસના કરતાં કરતાં વીતરાગ થઇ જાય છે ને અનેક વીતરાગ ઉપજાવે છે.

પરંતુ આ સંસારમાં પશુઓ છે તેમ પશુતુલ્ય માણુસો પણ છે. તેમને ખબર નથી કે વાસનાનો દાસ ત્રણે લોકનો ગુલામ હોય છે. તેઓ બિચારા જરાય શાંતિ માણી શકતા નથી. બધેય ભટકયા કરે, બધે માથું માર્યા કરે. ઘસાઇ ગયેલા શરીરને પાછું નવું કરવા બાલીશ ચેષ્ટા કર્યા કરે. હણાઇ ગયેલી શક્તિને મેળવવા કોઇના કાળજા પણ ખાઇ જાય, છતાં કોઇ રીતે તેમને સફળતા મળે નહી. હવાતીયા મારવામાં

મોંઘા માણુસના અવતારને ઓગાળી નાખે. ઇચ્છાઓ કોઈ રીતે પૂરી ન થાય ને જીવન પૂરું થઈ જાય. આ કેવી કરુણતા ? જીવ જીવનના રહસ્યો સમજે તે માટે થોડી પણ સ્થિરતા લાવે તે ઉદ્દેશથી તે પરમકૃપાળુ દયાના સાગર વીતરાગ ભગવંતોએ, હરાયા ઢોરની જેમ જીવ રખડે નહી ને સ્વસ્થતા પ્રાપ્ત કરે માટે ગૃહસ્થોને સ્વદારા સંતોષવ્રત સમજાવ્યું છે. એક ખીલે બંધાયેલ ઢોર પણ સ્વસ્થતા પામે છે તેમ.

પોતાની વિવાહિત પત્નીમાં સંતોષ રાખી ગૃહસ્થ પરસ્ત્રીનો ત્યાગ કરે તેને સ્વદારાસંતોષ વ્રત કે ચોથું અણુવ્રત કહેવાય. ગૃહસ્થોએ પોતાની વિવાહિત પત્નીમાં સંતોષ રાખવો અને અન્ય એટલે મનુષ્ય, દેવ અને તિર્યંચ (પશુ)ની સ્ત્રીઓનો તેમજ અન્ય પરિણીત, સંગ્રહિત કે વિધવા સ્ત્રીનો પણ ત્યાગ કરવો.

અપરિગ્રહિત એટલે કોઈ પણ દેવે પત્ની તરીકે નહી સ્વીકારેલી એવી દેવીઓ, તિર્યંચ સ્ત્રીઓને કોઇએ સ્વીકારી નથી, તેમજ તે કોઈને પરણી નથી છતાં તેમનું જીવન વેશ્યાતુલ્ય હોઈ મનુષ્યથી જૂદી જાતિ હોઇ તે પણ પરસ્ત્રી કહેવાય છે. પરસ્ત્રી–ત્યાગમાં તેનો પણ ત્યાગ સમજવો. સ્વદારાસંતોષી માટે પોતાની પત્ની સિવાય સંસારની સમસ્ત નારી પરસ્ત્રી છે. (સ્ત્રી માટે પોતાના પતિ સિવાય સંસારના સમસ્ત પુરુષ પરપુરુષ છે. તેમને પરપુરુષનો ત્યાગ હોય છે.)

મૈથુન (અબ્રહ્મચર્ય) સૂક્ષ્મ અને સ્થૂલ એમ બે પ્રકારનું હોય છે. કામના ઉદયથી ઇંદ્રિયોનો સામાન્ય વિકાર તે સૂક્ષ્મ મૈથુન અને મન–વચન તેમજ કાયાથી ઔદારિક (પાર્થિવ) દેહધારી, નારી સાથે સંભોગ કરવો તે સ્થૂલ મૈથુન. એટલે કે મૈથુનના ત્યાગ સ્વરૂપ બ્રહ્મચર્ય બે પ્રકારનું છે. સર્વથી અને દેશથી. જેઓ આંતરિક નિર્બળતાથી ઘેરાયેલા હોઇ સર્વથી અબ્રહ્મનો ત્યાગ ન કરી શકે એવા શ્રાવકો દેશથી ત્યાગ કરે છે. આ ઉત્તમ વ્રતથી નાગિલને સર્વ સિદ્ધિ પ્રાપ્ત થઇ. તેનું કથાનક નીચે પ્રમાણે છે.

## નાગિલની કથા.

ભોજપુર નગરમાં પરમાત્મા જિનેન્દ્રદેવનો ઉપાસક લક્ષણ નામક વણિક રહેતો. તેને પરમશ્રદ્ધાળુ, ધર્મનિષ્ઠ અને જીવાદિ તત્ત્વોની જાણ નંદા નામની દિકરી હતી. તે યુવાવસ્થા પામતા, તેના માટે યોગ્ય વરની તપાસમાં પડેલા લક્ષણને નંદાએ કહ્યું 'બાપુ! જે મનુષ્ય એવો સ્થિર દીપક ધારે કે તેમાંથી કાજળ થાય નહી, વાટ હોય નહી ને તેલ વપરાય નહી તેને હું પરણીશ' આવી દુષ્કર પ્રતિજ્ઞા સાંભળી મુંઝાયેલા લક્ષણે અંતે નગરમાં ઘોષણા કરાવી જેથી યોગ્ય વર મળે. આખા નગરમાં આ સુંદર કન્યાની ચર્ચા થવા લાગી. પણ આવો દીવો લાવવો કયાંથી? એવામાં એક નાગિલ નામના સ્વસ્થ–સુંદર–યુવાન જુગારીએ કોઈ યક્ષની આરાધના કરી તેવો દીપક મેળવ્યો. શેઠ તે જોઇ પ્રસન્ન થયો અને નાગિલને પોતાની દીકરી નંદા પરણાવી. જ્યારે નંદાએ જાણ્યું કે તેનો પતિ વ્યસની–જુગારી છે ત્યારે તેને ઘણું દુઃખ થયું. તેણે ઘણાં પ્રયત્નો કર્યા પણ નાગિલે જુગાર ન છોડયો. તે જ્યારે ત્યારે ધન ઉડાડી કે હારી નાખવા

લાગ્યો, માત્ર પુત્રીના પ્રેમથી શેઠ જોઈએ તેટલું ધન નાગિલને આપતા. નંદા આંતરિક લાગણી નહી છતાં પતિ સાથે બધો વ્યવહાર સાચવતી અને મનનું દુઃખ જરાય જણાવા દેતી નહી. આ વાત નાગિલ જાણતો હતો તેને એકવાર વિચાર આવ્યો કે 'આ સ્ત્રી કેટલી બધી ગંભીર છે, મારા અપલક્ષણ–વ્યસન કે અપરાધને જાણવા છતાં કદી ગુસ્સો કર્યો નથી ને ઔચિત્ય છોડયું નથી. છતાં પત્નીને પોતાપર અનુરાગ નથી તે પણ તે જાણતો ને આ વાત તેને ખટકતી હતી પણ શું થાય?

એકવાર કોઈ જ્ઞાનીમુનિનો સમાગમ થઇ જતાં નાગિલે ભક્તિપૂર્વક પૂછ્યું 'ભગવંત! મારી પત્ની શુદ્ધ અંતઃકરણવાળી, સરલ અને ભાવનાશીલ હોવા છતાં મારી સાથે સાવ ઠંડો વ્યવહાર રાખે છે. જાણે બધું આપે છે પણ મન નથી દેતી. આવું કેમ હશે?' મુનિએ નાગિલને યોગ્ય જાણી કહ્યું 'તે નંદાનો કલ્પેલો દીવો સાવ જૂદો હતો. એટલે કે જે પુરુષના હૃદયમાં માયા–પ્રપંચરૂપી કાજળ ન હોય, જીવાદિ નવતત્ત્વની બાબતમાં અસ્થિરતા રૂપ વાટ ન હોય, જેમાં સ્નેહના નાશરૂપ વ્યય ન હોય અને સમ્યક્ત્વખંડન સ્વરૂપ કંપન ન હોય તેવા વિવેકરૂપી દીપકના ધારકને તે પરણુવા માંગતી હતી, આ મર્મને કોઈ જાણી શકયું નહી, ને તું મૂળથી ધૂર્ત માણસ એટલે યક્ષને પ્રસન્ન કરી પ્રપંચી દીવો બનાવ્યો. તેથી શેઠે પોતાની ઘોષણા પ્રમાણે તને પોતાની પુત્રી પરણાવી. હવે તે ધર્મિષ્ઠ, સરલ તત્ત્વની જાણ તારા જેવા વ્યસની અને પ્રપંચી ઉપર અનુરાગ શી રીતે ધરે? જો તું વ્રતાદિ ધારણ કરીશ ને ધર્મની આરાધના કરીશ તો જ તારી ઇચ્છા ફળશે.'

નાગિલે કહ્યું 'ભગવંત! આપણાં વ્રતોમાં શ્રેષ્ઠવ્રત કયું છે?' મુનિજીએ કહ્યું 'નાગિલ! ધર્મના બધા પ્રકારો–ભેદો અનુષ્ઠાનો તેમજ વ્રતો ઉપકારી છે પોતપોતાની જગ્યાએ સહુનું આગવું સ્થાન છે. છતાં શ્રી તીર્થંકર દેવોએ સમ્યક્ત્વયુક્ત બ્રહ્મવ્રતશીળધર્મને સર્વથી શ્રેષ્ઠ અને પોતાની સુગંધથી ત્રણે લોકોને મહેકાવનારો કહ્યો છે. સિદ્ધાંતમાં કહ્યું છે કે જે 'જે મહાભાગે સ્વયંના શીલરૂપી કપુરની સુગંધથી સમસ્ત ત્રિભુવનને સુવાસિત કર્યું છે, તેને વારંવાર નમસ્કાર થાવ. સમયે સમયે ભાવના ભાવવી, અમુક અવસરે દાન દેવું, અમુક દિવસે તપશ્ચર્યા કે અમુક જ તપ કરવું આ બધું અલ્પકાલીન હોઇ સુખે આરાધી શકાય, પરંતુ જીવનપર્યંત શિયળ પાળવું તે અતિદુષ્કર છે. જુઓ! નારદ કલિપ્રિય–ઝઘડો કરાવનાર, અશાંતિ ઉપજાવનાર, અને સાવદ્ય યોગમાં જોડાયેલ હોવા છતાં શીલના મહિમાથી જ મુક્તિને પામે છે.'

ઇત્યાદિ ગુરુ ઉપદેશથી નાગિલ ધર્માભિમુખ બન્યો. તેણે સમ્યક્ત્વ સહિત શીલવ્રત સ્વીકારી વિવેકરૂપી દીવો ધારણ કર્યો ને સાચા અંતઃકરણથી શ્રાવકનો ધર્મ આચરવા લાગ્યો.

આ જાણી નંદાએ આનંદ વ્યક્ત કરતાં કહ્યું 'આર્ય! તમે વિવેક પામીને બધું

પામ્યા છો. ઘણું સારું કર્યું તમે. ભગવાનનો ધર્મ ન મળ્યો તો શું મળ્યું? જિનેન્દ્ર-પ્રભુની પૂજા, ગુરુમહારાજની ભક્તિ, સહધર્મીનું વાત્સલ્ય અને પરોપકારની બુદ્ધિ, આ બધાં વિવેકરૂપ વૃક્ષના પલ્લવો છે' નાગિલે કહ્યું 'પ્રિયા! વિવેક વિના ધર્મ અને ધર્મ વિના આત્માનું કલ્યાણ નથી. વિવેકહીન માણસ સદા દુઃખી હોય છે. બકરાં–ઘેટાના ટોળાનો મૂર્ખ માલિક સદા હસતો હોય તો પણ તેનું હસવું વાસ્તવિક રીતે નિરર્થક છે.' ઇત્યાદિ તેની વાત સાંભળી નંદાને ઘણો આનંદ થયો. પરિણામે તેને નાગિલ ઉપર સાચી લાગણી જન્મી.

એકવાર નંદા તેના બાપાને ઘેર ગઇ હતી. ઉનાળો હોઇ નાગિલ હવેલીની અગાસીમાં સૂતો હતો. ચાંદ આખી પૃથ્વી પર ચાંદની જેવી ચાંદની રેલાવી રહ્યો હતો. એ વખતે કોઇ વિદ્યાધરયુવતી ત્યાંથી કશેક જતી હતી. સુંદર––સોહામણા યુવાન નાગિલને જોઈ કામાધીન થયેલી તે તરત તેની પાસે આવી. વાસનાથી ધ્રુજતી તેણે નાગિલના પગ પકડી કહ્યું 'સોભાગી, હું વિદ્યાધરકન્યા છું. જો મને શય્યાભાગી બનાવશો તો તમને વિદ્યાઓ આપીશ. જેથી તમે મનુષ્યોમાં મહાનતા ભોગવશો. મેં કદી કશે પ્રાર્થના કરી નથી. તો મારું વચન તોડશો નહી.' નાગિલે તરત પોતાના પગ સંકોરી લીધા. રમણી એવી સુંદર અને મુગ્ધ હતી કે એ જગ્યાએ મોટા યોગી પણ યોગને છોડી દે.

પોતે યુવાન સામે સુંદરતાની ખાણ ને તેમાં હેલે ચડેલી યુવાની. એકાંત, ચાંદની રાત. વિદ્યાનું અસામાન્ય પ્રલોભન!!! આમાં માણસ ક્યાંથી ટકે? પણ બલિહારી છે વીતરાગના ધર્મની. એણે અનેકમાં સાચી સમજણ ને સંયમ જગાવ્યાં છે.

નાગિલ તો જાણે કોઈ મહામારી સામે ઉભો હોય એમ પોતાની જાતને સંકોરી ઉભો રહ્યો. પેલીએ જાણ્યું કે આને કાંઇ મારી અસર થઇ નહી એટલે ખીજાઇને તેણે વિદ્યાથી અગ્નિમય લાલ તપાવેલો લોઢાનો ગોળો બનાવી કહ્યું 'ઓ અધમ મારા કહ્યા પ્રમાણે મારી સેવા કર, નહી તો હમણા રાખ થઈશ.' નાગિલ આ જોઇ જરાય ગભરાયા વગર વિચારવા લાગ્યો કે દસ માથા વાળા રાવણની જેમ કામની પણ દસ અવસ્થા હોઇ તે એવો રાક્ષસ છે જે દેવ કે અસુરથી પણ જીતાતો નથી. તે માત્ર શીલ રૂપ રામબાણ અસ્ત્રથી જ જીતાય છે. તે આમ વિચારતો હતો તેવામાં તે સ્ત્રીએ લોહ ગોળો નાગિલ પર મૂકયો. મોટી આફત આવી જાણી નાગિલ નવકારના ધ્યાનમાં બેસી ગયો. ક્ષણવારમાં ગોળો ને વિદ્યાધરી બધું અદૃશ્ય થઇ ગયું.

નાગિલે આંખ ઉઘાડી ત્યાં નીચેથી નંદા મલકાતી મલકાતી અગાસીમાં આવી બોલી 'વહાલા, તમારા વિના મને બાપને ત્યાં જરાય ગમ્યું નહી એટલે અહીં ચાલી આવી.' એમ કહી તે તેની પાસે બેસી ગઇ. નાગિલે વિચાર્યું 'નંદા આજે કેમ આમ કરે છે? તે કદી વિષયવાસનાને ઉત્તેજિત કરે નહી. તે સ્વપતિમાં પણ એટલા સંતોષવાળી છે કે આવી ઉશ્કેરણી જેવી ચેષ્ટા પણ એ કરે નહી. છે તો નંદા જ. બોલે ચાલે

રૂપે રંગે ક્યાંય જરાય ફર્ક નહી પણ આ પરિણામો નંદાના નથી. નંદાની ગંભીરતા અજાણી નથી. માટે આનો વિશ્વાસ કરતાં પહેલા પરીક્ષા કરવી જોઈએ. તેણે કહ્યું 'નંદા ! આજની રીતભાતથી મને તારા પર શંકા થાય છે. જો તું ખરે જ નંદા હો તો આ તરફ સીધી ચાલી આવ.

આ સાંભળી ચાલવા જતાં જ તે સ્ખલના પામી. વિદ્યાધરીની કપટલીલા ઉઘાડી પડી ગઈ, વિસ્મયથી નાગિલે વિચાર્યું. શીલનું સર્વથા પાલન કરવાનો નિયમ ન હોય તો આમ પ્રપંચ પણ થઈ શકે છે. સર્વવિરતિ–સાધુજીવન જ સર્વ ભયથી મુક્ત છે. તરત તેમણે માથાના કેશનો લોચ કર્યો. ત્યાં દીપકવાળા યક્ષે આવી કહ્યું કે 'હું તમારી સેવામાં રહીશ. મારા તેજથી તમારા ઉપર ઉજેહી નહિ પડે.' ઈત્યાદિ, સવાર પડતા નંદાને બધી ખબર પડી તે દોડતી ત્યાં આવી અને પતિ સાથે તેણે પણ દીક્ષા સ્વીકારી. યક્ષની સેવાથી જ્યાં જતા ત્યાં તેમનો અદ્‌ભૂત મહિમા વિસ્તાર પામતો. લાંબાકાળ સુધી પૃથ્વી પર વિચરી ઘણો શાસનનો મહિમા વધાર્યો. નિરતિચાર સંયમ પાળ્યું. પ્રાંતે તેઓ હરિવર્ષક્ષેત્રમાં યુગલિક થયા. ત્યાંથી દેવ–મનુષ્ય થઈ મુક્તિ મેળવશે.

આમ નાગિલે દ્રવ્યદીપકમાંથી ભાવ દીપક પ્રગટાવ્યો. સ્વદારાસંતોષી થયો તો વિદ્યાધરી પણ કાંઈ કરી ન શકી. માટે ગૃહસ્થોએ સ્વદારાસંતોષવ્રત લેવું ને દૃઢતા પૂર્વક પાળવું.



## ૮૬. શીલ જ છે જીવન શણગાર.

જે મહાનુભાવ વિવાહિત સ્વસ્ત્રીમાં સંતોષી થઈ પરસ્ત્રીથી પરાઙ્મુખ રહે છે તે ઘરસંસારી છતાં બ્રહ્મચર્યના ગુણથી સાધુસમાન કલ્પવામાં આવે છે.

તેથી માનસિક સ્વસ્થતા પ્રાપ્ત થાય. શારીરિક સ્વાસ્થ્ય પણ સારું રહે છે. ક્લેશ, બળતરા, ઈર્ષ્યા કપટ અને પ્રપંચથી પણ માણસ બચે છે.

શ્રીપુર નગરમાં કુમાર અને દેવચંદ્ર નામના બે રાજકુમારો અવારનવાર ગુરુ-મહારાજનો ઉપદેશ સાંભળવા જતાં. એકવાર તેમણે સાંભળ્યું કે 'એક માણસ કરોડ સુવર્ણમુદ્રાનું દાન આપે, અથવા કોઈ સોનાનું દહેરાસર બંધાવે તેને જે લાભ થાય તેના કરતાં બ્રહ્મચર્ય પાળનારને વધારે લાભ થાય છે. સંસારની કોઈ પણ વસ્તુ કરતાં માણસે શીલને વધારે મહત્ત્વ આપવું જોઈએ. ગમે તેવી સંકટમય સ્થિતિમાં પણ માણસે શીલવતીની જેમ દૃઢતા કેળવવી જોઈએ. અને સંયોગોને મચક આપવી જોઈએ નહી. શીલવતીનું ઉદાહરણ સહુએ સદા યાદ રાખવા જેવું છે.

## શીલવતીનું ચરિત્ર

લક્ષ્મીપુર નગરમાં સમુદ્રદત્ત નામના શેઠ રહેતા હતા. જેવા તે હતા તેવી જ સુંદર ને ગુણિયલ તેમને શીલવતી નામની પત્ની હતી. તેમાં નામ પ્રમાણે ગુણ હતા. શેઠ પોતાના બ્રાહ્મણ મિત્ર સોમભૂતિ સાથે પરદેશ ગયા. કેટલાક વખત પછી પાછા ફરેલા સોમભૂતિએ શેઠને ઘેર શીલવતીને કહેવરાવ્યું કે શેઠે આપેલ પત્ર ઘરે આવીને લઈ જજો, શીલવતી લેવા ગઇ. નમણી અને સોહામણી રમણી જોઇ બ્રાહ્મણની બુદ્ધિ ફરી. તેણે લાજ મૂકી આંખો નચાવતાં અને મોઢું મલકાવતાં કહ્યું. 'પત્ર તો તમને આપવાનો જ છે. પણ પહેલા આમ મારી પાસે આવો. મારી ઈચ્છા પૂરી કરો એટલે પત્ર આપું. કદી નહી સાંભળેલું ને એમાંય પતિના અંગત મિત્રના મોઢે આવું ચોક્ખું ને લાજ વિનાનું સાંભળી શીલવતી છક્ક જ થઈ ગઈ. છતાં તે શાણી બાઈએ કાંઇક વિચારીને ધીરજથી કહ્યું 'તમે રાતે પહેલા પહોરે ઘરે આવજો.'

પછી તે પત્ર લીધા વિના પાછી ફરી અને સેનાપતિ પાસે આવી કહ્યું કે 'સોમભૂતિ મારા પતિનો પરદેશથી પત્ર લાવ્યા છે પણ મને આપતા નથી.' તે સાંભળી તેણે કહ્યુ 'વાહ, શું સુંદર તમારૂં રૂપ છે! તમારી વાત ન માનવી એ પણ માણસની ભૂલ છે. પણ એક વાત તમારે પણ મારી માનવી જોઇએ.' શીલવતી તેને બીજા પ્રહરનું આમંત્રણ આપી મંત્રી પાસે ગઇ ને પતિનો સંદેશપત્ર અપાવવાની અરજ કરી. મંત્રી ભાઈ મોહાઈ ગયા તેના રૂપમાં. તેણે પણ શય્યાભાગી થવાની વાત કરી. શીલવતી તેને 'ત્રીજા પ્રહરે ઘરે આવજો' કહી રાજા પાસે આવી. ઘરે ઘણી રાણી છતાં રાજા પણ તેના રૂપમાં લપટાયો, રાજાએ તો સંભોગની ઉઘાડી વાત કરી. શીલવતીને સંસારના ભૂખ્ય લોકોનું ઉઘાડું સ્વરૂપ આજે જ દેખાયું. જેને જુઓ તે જ ભીખારી, જે જુઓ તે ભીખ માગે! બળીયા છતાં દીન. બધુંય છતાં દુઃખીયા. તે રાજાને ચોથા પ્રહરે ઘરે આવવાનું આમંત્રણ આપી ઘરે આવી ને શાંતિથી બધી ગોઠવણ કરી પોતાની સાસુને કહ્યું 'તમારે મને રાત્રિના ચોથા પ્રહરે સાદ પાડી બોલાવવી.' એમ સંકેત કરી તે પોતાના કક્ષમાં આવી કામે લાગી.

રાત્રીના પ્રથમ પ્રહરે જ બ્રાહ્મણ આવ્યો. તેની સાથે વાતચીત ગેળ ટપ્પામાં જ તેણે પહેલો પહોર પૂરો કર્યો, ત્યાં સેનાપતિએ દ્વાર પર ટકોરા લગાવ્યા. શીલવતી બોલી 'સેનાપતિ આવ્યા' આ સાંભળી બ્રાહ્મણ થરથરી ઉઠયો. હાથ જોડી કહેવા લાગ્યો 'હવે મને બચાવ. નહી તો મારો સત્યાનાશ નિકળી જશે.' તેણે તરત જ લાકડાની પેટીમાં તેને પૂરી પેટી બંધ કરી સેનાપતિને આવકાર આપી આદરપૂર્વક તેનું સન્માન કર્યું ને ગપ્પામાં પ્રહર પૂરો કર્યો. સેનાપતિને લાગ્યું કે આખી રાત આપણી જ છે. પણ ત્યાં તો મંત્રીનો અવાજ આવ્યો. સેનાપતિનું તો લોહી જ ઉડી ગયું. તેને પણ બીજી પેટીમાં નાંખી મંત્રીને આવકાર્યા. તેની સાથે વાતોમાં પ્રહર પૂરો કર્યો ત્યાં રાજા આવ્યા. મંત્રીને પેટીમાં નાંખી રાજાને આવકારી ને બોલાવી બેસાડ્યા. ત્યાં સાસુનો

સાદ પડયો. 'સાસુ આવે છે માટે તમે થોડીવાર સંતાઇ જાવ' એમ કહી એક પેટીમાં રાજાને પૂર્યા. ને મળસ્કે બેઠી, મજાથી ઘાંટો પાડી રડવા. લોકો અને સગાં સંબંધી ભેગા થઇ કારણુ પૂછતાં તેણે કહ્યું 'મારા પતિના દુઃખમય સમાચારથી હવે રડું નહી તો શું કરું?' એટલે લોકો સમજ્યા કે શેઠ પરલોક પહોંચ્યા લાગે છે.'

શેઠને સંતાન નહોતું તેથી કોઇ ડાહ્યો રાજાને વહાલો થવા ગયો કે શેઠનું ધન લઇ લો. પણુ રાજાનો પત્તો જ નહી. મંત્રી પણુ કયાંય ન જડ્યા. અરે સેનાપતિની ભાળ પણુ ન મળી. કોઇ ન મળતાં યુવાન રાજકુમારને કહ્યું. તે તો તરત અધિકારીઓ સાથે આવી સમુદ્રદત્ત શેઠના ઘરે ઉભો રહ્યો. ઘરમાં ધન સંઘરવાનું બીજું તો કાંઇ સાધન ભાળ્યું નહી પણુ લાકડાની વજનદાર ચાર પેટી હતી તે ઉપડાવી મહેલમાં લઇ જઇ ઉઘાડી તો તેમાંથી રાજા, મંત્રી આદિ ચારે જણુા શ્યામ મોઢે બહાર નિકળ્યા. પ્રજાને ખબર પડતાં ઉશ્કેરાટ ફેલાયો. પરિણુામે રાજા પદભ્રષ્ટ થયા ને યુવરાજને ગાદીએ બેસાડવામાં આવ્યા અને મંત્રી, સેનાપતિ અને બ્રાહ્મણુને દેશનિકાલ કરવામાં આવ્યા. શીલવતીને ઘણી પ્રશંસા કરી સત્કારવામાં આવી.

આ પ્રમાણે ગુરુમહારાજના શ્રીમુખે ઉપદેશ સાંભળી કુમારચંદ્રે સ્વદારા સંતોષ-વ્રત આદર્યું અને દેવચંદ્રે દીક્ષા લીધી. દેવચંદ્રમુનિ તપસ્યામાં સાવધાન અને આરા-ધનામાં ઉપયોગી થયા.

એકવાર દેવચંદ્રમુનિ વિહાર કરતાં શ્રીપુરનગરની સીમાના કોઇ ઉદ્યાનમાં આવી રહ્યા. રાજા બનેલા કુમારચંદ્રને ખબર પડતાં જ તેમને વાંદવા દોડી ગયો. પાછા ફરી તેણે પોતાની રાણીને ભાઇ મહારાજ આવ્યાના અને પોતે વાંદ્યાના સમાચાર આપ્યા. રાણીએ નિયમ કર્યો કે કાલ દેવરમુનિને વાંદીને જ જમીશ.' સવારે તે મુનિને વાંદવા રસાલા સાથે ઉપડી પણુ માર્ગ વચ્ચે આવતી નદીમાં પૂર આવેલું હોઈ પાણીથી ઉભ-રાતી હતી. ઝરમર વરસાદ પણુ વરસતો હતો. આ જોઈ રાણીએ પાછી આવીને વાત રાજાને જણુાવી. રાજાએ કહ્યું 'રાણી! તમે નદીને કહેજો કે 'હે નદી! જે દિવસથી અમારા દેવર મહારાજે દીક્ષા લીધી છે, ત્યારથી અમારા પતિ બ્રહ્મચારી હોય તો અમને માર્ગ આપો.' આ સાંભળી રાણી વિચારમાં પડી. પોતાના પતિ બ્રહ્મચારી છે કે નહી તે વાત રાણી જાણુતી હોઇ તેને આશ્ચર્ય થયું. છતાં પતિનું વાકય હોઇ તે શંકા વિના નદી તરફ ચાલી. કહ્યું છે કે—

સતી સ્ત્રી પતિના વચનમાં, સેવક રાજાના આદેશમાં, શિષ્ય ગુરુના વાકયમાં અને પુત્ર પિતાના બોલમાં જો સંશય કરે તો તેઓ વ્રતનું ખંડન કરે છે. આમ ચિંતવીને રાણી નદીએ ગઇ અને નમ્રતાપૂર્વક પતિએ કહ્યા પ્રમાણે અંજલી જોડી બોલી. તત્કાળ નદીએ વહેણુ બદલ્યું ને માર્ગ થયો. રાણી સામે કાંઠે ઉતરી દેવચંદ્રમુનિ પાસે આવી. વંદનાદિ કરી ઉપદેશ સાંભળ્યો. રાણી અતિ આશ્ચર્યપૂર્વક નદીની વાત મુનિને કહી પૂછવા લાગી કે 'આ શું કહેવાય? તમારા ભાઇ બ્રહ્મચારી કેવી રીતે?' ઉત્તર આપતાં

મુનિએ કહ્યું 'મારા ભાઇ મારી સાથે દીક્ષા લેવા ઉત્સુક હતા, પણ જનતાના અનુગ્રહે રાજ્ય લેવું પડયું. વ્યવહારથી રાજ્ય અને સંસારનો ભોગવટો પણ આંતરવૃત્તિએ તેઓ સહુથી સાવ ન્યારા છે. તમારો સહચાર છતાં તે બ્રહ્મચારી છે.' કેમકે કાદવમાં રહેલા કમળની જેમ રાજાનું મન ઘર-સંસારથી નિર્લેપ છે. ઇત્યાદિ સાંભળી રાણીને સંતોષ અને આનંદ થયો.

પછી પોતાની સાથે લાવેલ ભોજન-સામગ્રીમાંથી મહારાજજીને વહોરાવી પોતે પણ એક તરફ જઇ જમી લીધું. પાછા ફરતા પાછી તેને વિમાસણ થઈ. ગુરુમહારાજે કહ્યું નદીને પ્રાર્થના કરજો કે 'દેવચંદ્રમુનિ દીક્ષા પછી સદા ઉપવાસી રહ્યા હોય તો માર્ગ આપો.' શ્રદ્ધાળુ રાણીને વિસ્મય થયો કે શંકા ન થઈ. તે ગઇ ને નદીએ માર્ગ પણ આપ્યો. તે મહેલમાં આવી. તેના આશ્ચર્યની અવધિ ન હતી. રાજાને બધી વાત જણાવી પૂછ્યું 'આજે જ અમારા હાથે અમે તમારા બંધુ મહારાજને આહાર વહોરાવ્યો. છતાં તેઓ ઉપવાસી કેવી રીતે?' રાજાએ કહ્યું 'રાણી! સાધુ મુનિરાજો નિર્દોષ આહાર સ્વાદ વિના લેતા હોઈ તેઓ સદા ઉપવાસી જ કહેવાય છે. કેવલ ઉત્તરગુણના વિકાસ-વૃદ્ધિ માટે આહાર લે છે. તેમ છતાં તેઓ ઉપવાસી છે. સિદ્ધાંતમાં પણ કહ્યું છે કે-નહી કરેલો, નહી કરાવેલો શુદ્ધ આહાર ધર્મના માટે વાપરતા છતાં મુનિને નિત્ય ઉપવાસનું ફળ મળે છે.

આમ પતિ અને દેવરની આંતરવૃત્તિ અને મહિમાને જાણી રાણીએ મન-વચન-કાયાથી શીલાદિ ધર્મની આદરણા કરી.

જેમ શીલવ્રતના મહિમાથી નદીએ માર્ગ આપ્યો તેમ આ વ્રતને ધારણ કરનારને સંસારસમુદ્ર પણ મોક્ષનો માર્ગ આપે છે.



## ૮૭. ચોથાવ્રતના અતિચારો.

થોડા સમય માટે રાખેલી વેશ્યાનો સમાગમ, કોઇએ પોતાની કરીને નહી રાખેલ વેશ્યાનો સમાગમ, પારકા વિવાહ કરાવવા, કામભોગમાં અત્યંત આસક્તિ-અનુરાગ તથા અનંગક્રીડા. આ પાંચ અતિચાર બ્રહ્મચર્યવ્રતના છે. તે જાણીને ત્યજવા.

ઇત્વરા એટલે અમુક સમયમર્યાદા સુધી કોઇ પણ દ્રવ્યાદિ આપનાર પુરુષ સાથે સંકળાયેલી હોય. તેવી વેશ્યાને પૈસા વગેરે આપી મર્યાદિત કાળ સુધી રખાત પત્ની તરીકે રાખવી. કોઇ અલ્પજ્ઞ માણસ પોતાની સ્થૂલ બુદ્ધિથી આ પ્રમાણે પૈસા આપી કોઇ વેશ્યાને મર્યાદિત કાળ માટે નક્કી કરી તેનું સેવન કરે અને વ્રતસાપેક્ષ-

વૃત્તિ રાખે કે મેં એને એ કાળ દરમ્યાન પત્ની કરી હતી. મારે તો પરસ્ત્રીનો ત્યાગ છે તેથી વ્રતને કશો વાંધો આવતો નથી.' પણ ખરેખર તો થોડો સમય પોતાની સમજી છોડી લીધેલી તે વેશ્યા પોતાની હોતી જ નથી. એમ તો એ થોડી થોડી વારે બીજાની થાય જે બીજાની જ ગણાય માટે વ્રતસાપેક્ષતાએ આ પ્રથમ અતિચાર જાણવો.

બીજા અતિચારમાં અનાત્ત સ્ત્રી–એટલે કોઈની પણ પત્ની નહી રહેલી–બનેલી સ્ત્રી, જેમકે વિધવા, વેશ્યા, ત્યક્તાદિ સ્ત્રીનો સહચાર કરવો તે. તેમાં એવી સમજણ હોય કે આ સ્ત્રી કોઇની ન હોઇ તે કાંઇ પરસ્ત્રી નથી, મારે તો પરસ્ત્રીનો ત્યાગ છે. આમ ધારણામાં જડતા કે અજ્ઞાનતાથી અતિચાર લાગે. જાણી જોઈને તો વ્રતભંગ જ થાય. આ બંને પરસ્ત્રીત્યાગની બુદ્ધિવાળાને અતિચાર અને સ્વદારા સંતોષવ્રતવાળાને માટે અનાચાર છે.

ત્રીજો અતિચાર પરવિવાહકરણ. પારકા સંતાનનો કન્યાદાનના ફળની અભિલાષા કે સંબંધ આદિ કારણે વિવાહ કરાવી આપવો તે ત્રીજો અતિચાર છે. શ્રાવકે તો પોતાના સંતાનની બાબતમાં પણ સંખ્યા મર્યાદા નિયત કરવાનો અભિગ્રહ કરવો જોઇએ. શ્રીકૃષ્ણ મહારાજા અને ચેડારાજાને સ્વસંતાનના વિવાહનો નિયમ હતો. અર્થાત્ ના છુટકે જ તેમાં પડતા હતા. આમાં વ્રતપ્રત્યેની આંતરિક સદ્ભાવના હોઇ તે અતિચાર કહેવાય. બાકી બ્રહ્મચર્યના મહત્ત્વને જાણનારા અબ્રહ્મ અને સંસારપોષક વ્યવહારથી સદા દૂર જ રહે છે. આ ત્રીજો અતિચાર.

વાસના–કામભોગની તીવ્ર અભિલાષા, કેમકે વિવેકી આત્માઓ સમજતાં હોય છે કે આ એક વેદજન્ય વેદના છે. કામસેવના દવાના ઉપચારની જેમ સમજવાની છે. દવા લેવાની કદી કોઇની ઉત્કટ અભિલાષા ન હોય. તીવ્રાભિલાષથી વ્રતની મલિનતા થાય છે. આ ચોથો અતિચાર.

અને પાંચમો અતિચાર–અનંગક્રીડા. એટલે કામસેવનનું અંગ નહી તે, જેમકે પરસ્ત્રી આદિનો સંભોગ ન કરે પણ તેના અન્ય અંગ સાથે ક્રીડા કરે. અધરચુંબન આલિંગન આદિ કરવાં અથવા સ્વસ્ત્રી સાથે કોકશાસ્ત્રાદિમાં બતાવેલ આસન પ્રયોગ કરવા તે પાંચમો અતિચાર.

ચોથાવ્રતના આ પાંચે અતિચારો સંભાળપૂર્વક ત્યાગવા. તેના અનુસંધાનમાં રોહિણીનું દૃષ્ટાંત આ પ્રમાણે છે.

## રોહિણીનું દૃષ્ટાંત.

પાટલીપુરમાં રાજા નંદ રાજ્ય કરે. ત્યાં ધનાવહ નામે એક શેઠ રહે. છે. તેમને રોહિણી નામની શીલસંપન્ન પત્ની હતી. શેઠ સમુદ્રમાર્ગે દ્વીપાંતર ગયા. રોહિણી ઘરે એકલી રહી. તે એકવાર ગોખમાં બેઠી હતી. ત્યાંથી નિકળેલા રાજાની નજર એ મુગ્ધ સુંદરી પર પડી ને રાજા મોહી પડચો. તેના જેવી નારી જાણે સંસારમાં કયાંય

નથી. ને તેના વગર બધું જાણે વ્યર્થ છે. તેણે તરત એક ચતુર દાસી ત્યાં મોકલી. દાસીએ આવી રોહિણીને પહેલા પોતાની ઓળખાણ આપી પછી નંદરાજાના વખાણ કર્યાં પછી કહ્યું 'રે રોહિણી! તારા તો ભાગ્ય ખીલી ઉઠયાં. તને નંદરાજા પોતે બાથમાં લઇ ભેટવા ઇચ્છે છે.' આ સાંભળી રોહિણીએ ચિંતવ્યું 'મૂઢાત્માઓ પોતાના કૂળના ગૌરવને સમજી શકતા નથી ને ગમે તેવી ઈચ્છા જણાવતા શરમાતા પણ નથી. ઉન્મત્ત હાથીને જેમ ઝાડને ઉખાડતા કાંઇ વિચાર ન આવે તેમ તેને મારૂં શિયળ નષ્ટ કરતાં કાંઇ વિચાર નહી આવે અને એને રોકનાર તો કોઇ જ નહી. એ ધારે તે કરે. થોડો વિચાર કરી તેણે દાસીને જણાવ્યું કે રાત્રે રાજા ભલે આવે, હું સ્વાગત કરીશ. દાસીના કહેવાથી રાજા ગેલમાં આવી ત્યાં પહોંચ્યો. રોહિણીએ નીચી નજરે સત્કાર કર્યો. મુખ્ય ખંડમાં સારા આસને રાજાને બેસાડયો.

રાજા માટે કહેલું–કેશરી પીસ્તાવાળું સ્વાદિષ્ટ દુધ બનાવવામાં આવેલું. ગોઠવણ પ્રમાણે એ દુધ થોડું થોડું જુદા જુદા કમરામાં મૂકાવેલું. વિભિન્ન વેષ પહેરનારી નારીઓ દ્વારા તેણે રત્નોનો, સોનાનો, ચાંદીનો, કાંસાનો અને તાંબાનો એમ પાંચ પ્યાલા રાજા પાસે મૂકાવ્યા અને ભિન્ન ભિન્ન ઓરડામાંથી દુધ મંગાવી જુદા જુદા તે કિંમતી પ્યાલામાં રાજાની સામે ભર્યું. આનંદમાં ડોલતા રાજાએ બધાંમાંથી ઘૂંટડા ભરી સ્વાદ માણ્યો. પણ સરખો સ્વાદ હોઈ રોહિણીને તેણે અચંભાથી પૂછયું 'સુંદરી! પાત્ર અને ગોઠવણ જુદી છતાં સ્વાદ તો એક જ છે. એક સ્વાદના પદાર્થને અલગ અલગ પાત્રમાં ભરવાથી કાંઇ નવો સ્વાદ આવી શકે નહી. આવી સાદી સમજની આ વાત છે. તે છતાં આ જાત–જાતના પ્યાલાઓ શા માટે?'

રોહિણીએ કહ્યું 'જી મહારાજ, સ્વાદ તો એકજ છે અને વાત પણ સાવ સાદી સમજની છે. પરંતુ વિવેક વગર એ સમજાય નહી. અને સમજાયા પછી એક જ વાસણનું પેય પૂરતું થઈ રહે છે, બીજા પાત્ર તરફ નજર પણ જતી નથી. જેમ પાત્ર અને વર્ણની ભિન્નતા છતાં રસમાં (સ્વાદમાં) ભિન્નતા નથી જણાતી. તેવી જ રીતે સ્ત્રીના નારીત્વમાં રૂપ કે વેશ આદિની ભિન્નતાથી કશો ફર્ક પડતો નથી. જેમ કોઇને ભ્રમણાથી એક ચંદ્રના અનેક ચંદ્ર દેખાય, પણ ખરેખર તો ચંદ્રમા એકજ હોય છે. તેમ કામુકતાના ભ્રમમાં અટવાયેલા માણસને એકજ નારી જાતિમાં અનેક નારીત્વ જણાય છે.'

રાજા તો આ જાજરમાન નારીનું ધૈર્ય ગાંભીર્ય ને જ્ઞાન જોઇ ચકિત થઈ ગયો. રોહિણીએ રાજાની સ્થિરતા જોઇ કહ્યું 'રાજાજી! તમને લિંગપુરાણની પેલી પ્રસિદ્ધ વાત ખ્યાલમાં હશે. પેલો તાપસ મહિના સુધી આહાર વિના ઉપવાસ કરતો અને માત્ર કંદમૂળ ખાઇ પારણું કરતો. એ તાપસ તાપસી ભોગવવાની ઇચ્છા થતાં બારણામાં મોઢું નાંખી મર્યો હતો' રાજાએ કહ્યું 'તે તાપસની કથા હું નથી જાણતો.' રોહિણીએ માંડીને કથા કહેવા માંડી.

સેલકપુરના ઉદ્યાનમાં કુટિની અંદર એક તાપસ મહિનાના ઉપવાસના પારણે મહિ-

નાના ઉપવાસ કરતો રહેતો હતો. ત્યાં એક દિવસ કોઈ તપસ્વિની આવી ચડી. સાંજ પડી ગઈ હોઈ તાપસે તેને આગ્રહ કરી રાતવાસો રોકી. બ્રહ્મચર્યની સુરક્ષા માટે પોતે બહાર રહી પર્ણકુટી તપસ્વિનીને આપી કહ્યું 'રાત્રે સૂતી વખતે બારણા સારી રીતે બંધ કરજો. અહીં એક રાક્ષસ વસે છે. તમારી પાસે આવવા કદાચ તે મારા જેવો અવાજ કાઢી તમને બોલાવશે, જાત-જાતની વાતો કરશે. પણ તમે બારણું ખોલશો નહી. જો ખોલ્યું તો તમારા શરીરને તે ખાઇ જશે.' એમ કહી તાપસ મઠની બહાર સૂતો. તાપસી બારણા બરાબર બંધ કરી સૂઇ ગઈ. અહીં તાપસને તાપસીના વિચાર આવવા લાગ્યા. ચિત્ત ચકડોળે પડયું. ચંચળતા વધતી ગઈ. તેણે ઘણા વાના કર્યાં મઠમાં પહોંચવાના, બહાના પણ કાઢચા અંદર આવવાના. પણ વાસનાના જોરને જાણનાર એ તાપસે પહેલાથી જ શીલરક્ષાનો ઉપાય કરી લીધેલ, તેનો તેને પશ્ચાત્તાપ પણ થવા લાગ્યો. ઉંઘ તો ગઈ, જપ પણ ગયો. છેવટે બારણામાં કાણું પાડયું ને માથું અંદર નાખ્યું. તાપસીએ બચવા માટે બારણાને જોસથી દબાવતા તાપસનું ગળું તેમાં ભીંસાયું ને મૃત્યુ પામ્યો. શીલનું પાલન જળવાઇ રહેવાને કારણે તે દેવ થયો. મઠ પાસે એકત્રિત થયેલ જનસમૂહ સામે પ્રત્યક્ષ થઇ તેણે સઘળી વાત કહી બતાવી ને મૈથુનત્યાગની સહુને ભલામણ કરી, સ્વર્ગે ગયો.

તથા હે રાજા! વિષ્ણુપુરાણમાં જણાવ્યું છે કે-બનારસ (વારાણસી) નગરમાં ગંગા કિનારે નંદ નામનો તાપસ વર્ષોથી ઘોર તપ કરતો. એકવાર ગંગામાં નહાતી કોઈ સ્ત્રીને જોઈ તે મુગ્ધાનો અભિલાષી થયો. તેનું મન તેમાં લટ્ટુ થતાં તેણે તે યુવતિનો પીછો પકડયો અને પાછળ પાછળ ઠેઠ તેના ઘેર પહોંચ્યો. નિર્લજ્જ થઈ સંભોગની ચોક્ખી માગણી પણ કરી તે ગરીબ બાઇએ કહ્યું 'હું તો ચંડાલિની છું. આપ તો મોટા મહાત્મા કહેવાઓ, મારા જેવી નીચસ્ત્રી સાથે તમે રમણ કરો તે ઉચિત નથી.' પણ કામના આવેશમાં આવ્યા પછી માણસને કયાં વિચાર જ આવ્યો છે. તેણે બાઇને લીધી બાથમાં ને બધું વિસરી તેને ભોગવી. મદ ઉતરી ગયો ત્યારે તેને શાન આવી કે ઘોરપાપ ને મહાઅનર્થ કરી નાખ્યો. શરમથી શ્યામ બનેલો તે વિષયારસને ધિક્કારતો પાછો ફર્યો પણ આ કુકર્મથી તેને પોતાની જાત પર ઘૃણા થઈ અવી. અંતે તે પત્થર પર માથું પછાડી મરણને શરણ થયો.

મરતાં મરતાં તે બોલ્યો :

श्री-राम! राम! धिग् धिग् मे, जन्मनो जीवितस्य च।
यस्तपो दुश्चरं तप्त्वा चांडालीसंगमं गतः ॥ १ ॥

અર્થઃ રામ, રામ, મારો જન્મ અને જીવન બંને ધિક્કારને પાત્ર છે. જે ઘોર તપસ્વી હતો. તેનું પતન ચાંડાલીથી થયું.

શ્રી તીર્થંકરદેવે પણ કહ્યું છે કે 'કિંપાક નામનાં દેખાવડા, સુગંધી ને મધુરા

ફળો મનને ગમે તેવા હોય છે, પણ તેને ખાનાર અવશ્ય મૃત્યુ પામે છે, તેમ વિષય-ભોગ ભોગવતાં સારાં લાગે છે પણ પરિણામે સંસારના મહાદુઃખો ને જન્મ-મૃત્યુનો મોટો વધારો કરે છે' ઇત્યાદિ રોહિણીના આધ્યાત્મિક વચનો સાંભળી રાજાએ રોહિણીની ઘણી પ્રશંસા કરી, પોતાની ઘેલછા માટે પશ્ચાત્તાપ કરી કહ્યું 'રોહિણી તું અમારા દેશનું ગૌરવ છે. હલકી વાતો કહેનારા આ સંસરમાં ડગલે ને પગલે પડયા છે પણ હિતની વાત કરનાર કયાં મળે ? ઇત્યાદિ શ્લાઘા કરી સ્વદારાસંતોષ વ્રત લઈ રાજા મહેલે આવ્યા.

કેટલાક વખત પછી ધનાવહશેઠ ઘણી કમાણી કરી ઘરે આવ્યા. કોઇના મોઢે રાજાના આગમનની વાત સાંભળી શેઠને શંકા થઈ કે અહીં આવેલો રાજા આવી યુવાન રૂપાળી એકલી સ્ત્રીને છોડે નહીં' શેઠનું મન રોહિણી પરથી ઉતરી ગયું. આખી રાત તેણે પડખા ઘસીને કાઢી. રોહિણી સાથે બોલવાનું મન પણ થતું નહી. આમ કરતાં એકવાર નદીમાં પૂર આવ્યું ને તેમાં આખુંય નગર ઘેરાઇ ગયું. જનતા ભયથી ધ્રૂજવા લાગી. કોઇ રીતે પાણી ઉતરે નહી ને સપાટી ભયજનક સ્થિતિએ પહોંચી. રોહિણીને પતિ વ્યવહારથી ઘણું લાગી આવતું. તેણે પ્રયત્નો કર્યા પણ છેવટે ધર્મ પર આસ્થા રાખી બેઠી. ભાગ્યજોગે પોતાના સતની કસોટીની ક્ષણ મળી માની તેણે ગોપુર (ગઢ) ઉપર ચઢી હાથમાં અર્ઘ્યાદિ લઈ કહ્યું 'હે નદી દેવી ! જો ગંગાના પાણીની જેમ મારું શિયળ સ્વચ્છ હોય તો તારા જળ નગરથી દૂર લઇ જા.' નગરલોકની સમક્ષ આટલું બોલતાં આશ્ચર્યજનક રીતે પાણી પાછું ઉતરવા લાગ્યું ને થોડીવારમાં તો નદી કાંઠાની મર્યાદામાં વહેવા લાગી. ધનાવહ શેઠ પણ ઘણા રાજી થયા. તેણે શિયલ ધર્મને પ્રણામ કર્યાં. જનતામાં સતીના સતીત્વનો જયજયકાર થયો. શેઠ પોતાની ઉતાવળી બુદ્ધિ માટે લજ્જિત બન્યા ને સ્નેહી થયા.

આ પ્રમાણે મહાસતી રોહિણી શીલવ્રતની દૃઢતાને કારણે જૈનશાસનની પ્રભાવના કરી પોતાના માનવજીવનને કૃતાર્થ કરી સુકૃતની મહાન પ્રતિષ્ઠા પામી. માટે સહુએ મનની ક્ષણિક ચાલમાં ન આવી શીલધર્મને દૃઢતાથી વળગી રહેવું.



## ૮૮. સર્વયત્ને બ્રહ્મચર્યનું રક્ષણ કરવું.

શિયળ=બ્રહ્મચર્ય જ જ્ઞાન આદિ ધર્મનો પ્રાણ છે. જેમ પ્રાણહીન શરીરની અંતિમ-ક્રિયા જ કરવાની શેષ રહે છે, તેમ બ્રહ્મચર્ય વિનાના ધર્મની નાશ જ ગતિ છે. શીલ-વાનની પવિત્રતા સંસારપ્રસિદ્ધ છે. જેઓ યત્નપૂર્વક શીલને સાચવે છે. તેમની કીર્તિ ત્રણ લોકમાં ફેલાય છે.

જ્ઞાન-દર્શન-ચારિત્ર સ્વરૂપ ધર્મ છે અને એ ધર્મ શીલથી જ જીવતો છે. તેના વિના ધર્મ એ વ્યર્થ-વિડંબના માત્ર છે. જ્યાં બ્રહ્મચર્યને મહત્ત્વપૂર્ણ સ્થાન નથી અપાયું ત્યાં ધર્મ એક રંગીન ધોખો સિદ્ધ થયેલ છે. શિયળની રક્ષાથી તન, મન અને આત્માનું આરોગ્ય સચવાય છે. અન્યગ્રંથોમાં પણ કહ્યું છે કે 'હે યુધિષ્ઠર! એકરાત્રિ પણ બ્રહ્મચર્ય પાળનારને જે ગતિ મળે છે તે હજારો યજ્ઞ કરાવનાર પણ મેળવી શકતો નથી.'

જિનેન્દ્રપરમાત્માના ધર્મશાસન અને આગમગ્રંથાદિમાં બ્રહ્મચર્યની સુરક્ષા માટે ઘણી જ ઝીણવટભરી સમજણ આપવામાં આવી છે. સ્ત્રીના પુરુષે અને પુરુષના સ્ત્રીએ ગુહ્યાંગ તરફ દૃષ્ટિ નાખવી નહી. અન્ય અંગોને વિકારબુદ્ધિએ જોવા નહી. તે રાગનું કારણ હોવાથી તેનો સ્પર્શ ન થાય તેવી સાવધાની રાખવી અને સ્પર્શ થઇ જાય તો રાગને આંદોલન થવા ન દેવો. જાણ્યે-અજાણ્યે રૂપ જોવાય છતાં સમજુ જીવે રાગ કરવો નહીં. રાગની આ પ્રાથમિક દશા આગળ જઇ માણસને બિચારો અને દીનહીન બનાવે છે.

સર્વાંગીણ માનસિક અને તેની સ્વસ્થતા માટે કેટલીક વધારે સમજણની જરૂર પડે છે. કેટલીક પરિસ્થિતિ અને કાર્યથી માણસે સાવચેત અને છેટાં રહેવાની પણ આવશ્યકતા રહે છે. જેમકે ગાયના મૂત્રની જરૂર પડતાં અપરિપક્વ માણસ ગાયની યોનીનું મર્દન કરે. એ રીતે ગાયને મૂત્ર કરવા તૈયાર કરતાં માણસનું માનસિક તંત્ર ખરાબ થવા સંભવ છે. તેમ ન કરતાં ગાય મૂતરે ત્યારેજ ગ્રહણ કરવાની વ્યવસ્થા કરવી વગેરે.

આવા હીન વિચારો પોષવા નહીં અને કોઇને નિરાવરણ જોવાની કલ્પના કરવી નહીં. આમ કરવાથી માનસિક સ્વસ્થતા ને સમતુલા ખોરવાઈ જાય છે. આવાં કે સંયોગના સ્વપ્ના આવે તો પણ તરત ઉઠી ઇરિયાવહી પડિક્કમી 'સાગરવરગંભીરા' સુધીના ચાર લોગસ્સનો કાઉસ્સગ્ગ કરવો. સ્ત્રી આદિ સાથે બોલચાલમાં પણ વિવેકપૂર્વક સાવધાની રાખવી ને નિવૃત્તિ કેળવવી. આ રીતે જો આત્માઓ બ્રહ્મચર્યવ્રતને પાળે છે, તેમની કીર્તિ ત્રણ લોકમાં પ્રસરે છે. આ સંદર્ભમાં જિનપાલનું ચરિત્ર પ્રેરક છે.

## જિનપાલ ચરિત્ર.

ચંપાનગરીમાં માકંદ નામના વણિક વસતા હતા. તેમને ભદ્રસ્વભાવની ભદ્રા-નામની ધર્મપત્ની હતી. તેમને જિનપાલ અને જિનરક્ષક નામના સુંદર ને ચતુર પુત્રો હતા. બંને ભાઇઓએ અગ્યાર વાર સાગર ખેડી અનર્ગળ ધન પ્રાપ્ત કર્યું હતું.

સમુદ્ર પાણીથી નથી ધરાતો તેમ માણસ ધનથી કદી ધરાતો નથી. તેઓ બારમી વાર પાછા તૈયાર થયા. આગ્રહ કરી માતાપિતાને મનાવ્યા. વહાણો ભર્યાં ને અફાટ સાગરની સપાટીએ ચાલી નિકળ્યા. આગળ જતાં સમુદ્રમાં તોફાન આવ્યું. તેમાં ઘસ-ડાઇને તે વહાણ મોટી ચટ્ટાન (ભેખડ) સાથે ભટકાઇ ભાંગી ગયું. બંને ભાઇઓ એક ફલકને વળગી તણાતાં તણાતાં રત્નદ્વીપને કિનારે પહોંચ્યા. વેરાન વનમાં સુંદર વાવડી

જોઈ તેઓ તેમાં સ્નાનાદિ કરવા લાગ્યા ત્યાં રહેતી કોઈ દેવીએ તે યુવાન અને સ્વસ્થ વણિકપુત્રોને પોતાની સાથે વિષયક્રીડા કરવા કહ્યું. 'તેમ નહી કરો તો તમારા માથા ઉતારી લેવામાં આવશે.' તેમ કહી તેમને તૈયાર કર્યા, તેમના શરીરના અશુભ પુદ્‌ગલો દૂર કરી–શુભનું સંક્રમણ કરી તે દેવી તેમની સાથે ભોગો ભોગવતી કાળ વીતાવવા લાગી.

એકવાર ઈન્દ્રનો લવણસમુદ્રની સફાઈ માટે આદેશ થતાં તે દેવીએ ત્યાંથી જતાં જિનપાલ–જિનરક્ષિતને કહ્યું 'તમે બધે જજો, પણ દક્ષિણ તરફના વનમાં ન જશો, કેમકે ત્યાં એક એવો સર્પ રહે છે કે તેની દૃષ્ટિ પડતાં જ માણુસ બળી જાય.' તેમણે હા પાડી. માણુસનું મન વિચિત્ર છે. તેને જેની ના પાડવામાં આવે, તેનું જ તેને જબ્બર ખેંચાણ થાય. દેવીના ગયા પછી તેમણે કૌતૂકવશ દક્ષિણના અરણ્યમાં જ ચાલવા માંડયું. સાવધાની પૂર્વક આગળ જતાં તેમણે હાડકાનો એક ઢગલો જોયો. તેની સમીપમાં જ એક માણુસને શૂલમાં પરોવેલો, મૃતપ્રાયઃ અવસ્થામાં જોયો. તેની પાસે જઈ તેમણે પૂછતાછ કરતાં જાણ્યું કે તેમના આવતા પૂર્વે દેવી આની સાથે વિલાસ માણુતી હતી.

હવે તેણે જ આને શૂલીમાં પરોવી દીધો હતો. ભયભીત થયેલા બંને ભાઈઓ સમજી ગયા કે આપણી પણ આજ ગતિ થવાની. છેવટે તે જ માણુસને તેમણે પૂછયું કે 'કોઈ બચવાનો ઉપાય ખરો?' તેણે કહ્યું 'હા ઉપાય છે. અહીંથી પશ્ચિમ દિશાએ દૂર એક શૈલક નામે યક્ષરાજ છે. પર્વતિથિએ તે ઉચ્ચ સ્વરે બોલે છે કે 'હું કોને તારૂં ને કોને પાળું?' તમારે ત્યાં જઈ તેની રોજ પૂજા કરવી અને જ્યારે તે બોલે ત્યારે તમારે વિનયપૂર્વક કહેવું કે 'હે યક્ષરાજ! અમને તારો ને અમને જ પાળો.' ઈત્યાદિ કહી થોડીવારે તે મૃત્યુ પામ્યો. તે બંને ભાઈએ તેના કહ્યા પ્રમાણે કર્યું. યક્ષે કહ્યું 'તે વ્યંતરી અતિકામી ને દુષ્ટ છે. પણ તમે સમયસર ચેતી ગયા છો ને તમને અનુકૂળતા મળી છે માટે આ મારા બનાવેલા ઘોડા પર બેસી ભાગવા માંડો. પણ પણ યાદ રાખજો, સમુદ્ર ઉપરથી જતાં જોઈ એ તમારી પાસે આવશે ને તમને ભોળવવા પ્રયત્ન કરશે. પણ તમે એની વાતમાં આવશો નહી. જો જરાપણ ક્ષોભ પામ્યા તો તરત પાણીમાં પડશો ને ભૂંડા હાલે માર્યા જશો.

સમય આવ્યે ક્રૂર નારી પણ એવી મનોરમ બની શકે છે ને એવો ડોળ દેખાવ કે શબ્દો બોલી શકે છે કે મોટા મહારથી પણ ત્યાં થાપ ખાઈ જાઈ છે. બધું કાર્ય સરલ છે પણ રાગ જીતવો એ સંસારનું મોટામાં મોટું ને અઘરામાં અઘરું અટપટું કામ છે. યક્ષની બધી શીખામણ સારી રીતે સમજી લીધી. અને કહ્યું કે–કોઈ પણ રીતે તે વ્યંતરીથી અમારું મન પીગળશે નહીં'

યક્ષે ઘોડો વિકુર્વ્યો ને બંને ભાઈ સવાર થઈ ચાલ્યા. દેવીને ખબર પડતાં જ તે તેમની પાછળ દોડી. મધુર આલાપ કરતી બોલી 'તમે તો મારા પ્રાણુથીય પ્યારા છો તમારા

વિના હું જીવી જ કેમ શકીશ? સંસારની સઘળી સમૃદ્ધિ તમારા ચરણે ધરીશ. તમારા જવાના સમાચાર માત્રથી મારી કેવી દશા થઇ ગઈ છે. જરા જૂઓ તો ખરા. રડી રડીને આંખો પણ સોજી ગઈ છે. કદાચ મારાથી કોઇ અપરાધ થયો હોય તો તમે મોટું મન રાખી ક્ષમા આપો. ઈત્યાદિ શબ્દો સાંભળી જિનરક્ષિતનું મન ચંચળ થયું. તેનું મન વિષયાસક્ત થતાંની સાથે ઘોડાએ તેને ગબડાવી નાખ્યો. દેવીએ તેને પકડી ખડ્ગથી લોહી લોહી કરી સમુદ્રમાં નાંખ્યો ને માછલા ખાઈ ગયા. પરંતુ દૃઢમનવાળા જિનપાલે સ્વસ્થ રહી તેની સામું જોયું નહીં ને તેની વાત સાંભળી પણ નહીં. તેથી ઉપદ્રવ વિના ચંપાનગરી પહોંચ્યો. ને ઘોડો પાછો ફર્યો.

જિનપાલે ઘરે આવી બધી બીના મા-બાપાને જણાવી. પોતે વૈરાગ્યવાસિત થઈ શ્રી મહાવીરપ્રભુના હાથે દીક્ષા લીધી પ્રાંતે સૌધર્મસ્વર્ગે દેવ થયો. ત્યાંનું આયુષ્ય પૂર્ણ થયે મહાવિદેહમાં મુક્તિ પામશે.

આ દૃષ્ટાંતનો તાત્ત્વિક ઉપનય શ્રી જ્ઞાતાજી નામના છઠ્ઠા અંગસૂત્રમાં સવિસ્તર જણાવેલ છે. તેનો સાર આમ છે. જેઓ સંસારમાં નિરંતર ભોગાકાંક્ષા રાખે છે તેઓ દુરંત સંસારસાગરમાં પડે છે. અને જેઓ તેથી બચે છે તેઓ પાર પામે છે. આ સંસારી જીવના દુઃખોનો પાર નથી. તેને માત્ર જિનેશ્વરદેવની આજ્ઞાતુલ્ય શૈલકયક્ષના ઘોડાને આધાર છે. સમુદ્ર તેજ સંસાર છે. પોતાનું ઘર તે જ મોક્ષસ્થાન છે. તે વ્યંતરી એટલે મોહિની, તેમાં લોભાય તે જિનરક્ષિતની જેમ ડૂબી મરે. અનંત જન્મ મરણ પામે. જે ક્ષુબ્ધ ન થાય તે જિનપાલિતની જેમ હેમખેમ પાર ઉતરી ઘરે પહોંચે. અર્થાત્ મુક્તિ પામે.

એટલે કે રત્નદ્વીપની દેવીમાં અત્યંત આસક્તિ ને ભોગની તૃષ્ણાનાં કારણે જિનરક્ષિત દ્રવ્ય અને ભાવથી ડૂબ્યો, ત્યારે જિનપાલ મહાવીરપ્રભુની સભામાં યશના ભાગી થયા.



## ૮૯. જેમ પ્રાણ જાય ને કાંઇ ન બચે. તેમ ચોથું વ્રત ભાંગતાં એકે વ્રત ન બચે.

व्रतानामपि शेषाणां चतुर्थव्रतभंगके ।
लीलया भेदतामाहुः, तस्माद् दुःशीलतां त्यज ॥१॥

અર્થ:-બ્રહ્મચર્યવ્રતનો ભંગ થતાં બાકીનાં બધાં વ્રતો સ્હેજે ભાંગી જાય છે. માટે હે જીવ! દુઃશીલતાનો ત્યાગ કર.

વિશેષાર્થ:-બ્રહ્મચર્યવ્રત ભાંગતાં શેષ પ્રાણાતિપાતાદિ વ્રતો અવશ્ય ભાંગે છે. તે બાબતમાં શ્રી જિનેન્દ્રદેવો ફરમાવે છે કે 'સ્રીની યોનિમાં બે લાખથી ઉત્કૃષ્ટ નવ લાખ

સાંભળી વિજય આંખો ફાડી સખેદ વિજયા સામે જોઈ જ રહ્યા. ને ચિંતિત થઇ એક બીજા એક બીજાની સ્થિતિ, ભાવી ગૃહસંસાર ને તેની ઉર્મીના વિચારે ચડયા. થોડી વારે સ્વસ્થ થઈ વિજયા બોલ્યા 'આર્ય! તમે બીજું લગ્ન કરી લો. મને મારી નહીં તમારા સંસારની ચિંતાથી ગ્લાનિ થાય છે.'

વિજયશેઠે કહ્યું 'મને તારો વિચાર આવે છે. મારે તો દીક્ષાની ભાવના હતી, પણ પુણ્ય નબળા હશે. વિષયથી તો ક્લેશ જ થાય છે. કાંઈ તે આરોગ્ય કે દીર્ઘાયુનું કારણ નથી. તેથી તેજ, પ્રભુત્વ કે શ્રેષ્ઠત્વ સાંપડતું નથી. તે માત્ર ચંચળ મનની ઉત્સુકતા જ છે.' ઇત્યાદિ અધ્યાત્મની સમજભરી વાત વિજયશેઠે કરી.

શ્રી વિશેષાવશ્યકવૃત્તિમાં કહ્યું છે કે 'પ્રેતની જેમ સ્ત્રીના શરીરને વળગી, પોતાના સર્વ અંગ-ઉપાંગને મહાપરિશ્રમ ઉપજાવી જે જીવો રતિક્રીડા કરે છે તેમને તે સમય પૂરતા પણ સુખી શી રીતે કહેવાય?'

માટે વિજયશેઠે પત્નીને કહ્યું 'ભદ્રે! પશુ-પક્ષીને પણ વિષય તો સાવ સુલભ છે. તેમાં શું મહત્ત્વ છે? આ જીવે દેવ વગેરેના ભવમાં અસંખ્યકાળ સુધી પાર વિનાના વિષયો ભોગવ્યા છે. ગુરુ મહારાજો કહે છે કે 'કલ્પવાસી દેવોને એક વારના વિષયસેવનમાં બે હજાર વર્ષ વીતી જાય છે. તેથી નીચલા દેવોને પાંચસો પાંચસો ઓછા વર્ષ પર્યંત એકવારનો ભોગવટો ચાલે છે એટલે જ્યોતિષ્કદેવોને દોઢહજારવર્ષ, વ્યંતરદેવોને હજારવર્ષ અને અસુરકુમારાદિ ભુવનપતિદેવોને એકવાર વિષય ભોગવતા પાંચસો વર્ષ વીતી જાય છે. હે કમલનયન! પદાર્થજન્ય સુખ ક્ષણિક, પરના સંયોગ પર આધારિત સુખ વસ્તુતઃ તો દુઃખ જ છે. કેમકે તે મનના સંકલ્પ અને ઉપચારથી પેદા થયેલું છે. કહ્યું છે કે-જેમ આફરો ચડયો હોય કે સન્નિપાતાદિ રોગ થયો હોય ત્યારે, કવાથ વગેરેના ખોટા ને ઉંધા ઉપચાર કરવાથી તે દુઃખ માટે જ થાય છે. તે વિષયાસેવન પણ ખોટો ને ઉંધો ઉપચાર હોઈ દુઃખ માટે જ થાય છે.

એટલે કે-તે સુખ નથી પણ સુખાભાસ છે. પરાધીન બધું દુઃખ જ છે. સ્વાધીન સુખ તો માત્ર સિદ્ધપરમાત્મા જ માણે છે. આત્માનંદમાં અવરોધ કરનારા, શાતા કે અશાતા વેદનીયકર્મથી ઉદ્દભવેલા, સંયોગ-વિયોગના સ્વભાવવાળા, ખરાબ અંતવાળા આ માની લીધેલા સુખને સુખ કેમ કહેવાય? શાતા કે અશાતા તો સોના કે લોઢાની બેડી પહેરવા જેવું, સાચું સુખ તો શાતા-અશાતા બંનેના આત્યંતિક અભાવથી જ ઉત્પન્ન થઇ શકે, સંસારમાં દેહ અને ઇંદ્રિયની અનુકૂળતાને સુખ કહેવામાં આવે છે. પરંતુ ખરેખર તો સર્વ દુઃખ અને ક્લેશનું મૂળ કારણ જ શરીર અને ઇંદ્રિયો છે. માટે મારું મન વિષયોમાં મુંજાતું નથી. તે માટે કહ્યું છે છે કે—

विषस्य विषयाणां च पश्यतां महदन्तरम् ।
उपभुक्तं विषं हन्ति, विषयाः स्मरणादपि ॥१॥

અર્થ:-અરે વિષ અને વિષયનું અંતર તો જુઓ કેટલું મોટું છે? (લોકો સમજ્યા વિના વિષ સાથે સરખાવે છે.) વિષ તો ખાધું હોય ને જઠરમાં પહોંચી જાય તો મૃત્યુ થાય પરંતુ વિષયો તો સ્મરણમાત્રથી મારી નાંખે છે. માટે હે મહાભાગ! તારા પણ સારા ભાવ ને ઉત્તમ નિયમ છે. માટે આપણે બંનેને અચિંત્ય શીલપાલનનો લાભ મળી ગયો છે. આપણે ગંગા જેવું નિર્મળ શિયળ મન-વચન-કાયાથી જીવન-પર્યંત પાળશું. કોઇને જણાવશું નહી, તેમ છતાં આપણી વાત જે દિવસે ઉઘાડી પડશે તે દિવસે આપણે અવશ્ય સંયમ લેવું. આવો અટલ નિર્ણય લઇ તે બંને પોતાના પ્રાણની જેમ શિયલનું રક્ષણ કરવા લાગ્યા. તેઓને એક જ પલંગમાં સાથે સૂવું પડતું છતાં તેમનામાં કદી ચંચળપણું કે બાલીશપણું આવ્યું ન હતું. તેઓ એટલા નિર્મળ સત્ત્વશાલી થયાં કે એક શય્યામાં સાથે સૂતાં શરીરનો કદી સ્પર્શ થતો તો પણ તેમને કદી કામ ઉદ્દિપ્ત થતો ન હોતો. તેઓ એકાંતમાં બેઠા હોય ત્યારે પણ શીલગુણની, તેના માહાત્મ્યની કે તેને આચરનાર મહાપુરુષોની જ કથની તેઓ કહ્યા-ગાયા કરતા. આવી રીતે ભાવસંયમીનું જીવન જીવતા કેટલોક સમય ચાલ્યો ગયો.

એવામાં એકવાર ચંપાનગરીમાં વિમળસેન નામના કોઇ કેવળજ્ઞાની મુનિ પધાર્યા. દેશનાના અંતે ત્યાંના નગરશેઠ જિનદાસે કહ્યું 'ભગવન્! મેં એવો અભિગ્રહ કર્યો છે કે-ચોર્યાશી હજાર સાધુ મહારાજોને પારણું કરાવવું. આ મારી અભિલાષા ક્યારે પૂર્ણ થશે?' કેવળી ભગવંતે કહ્યું 'ભાગ્યશાલી! આટલા બધા સુપાત્ર સાધુઓનો યોગ તમારા ઘરે કેવી રીતે થઈ શકે? માનો કે કદાચ દૈવયોગે એ સંભવિત થાય પણ એટલા બધા મુનિરાજોને તમારા ઘરેથી શુદ્ધ આહાર-પાણી ક્યાંથી મળી શકે?' આ સાંભળી ખિન્ન થયેલા શ્રાવકે પૂછ્યું 'મારી આ ભાવના દરિદ્રીના મનોરથની જેમ નિષ્ફળ જશે? તો મને સદા માટે અસંતોષ રહેશે. કોઈ ઉપાય હોય તો કહો ને' તે કેવળી ભગવંતે કહ્યું 'ભલા શ્રાવક! કચ્છ દેશમાં મહાભાગ્યશાલી વિજયશેઠ અને વિજયાશેઠાણી નામે પતિ-પત્ની રહે છે. તેમની તમે આહારાદિથી ભક્તિ કરશો તો ચોર્યાશી હજાર સાધુ મહારાજના પારણા જેટલો લાભ મળશે. કારણ કે શુક્લ અને કૃષ્ણ એમ બંને પખવાડીયા બ્રહ્મચર્યવ્રત ધારણ કરનાર દંપતીને ભોજન કરાવ્યાથી ચોર્યાશી હજાર સાધુઓને પારણું કરાવ્યાનો લાભ મળે છે.'

આ સાંભળી શેઠે વિજયશેઠનો સંપૂર્ણ વૃત્તાંત જાણ્યો ને ઉત્કટ ભક્તિવાળા હૃદયે તેઓ કચ્છમાં આવ્યા. વિશિષ્ટ પ્રકારે દંપતીની ભક્તિ કરી અને તેમનું અતિ-દુષ્કર વ્રત તેમ જ જીવનની ઉત્તમતા તેમણે મોટા જનસમૂહમાં પ્રગટ કરી. વિજય-શેઠના માત-પિતા પણ આ વાત જાણી આશ્ચર્ય પામ્યા. જિનદાસશેઠ મનોરથ પૂરા કરી ઘરે પાછા ફર્યા. વિજયશેઠ વિજયા શેઠાણીએ પોતાની પ્રતિજ્ઞા પૂર્ણ થતા દીક્ષા લીધી ને મુક્તિ પણ પામ્યા. આમ શીલના માહાત્મ્યથી તે પતિ-પત્ની હજારો મુનિ કરતા વિશેષતાને પામ્યા. માટે સર્વ સુખનું કારણ ને સર્વ દુઃખનું નિવારણ કરતા શીલવ્રત પાળવામાં સહુએ ઉદ્યમ કરવો.



****

જેટલાં બેઈંદ્રિય (ત્રસ) જીવો હોય છે, તે પુરુષના સંયોગે જેમ પોલા વાંસની રૂ ભરેલી ભૂંગળીમાં તપાવેલો સળીયો નાંખતાં રૂ બળી જાય તેમ તે જીવોનો નાશ થાય છે. એક પુરુષે એકવાર ભોગવેલી સ્ત્રીના ગર્ભમાં એકી સાથે ઉત્કૃષ્ટથી નવ લાખ ગર્ભજ જીવો (મનુષ્યો) ઉત્પન્ન થાય છે. તેમાંથી કોઇકવાર બળવાન આયુવાળા એક-બે આદિ જીવી જાય બાકીના મૃત્યુ પામે છે. આની રીતે પ્રથમ વ્રતનો નાશ. કામી સ્હેજે ખોટું બોલે છે. તેથી બીજું વ્રત પણ જાય. નીતિમાં કહ્યું છે કે 'વણિક, વેશ્યા, ચોર, જુગારી, વ્યભિચારી, દ્વારપાળ અને દારુડીયો આ બધા જુઠાણાના ઘર કહેવાય છે. પારકી સ્ત્રી ભોગવનારને ત્રીજું વ્રત ખંડિત થાય જ. સ્વસ્ત્રી સાથે પણ અબ્રહ્મ સેવનારને તીર્થંકર અદત્ત લાગે જ છે. મંડલાધિપતિ આદિથી સ્વામી અદત્ત તથા ગુરુ અદત્ત તેમજ જીવ અદત્ત પણ લાગે જ. માટે ત્રીજા વ્રતનું ખંડન અને ચોથા વ્રતનો નાશ તો ઉઘાડો છે જ. પાંચમા પરિગ્રહ ત્યાગ વ્રતના ભંગ વિના તો સ્ત્રીનો સંબંધ જ સંભવે નહી, દંડકાચાર ગ્રંથકાર કહે છે કે 'જેણે પોતાને સ્ત્રીસંગમાં નાંખ્યો તેણે નવે વાડનો ભંગ કર્યો અને દર્શનગુણનો ઘાત કર્યો. તેના ભંગે સર્વ વ્રતો ભંગ થાય છે.

આમ ઘણાં દોષોથી દુષિત અબ્રહ્મચર્ય છે. એમ જાણી તેને છોડવું અને સદા સાવધાની પૂર્વક શીલવ્રતની રમણતા માટે ઉપયોગી થવું. સર્વવિરતિધર સાધુપુરુષોના બ્રહ્મચર્ય તો સંસારમાં સહુને માટે ઉત્તમ ઉદાહરણ છે જ. પણ ગૃહસ્થોના શીલ પરમાત્માએ પોતે વખાણ્યા. તેઓ ગૃહવાસી છતાં ઉગતી યુવાનીમાં વ્રત લે છે ને જીવનના અંત સુધી સબળ થઇ પાળે છે. કોઈ મહાભાગ બાલ્યકાળથી જ આ દુષ્કરવ્રત આદરે છે. વિજયશેઠ અને વિજયાશેઠાણીનું બ્રહ્મચર્ય આખાય સંસારને મુગ્ધ કરે છે.

### વિજયશેઠ–વિજયાશેઠાણીની કથા

કચ્છ દેશમાં ભદ્રેશ્વર નામે મોટા નગરમાં પરમાત્મા અરિહંતના ઉપાસક અર્હદ્દાસ શ્રેષ્ઠી રહેતા હતા. તેમની પત્ની પણ તેવી જ ધર્મિષ્ઠ ને શ્રદ્ધાળુ હતી. નામ હતું અર્હદ્દાસી. તેમને વિજય નામનો દેવકુમાર જેવો એકનો એક પુત્ર હતો. તેને પણ બાલ્યકાળથી જ ધર્મપ્રત્યે સારી રુચિ હતી. તે સદા ધર્મશ્રવણ ને ગુરુમહારાજ પાસે ધાર્મિક અભ્યાસ કરતો.

વિજયકુમારે એકવાર ગુરુમહારાજના મુખે ઉપદેશમાં સાંભળ્યું કે—

> अमराः किङ्करायन्ते, सिद्धयः सर्वसङ्गताः।
> समीपस्थायिनी सम्पत्, शीलालङ्कारशालिनाम् ॥१॥

અર્થ:–શીલરૂપ સદાશોભન અલંકારધારી મહાનુભાવોની દેવો પણ દાસની જેમ સેવા કરે છે. બધી સિદ્ધિઓ સાથે જ રહે છે. અને સમ્પત્તિ કદી પણ દૂર જતી નથી. એક જ શીલના લાભ ઘણા.

ઈત્યાદિ ધર્મદેશનામાં શીલનું મહિમાવંતુ માહાત્મ્ય જાણી વિજયકુમારે કિશોરા-

વસ્થામાં સ્વદારાસંતોષ–પરદારાત્યાગવ્રત લીધું. તેમાં પણ એવો નિયમ કર્યો કે 'શુક્લ-પક્ષમાં સ્વસ્ત્રીનું સેવન પણ કરવું નહી.'

એ નગરીમાં ધર્મનો મહિમા મોટો. વીતરાગના સાધુ–સાધ્વીઓ જ્યાં વિચરતા હોય ત્યાં લોકો રાગમાંથી વિરાગમાં વધુ આનંદ જોઈ શકે એ સ્વાભાવિક છે.

એજ નગરમાં ધનાવહ નામના અતિ ધનાઢ્ય ધર્મિષ્ઠ શેઠ રહેતા. તેમને ધનશ્રી નામની સુંદર સોહામણી ને ધર્મપ્રિય પત્ની હતી. તેમની રૂપના અંબાર જેવી એકજ દિકરી વિજયા નામે હતી. તે પણ સદા ધર્મકર્મમાં તત્પર રહેતી. ગુરુ મહારાજના ઉપદેશથી તેણે વિચાર કર્યો 'શ્રમણજીવન ન લઇ શકાય તો ગૃહસ્થજીવનમાં ય કેટલુંક તો અવશ્ય આદરી શકાય' અને તેણે પરપુરુષત્યાગવ્રત ઉપરાંત એવો નિયમ કર્યો કે 'કૃષ્ણ પખવાડીયામાં પોતાના પતિનો સંયોગ પણ છોડવો' યોગાનુયોગ સમાન ધન–વય–રૂપ અને વૈભવવાળા વિજયાના ઠાઠમાઠથી લગ્ન થયા.

દિવસ ઢળી રહ્યો હતો. અર્હદ્દાસની હવેલી દીપિકાના ઝુમ્મરોથી જળહળી રહી હતી, આકાશને અજવાળવા ચાંદ પણ હસતો મરકતો આવી ઉભો હતો. વિજય–વિજયાની આજે સોહાગરાત્રિ હતી. આજે તેઓ દાંપત્યની દુનિયામાં મુલાયમ સમણાં જોઈ રહ્યાં હતાં. શયનકક્ષની અનોખી સાજ–સજ્જા ને મહેક બે યુવાન હૈયાના મિલનની વાટ જોઇ રહી હતી........અને એ મદભર ઘડી આવી.

નવોઢા વિજયા સોળે શણગાર સજી પારદર્શક ઘૂંઘટમાં મુખ છુપાવી કો' મધુર વિચારોની સૃષ્ટિમાં વિચરતી સોનાના પલંગ પર બેઠી હતી. ત્યાં તેનો સોહામણો ને શાણો નાવલીયો આવી ઉભો. શરમના લાલ શેરડાથી તેનું મોઢું રતુમડું થઇ ઉઠ્યું. વિજય તેની પાસે આવી બેઠો. અને તેણે ઘૂંમટો ઉઘાડતાં વિજયાની પાંપણો ઢળી પડી. 'સુલોચને! પ્રિયતમે! હું આજ ઘણો આનંદમાં છું. તારા જેવી જીવનસંગિની પામી હું મારા ભાગ્યના વખાણ કરી શકું એમ છું. તું મારું સર્વસ્વ છો, જીવન છો, પ્રાણ છો! આજે આપણા જીવનની એક વિલક્ષણ ઘડી છે. દરેક નારીની જેમ તારા હૈયામાં પણ આજે કંઇ કેટલાય સ્પંદનો ઉઠતા હશે. પણ હે સુભદ્રા! મેં પહેલાંથી જ શુક્લપક્ષમાં શિયળ પાળવાનો નિયમ લીધો છે. તેના ત્રણ જ દિવસ શેષ છે. પછી વદ પખવાડીયું લાગતાં આપણે રતિસુખ માણી શકશું.'

આ સાંભળતાં જ વિજયા એકદમ ગ્લાન અને મ્લાન થઇ ગઇ. જાણે કેતકીની વેલ પર ઠાર પડયો. અવાચક થઇ તે વિજયશેઠ તરફ કોઇ વિચિત્ર રીતે જોઈ રહી. વિજયે ભાર દઈ કારણ પૂછતાં તેણે કહ્યુ 'નાથ! અનિચ્છાએ પાળેલું શિયળ પણ કલ્યાણમાર્ગને પ્રશસ્ત કરે છે ત્યારે આપે તો સમજીને નિયમ કર્યો છે. આપને સાંભળીને........કદાચ........' વિજય બોલ્યો 'આપણે ધર્મના જાણ અને ઉત્તમકુળમાં ઉત્પન્ન થયેલા છીએ. છતાં આટલી બધી ગ્લાનિનું શું કારણ છે, કહો. 'વિજયા બોલ્યા 'સ્વામી! મેં પણ બાળવયે જ કૃષ્ણપક્ષમાં શિયળ પાળવાનો નિયમ લીધો છે.' આ

## ૯૦. સ્ત્રીઓની દુષ્ટતા જાણી તેનો નિયમ કરવો

સ્ત્રીજાતિના કેટલાક મૂળભૂત દોષોમાં કપટ-માયાવીપણું અગત્યનું કામ કરે છે. માટે સ્ત્રી કપટમૂલક કહેવાય છે. તેથી જ બુદ્ધિશાળી પુરુષો સ્ત્રીનો વિશ્વાસ કરતા નથી. તે કહે છે એકને, સ્વીકારે છે બીજાને તથા તેને વાસનાથી કદી તૃપ્તિ થતી નથી.

નીતિમાં કહ્યું છે કે સ્ત્રીને પુરુષથી બમણો આહાર, ચાર ગણી લજ્જા, છગણો વ્યવસાય અને આઠ ગણો કામ (વિષયાભિલાષ) હોય છે. આના અનુસંધાનમાં રાજા ભર્તૃહરિનું જગપ્રસિદ્ધ દૃષ્ટાંત આ પ્રમાણે છે.

### મહારાજા ભર્તૃહરિનું ચરિત્ર

માલવાની રાજધાની અવંતિકા નગરીમાં ભર્તૃહરિનામના રાજા રાજ્ય કરતા હતા. તેમના નિરુપદ્રવી રાજ્યમાં કોઇ મુકુંદ નામનો ગરીબ બ્રાહ્મણ ધનપ્રાપ્તિ માટે હરસિદ્ધિદેવીની ઉપાસના કરતો હતો. દેવી પ્રત્યક્ષ થયા. એ અલ્પપુણ્યવાળાને એક દિવ્યફળ આપી કહ્યું ' આ અમરફળ છે. આ ફળ ખાનાર શરીરે સ્વસ્થ અને અતિદીર્ઘ આયુષ્યવાળો થશે ' કહી દેવી અદૃશ્ય થયા ને બ્રાહ્મણ ફળ લઇ ઘરે આવ્યો. ફળ જોઈ તેણે વિચાર્યું 'લાંબુ જીવન અને એમાં પાછું સ્વસ્થ શરીર ? આ તો ઉલટાની ઉપાધિ. સ્વસ્થ શરીરને તો ખાવાય ઘણું જોઇએ. જેને ખાવા વધારે જોઇએ તેને શું ન જોઇએ ? પાછું લાંબાકાળ સુધીનું જીવન ! નારે ભાઇ, આપણું કામ નહી, કોઇ સારા ને સમૃદ્ધ માણસનું જ આ કામ ' અંતે તેણે એ ફળ મહારાજા ભર્તૃહરિને આપી તેની વિશેષતાનું નિવેદન કર્યું. રાજા ઘણા પ્રભાવિત થયા. બ્રાહ્મણને પછી આવવા જણાવ્યું ને ફળ સ્વીકાર્યું. તેમને પોતાની રૂપાળી રાણી પીંગલા ઉપર ઘણો જ અનુરાગ હોઈ તે ફળ તેને આપ્યું ને તેનો પ્રભાવ-મહિમા જણાવ્યો. હર્ષિત થઇ રાણીએ ફળ લીધું. રાણીને અતિવહાલો એક હસ્તિપાલ હતો. તેની સાથે રાણીને આડો સંબંધ હતો. રાણીએ તે ફળ તેને આપી તેની અચિંત્ય શક્તિ જણાવી.

મહાવતને વળી એક સુંદર અતિ વહાલી કલા નામની ગણિકા સાથે સંબંધ હતો, તેને યોગ્ય જ આ ફળ લાગ્યું. ગણિકા સ્વસ્થ અને સદા યુવાન રહે તે અતિગમતી વાત કહેવાય ને પોતા ઉપર સદા જ તેથી તે પ્રસન્ન પણ રહે. કલાવતીએ ફળ લઇ વિચાર્યું ' મારું તો પાપમય જીવન છે. મારા લીધે કોણ જાણે કેટલાયને અન્યાય થતો હશે. મારે વળી લાંબું જીવન શું કરવાનું ? સર્વ પ્રજાના નાથ અને ન્યાયનિષ્ઠ રાજા ભર્તૃહરિને જ આ ફળ આપવું જોઇએ. જેથી રાજા ને પ્રજા બંનેનું ભલું થાય એમ વિચારી તેણે એ ફળ મહારાજા ભર્તૃહરિને એકાંતમાં જઈ આપ્યું. ફળ જોતાં જ રાજા ચમકયો. તેણે પૂછ્યું ' સાચું કહો આ ફળ તમને કોણે આપ્યું ? '

રાજાની ભીષણ ભૃકુટી જોઈ વેશ્યાએ હસ્તિપાલનું નામ આપી દીધું. તરત હસ્તિપાલને બોલાવી રાજાએ ફળ બાબત પૂછ્યું. અંગાર ઝરતી રાજાની આંખ જોઈ મહાવત સમજી ગયો કે હવે વાત છુપાવવામાં હાનિ છે. રાજદંડના ભયથી તેણે સાચી વાત કહી મહારાણી પીંગલાનું નામ આપ્યું. રાજાએ રાણીવાસમાં જઈ પીંગલા રાણીને પૂછતાં જ તે ભયવિહ્વલ થઈ કંપવા લાગી. તે કશો જ ઉત્તર ન આપી શકી. રાજા બધો મર્મ પામી ગયા. રાજ્યપરિવારની વાત! તેમાં સ્ત્રીને નીતિકારોએ પહેલાથી જ અવિશ્વસનીય અને અવધ્ય કહી છે, રાજા વિચારવા લાગ્યો–

यां चिन्तयामि सततं मयि सा विरक्ता,
साप्यन्यमिच्छति जनं स जनोऽन्य–सक्तः ।
अस्मत्कृते च परितुष्यति काचिदन्या,
धिक् तां च तं च मदनं च इमां च मां च ।१।

અર્થ:–જે પીંગલાનો હું સતત ખ્યાલ રાખું છું તે મારા પર રાગ નથી રાખતી એટલું જ નહી પણ તે (મારા જ નોકરમાં) અન્ય જનમાં આસકત છે. તે પુરુષ વળી બીજી (વેશ્યા)માં જ લીન થયો છે અને (જૂઓ તો ખરા અનર્થને કે) તે સ્ત્રી (વેશ્યા) મને રાજી કરવા રાચે છે. ઓહો ધિક્કાર છે રાણીને, હસ્તિપાલને, કામદેવને, આ વેશ્યાને અને મને પણ ધિક્કાર છે.

सम्मोहयन्ति मदयन्ति विडम्बयन्ति,
निर्भर्त्सयन्ति रमयन्ति विषादयन्ति ।
एताः प्रविश्य सदयं हृदयं नराणां,
किं नाम वामनयना न समाचरन्ति ॥२॥

અર્થ:—યુવતીઓ પહેલાં અનુરાગ પેદા કરે છે, પછી મદ ઉપજાવે–છકાવે છે. પછી તો વિડંબનાઓમાં મૂકી દે છે, ઘડીકમાં તરછોડે ને પાછો જાણે રમાડવા બેસે છે. આમ ઘેરા વિષાદમાં ઉતારી મૂકે છે. અરે ! આ વાંકી નજર વાળી સ્ત્રીઓ પુરુષના દયાવાળા હૃદયમાં પ્રવેશ પામ્યા પછી શું નથી કરતી ? અર્થાત્ પોતાનું ધાર્યું બધું જ કરે છે.

રાજા ભર્તૃહરિને પોતાના જ ઘરની આ દશા જોઈ વૈરાગ્ય થયો ને તણખલાની જેમ બધું છોડી સંન્યાસી થઈ ચાલી નિકળ્યા.

પૃથ્વીપર ફરતાં ફરતાં ભર્તૃહરિ એક ઉપવનના આશ્રમે આવ્યા. ત્યાં એક તાપસને જોઈ પ્રણામ કરી તેની પાસે બેસવા ગયા ત્યાં તેણે તોછડાઈથી કહ્યું 'દુર બેસ' ભર્તૃહરિએ વિચાર્યું 'આ કોઈ હલકો માણસ દેખાય છે કેમકે સારા માણસો હલકીભાષા બોલી શકતા નથી. સંતો-સંન્યાસીઓ તો સારી ને હિતકારી ભાષા બોલે,

આમાં કાંઈક કપટ લાગે છે.' એમ વિચારી તે ઉઠયો ને નજીકમાં સંતાઈને બેસી ગયો. રાત પડતા તે સંન્યાસીએ જટામાંથી એક ડબ્બી કાઢી ઉઘાડી. કાંઇક મંત્રોચ્ચાર પૂર્વક પાણિના છાંટા નાંખ્યા ને એક અતિ સુંદરસ્ત્રી તેમાંથી પ્રગટી. તેની સાથે જટાધારી ખૂબ રમ્યો, અંતે રતિક્રીડા કરી તેને સોડમાં લઇ સૂઇ ગયો. થોડીવારે ધીરે રહી તે સુંદરી ઉભી થઈ. તેણે પોતાના અંબોડામાથી એક ડાબલી કાઢી. પાણીના છાંટા નાંખ્યા ને તેમાંથી અતિસુંદર દેવ જેવો પુરુષ ઉપજયો. તેની સાથે તે સ્ત્રીએ યથેચ્છ રમણ કર્યું. સમય થતાં તેને સંહરી ડાબલી અંબોડામાં સંતાડી સોડમાં સૂઈ ગઇ. યોગીએ તેને સંહરી ડબ્બી જટામાં ભરાવી દીધી. મોટા મહંતોને પણ આમ કામાધીન જોઈ ઉંડા અચરજમાં પડેલો ભર્તૃહરિ વિચારે ચડયો—

मत्तेभकुम्भदलने भुवि सन्ति शूराः,
केचित् प्रचण्डमृगराजवधेऽपि दक्षाः ।
किन्तु ब्रवीमि बलिनां पुरतः प्रसह्य,
कन्दर्पदर्पदलने विरला मनुष्याः ॥३॥

અર્થઃ—મદમત્ત હસ્તિરાજના કુંભસ્થળનું વિદારણ કરનાર શૂરાઓ આ પૃથ્વીપર ઘણા છે. કેટલાક પ્રચંડ કેસરીસિંહને હાથથી હણનાર નિપુણો પણ છે. પરંતુ આ સંસારના સમસ્ત બળવાનો સામે દાવાપૂર્વક કહું છું કે કામદેવના અભિમાનને ચૂરનાર કોઈ વિરલો જ છે.

ચાલતાં ચાલતાં થાકેલા ભર્તૃહરિ શ્રીપુરનગરીના સમીપના વનખંડમાં એક વૃક્ષ નીચે સૂઇ ગયા.

તે નગરનો રાજા મૃત્યુ પામ્યો. તેને એક યુવાન પુત્રી હતી. પણ પુત્ર ન હોઇ નવા રાજા માટે પંચદિવ્ય પ્રગટ કરવામાં આવ્યા. સૂતેલા રાજા પર હાથણીએ કળશ કરતા સર્વેએ ભર્તૃહરિને રાજા ઘોષિત કર્યા. તેણે આગ્રહપૂર્વક ચોખ્ખી ના પાડી કે મારે રાજ્ય જોઇતું નથી. સહુએ ઘણી વિનવણી કરી કે તમે તેજસ્વી અને સુપાત્ર જણાવ છો. દૈવી કળશ કાંઇ અમથો તમારા પર નથી ઢોળાયો? તમે રાજ લઇ અમને વ્યવસ્થા આપો. નહી તો નગરમાં અંધાધુંધી થઇ જશે! અનિચ્છાએ પણ ભર્તૃહરિ રાજા બન્યા ને ન્યાયથી કારોબાર ચલાવવા લાગ્યા. પ્રધાનમંડળે પૂર્વની રાજકુમારી ભર્તૃહરિને પરાણે પરણાવી. એકવાર એ નવયૌવના ગવાક્ષમાં બેઠી હતી ને કોઇ સુંદર શ્રેષ્ઠિપુત્ર રાજમાર્ગથી રાજમહેલના નીચે થઇ જતો હતો. રાણીએ અનુરાગવાળી દૃષ્ટિથી જોઈ તેને મુગ્ધ કર્યો. કામબાણથી ઘાયલ તે પણ ઉત્સુક થયો. રાણીના સંકેત પ્રમાણે હજારદીવાની એક મોટી ઉભી સુંદર કોતર કામવાળી પોલી દીવી કરાવી, શ્રેષ્ઠિ પુત્ર તેમાં ભરાઇ ગયો ને ગોઠવણ પ્રમાણે અમુક માણસોએ ઉપાડી તે દીવી રાજાને અર્પણ કરી. રાણીને ગમી જવાથી તે દીવી રાજાએ અંતઃપુરમાં મૂકાવી. એકાંત મળતા જ

રાણી દીવી ખોલી તે યુવાનને બહાર કાઢતી અને પાછી તેમાં પૂરી દેતી. આમ તે બંને મન માની મોજ કરતા હતા. એકવાર તે યુવાન દીવીરૂપી કપાટમાં ભરાઇ જતા તેના વસ્ત્રનો તંતુ બહાર રહી ગયો. રાજાની ચકોર નજર તેના પર પડી. દોરો ખેંચતા તે લાંબો જણાયો. રાજાને શંકા થઇ. ઝીણવટથી જોતાં સમજાયું કે આમાં તો એક આખો પુરુષ રહી શકે તેવી વ્યવસ્થા છે. પણ રાજાએ રાણીને જરાય જાણવા ન દીધું.

એક દિવસે રાજાએ રાણીને કહ્યું 'આજે મહાત્માઓને નોતરવાના છે માટે છ જણને જમાડવાની વ્યવસ્થા કરો અને રસોઇ તમારા હાથે જ બનાવજો' નિમંત્રણ કરેલો પેલો યોગી સમયે બોલાવવામાં આવ્યો. રાજાએ સારા આસન પર બેસાડી તેની આસપાસ બીજા પાંચ બાજોઠ થાળા મૂકાવ્યા. તે યોગી જમવાની તૈયારી કરતો હતો. તેવામાં રાજાએ ભીષણ ભૃકુટી કરી કહ્યું 'સાધુ મહારાજ! જટામાંથી ડાબલી કાઢી પેલી સુંદર સ્ત્રીને અહીં જમવા બેસાડો.' સંન્યાસી વિમાસણમાં પડયો, ત્યાં રાજાએ પડકાર કર્યો. 'કાઢો છો કે નહી?' ભયભીત થઇ તેણે તરત પેલી બાઇને કાઢી. તેને રાજાએ કહ્યું 'તારી ડબ્બીમાથી તું પેલો પુરુષ કાઢ.' તેણે ડઘાઇને તેમ કર્યું. પછી રાજાએ પોતાની રાણીને કહ્યું' આ દીવામાંથી તું તારા સાથીને કાઢ. બાપડાને શા કાજે પૂરી રાખ્યો છે?'

રાજાની આંખ જોઇ બધા થથરી ગયા હતા. ભયથી કંપતી રાણીએ દીવી ઉઘાડી યુવાનને કાઢયો. તેના તો હોશકોશ ઉડી ગયા હતા. રાજાએ સહુને જમવા બેસાડયા ને આગ્રહ કરી કરી જમાડયા. સંકેત પ્રમાણે મંત્રિમંડલ, હોદ્દેદારો, અને ગણ્ય-માન્ય નાગરિકો આવી ઉભા ત્યારે સહુની સમક્ષ આ લોકોના ચરિત્ર કહી રાજાએ વિષયની વિષમતા જણાવતા કહ્યું 'આમાં કોઇનો વાંક નથી. વિષયનો વાંક છે. સહુ વિષયને ઓળખે.' આ ઘોષણા રાજાએ આખા નગરમાં કરાવી. રાજાએ શીલવ્રત લીધું ને બીજીવાર પણ રાજ્ય છોડી દીધું. તે એક વ્રતના પ્રતાપે જ તેઓ દિવ્યજીવન પામ્યા. તેમના જીવનમાં જે વૈરાગ્યનો રંગ લાગ્યો હતો. તેની ઝલક તેમણે રચેલા વૈરાગ્ય-શતકમાં આજે પણ જોવા મળે છે.

મૃગલોચનાના વાસ્તવિક ચરિત્રને જાણી કયો પુરુષ વૈરાગ્ય ન પામે? સહુ જાણે છે કે માલવાના મહારાજા ભર્તૃહરિ અમરફળ બીજીવાર પોતાના હાથમાં આવતા ચકિત થઈ વૈરાગ્ય પામ્યા હતા ને ઋદ્ધિ-સિદ્ધિથી ભર્યું-ભાદર્યું રાજ્ય છોડી યોગ લીધો હતો.



## ૯૧. અતિકામસેવનથી તૃપ્તિ નહી, તૃષ્ણા જ વધે છે.

નારીને વિષયોની વાંછામાં સદા અતૃપ્તિ રહ્યા કરે છે, કદી તેને આ બાબતનો સંતોષ હોતો નથી. આવી સ્ત્રીઓથી જે વિરક્ત થાય તે શ્રેષ્ઠ પુરુષ કહેવાય.

આ સંબંધમાં ભિલ્લ પ્રબંધ આ પ્રમાણે છે.

એક વખત કરુણાસિન્ધુ પરમાત્મા મહાવીરદેવ કૌશાંબીનગરીના ઉદ્યાનમાં પધાર્યા. દેવોએ સમવસરણ રચ્યું. કરોડો દેવતાને લાખો મનુષ્યો પ્રભુજીની દેશના સાંભળવા આવ્યા. તેમાં માલવાનો રાજા ચંડપ્રદ્યાત તેમજ તેના તાબામાં રહેલી શતાનિકરાજાની રાણી મૃગાવતી પણ ઉપદેશ સાંભળવા આવેલા. કૃપાસિંધુ ભગવંત દેશના આપી રહ્યા હતા. ત્યાં કોઇ ભિલ્લ આવ્યો ને પ્રભુને પૂછયું या सा? ( તે જ આ ? ) પ્રભુએ ઉત્તર આપ્યો सा सा ( તે, તે જ છે. ) ગૂઢ રહસ્યમય પ્રશ્નોત્તર સાંભળી સભા જ નહી, શ્રી ગૌતમસ્વામી પણ વિસ્મય પામ્યા. તેમણે વિનયપૂર્વક પૂછયું 'દયાળ ! આ ભિલ્લે આપને શું પૂછયું ? અને આપશ્રીએ શો ઉત્તર આપ્યો ? પ્રભુ ! અમને કાંઇ જ ન સમજાયું.' ભગવંતે કહ્યું 'એ વાત માટે છે.' સહુએ કહ્યું 'કૃપા કરી સમજાવો' ભગવંતે કહ્યું 'ગૌતમ સાંભળો—

આ ભરતની ચંપાનગરીમાં અનંગ નામનો એક સોની રહે. તે ઘણો શ્રીમંત અને કામાસક્ત હતો. પરિણામે તે જે સૌન્દર્યવતી કન્યા દેખતો તેને કોઇ પણ ભોગે પરણતો, આમ કરતા તે પાંચસો સ્ત્રીઓ પરણ્યો. સહુને સરખા ને સારા વસ્ત્રાભૂષણો તેણે કરાવી આપ્યા હતા. પણ તેણે એવી વ્યવસ્થા કરી હતી કે જે સ્ત્રીનો વારો હોય તેણે તે રાત પૂરતા એ વસ્ર અલંકારો પહેરવા, બીજીએ સામાન્ય વસ્ત્રાદિથી ચલાવવું. આ નિયમ પળાવવા તે કડકાઈથી કામ લેતો. માત્ર વારાના દિવસે એ સ્ત્રી સારા વસ્ત્રો ને ઘરેણા પહેરી બની ઠની ને અનંગ સાથે ક્રીડા કરતી ને બીજા દિવસે બધું ઉતારીને મૂકી દેતી. અતિ સખ્તાઇનું પરિણામ એ આવ્યું કે એ સોની કયાંય બહાર કામે જતો કે તરત તેની સ્ત્રીઓ અંગ વિલેપન ને શૃંગાર કરતી. પતિ આવતા પહેલા પાછી પૂર્વવત્ સ્થિતિમાં આવી જતી. તેમ છતાં સોનીને ખબર પડતી તો તે ચીડાતો ને મારતો પણ ખરો. આમ દિવસે દિવસે ઇર્ષ્યા–બળતરા વધતી ગઈ, સાથે અવિશ્વાસ પણ વધતો ગયો. પત્નીને તે તેના બાપના ઘરે કે કયાંય પ્રસંગે જમવા પણ જવા દેતો નહી. કોઇને ઘરે પણ બોલાવતો નહી. એક થાંભલાવાળી હવેલી કરાવી તેમાં તે બધી પત્ની સાથે રહેતો. જેમ ભૂત પીપળાને ન છોડે તેમ તે આવાસને છોડતો નહી. પોતે કયાંય જતો નહી ને બીજાને બોલાવતો નહી.

એકવાર તેનો કોઇ મિત્ર તેને પરાણે ઘરે જમવા લઇ ગયો. જાણે શત્રુએ જેલમાં નાખ્યો હોય તેવો તેને અનુભવ થવા લાગ્યો. અહીં સ્ત્રીઓ હર્ષિત થઇ ઘણા વખતે લાગ મળતા સ્નાન વિલેપન–અંગરાગાદિમાં લીન થઇ ગઇ. સજી ધજી બધી

દર્પણમાં પોતાનું રૂપ નિહાળવા લાગી. ત્યાં તો પિશાચ જેવો તે સોની ખાધું ન ખાધું ને પાછો દોડી આવ્યો. સ્ત્રીઓને શણગાર સજી કલ્લોલ કરતી જોઈ તે પગથી માથા સુધી બળી ગયો. એક સ્ત્રીને તેણે એવી મારી કે તે તરત મૃત્યુ પામી. આ જોઈ ડઘાઈ ગયેલી સ્ત્રીઓને ભય લાગ્યો કે 'આ દુષ્ટ આપણને માર્યા વિના નહી મૂકે. આની જેમ આપણું પણ અકાળમૃત્યુ થશે.

એમ વિચારી એ ચારસો નવ્વાણું નારીઓએ પોતપોતાના દર્પણ ઉપાડી તેને માર્યા. પરિણામે તે સોની ત્યાં ને ત્યાં ઢગલો થઈ ગયો ને મૃત્યુ પામ્યો. રાજ્યભયાદિ ને પતિહત્યાના પશ્ચાત્તાપે તે સ્ત્રીઓ તે ઘર સળગાવી બળી મરી. તે ચારસો નવ્વાણું સ્ત્રીઓ અકામનિર્જરા, પશ્ચાત્તાપ તથા સરળતાને લીધે ઘોર અરણ્યમાં વસતા ચોરના કુળમાં પુત્રો તરીકે ઉત્પન્ન થઇ. તે છોકરાઓ મોટા થઈ લોકોને લૂંટનાર મહાચોર થયા. સોનીના હાથે મૃત્યુ પામેલી સ્ત્રી એક ગામમાં દરિદ્ર બ્રાહ્મણને ત્યાં પુત્ર તરીકે અવતરી. સોનીનો જીવ પાચ વર્ષ તિર્યંચગતિમાં ભટકી તે દરિદ્ર બ્રાહ્મણને ત્યાં પુત્રી તરીકે ઉપન્યો. પૂર્વભવના પતિ-પત્ની ભાઇ બહેન થયા. નાની બહેનને તેનાથી પાંચ વર્ષ મોટો ભાઇ રમાડતો. છોકરી ઘણું રડતી. તેનો ભાઇ છાની રાખવા તેના પેટપર હાથ ફેરવી તેને પંપાળતો.

એમ કરતાં એકવાર તેનો હાથ છોકરીના ગુહ્યઅંગ પર ફરતા તે તરત છાની રહી ગઇ. પછી તો તેને છાની રાખવાનો આ ચોક્કસ ઉપાય થઈ ગયો. તે રડે કે છોકરો તેની યોનિ પંપાળે. તે રડતી અટકે તો ખરી, આનંદ પણ વ્યક્ત કરે. એકવાર આ કુચેષ્ટા જોઇ તેના માબાપે છોકરાને માર્યો. તેથી છોકરો નાસી જઇ પેલા ચારસો નવ્વાણું ચોરોમાં જઇ ભળ્યો. તેઓ પૂરા પાંચસો થયા તે બાલિકા બાલ્યકાળના જ કુસંસ્કારોને લીધે, નાની વયમાં જ મહાવિષયી બની. એકવાર તે પાસેના ગામડામાં કોઇ સગાને ત્યાં ગઇ હતી. ને ચોરોએ તે ગામ લૂંટતા ત્યાં આ નવયુવતીને જોઇ ઉપાડી. પાંચસોની તે એક પત્ની થઇ. એકવાર ચોરોને વિચાર આવ્યો કે આ એકલીને પાંચસો જણ ભોગવશે તો તેની દુર્દશા થશે ને મરી પણ જશે. માટે એકાદ બીજી સ્ત્રી કયાંકથી ઉપાડી આવીએ, જેથી આને રાહત અને સંગાથ બંને મળશે. એમ વિચારી ચોરો એક બીજી યુવતીને કયાંકથી પકડી લાવ્યા.

થોડાક સમય ગયા પછી અતિકામી બ્રાહ્મણપુત્રીએ વિચાર્યું" આ મારી શોકય અહીં કયાંથી આવી ? તેણે મારા માન, મોભા અને વિષયવિલાસમાં ભાગ પડાવ્યો. આને મારા માર્ગમાંથી દૂર કરવી જોઇએ. ' 'આમ વિચારી તે લાગ શોધવા લાગી. એકવાર બધા ચોરો બહાર ચોરી કરવા ગયા હતા. અવસર પામી તે દુષ્ટાએ તે ભોળી સ્ત્રીને ઊંડા કુવામાં ધકેલી દીધી. ચોરોએ આવી નાની વહુ ન મળતાં પૂછયું, મોટીએ 'ખબર નથી' એમ જણાવ્યું. ચોરોને લાગ્યું કે પેલી બિચારી સરળ અને ભોળી હતી, આણે તેને મારી નાખી હશે.

પેલો બ્રાહ્મણ પુત્ર જે પાછળથી ચોરો સાથે જોડાયો હતો તેને વિચાર આવ્યો 'આ અતિકામુક મારી બહેન તો નહી હોય ? કોઇ ત્રિકાળજ્ઞાની મળે તો પૂછી જોઉં' એમ કેટલાય સમયથી તે વિચારતો હતો. ત્યાં હે ગૌતમ ! લોકોના મુખથી તેમણે અમારું આગમન જ્ઞાનીપણું સાંભળી તે અહીં આવ્યો. પણ આવડી મોટી સભા જોઇ લજ્જાથી તેણે સાંકેતિક શબ્દોમાં પૂછ્યું. તેને અમે ઉત્તર પણ તેવી જ રીતે આપ્યો.' પ્રભુએ પર્ષદાને સંબોધતા કહ્યું 'હે ભવ્યો ! આ સંસારમાં ઉન્મત્ત પાંચે ઇંદ્રિયો વિડંબના રૂપ છે. તેના વશ પડેલા પ્રાણી નિરંતર ક્લેશ પામ્યા કરે છે. સંસારમાં જીવો તેથી રખડયા જ કરે છે.' ઈત્યાદિ પ્રભુના વાકયો ત્યાં બેઠેલા ભિલ્લ જેવા લાગતા બ્રાહ્મણ ચોરે સાંભળ્યા તેણે સંવેગ પામી ત્યાં જ પ્રભુ પાસે દીક્ષા લીધી. એકવાર ચોરની પલ્લીમાં જઇ તેમણે પૂર્વના સાથી ચોરોને ઉપદેશ આપી ૪૯૯ નવ્વાણુંને દીક્ષા આપી.

મહાવીર પરમાત્માની વાણી સાંભળી, ત્યાં પર્ષદામાં બેઠેલ મૃગાવતી રાણીએ કહ્યું 'ભગવંત ! આપ યથાર્થ ફરમાવો છો. જો મને ચંડપ્રદ્યોત રાજા રજા આપે તો હું દીક્ષા લઉં. પછી મૃગાવતીએ ચંડપ્રદ્યોતને કહ્યું 'રાજેન્દ્ર ! મને અનુમતિ આપો તો હું પ્રભુ પાસે પ્રવ્રજ્યા સ્વીકારું.' પ્રભુજીના અતિશયે વૈરરહિત થયેલા રાજાએ તાબામાં રાખેલી શત્રુપત્નીને તરત દીક્ષાની અનુમતિ આપી. મૃગાવતીએ પોતાના પુત્રને ચંડપ્રદ્યોતના ખોળામાં બેસાડી દીક્ષા લીધી. તે જ વખતે ત્યાં બેઠેલી અંગારવતી આદિ ચંડપ્રદ્યાત રાજાની આઠ રાણીઓએ પણ દીક્ષા લીધી. ચંડપ્રદ્યોતે મૃગાવતીના રાજકુમાર ઉદયનને તેના પિતાના રાજ્ય ( કૌશાંબી )માં અભિષિક્ત કર્યો. પોતે માલવામાં પાછો ફર્યો.

પેલો અનંગસેન સોનીનો જીવ અતિકામુકતા ને પરવશતાને લીધે સ્રીના અવ-તારમાં ઘણા ભવો ભ્રમણ કરશે.

'या सा.' એવા માર્મિક શબ્દથી સંદેહ પૂછવા આવેલા ચોરોને પરમાત્માએ પણ 'सा सा' એવો માર્મિક ઉત્તર આપ્યો. પ્રતિબોધ પામેલા તે ચોરે બીજા સર્વ ચોરોને બૂઝવ્યા. તે ચોરોએ પણ વ્રત લીધું. અર્થાત્ વાસના વધારો તો વધે ને સમજીને ઘટાડો તો સમૂળગી નાશ પણ પામે.



## ૯૨. શીલધર્મમાં અડગ રહેનારને ધન્ય છે.

સંસારમાં કેટલીક આપદા એવી હોય છે કે જેની સામે સમર્થ જણાતો માણસ પણ ઝુકી જાય છે–નમી જાય છે. મહા વિપત્તિ અને ઘોર વ્યથા છતાં જે માણસ શીલધર્મમાં અડગ રહી શકે છે તે ધન્ય છે. પુરુષો તો કદાચ ધાર્યું કરી શકે પણ અબળા–પરવશ પડેલી નારી કષ્ટને વેઠી શકે છે. સુખ તરફ તરત આકર્ષાય તેવી નમણી રમણી પણ આપત્તિરૂપ મોટા અગ્નિકુંડમાં શીલરૂપી સુવર્ણને શુદ્ધ કરે છે. ઘોર સંકટમાં પણ વ્રતને સાચવી હેમખેમ ઉંચી આવે છે ત્યારે તે સર્વને આશ્ચર્ય પમાડે છે. શ્રી જિનશાસનમાં આવી ઘણી સતીઓ થઈ ગઇ છે, તેમાંથી અહીં અંજના સતીની કથા કહેવાય છે.

### પવનપ્રિયા સતી અંજનાની કથા

આ જંબૂદ્રીપમાં પ્રહલાદન નામનું આહ્લાદક નગર હતું. તે પ્રહ્લાદન નામના રાજાએ વસાવ્યું હતું. રાણીનું નામ પ્રહ્લાદનવતી હતું તેમને સુંદર ને સોભાગી પવનંજય નામનો રાજકુંવર હતો.

વૈતાઢયગિરિ પર વસતા રાજા અંજનકેતુને અંજનવતી રાણી અને અંજનાનામે અતિ સુંદર પુત્રી હતી. પુત્રીને યોગ્ય ઘણા રાજા અને રાજકુમારનાં ચિત્રો કુશળ ચિત્રકાર પાસે કરાવી રાજકુંવરી અંજનાને બતાવવામાં આવતા પણ પતિયોગ્ય પસંદગી તેણે કોઈને આપી નહી. ખરી વાત તો એ હતી કે કુંવરી રૂપ–ગુણ કળા અને શીલમાં અજોડ હતી. તેને યોગ્ય કોઈ કુમાર જણાતો નહોતો. પ્રાયઃ માણસના મોઢા ઉપરથી રૂપ. ગુણ શીલ આદિ જાણી શકાય છે. એમ કરતા એક દિવસ બે રાજકુમારો–ભવિષ્યદત્ત અને પવનંજયના સુંદર ચિત્રો જોઇ કુંવરીએ તેમાં રસ લીધો. તેમના કુળ, શીલ, બલ, બુદ્ધિ અને આકર્ષક રૂપ આદિ જોઈ જાણી બંને ચિત્રો અંજનાએ પોતાની પાસે રાખી લીધા. આ વાત જાણી રાજાએ મંત્રી આદિની વિશિષ્ઠ બેઠક બોલાવી મંત્રણા કરી કે આ ચિત્રોના બંને રાજકુમારોમાંથી શ્રેષ્ઠ કોણ છે? ત્યારે એક પ્રૌઢમંત્રીએ કહ્યુ 'મહારાજા, ભવિષ્યદત્ત ઉત્તમ પાત્ર છે અને તેમાં ઘણાં ગુણો છે. કિંતુ એકવાર જ્ઞાની ભગવંતની સભામાં કાંઇ વાત ચાલતા જાણવા મળ્યું છે કે તે નાનીવયમાં મુક્તિ પામશે માટે સાંસારિક દૃષ્ટિએ પવનંજય કુમાર યોગ્ય છે.' છેવટે નિર્ણય કરી અંજનાનું વેવિશાળ પવનંજય સાથે નક્કી કર્યું.

અંજનાના રૂપ–ગુણ ચતુરાઇ આદિની ઘણી પ્રશંસા સાંભળી પોતાના મિત્ર ઋષભદત્ત સાથે ગુપ્તવેશે પવનંજય ભાવી પત્નીને જોવા જાણવા સસરાના ઘરે આવ્યો. ત્યાં કોઇ સખી સાથે અંજના વાત કરતી હતી. રૂપાની ઘંટડી જેવો રણકતો અવાજ સાંભળી તેણે અનુમાન કર્યું કે આ અંજના જ હોવી જોઇએ. એવામાં સખી બોલી 'તમને પસંદ પડેલા તે બંને ચિત્રો પર પ્રધાનમંડળ સાથે રાજાએ ઘણી મંત્રણા

કરી હતી. એમાં એમ વાત થઇ હતી કે ભવિષ્યદત્ત ઘણા ગુણવાન અને ધર્મિષ્ઠ છે. પણ તેમનું આયુષ્ય ઓછું હોઇ પવનંજય સાથે વિવાહ નિશ્ચિત થયો.' આ સાંભળી ભોળેભાવે અંજનાએ કહ્યું 'સખી! જીવાય તો થોડું જીવન પણ ઓછું નથી. અમૃતનાં ટીપાં થોડા હોય તો તે પણ ઘણા મીઠાં ને દુર્લભ હોય છે. જીવન જીવતા ન આવડે ને લાંબા આયુષ્ય હોય તોય તે હજાર ભાર વિષની જેમ વ્યર્થ છે, નિરર્થક છે.

આ સાંભળતાં જ ક્રુદ્ધ થયેલા પવનંજયે તરત મ્યાનમાંથી તલવાર ખેંચી. મિત્રે વારતાં કહ્યું 'આમ કોઇ રાજાની કન્યાને મારી નાખવાના પરિણામનો વિચાર તો કરો. આપણે પારકા રાજ્યમાં ને પરાયા મહેલમાં છીયે. નારી જ્યાં સુધી કન્યા હોય ત્યાં સુધી તે કોઇની ન કહેવાય.' મિત્રની વાત સાંભળી પવનંજય સ્વસ્થ તો થયો પણ અંજના માટે તેને કોઇ લાગણી જેવું ન રહ્યું.

પવનંજય અંજનાને પરણવા જ નહોતો માગતો, પણ તેના માતા-પિતાએ અતિ આગ્રહે તેને પરણાવ્યો. પરંતુ લગ્નમંડપમાં પણ તેણે અંજના સામું જોયું નહીં. પરણ્યા પછી કદી પત્નીને બોલાવી યે નહી. અંજના ઉના ઉના નિઃશ્વાસ નાખી કારણ શોધવા લાગી, પરંતુ તેને ખબર પડી નહી કે પતિ શા માટે પોતાથી દૂર અને નારાજ રહે છે. પરિણામે ઘણી દુઃખી રહેવા લાગી. કંઇક ઉપાયો કરવા છતાં ને પતિનું સુખ તો શું પણ તેની સાથે બોલવા-ચાલવાનું પણ ન મળ્યું. આમ ને આમ બાર વરસના વા'ણા વાઇ ગયા. અંજનાએ મુંગે મોઢે બધાં દુઃખો સહન કરી લીધા ને પોતાની કુળમર્યાદા સાચવી. પવનંજયનો વ્યવહાર પણ એવો હતો કે તેના માબાપને તેના દાંપત્યજીવનની નિષ્ફળતાની ખબર પડી ગઇ. છતાં કશો જ માર્ગ નિકળ્યો નહી.

એ વખતે પ્રતિવાસુદેવ રાવણ વરુણનામના વિદ્યાધર સામે યુદ્ધે ચડયો હતો. તેણે પોતાના ખંડિયા પ્રહ્લાદન રાજાને સમરભૂમિમાં બોલાવ્યો. ત્યારે પવનંજયે પિતાને આગ્રહ કરી રોક્યાં ને પોતે સામે જ ઉભેલી અંજનાની સામે જોયા વિના જ ઉપડયો યુદ્ધના મેદાનમાં. માર્ગમાં માન સરોવરના કાંઠે સાંજ પડવાથી પડાવ નાંખ્યો. ત્યાંનું વાતાવરણ ઘણું જ સુંદર અને મનોરમ હતું. મંદ સુગંધી પવન વાતો હતો ને સરોવરમાં લહેરો લહેરાતી. રંગબેરંગી કમળો દૂર સુદૂર પથરાયેલા હતા. ચક્વાકપક્ષીના જોડલા કલ્લોલ કરતા હતા. એમ કરતા થોડી જ વારમાં રાત પડી ને બધા પર અંધારપટ છવાઈ ગયો.

પતિથી વિખૂટી પડી ગયેલી ચકવાકીઓ કરુણસ્વરે આક્રંદન કરવા લાગી. કોઇક ચક્વાકી કાંતના વિયોગથી વિધુર થઈ આમથી તેમ જતી, પાછી આવતી, પાછી જતી, તેને કયાંય ક્ષણવાર પણ જાણે શાંતિ મળતી ન હતી. નિરાશ થઇ કમળના તાંતણાને ખેંચતી. પાંખો ફફડાવતી ઉન્માદ કરતી આમ તેમ ભમતી ને તીણે સ્વરે

કૂજતી. ચકવાકીની આવી ચેષ્ટા જોઇ પવનંજયે પોતાના મિત્ર ઋષભદત્તને પૂછ્યું કે 'આ પક્ષિણીઓ આમ કેમ કરે છે ?' તેણે કહ્યું 'મિત્ર ! આ ચકવાકીના જોડલાનો રાત્રે વિયોગ થઇ જાય છે. રાત્રિના અંધારામાં પ્રિયતમને ખોઇને અસ્વસ્થ થયેલી આ પક્ષિણી પોકારી પુકારીને તડપી તડપીને મૃતપ્રાયઃ થઈ જશે. સવારના અજવાળામાં જ્યારે એ પોતાના પતિને જોઇને ઓળખશે ત્યારે જાણે નવું જીવન પામશે. મિત્ર ! નારીનું હૃદય પુરુષ જેવું કઠોર નથી એનો ઘા તો એ જ ઝીરવે.'

આ વખતે અંજનાએ પૂર્વભવમાં બાંધેલ ભોગાંતરાય કર્મ ક્ષીણ થતાં તત્કાળ પવનંજયને અંજનાનો ખ્યાલ આવ્યો કે 'આ પક્ષી એકરાતમાં આવી સ્થિતિ ભોગવે છે તો બિચારી અંજનાના શા હાલ થયા હશે ? તો હું સામે જ હોવા છતાં બાર બાર વરસ થઇ ગયા ઝુરતા ? કેમ કરી વીત્યો હશે આ કાળ ? માટે હમણા જ હું તેને મળી આવું.' એમ વિચારી તે આકાશમાર્ગે સીધો અંજનાના શયનકક્ષમાં ગયો અને ચકિત થયેલી અંજનાનું પ્રેમપૂર્વક આલિંગન કરી પોતે કેવી રીતે આવ્યો વગેરે જણાવ્યું. તે ઘણી જ રાજી થઈ. બંનેનો પ્રથમવાર સહચાર થયો. અંજનાએ કહ્યું 'નાથ ! મેં આજે જ ઋતુસ્નાન કરેલ છે. તમે યુદ્ધમાં જાવ છો ને આવતા થોડું મોડું પણ થાય માટે....કદાચ મને....હું મા બનું....તો' તેને થાબડતાં પવનંજયે કહ્યું ' ઓહ, સમજ્યો લે આ મારી વીંટી. એવો પ્રસંગ ઉભો થાય તો તું આ વીંટી બતાવી હું આવ્યો હતો તે જણાવજે' એમ કહી જલ્દી પાછા આવવાની આશા આપી પવનંજય આકાશમાર્ગે ચાલ્યો ગયો ને સૈન્યમાં જઇ પહોંચ્યો.

આ તરફ અંજના સગર્ભા થઈ. સમયે તેની ઉદરવૃદ્ધિ જોઇ સાસુએ ધમાલ બોલાવી ને કલંક આપ્યું. અંજનાએ સમજાવવા ઘણો પ્રયત્ન કર્યો ને વીંટી બતાવી છતાં તેની વાત માનવામાં ન આવી. તેને ઘર છોડવાની ફરજ પાડવામાં આવી. અંજનાએ એક દાસી સાથે ત્યાંથી નીકળી જવું પડયું. તે પિતાના ઘરે આવી. પિતાએ પણ કલંકિત પુત્રીને માટે ઘરના બારણા બંધ કરી જાકારો આપ્યો. અંજનાના આખા સંસારમાં એકલી અટૂલી, ઉપેક્ષિત, ત્યક્તા કલંકિતા અને રાજપુત્રી તેમ જ રાજરમણી છતાં રખડતી થઇ ગઈ. એનું બધુ ઝુંટવાઈ ગયું હતું. માત્ર તેની પાસે ધર્મશ્રદ્ધા બચી હતી. બધું જ ચાલ્યું જાય પણ જો ધર્મ અને શ્રદ્ધા બચી જાય તો માણસે વિશ્વાસ રાખવો જોઇએ કે તેનું કાંઈ ગયું નથી.

માણસની વસતીમાં રહેવું પણ હવે તો શકય ન હોતું. કારણ કે ખરાબ માણસો સામાની લાચારીમાંથી ફાયદો શોધે છે ને સારા માણસો કલંકિતથી દૂર રહેવામાં માને છે તો સામાન્ય માણસો કશું સારૂં કરી શકતા નથી. માણસની જીભે ને નજરે ચડવા કરતા જંગલ સારૂં એમ સમજી અંજના દાસીને લઇ વનમાં ગઈ. ધૈર્યપૂર્વક સમય વીતાવ્યો ને પૂર્ણમાસે દેવકુંવર જેવા સુંદર અને પ્રતાપી પુત્રને જન્મ આપ્યો. વનમાં મૃગબાળની જેમ બાળકનો ઉછેર થવા લાગ્યો.

એકવાર દાસી પાણી લેવા જતી ત્યાં તેણે એક મુનિને જોયા. એ વાત અંજનાને કરી. અંજના દાસી અને પુત્ર સાથે ત્યાં આવીને ભાવપૂર્વક વંદના કરી ઉચિત ભૂમિએ બેઠી. ધ્યાન પારી જ્ઞાની ગુરુએ ઉપદેશ આપ્યો. નિરંતર ધર્મ કરવાની સલાહ આપી. અંતે અંજનાએ તેમને પૂછયું 'પ્રભુ! આ નાનકડી વયમાં ન કલ્પેલું દુઃખ પડયું છે. પારકા કદાચ દુઃખ આપે અને આપણા સમર્થ ન હોય તોય તેનું નિવારણ કરવા મથે પણ આ તો આપણાએ જ મને કેવું અસહ્ય દુઃખ દીધું. ભગવન્! આમ શાથી બન્યું હશે. વિના અપરાધે!'

અવધિજ્ઞાની ગુરુવર્યે કહ્યું 'અંજના! આ સંસારમાં બધું વ્યવસ્થિત તંત્ર ચાલે છે. અહીં અપરાધીને જ દંડ મળે છે, નિરપરાધીને નહીં.

'આપ યથાર્થવાદી છો. મને કયા અપરાધનો આ દંડ મળ્યો છે? તે જાણવાની ઘણી ઈચ્છા છે. કૃપા કરી જણાવો.'

'પૂર્વભવમાં તું એક શ્રીમંતશેઠની પત્ની હતી. તું જિનધર્મની જાણકાર ન હોઇ તને વાસ્તવિકતાનું જ્ઞાન ન હતું. તને સપત્ની (શોકય) હતી. તે પરમ જિનોપાસિકા અને તત્ત્વજ્ઞ હતી. તે પૂજા કર્યા વિના કદી જમતી પણ નહી. તને તેના ઉપર દ્વેષ રહ્યા કરતો. તેની તું નિંદા કરતી. ધર્મને ઢોંગ જણાવતી અને 'કામ કરતા જોર પડે છે માટે ભગવાન લઇને બેસી જાય છે.' એવું પણ કહેતી અને તેના મર્મ ઉઘાડા પાડતી. તે ભલી બાઇ બધું સહન કરી લેતી ને સૌજન્ય દાખવતી. એકવાર ઇર્ષ્યાને લઇ તેં તેના પ્રતિમાજીને કચરાની ટોકરીમાં સંતાડી દીધા. પૂજા વગર તે અન્નજળ ન લઇ શકી. તેનું તેને દુઃખ નહોતું પણ ભગવાન ખોવાયાથી તે દુઃખી અને અત્યંત આકુલવ્યાકુલ થઇ. તે પ્રતિમાજી કોઇ જોઇ ન જાય તે માટે તેના ઉપર તેં ધૂળ આદિ નાંખી દીધા.

આમ બાર મુહૂર્તમાં તો તે શ્રાવિકાની એવી સ્થિતિ થઈ ગઇ કે તેની તને દયા આવી ગઇ અને તેં શોધવાનો અભિનય કરી 'અરે આ રહી પ્રતિમા, અહીં કોણે નાખી દીધી? ઈત્યાદિ કહેવા પૂર્વક શોધી આપી' હે અંજના! એ પાપના ઉદયે તને બાર બાર વર્ષનો પતિવિયોગ થયો. તે દુષ્કર્મ હવે ક્ષીણપ્રાયઃ થયું છે. થોડા જ સમયમાં ધર્મપસાયે સારૂં થશે.' મુનિ આ પ્રમાણે બોલતા હતા ત્યાં આકાશમાર્ગે જતું એક વિમાન અટકી પડયું. તેમાં બેઠેલ વિદ્યાધરે કારણ જાણવા નીચે જોયું ને મુનિ આદિને જોતા તે નીચે આવ્યો. પોતાની ભાણેજ અંજનાને જોઇ તેને હર્ષ અને વિસ્મય થયો. તરત ગુરુ મહારાજને વંદનાદિ કરી અંજના, તેના પુત્ર અને દાસીને લઈ વિમાનદ્વારા આકાશમાર્ગે ચાલ્યો.

અંજનાનું નાનકડું બાળક ઘણું જ તેજસ્વી અને ચપળ હતું. વિમાનની રણઝણતી ઘૂઘરી જોઇ તેણે હાથ પગ ઉંચા નીચા કરવા માંડયા ને એમ કરતા તે અંજનાના ખોળામાંથી નીચે પૃથ્વી પર આવી પડયું. અંજનાએ આર્તનાદે કરુણરૂદન કરી ચીસ

પાડી ને બેભાન થઈ વિમાનમાં ઢળી પડી. ક્ષણવારમાં જાગૃત થઇ તેણે રડારોળ કરી મૂકી કે આટલી ઉંચેથી પડીને મારું દુર્લભ બાળક જીવતું કેમ રહી શકે?' તેને શાંત્વના આપતા અંજનાના મામા સૂર્યકેતૂએ વિમાનમાંથી પૃથ્વી પર આવી જોયું તો તેના આશ્ચર્યનો પાર જ ન રહ્યો. કારણ કે જે શિલાપર બાળક પડયું હતું તે શિલા જાણે ખંડાઇને ભૂકો થઇ ગઇ હતી ને તેના ઉપર સ્વસ્થ બાળક પડયું હતું. તરત બાળક ઉપાડી અંજનાને આપ્યું. અંજનાના આનંદનો પાર ન રહ્યો. તેમને પોતાના ઘેર મૂકી વિદ્યાધર કોઇ કામે બહાર ચાલ્યો ગયો.

અહિં વરુણવિદ્યાધરના સમરનો અંત આવતા પવનંજય ઘરે પાછો ફર્યો. ત્યાં અંજનાને ન જોતાં તેણે માતાને પૂછયું. માતાએ કહ્યું 'એ કુલટા આપણા યોગ્ય જ ન હોતી....' ઈત્યાદિ બધી વાત કહી. પત્નીને કાઢી મૂકયાની અને કલંકિત થયાની વાત સાંભળી વજ્રાહત જેવો આંચકો અનુભવી પવનંજય જીવતો સળગી મરવા તૈયાર થયો. બધા સમજાવીને થાકયાં પણ તેણે તો ચિતા રચાવી. તેના મિત્ર ઋષભદત્તે કહ્યું 'ભાઇ! ત્રણ દિવસ મારા કહેવાથી વાટ જો. હું ગમે ત્યાંથી ભાભી અંજનાને લાવીશ. જો તેમ ન થાય તો તારી ઈચ્છા પ્રમાણે કરજે.'

તરત વિમાન લઇ. ઋષભદત્ત અંજનાની તપાસમાં ઉપડયો. સૂર્યપુરના ઉપવનમાં સ્ત્રીઓના મુખથી તેણે સાંભળ્યું કે 'રાજાની અંજના નામની સુંદર ભાણી હમણા આવી છે. તેનો પુત્ર એવો તેજસ્વી છે કે સભામાં આવતા સહુનું ધ્યાન તેના ઉપર કેંદ્રિત થાય છે.' આ સાંભળી હર્ષિત થયેલો ઋષભદત્ત સૂર્યકેતુ રાજાની સભામાં ગયો. ત્યાં અંજના ઉભી જ હતી. ઋષભદત્તને જોતાં જ તે શરમાઇને સંતાઇ ગઇ.

ઋષભદત્તે અંજના સાંભળે તેમ રાજાને પવનંજયના વિજયથી માંડીને બળવા તૈયાર થવા સુધીની વાત માર્મિક રીતે કહી સંભળાવી. આ સાંભળતાં જ અંજના ઘરે જવા ઉત્સુક થઇ. સૂર્યકેતુ રાજાએ દાસી અને પુત્ર સહિત અંજના ઋષભદત્તને સોંપી અને શિઘ્ર પહોંચવાની વ્યવસ્થા કરી આપી. તે સર્વે વેગપૂર્વક પ્રલ્હાદન નગરના સીમાડે આવી પહોંચ્યા. ખબર મળતાં જ પવનંજય જાણે સજીવન થયો હોય તેમ હર્ષઘેલો થઈ ત્યાં દોડી આવ્યો. સારા ઠાઠ–માઠપૂર્વક સહુનો નગર–પ્રવેશ કરાવ્યો. રાજ પરિવાર અને નાગરિકો આનંદ પામ્યા. પવનંજય અને અંજનાએ પોતપોતાની વ્યથાની કથા કહી. દિવસે દિવસે તેમની પ્રીતિ વધવા લાગી. પુત્રનું નામ તેમણે હનુમાન રાખ્યું. કેમકે હનુ (ડાઢી)નો ભાગ સુંદર ને અણિયાળો હતો. આગળ જતાં આ હનુમાન અતુલબલશાલી ને મહાપરાક્રમી થયો.

પરમાત્મા શ્રી મુનિસુવ્રતસ્વામીના સાધુ મુનિરાજના ઉપદેશથી વૈરાગ્ય પામી અંજના અને પવનંજયે દીક્ષા લઈ ઉત્તમ આરાધના કરી અને સ્વર્ગે ગયા.

હનુમાન રાજા થયા. તેઓ વિદ્યાધર રાજાઓમાં સારું માન પામ્યા. દશરથ

પુત્ર શ્રી રામચંદ્રજી પ્રત્યે તેમને આંતરિક પ્રીતિ અને આદર હતા. તેમના સેનાધ્યક્ષ પણ હનુમાન હતા.

અંજનાનું આ ચરિત્ર સાંભળી માણસે દૃઢતાપૂર્વક શીલનું પાલન કરવું. ને તેની સુવાસથી સહુને અધિવાસિત કરવા.



## ૯૩. સ્ત્રીઓના મોહક અંગો દુઃખનું જ કારણ

वामांगीनां मुखादीनि, किं वीक्ष्य वीक्ष्य हृष्यसि।
क्षणं हर्षमिषाद्दत्ते श्वभ्रादिषु रुजं परम् ॥१॥

અર્થ—ઓ અજ્ઞ! સુંદરીઓના મુખડા આદિ અંગો જોઈ જોઈ તું શા માટે હર્ષિત થાય છે? ક્ષણિક હર્ષના બહાને આ તને નરકાદિમાં ઘોર પીડા આપશે.

સંસારરસિક જીવો ચંદ્રમુખી કહી તેના મુખને ચંદ્રની ઉપમા આપે છે, કિંતુ ખરેખર તો થુંક-લાળ-શ્લેષ્મ આદિથી ભરેલું કોગળા ન કરાય તો ભૂંડી રીતે ગંધાતું આ મુખડું નરકાદિ દુર્ગતિનું જ મુખ છે. સ્ત્રીના કાળા ભમ્મર કેશકલાપનું સૌંદર્ય કાળોતરાથી જરાય ઉતરતું નથી. તેનો મોહક સીમંત (સેંથો) સીમંત (તે નામનો નરકાવાસ) સુધી લઈ જવા સમર્થ છે. સુરેખ જણાતી નાસિકા સર્વ સ્વસ્થતાની નાશિકા (નાશ કરનારી) છે. રમણીના લાલ ઓઠને અમૃત માની પાન કરનારને ખબર નથી તેનું મોંઘું આયુષ્ય યમરાજ પોતે જ પીવા બેઠો છે. મૂઢકામી તેના ઉન્નત સ્તનને જે ખરેખર તો માંસની ગાંઠ છે, કુંભની ઉપમા આપે છે ને તેના આલિંગનથી સ્વર્ગ સુખની કલ્પના કરે છે પણ તેથી ઉત્પન્ન થનારી કુંભીપાકની વેદના કેમ ભૂલી જાય છે. મનુષ્ય જીવનને ગંદુ કરનારા અજ્ઞાની સ્ત્રીને વળગીને જ સૂતા હોય છે, પણ તેમને ગર્ભાવાસમાં ઊંધા માથે ગંદકીમાં લટકી રહેવાના તેમજ યોનિમાર્ગે જન્મ લેતા થયેલા દુઃખોનું વિસ્મરણ થઈ ગયું હોય છે. માટેજ વાસ્તવિકતાના જાણ પુરુષો આવી બાલીશ ચેષ્ટા-સ્ત્રીનો ત્યાગ કરે છે. આ સંસારમાં ખરો બળીયો તે જ છે. કહ્યું છે કેઃ—

दर्शनात् स्पर्शनात् श्लेषात् या हन्ति समजीवितम् ।
हेयोग्रविषनागीव वनिता सा विवेकिभिः ॥ १ ॥

અર્થ—જે નારી જોવાથી, અડવાથી કે યાવત્ આલિંગન કરવાથી જીવનની સમતા અને સ્વસ્થતા ક્ષણવારમાં હણી નાખે છે. તે વનિતા (સ્ત્રી)ને ડાહ્યા પુરુષે ઉગ્ર વિષવાળી નાગણની જેમ તરત તજી દેવી.

સ્ત્રી તરફથી મળતું દુઃખ સંસારના અન્ય પ્રાણીઓ તરફથી મળતા દુઃખ કરતા ઘણું ચડીયાતું છે.

निरङ्कुशा नरे नारी यत्करोत्यसमञ्जसात् ।
तत् क्रुद्धाः सिंहशार्दूला, व्याला अपि न कुर्वते ॥१॥

અર્થ-નિરંકુશ બનેલી નારી પોતાના પતિ ઉપર જે અઘટિત આચરણ કરે છે, તે ક્રોધિત થયેલા સિંહ-વાઘ કે મોટા સર્પો પણ કરી શકતા નથી. આના અનુસંધાનમાં સુકુમાલિકાનું દૃષ્ટાંત જાણવું.

## સુકુમાલિકાનું દૃષ્ટાંત.

ચંપાપુરીમાં જિતશત્રુ રાજા રાજ્ય કરે તેને નામ પ્રમાણે સુકુમાળ શરીરવાળી સુકુમાલિકા રાણી હતી. આવી અતિ સુંદર પત્ની પામ્યા પછી રાજાને જાણે કાંઈ કરવાનું જ રહ્યું નહી. ક્ષણવાર પણ તે પત્નીથી છેટે જતો નહી. રાતે ઉંઘમાં પણ તે તેની સાથે જ જાણે મહાલતો હોય. રાજાની અતિવિલાસિતા અને પત્ની તરફની આસક્તિ જોઇ મંત્રીમંડળ પહેલાં તો મુંજવણમાં પડયું. પછી વિચાર્યું. નવી પત્ની છે, એટલે કદાચ શરુઆતમાં આમ હોય. ઘણો સમય વીત્યા છતાં રાજાને રાજ્યની જરાય ચિંતા ન રહી ત્યારે રાજાને સમજાવ્યા. જ્યારે કોઇ રીતે રાણીના જાદૂ ઓછા ન થયા ત્યારે પ્રધાનમંડળે કંટાળીને રાજારાણીને આસવમાં મદિરા પાઇ દીધી. તેઓ અચેત થઇ જતાં તેમને દૂર જંગલમાં મૂકી આવ્યા અને યુવરાજનો રાજ્યાભિષેક કર્યો. આખર કેફ ઉતરી જતાં રાજા-રાણી આંખો ચોળી જોવા લાગ્યા કે 'આપણી મોગરાના ફુલની કોમળ શય્યા ક્યાં ગઇ અને આપણે ક્યાં આવી પડ્યા. આપણો મહેલ, વૈભવ, પરિવાર અને ચાકર વર્ગ ક્યાં ગયો ?' છેવટે કાંઈ ન સૂઝતાં તેઓ ઉઠીને ચાલતા થયા. ઘણું ચાલ્યા પણ જંગલનો અંત ના આવ્યો. સુકુમાલિકા રાણીને અસહ્ય તરસ લાગી. છતાં થોડું ચાલી. હવે તેનો કંઠ અને તાળવું સૂકાવા લાગ્યું. તે થાકીને બેસી જતાં બોલી. 'હવે પાણી વિના જીવ જાય છે.' તેને બેસાડી રાજા પાણી લેવા ગયો પણ ક્યાંય પાણી ન મળતાં તેણે ખાખરાના પાંદડાનો પડીયો બનાવી, બાવડાની ધોરી નસ કાપી લોહીથી ભર્યો. રાણી પાસે આવીને કહ્યું 'ઘણી કઠિનાઇથી એક ખાબોચીયાનું પાણી લાવ્યો છું. કદાચ તને નહી ભાવે માટે તું આંખ બંધ કરીને પી જા.' તેણે પી લીધું. થોડું ચાલ્યા પછી રાણીએ કહ્યું 'મને ઘણી ભૂખ લાગી છે.'

રાજા ચાલ્યો પણ ખાવાનું કશું જ ન મળતાં તેણે પોતાની જાંઘમાંથી માંસ કાઢયું અને સેકીને રાણીને આપતાં કહ્યું 'આ એક પક્ષીનું માંસ છે. ખાઈ લે.' રાણીએ ખાધું. ત્યાંથી ચાલતાં ચાલતાં તેઓ કોઇ અજાણ્યા નગરે જઇ ચડયાં. રાજાએ ઘરેણાં વેચી રહેવા આદિની વ્યવસ્થા કરી ને ધનાર્જન માટે વ્યવસાય કરવા લાગ્યો. આમ કેટલોક સમય વીત્યા પછી એકવાર રાણીએ કહ્યું 'તમારા ગયા પછી એકલાં રહેવું પડે છે અને ભય પણ રહ્યા કરે છે.'

આ સાંભળી રાજાએ એક પાંગળા માણસને દરવાન તરીકે ઘરે નોકર રાખ્યો.

તે પંગુનો કંઠ ઘણો સુંદર હોઇ રાણી નવરાશમાં તેને ગાવા કહે, ને તે ગાય. રાણીથી થોડી છુટ થતાં તે ઇશારા-ચાળા કરવા ને પ્રેમ ગીતો ગાવા લાગ્યો. તેમનો અતિ પરિચય પરિણયમાં પરિણમ્યો અને રાણી પાંગળા સાથે હળી. કામી જીવોનો વિવેક, બોધ અને ભવિષ્યનો વિચાર નાશ પામે છે. સુકુમાલિકાએ પંગુના કહેવાથી રાજાને મારી નાખવાનું નક્કી કર્યું. એકવાર રાજા વસંતઋતુમાં ગંગા નદીના કાંઠે ફરવા-ક્રીડા કરવા રાણી સાથે ગયો. રાણીએ રાજાને તેજીલી મદિરા પાઇ દીધી. થોડી વારે રાજા નિશ્ચેષ્ટ થયો એટલે રાણીએ તેને ગંગાના જોસબદ્ધ વહેતા પ્રવાહમાં વહાવી દીધો. આનંદિત થયેલી રાણી પંગુ સાથે ઇચ્છા પ્રમાણે રહેવા લાગી. છેવટે પંગુને ખભે બેસાડી તે બજારમાં નિકળવા લાગી. તે મધુર ગાતો અને લોકો એક સુંદર નારીની અવદશા જોઇને કર્ણપ્રિય સંગીત સાંભળી તેને કાંઇક આપતા. પંગુની ઓળખાણ આપતાં તે કહેતી ' માબાપે આપેલો આ પતિ છે. મારે મન તો એ ભગવાન છે.'

આ તરફ જીતશત્રુ રાજા પાણીમાં પડતાં જ સચેત થયો ને તણાતો તણાતો કાંઠે આવ્યો. થાકીને તે નદી કાંઠાના કોઇ વૃક્ષની છાયામાં સૂતો. તે નગરનો રાજા પુત્ર વિના અકાલે ગુજરી ગયો હોઇ પંચ દિવ્ય કરવામાં આવેલા. તે રાજા પાસે આવી ઉભા એટલે તેને જગાડી-સજાવી પ્રધાન મંડળે નગરપ્રવેશ કરાવી રાજ્યારૂઢ કર્યો. યોગાનુયોગ સુકુમાલિકા પેલા પાંગળા સાથે ભટકતી ને ભીખ માંગતી તે નગરમાં જ આવી પહોંચી. નગરમાં પુરુષના કંઠની અને સુકુમાલિકાની પતિ પરની શ્રદ્ધા અને પ્રીતિની લોકો ઘણી જ પ્રશંસા કરવા લાગ્યા. તેમની પ્રશંસા રાજદરબારમાં પણ થઈ. તેથી રાજાએ તેમને જોતાં જ ઓળખી લીધાં ને કહ્યું ' ઓ સ્ત્રી ! તું આવા ગંદા અને બિભત્સ પાંગળાને ખભે ઉપાડી શા માટે ફરે છે ? ' સ્ત્રીએ કહ્યું માબાપે જે પતિ આપ્યો હોય તેને વધાવી લેવો અને ઇન્દ્ર જેવો માનવો એ સતી નારીનું પરમ કર્તવ્ય છે.

રાજાએ વ્યંગ કરતાં કહ્યું ' ધન્ય છે સતી માતા તને ! જે પતિના બાવડાનું લોહી પીધું. સાથળનું માંસ ખાધું તેને ગંગાના વહેણમાં છેવટે પધરાવી દીધો. તારૂં સતીત્વ તો વિશિષ્ટ પ્રકારનું છે. ' પછી તેનું ચરિત્ર ઉઘાડું પાડી સ્ત્રી અવધ્ય હોઈ તેને સીમા પારની સજા કરી.

પ્રત્યક્ષ સ્ત્રીચરિત્ર નિહાળતા સ્ત્રીમાત્રથી ઘૃણા અને વૈરાગ્ય જન્મ્યો અને તેમણે સંસારની સર્વ સ્ત્રીઓનો ત્યાગ કર્યો

આ પ્રમાણે સુકુમાલિકાનું જીવન જોઇ જિતશત્રુ રાજા વિષયથી વિરક્ત થઇ વૈરાગ્ય પામ્યો અને કામક્રોધાદિ ઉપર વિજય મેળવી સાચા અર્થમાં જિતશત્રુ થયા. સ્ત્રીના ચરિત્રનો કોઇ પાર પામી શકતો નથી. તે તો યોગાનુયોગ કોઇકવાર જણાઈ જાય છે. માટે સમજુ માણસે સ્ત્રીથી સદા દૂર રહેવું. માનસિક અને શારીરિક સ્વાસ્થ્ય માટે બ્રહ્મચર્ય ઉત્તમ રસાયણ છે. આત્માના આનંદનો એ અદ્‌ભુત ખજાનો છે.

———•卐•———

## ૯૪. ગુણની વિનાશિકા.

गुणिनां गुणतो भ्रंशं कर्तुं कूटं रचेद् बहुम्।
या सा परिहर्तव्या विघ्नकर्त्री शुभे पथि ॥१॥

અર્થ–જે નારી ગુણવાનોને ગુણથી ભ્રષ્ટ કરવા અનેક કપટો–પ્રપંચો કરી શકે છે તેને દૂરથી જ ત્યાગવી, કેમકે શુભ પથમાં, ઉત્તમમાર્ગમાં તે વિઘ્ન કરનારી છે.

લૌકિકશાસ્ત્રમાં પણ કહ્યું છે કે–શંકર જેવા સંસારથી દૂર જઈ બેઠેલા યોગી પુરુષને પાર્વતીએ ભીલડીનું રૂપ ધરીને આકર્ષ્યા હતા. નારીના કહેવાથી નાચતા શિવજી દેવતાઓના હાસ્યનું કારણ બન્યા હતા.

માત્ર શેવાળ અને પાણીના આધારે જીવન જીવનાર શરીરની જરાય શોભા શુશ્રૂષા ન કરનારા તાપસો પણ સ્ત્રીઓના વિલાસ–વિભ્રમમાં એવા ભ્રાંત થયા કે ક્ષણવારમાં શીલભ્રષ્ટ થઈ હજારો વર્ષનું તપ લજવ્યું. પુરાણમાં કહ્યું છે કે–

सुगुप्तानामपि प्राय इन्द्रियाणां न विश्वसेत्।
विश्वामित्रोऽपि सोत्कण्ठः कण्ठे जग्राह मेनकाम् ॥१॥

અર્થ–ઘણી સારી રીતે ઇન્દ્રિયોને નિરોધ કર્યો હોય તો પણ તેનો કદી વિશ્વાસ કરવો નહીં. કારણ કે વિશ્વામિત્ર જેવા કઠોર સાધક ને વયથી પાકટ સાધુએ ઉત્કંઠા પૂર્વક મેનકાને ગળે વળગાડી હતી. તે કથા આ પ્રમાણે છે.

મહાતપસ્વી વિશ્વામિત્ર સૂકાં ફળ અને પાણીના આહારે સૂર્યની સામે દૃષ્ટિ રાખી તપ તપતા હતા. કહે છે કે 'તેથી તેમનામાં નવું સ્વર્ગ રચવાની શક્તિ ઉદ્‌ભવેલી. તેથી શંકિત થયેલા ઇંદ્રે તપોભ્રષ્ટ કરવા તેમની પાસે મેનકા નામની અતિસુંદર અપ્સરા મોકલી. મેનકાની વિવિધ હાવભાવવાળી ચેષ્ટાથી વિશ્વામિત્ર ધ્યાનભ્રષ્ટ અને ચંચલ થયા. તીવ્ર અનુરાગપૂર્વક તેમણે મેનકાને આશ્લેષ આપી ભોગવી. પછી તો તેમાં લટ્ટુ થયેલા તપસ્વીએ પોતાનું તપ–ધ્યાનાદિ છોડી દીધું. એકવાર તેમણે મેનકાને પૂછ્યું 'તને અહીં આવી મારી સાથે રહેતા કેટલોક સમય થયો? તેણે ઉત્તર આપતા કહ્યું 'નવસો સાત વર્ષ નવ મહિના ને ત્રણ દિવસ થયા' આમ વારંવાર ઇંદ્રે અપ્સરાઓ મોકલી તેમને તપભ્રષ્ટ કર્યા, પરિણામે તે સાવ નિર્માલ્ય અને શક્તિહીન થઇ ગયા. આ વાત મહાભારત આદિ ગ્રંથમાં વિસ્તારપૂર્વક જણાવી છે.

તથા શ્રી જિનાગમ–લોકોત્તરશાસ્ત્રમાં પણ આષાઢાભૂતિ, આર્દ્રકુમાર, અરણિક આદિ પ્રજ્ઞાવાન ગુણવંતા મુનિઓ પણ સ્ત્રીઓની કપટજાળમાં સપડાયાના અનેક ઉદાહરણો જોવા મળે છે. જ્યાં સુધી માણસે સ્ત્રીનો સંગ નથી કર્યો ત્યાં સુધી જ તેન ઉત્તમ ગુણો સચવાયા છે. વલ્કલચીરીએ સ્ત્રીસંગતના દોષો અનુભવી તરત તેનો ત્યાગ કર્યો હતો.

## વલ્કલચીરીમુનિનું દૃષ્ટાંત.

પોતનપુરના રાજા સોમચંદ્રને ધારિણી નામે પત્ની હતી. એકવાર રાજા વિશ્રાંતિ-ગૃહમાં હતા ને રાણી તેમના વાળમાં પોતાના સુલાયમ આંગળા ફેરવી વાળ ઓળતી હતી. રાજાના માથમાં એક ધોળો વાળ જોઈ રાણી બોલી 'રાજા! દૂત' પહેલા તો રાજા ખીજાઇને બોલ્યો 'કોણ છે એ દૂત? તને એટલી અક્કલ નથી કે હું રાણીવાસમાં રાણી સાથે બેઠા છું? રાણીએ કહ્યું 'મહારાજા, ત્યાં નહીં, આ આપના માથામાં ઘડપણનો દૂત આવ્યો છે. જૂઓ....' એમ કહી તેણે વાળ ચૂંટી રાજાની હથેળીમાં મૂક્યો. વાળ જોતાં જ તે ઉંડી ચિંતા ને વિમાસણમાં પડી બોલ્યો કે મારા પૂર્વજો અને વડીલોએ યૌવન ઢળતાં પૂર્વે વ્રત ને વાનપ્રસ્થ સેવેલું છે. મને ધિક્કાર છે. કેમકે ધોળો વાળ થતાં સુધી હું ઘરે જ બેઠા છું અને ધર્મ આચરતો નથી.' રાણીએ કહ્યું 'નાથ! હજી પણ કશું મોડું થયું નથી. જાગ્યા ત્યારથી સવાર! હવે શા માટે ધર્મકર્મમાં વિલંબ કરવો જોઇએ?'

પત્નીની તૈયારી ને સમજણથી ઉત્સાહિત થયેલા રાજાએ પોતાના પુત્ર પ્રસન્નચંદ્રને રાજ્યારૂઢ કરી પોતે સંન્યાસ લીધો.તેમની પત્ની પણ સગર્ભા છતાં તાપસી બની. તેમની એક ધાત્રી તેમની સાથે ચાલી નિકળી. પૂર્ણમાસે રાણી ધારિણીએ પુત્રને જન્મ આપ્યો પરંતુ પ્રસૂતિમાં જ તે મૃત્યુ પામી. સંન્યાસીને બાળકની ચિંતા થઈ કે હવે આનો ઉછેર શી રીતે થશે. ત્યારે ત્યાં દેવી બનેલી ધારિણી રાણી યતિની વિમાસણ અને પુત્રની વિપત્તિ જાણી ભેંસનું રૂપ લઇ આશ્રમમાં આવી. બાળકને તેણે દુધ પાયું. સમયે તે ભેંશ થઈને આવી જતી. આમ તે બાળકનું પોષણ અને ઉછેર થવા લાગ્યો. તે થોડો મોટો થયો એટલે ભેંશ રૂપધારી દેવીએ ત્યાં આવવું બંધ કર્યું. અને તેના પિતા તાપસે તેને વલ્કલ (વૃક્ષની કોમળ છાલ) પહેરાવી વલ્કલચીરી નામ આપ્યું. વન્યફળ અને ધાન્યથી બાળકનું પોષણ થવા લાગ્યું. અનુક્રમે તે સોળ વર્ષનો યુવાન થયો પણ તે સંસારવ્યવહારથી–સ્ત્રીપુરુષના ભેદથી સાવ અજાણ હતો. ને આવશ્યકતા પ્રમાણે તેની ભાષા ઘણી જ સીમિત હતી. તે સમજણો થાય તે પૂર્વે ધાત્રી પણ ચાલી ગઇ હતી. માણસ તરીકે તેણે પિતાને જ વધારે જોયેલા. સવારના પહોરમાં તે 'તાત વંદે' એમ તેમને કહેતો. સ્ત્રીપુરુષના ભેદને તે જાણતો નહોતો, સ્વભાવે સરળ હતો ને વન-ખંડ તેમજ પશુ-પક્ષી આદિનો જ તેને પરિચય હતો. વનમાંથી ફળાદિ લાવવા ને પિતાની સેવા કરવી, એટલું તેને આવડતું.

એકવાર વલ્કલચીરીના મોટાભાઇ રાજા પ્રસન્નચંદ્રને વલ્કલચીરીનું વૃત્તાંત્ત જાણી તેને બોલાવવાની ઉત્કટ અભિલાષા થઈ. તેણે નગરની ચાર ચાલાક ગણિકાઓને કહ્યું કે 'તમે ગમે તેમ કરી મારા ભાઇને અહીં લઈ આવો. અમારા તપસ્વી પિતા ત્યાં ન હોય ત્યારે જજો અને તેમની નજરે ન ચડી જવાય તેનું બરાબર ધ્યાન રાખજો, નહીતર તે તપસ્વી તપોબળથી બાળી નાખશે.' રાજાજ્ઞાને કરવા તૈયાર થયેલી ગણિકાઓએ

બધી વાત સારી રીતે સમજી તાપસનો વેશ કર્યો ને આવી સોમચંદ્ર તપસ્વીના આશ્રમે ગઇ. તે વખતે વલ્કલચીરી એકલો જ હતો. તેણે તે રૂપાળા તાપસોનો 'તાત વંદે' કહી આદર સત્કાર કર્યો ને હતા તે ફળ ખાવા ધર્યાં. વેશ્યાઓએ કહ્યું 'અમારી પોતનપુરી આશ્રમના ફળ ક્યાં? ને આ તમારા રસકસ વગરના સામાન્ય ફળ ક્યાં? જૂઓ આ અમારાં ફળ' એમ કહી તેમણે મેવા, દ્રાક્ષ અને મઘમઘતાં મોદક ઝોળીમાંથી કાઢી બતાવ્યા ને એકાંતમાં લઈ જઇ ખાવા આપ્યા. કદી નહી ચાખેલાં અત્યંત સ્વાદિષ્ટ-ફળ ખાઇ ઋષિબાળ આશ્ચર્ય પામ્યો ને અહોભાવથી આ રૂપાળા મુનિઓને નિરખી રહ્યો. નવા નવા પદાર્થો કાઢી કાઢી અનોખા ભાવપૂર્વક તે ઋષિકુમારને ખવરાવવા લાગી ને અવનવા સ્વાદમાં તે લપેટાતો ગયો. વેશ્યાઓએ તેને પોતાના સમીપમાં લીધો.

પોતાના શરીરે કપોલ અને ઉરોજ સ્થળે તેનો હાથ લઈ ફેરવ્યો. પુરુષ–સ્ત્રીના ભેદને નહી જાણતો વલ્કલચીરી કોઇ વિચિત્ર લાગણી અનુભવતો બોલ્યો 'મુનિઓ! તમે તો ઘણાં સારા લાગો છો. તમારું શરીર કેવું સરસ છે? આ તમારા હૃદય સ્થળે આ બે ઉંચા ઉપસેલા શું છે? ઘણું કોમળ ને ગમે તેવું તમારું શરીર છે.' વેશ્યાઓ બોલી–આ તો અમારા આશ્રમના જળ, વાયુ તેમજ આવા ઉત્તમ ફળોનો પ્રતાપ છે. તમે અમારી સાથે ચાલો, તમને ઘણો આનંદ આવશે. તમે પણ અમારા જેવા સુંદર થશો.' વલ્કલચીરી તેમની વાતમાં લોભાયો. તેમનાથી અંજાયો. તેમની સાથે જવા પોતાના પાત્ર આદિ સંતાડી તૈયાર થઇ આવી ગયો.

કહ્યું છે કે–માણસ ત્યાં સુધી જ મુનિભાવવાળો, યતિ, જ્ઞાની, તપસ્વી અને જિતેન્દ્રિય છે કે જ્યાં સુધી તે કોઈ સુંદર સ્ત્રીના સંપર્કમાં આવ્યો નથી.

તેઓ જવાની તૈયારી કરતાં હતાં ત્યાં સામે થોડે દૂરથી સોમચંદ્રઋષિને આવતા જોયા એટલે વેશ્યાઓ નાઠીને ગુપ્તસ્થાનમાં ઉભેલા રથમાં બેસી પોતનપુર પાછી આવી. વલ્કલચીરીમાં નાસવાની ચતુરાઇ ન હોઇ તે પિતાના ભયથી ત્યાં જ ક્યાંક સંતાઇ ગયો ને પછી પોતનઆશ્રમ તરફ પગપાળો ચાલ્યો. વેશ્યા પાસેથી રાજાએ જાણ્યું કે વલ્કલચીરી અહીં પણ ન આવી શક્યો ને તેણે આશ્રમ પણ છોડી દીધો ત્યારે તેને ઘણી ચિંતા થઇ. તપાસ કરાવી પણ ક્યાંય તેનો પત્તો લાગ્યો નહી રાજાને લાગ્યું કે 'મારો ભોળો ભાઇ બંને સ્થાનથી ભ્રષ્ટ થયો. આશ્રમ અને મહેલ બંનેથી ગયો. તે ક્યાં હશે ને કેમ હશે? આ શોકથી તેણે ગીતનૃત્ય આદિનો આખા નગરમાં નિષેધ કરાવ્યો.

આ તરફ પોતનઆશ્રમ જવાની ઇચ્છાથી વલ્કલચીરી એકલો વનમાં આગળ વધ્યો. માર્ગમાં એક રથવાને તેને જોઇ પૂછ્યું 'બાળઋષિ તમારે ક્યાં જવું છે?' તેણે કહ્યું 'પોતનઆશ્રમ જવું છે.' રથવાળાએ 'હું પણ ત્યાંજ જઉં છું' કહી તેને રથમાં બેસાડ્યો. તેમાં બેઠેલી રથવાળાની પત્નીને 'તાત વંદે' (હે પિતાજી! વંદન કરું છું) એમ કહ્યું. સ્ત્રીએ પતિને કહ્યું 'આ તો સ્ત્રી-પુરુષના ભેદને પણ નથી સમજતો, કેવો મુગ્ધ છે!' તેમણે લાડવા ખાવા આપ્યા. વલ્કલચીરી કહેવા લાગ્યો 'આ

ફળ તો પેલા સુંદર તપસ્વીઓએ આપેલા તેવા જ છે!' આમ વાત કરતાં તેઓ આગળ જતા હતા ત્યાં એક ચોર મળ્યો. બળવાન રથિકે ચોરને જીતી તેનું ધન પડાવી લીધું ને પોતનપુરમાં બધા આવ્યા. છૂટા પડતાં રથવાને કહ્યું 'આ પોતન આશ્રમ આવ્યું. ક્યાં જવું છે તે પણ તમે જાણતાં નથી. પૈસા વગર તો તમને સ્થાન કે ભોજન પણ મળશે નહી. લ્યો આ ધન, એમ ચોર પાસે પડાવેલા માલમાંથી કેટલોક તેને આપ્યો ને છૂટા પડ્યા.

વલ્કલચીરી આગળ ચાલ્યો. જાતજાતની વેશભૂષાવાળા સ્ત્રી-પુરુષો, ઉંચી હવેલી ને દુકાનની શ્રેણિ જોઇ તો અચંભામાં પડયો કે આ બધું છે શું? આ કઈ જાતનું મર્યાદા વિનાનું આશ્રમ? ને આ કેવી જાતના તપસ્વીઓ!!! જે સામે મળે તેને કહે 'તાત વંદે, તાત વંદે' ને લોકો આ સાંભળી હસવા લાગે. માર્ગે જતી વેશ્યાએ જોઇ તેને બોલાવ્યો. તેણે કહ્યું 'મને સ્થાન અને ફળ આપો. તે માટે રથિકે આ ધન આપ્યું છે. તે તમે લઇ લો.' વેશ્યા ઘણી રાજી થઇ. સ્નાનઘરમાં લઇ જઈ તૈલમર્દન આદિ કરી સારી રીતે સ્નાન કરાવ્યું. વલ્કલચીરીએ વ્યાધિની જેમ બધું સહન કર્યું. તે વેશ્યાને એક પુત્રી હતી, જે પરણવાની હઠ લઈ બેઠેલી. તેને ઋષિપુત્ર સાથે પરણાવાની ઠાઠપૂર્વક તૈયારી કરી. પાણિગ્રહણ થયું. ગીત, નૃત્ય ને વાજિંત્રનો નાદ સાંભળી તેણે વિચાર્યું' આ લોકો કૂદકા મારીને કઇ જાતનો સ્વાધ્યાય કરી રહ્યા છે? મને ભૂખ લાગી છે ને કાંઈ ફળ તો આપતા નથી!

આ વેશ્યાની સમીપમાં જ રાજવાડો હતો. મૃદંગાદિ લગ્નવાદ્ય અને ગીતો સાંભળી રાજાએ વેશ્યાને બોલાવી કહ્યું 'અમારે ત્યાં શોક પ્રવર્તે છે, ત્યારે તેં આ શું માંડયું?' તેણે કહ્યું 'નૈમિત્તિકના વચનથી તાપસકુમારને મેં હમણા જ મારી કન્યા પરણાવી છે. તેના આનંદમાં અમે આ વાજા વગડાવ્યાં છે.' તે વખતે જમણું અંગ ફરકવાથી રાજાએ નિશ્ચય કર્યો કે તે કુમાર મારો ભાઇ જ હશે. રાજા પોતે વેશ્યાને ઘેર આવી વલ્કલચીરીને ઓળખે છે ને ઉલ્લાસપૂર્વક વિવાહ મંગળ કરી દંપતીને રાજમહેલે લાવે છે. રાજમહેલમાં રહેવાથી થોડાં જ દિવસોમાં વલ્કલચીરી ચતુર અને કળામાં કુશળ થયો. પ્રસન્નચંદ્રે શાંતિપૂર્વક એકવાર સોમચંદ્રઋષિને વલ્કલચીરીના સમાચાર આપતાં તેમની ચિંતાનો અંત આવ્યો.

રાજમહેલમાં વસતાં, સ્ત્રીસાથે વિષયોપભોગ સેવતાં વલ્કલચીરીને બાર વર્ષ થઈ ગયાં. એકરાત્રિએ તેમને વિચાર આવ્યો કે હું કૃતઘ્ન છું, કેવો ઇન્દ્રિયોનો દાસ થઇ ગયો છું? પિતાને પાછલી વયમાં એકલા વનમાં છોડી દઇ હું રાજવૈભવમાં સ્ત્રીઓ સાથે મહાલું છું.' તેણે ભાઇને વાત કરી કે 'ઘણાં સમયથી પિતાજીના દર્શન નથી કર્યા. માટે આજે ત્યાં જઇ આવું. ભ્રાતૃવત્સલ રાજા પણ ભાઈની સાથે જ વનમાં ગયો. બંનેએ પિતાનાં દર્શન કરી પ્રણામ કર્યા. સોમચંદ્રઋષિએ વલ્કલચીરીને પાસે બેસાડી પંપાળ્યો અને કુશળ સમાચારાદિ પૂછયાં. તેમના નેત્રપટલ બાઝવાથી તેઓ જોઇ

શકતા નહોતાં, પણ હર્ષાશ્રુનો વેગ આવતાં પડલ ઉતરી ગયા. વલ્કલચીરીને બારવર્ષ પૂર્વે ગોપવેલ પોતાના પાત્ર આદિ ઉપકરણો યાદ આવતાં તેણે કાઢ્યાં અને ખેસના છેડા પ્રમાર્જના કરતાં વિચાર્યું કે મેં આ પ્રમાણે પ્રમાર્જના-પ્રતિલેખના ક્યાંક કરી છે. આમ ઉહાપોહ કરતાં તેને જાતિસ્મરણજ્ઞાન થયું. પૂર્વભવ પ્રત્યક્ષ થતાં તેણે જાણ્યું કે 'અરે! ગયા ભવમાં જ છોડેલું સાધુજીવન પણ મેં ન જાણ્યું ? સ્રીસંગતની લંપટતાને ધિક્કાર છે.' આમ આંતરિક પશ્ચાત્તાપ અને શુભધ્યાનના યોગે તેમને ત્યાંજ કેવળજ્ઞાન ઉત્પન્ન થયું. કેવળીએ દેશના દીધી. સોમચંદ્રે પણ બોધ પામી દીક્ષા લીધી. રાજા પ્રસન્નચંદ્ર બ્રહ્મચર્યવ્રત લઇ ઘરે આવ્યા. પ્રત્યેકબુદ્ધ વલ્કલચીરીમુનિ થયા. પ્રભુ મહાવીરદેવ પાસે આવ્યા ને અંતે મોક્ષ પામ્યા.

આ પ્રમાણે વલ્કલચીરીમુનિએ તાપસપણાના ઉપકરણોની પ્રમાર્જના કરતાં તેની જ રજ નહી પણ આત્માના પ્રદેશોમાં લાગેલી કર્મવર્ગણાને દૂર કરી દ્રવ્ય અને ભાવ બંને પ્રકારની ધૂળ દૂર કરી તેઓ કામદેવને જીતનારા પ્રત્યેકબુદ્ધ તરીકે પ્રસિદ્ધ થયા.



## ૯૫. રાગાંધ કાંઇ જોતો નથી.

मातरं स्वसुतां जामिं, रागान्धो नैव पश्यति ।
पशुवद् रमते तत्र, रामापि स्वसुतादिषु ॥१॥

અર્થઃ-કામરાગથી આંધળો બનેલ માણસ માતા, દીકરી કે બહેનને જોતો નથી. પશુની જેમ તે વિવેકહીન થઇ માતાદિ સાથે રમણ કરે છે. તેમ સ્રી પણ કામાંધ થઇ પોતાના પુત્રાદિ સાથે રમે છે.

આ સંબંધમાં અઢાર નાતરાનો પ્રબંધ પ્રસિદ્ધ છે.

### અઢાર નાતરાનો પ્રબંધ.

મથુરાનગરીમાં કામદેવની જાણે સેના હોય એવી કુબેરસેના નામની વેશ્યા હતી. ઉગતી યુવાનીમાંજ તે સગર્ભા થઈ. ગર્ભનો ભાર તે સહી શકતી નહોતી, તેથી તેની માને કહ્યું કે આ દુઃખ ક્યારે મટશે?' માએ કહ્યું. 'ગર્ભ પડાવી નાંખ, હમણાં જ નિકાલ. વેશ્યાએ તેમ કરવાની ના પાડી. આમ કરતાં મહિના પૂરા થયાં ને તેણે પુત્ર-પુત્રીના જોડલાંને જન્મ આપ્યો. વેશ્યાની માએ કહ્યું:-દિકરી! આપણે યૌવન ઉપર જીવવાનું છે, આ એક નહી પણ બબ્બે બાળક સ્તનપાન કરી તારા યૌવનને કરમાવી નાખશે. એમની પલોજણ પણ આપણને પાલવે નહીં. આપણે તો જીવનની જેમ યૌવનની રક્ષા કરવાની હોય છે. માટે મેલની જેમ આ યુગલને છોડી દેવું જોઇએ'

ઇત્યાદિ સમજાવી પંદર દિવસના બાળક થયા પછી તેમનું કુબેરદત્ત અને કુબેરદત્તા નામ પાડી. તે નામવાળી તેમને વીંટી પહેરાવી તેમને એક શ્વાસ લઇ શકાય એવી પેટીમાં મૂકયાં અને પેટી યમુનાના પ્રવાહમાં વહાવી દીધી.

જળતરંગ પર રમતી તે પેટી સૌર્યપુર પાસે તણાઈ આવી. જમનાકિનારે આવેલા બે વણિકમિત્રોએ તે સુંદર પેટી ગ્રહણ કરી. જે નિકળે તે અડધું વહેંચી લેવાનું નક્કી કરી પેટી ખોલી. દેવકુમાર જેવા સુંદર બાળક જોઈ એકે પુત્ર અને બીજીએ પુત્રી લીધી. બંનેએ તેમને પાળ્યા, પોષ્યા, ભણાવ્યા, ગણાવ્યા ને મોટા કર્યા. બંને યુવાન થતાં તેમના બંનેના પાલક માબાપોએ પરસ્પરના સારા સંબંધો હોઇ તે યુવાન-યુવતીની સરખી જોડી જોઈ સારી ધામધૂમપૂર્વક તે બંનેને પરણાવી દીધા. કુબેરદત્ત અને કુબેરદત્તા જે સગા ભાઇ-બહેન હતા, પરણી ગયા ને પરસ્પર અતિ અનુરાગ પૂર્વક રહેવા લાગ્યા.

એકવાર બંને ચોપાટ (સોગઠાબાજી) રમતા હતા, ત્યાં કુબેરદત્તની પેલી વીંટી નિકળી કુબેરદત્તાના ખોળામાં પડી. તે જોઇ તેણીએ પોતાની વીંટી જોડે સરખાવી તો રૂપે, રંગે, ઘાટે, તોલે સરખી જ લાગી ને નામના અક્ષરો પણ એક સરખાં મરોડવાળા જોઈ તે બોલી ઉઠી 'આપણે એકજ મા-બાપના યુગલ સંતાન અને ભાઇ-બહેન છીએ, તેમાં સંદેહને સ્થાન નથી. પરંતુ દૈવયોગથી આપણા લગ્ન થયા.' અને તેઓએ પોતાના માતાપિતાને પૂછતાં વાત સાચી નિકળી. બંને વિમૂઢ થઇ વિચારમાં પડયા. પોતાની પરિસ્થિતિ ઉપર તેમને ઘણું લાગી આવ્યું. તેમણે પોતાનો ભાઇ-બહેનનો સંબંધ કાયમ કર્યો. કુબેરદત્ત આવા સંયોગથી પોતાની જાતને દૂર લઈ જવાના હેતુએ વ્યાપાર કરવા મોટો સાર્થ લઇ મથુરા ઉપડ્યા. આ તરફ કુબેરરત્તાએ વિરાગ બળવાન થતાં દીક્ષા લીધી. ઘોર તપસ્યા કરતાં તેમને અવધિજ્ઞાન ઉત્પન્ન થયું. વ્યાપારમાં સારી કમાણી થતાં કુબેરદત્ત મથુરામાં સ્થિર થયો ને સંયોગવશ તેનો કુબેરસેના વેશ્યા સાથે જ સંબંધ થયો. તેની સાથે વિષય ભોગવતાં તેને એક પુત્રની પ્રાપ્તિ થઇ.

અવધિજ્ઞાની સાધ્વી કુબેરદત્તાએ જ્ઞાનોપયોગથી જાણ્યું કે કુબેરદત્ત પોતાની માતાનો જ પતિ થયો છે. ને માતા પુત્રની જ શય્યાભાગી થઇ છે, ત્યારે તેની અનુકંપાનો પાર જ ન રહ્યો. તરત વિહાર કરી સાધ્વી મથુરા આવ્યા ને વેશ્યાના ઘરની પાસે જ ઉતારો કર્યો. જ્ઞાની સાધ્વી વહોરવાનું નિમિત્ત કરી કુબેરસેનાને ત્યાં આવ્યા. ઘોડીયામાં રડતાં છોકરાને હાલરડું સંભળાવતા બોલ્યા 'કેમ રડે છે વીરા! તારે ને મારે તો ઘણા સંબંધ છે. જો સાંભળ' એટલામાં કુબેરદત્ત એક તરફ ઉભો રહી આ બધું સાંભળવા લાગ્યો કે 'એક વૈરાગી સાધ્વી શા માટે ગૃહસ્થોમાં આટલો રસ લે છે?' ત્યાં સાધ્વી બોલ્યા-જો સાંભળ. તું મારો ભાઇ થાય, દિકરો થાય, દિયર થાય, ભત્રીજો થાય, કાકો પણ થાય અને પુત્રનો પુત્ર-પૌત્ર પણ થાય! રે બાળ! તારા બાપા મારા ભાઇ થાય, મારા બાપાય થાય ને પિતાના પિતા-દાદા થાય, ધણી થાય, પુત્ર થાય અને સસરા પણ

થાય. જો ભાઈ! રડ નહી સાંભળ. તારી મા તો મારી મા થાય. પણ મારા બાપાનીય મા થાય. મારી ભોજાઈ થાય, પુત્રવધૂ થાય, સાસુ થાય અને શોકય પણ થાય!!!

આ સાંભળી પાસે ઉભેલા કુબેરદત્તે કહ્યું 'સાધ્વી! તમે આ શું અસંબદ્ધ બોલો છો?' પ્રૌઢતાની જાજરમાન મૂર્તિ જેવા સાધ્વીએ કહ્યું 'શ્રેષ્ઠી! સાંભળો. હું જે કાંઇ બોલું છું તે સાવ સાચું અને આશ્ચર્યજનક છે. આ બાળ મારો ભાઈ છે કારણ કે અમે બંને સહોદર છીયે. તેમજ આ બાળક મારા પતિનો પુત્ર હોઈ મારો પણ પુત્ર થાય તથા મારા પતિનો નાનો બંધુ હોઇ મારો દિયર પણ થાય તેમજ ભાઇનો દિકરો હોઇ મારો ભત્રીજો પણ થાય છે. તથા તે મારી માના પતિ (પિતા)નો ભાઈ હોઈ મારો કાકો પણ થાય તેમજ મારી શોકય (સપત્ની)ના દિકરાનો દિકરો હોવાથી આ મારો પૌત્ર પણ થાય છે.

તથા આ બાળકના બાપ સાથે મારે જે સંબંધો છે તે સાંભળો—આ બાળકનો બાપ મારો ભાઇ થાય કેમકે આના બાપની અને મારી માતા એકજ છે. આનો બાપ એ મારો બાપ થાય કારણ કે તે મારી માનો ધણી છે. તેમજ આ બાળકનો બાપા મારો પિતામહ થાય. કેમકે મારી માતા (કુબેરસેના)ના પતિ (કુબેરદત્ત)નો આ બાળક નાનો ભાઇ હોઇ તે કાકો થાય ને કાકાના પિતા મારા પિતામહ થાય. તથા આ બાળકનો બાપ મારો સ્વામી થાય કારણ કે મારા એની સાથે લગ્ન થયેલા. તથા આ મારી શોકયનો પુત્ર છે. તેથી મારો પણ પુત્ર જ થાય. વળી આ છોકરાનો બાપ મારો સસરોય થાય, કેમકે તે મારા દિયરનો બાપ થાય છે.

અને આ બાળકની મા સાથે પણ મારે છ સંબંધો છે, આ બાળકની માતા મારી માતા પણ થાય, કારણ કે મેં એના ઉદરે જન્મ લીધો છે. તથા આ બાળકની મા મારી માતામહી (મોટીબા) થાય, કેમકે તે મારા કાકાની માતા છે. વળી આ બાળકની મા મારી ભોજાઈ થાય કારણ કે મારા ભાઇની વહુ છે. તથા આ છોકરાની મા તે મારી પુત્રવધૂ પણ થાય કેમકે મારી શોકયના પુત્રની તે પત્ની બની છે. તેમજ આ બાળકની માતા તે મારી સાસુ પણ થાય કેમકે તે મારા પતિની મા છે. અને આ બાળકની માતા મારી શોકય થાય, કેમકે તે મારા પતિની બીજી સ્ત્રી છે.

ઇત્યાદિ સાંભળી આશ્ચર્ય પામેલા કુબેરદત્તે મૂળથી વૃત્તાંત પૂછતાં સાધ્વીએ બધું કહી બતાવ્યું. તે સાંભળી વૈરાગ્યભાવ સુદૃઢ થતાં કુબેરદત્તે દીક્ષા લીધી ને આત્મસાધનામાં તત્પર થયા. કુબેરસેના વેશ્યા પણ ગૃહસ્થધર્મ સ્વીકારી શ્રાવિકા બની.

આ પ્રમાણે જે વિવેકી આત્માઓ વિષયની દુષ્ટતા વિચારી રાગાંધપણું મૂકી શુભ શીલનું આચરણ કરે છે, તે કુબેરદત્તની જેમ વિશ્વમાં અવશ્ય ઉત્તમ સંપદા અને વિપુલકીર્તિ પામે છે.



## ૯૬. સુખ–દુઃખની તુલના.

આંતરિક ખાલીપણાને–આનંદના અભાવને પૂરો કરવા માણુસ બાહ્યસુખને જંખ્યા કરે છે. પરંતુ બાહ્યસુખથી આંતરિક મળતું તો નથી ઉલટાનો ક્લેશ જ વધે છે. કહ્યું છે કે–

सुखं विषयसेवायां, अत्यल्पं सर्षपादपि ।
दुःखं नाल्पतरं क्षौद्र–बिन्दूवास्वादक–मर्त्यवद् ॥१॥

અર્થઃ–વિષય આસેવનમાં સરસવના દાણા કરતાંય અતિઅલ્પ સુખ રહ્યું છે. ત્યારે દુઃખનો કોઇ પાર નથી. મધના બિન્દુ ચાટનારા માણુસની જેમ.

વિષય ભોગવવામાં ઘણું જ અલ્પ સુખ છે. તે બાબત આગમમાં કહ્યું છે કે જેમાં સાવ ક્ષણિકસુખ છે ને લાંબાકાળ પર્યંતનું દુઃખ છે. સુખ દૂર રહે છે. ને દુઃખ કેડ છોડતું નથી, આવું અનર્થની ખાણ જેવું કામભોગજન્ય સુખ મુક્તિનું પ્રતિપક્ષી છે.' વળી કહેવામાં આવ્યું છે કે–કંપ, ખેદ, ભ્રમ, મૂર્છા, ચક્કર, ગ્લાનિ, બળની હાનિ અને શ્વાસ–ક્ષયાદિ રોગ મૈથુનસેવનથી ઉપજે છે. ઉપદેશમાળામાં જણાવ્યું છે કે–જેમ ખુજલીના રોગીને મીઠી ચળ આવે ત્યારે ખંજવાળવાથી જેમ અંતે દુઃખ જ થાય છે, છતાં તે પ્રારંભમાં સુખ જ માને છે, તેવી જ રીતે મોહાતુર માણુસ પરિણામે દુઃખરૂપ જ હોવા છતાં સુખરૂપ માને છે. પરિણામે દુઃખદાયી સુખ પણ વસ્તુતઃ તો દુઃખ જ છે. આગમમાં કહ્યું છે કે 'હે ગૌતમ, દેવદ્રવ્યનું ભક્ષણ કરવાથી તેમજ પરસ્ત્રીગમન કરવાથી જીવ સાતવાર સાતમી નરકે જાય છે.' વળી કહ્યું છે કે–જે કોઇ પુરુષ પરસ્ત્રી સાથે જેટલીવાર આંખના પલકારા કરે તે તેટલા હજાર કલ્પ વર્ષ સુધી તે નરકાગ્નિમાં સેકાય છે. આમ વાસ્તવિક વિષયજન્ય સુખ દુઃખરૂપ હોવા છતાં મધુબિંદુને ચાટનારા માણુસને જેમ જણાયું હતું તેમ સુખરૂપ ભાસે છે. મધુબિંદુનું આ દષ્ટાંત સંસારમાં અજોડ છે.

### મધુબિંદુનું દૃષ્ટાંત.

કોઇ એક માણુસ અરણ્યમાં સાર્થથી વિખૂટો પડી ઘોર વનમાં જઇ ચડયો. એ જંગલ તો બિહામણું હતું જ, પણ ત્યાં સાક્ષાત્ યમરાજ જેવો એક હાથી તેને જોઇ સૂંઢ ઉલાળી તેની સામે દોડયો. ભયભ્રાંત થયેલો તે માણુસ પડતો આખડતો, પાછો ઉઠીને દોડતો ત્યાંથી નાઠો. આગળ તે ને પાછળ હાથી....જાય ભાગંભાગ. હાથી તો જાણે આજે જીવતો જવાદે તેમ નહોતો. તે એક મોટો વડલો જોઈ તેના ઉપર ચડી ગયો ને ઉપરની જાડી ડાળ, જ્યાં હાથીની સૂંઢ પહોંચી શકે નહીં તેના ઉપર ચડી ગયો. ત્યાં તો ધસમસતો હાથી ત્યાં વડનીચે આવ્યો ને ક્રોધે ભરાઇ સૂંઢથી આખું ઝાડ હચમચાવી નાખ્યું. મોટી ડાળ ઉપર નિશ્ચિંત થઇ ઉભેલા માણુસને લાગ્યો આંચકો ને તે ત્યાંથી ગબડી પડયો. પણ ભાગ્ય જોગે તેના હાથમાં વડવાઇ આવી. તેણે તે પકડી લીધી ને બે હાથે વડવાઇઓ ઝાલી લટકી રહ્યો. તેણે નીચે જોયું તો ઘોરકૂવો ને

જાણે કૂવામાં કૂવો હોય તેમ તેમાં એક અજગર મોઢું ફાડી બેઠો હતો. જો પોતે પડે તો સીધો કૂવાના અજગરના વિકરાળ મુખમાં. કૂવામાં ખૂણામાં જોયું તો ચારે ખૂણામાં ચાલતી ધમણની જેમ ફૂંફાડા મારતાં ચાર સર્પો લબકારા કરતા હતા. આ જોઈ તે ગભરાઈ ગયો. હાથીની સૂંઢ ત્યાં સુધી પહોંચી શકતી નહોતી પણ હાથી ત્યાંથી ખસતો નહોતો.

તેણે ઉપર જોયું તો કયાંકથી એક કાળો ને ધોળો ઊંદર આવી પોતે જે વડવાઈ ઉપર લટકી રહ્યો હતો તેને કાપવા લાગ્યા. અણીયાળાદાંતથી વડવાઈ વેતરાઈ રહી હતી, ને થોડીવાર આમ ચાલે તો પોતે ભયંકર અજગર-સર્પવાળા ભીષણ કૂવામાં જઈ પડે. આ વિચારમાત્રથી તેના ગાત્રો કંપી ઉઠ્યા. આંખમાંથી અગન વરસાવતો હાથી આજે ધૂંધવાયો હતો. ત્યાં તે આંટા મારતો હતો. તેણે ગુસ્સામાં આવી વડલાને જોસથી હલાવ્યો. તેથી તે વટવૃક્ષ પરનો આખો મધપુડો હલી ઉઠયો. પરિણામે તેની માખીઓ ઉડીને વડવાઈ પર લટકી રહેલા તે દુર્ભાગી માણસને ભૂંડી રીતે ચોંટી. તેના ડંખ-ચટકા કારમી વેદના બળતરા ઉપજાવવા લાગ્યા. ચારે તરફથી દુઃખ, પીડા, વેદના ને વ્યથા. આ મહાસંકટમાંથી કેમ ઉગરવું ? તેજ સમજાતું નહોતું. ત્યાં ઉપરના મધપુડામાંથી મધનું ટીપું તેના મોઢામાં પડ્યું. આહા, શું મધુરપ ? એ મધુરિમામાં તે સઘળી દુઃખની ભૂતાવળ, પરિસ્થિતિની વિકટતા અને ભવિષ્યની અનિશ્ચિતતા બધું જ ભૂલી ગયો. એક ટીપું ચાટયા પછી તે ટીપાની આતુરતાપૂર્વક રાહ જોવા લાગ્યો. તેણે પોતાનું ધ્યાન મધટીપા-મધુબિંદુમાં કેંદ્રિત કર્યું. મધની મધુરતાને તે પરમસુખ માનવા લાગ્યો. તેને વીંટળાઈ વળેલી વ્યથાનો તો પાર નહોતો, પણ તેની નજર મધમાં હોઇ તે પોતાની દુઃખમય પરિસ્થિતિ જોઈ શકતો નહોતો.

તે વખતે કોઇ વિદ્યાધર વિમાનમાં બેસી ગગનમાર્ગે જતો હતો. આ હતભાગી જીવને આપત્તિમાં સપડાયેલો જોઇ તેને દયા આવી. કયાંય જોટો ન જડે એવી આપદામાંથી ઉગારવા વિદ્યાધરે તેના પગ નીચે વિમાન રાખી કહ્યું 'મહાનુભાવ! મુંઝાશો નહી, હવે તમને ભયનું કશું જ કારણ નથી. વડવાઇ છોડી આ વિમાનમાં કુદી પડો. તમને ઇષ્ટ સ્થાનમાં હું પહોંચાડીશ.'

પેલો માણસ વિમાન આદિ જોઈ રાજી થયો. બોલ્યો-હે મહાભાગ! હવે તો તમે જ ઉગારી શકો તેમ છો. પેલું મધુબિંદુ પાડવાની તૈયારીમાં છે તે હું ચાટી લઉં. પછી આપણે જઇએ. તે ટીપું ચાટી લીધું ત્યાં બીજું પડવાની તૈયારીમાં હતું. તેણે બીજું ટીપું ચાટીને આવવા કહ્યું. વિદ્યાધરે શિઘ્ર વડવાઇ છોડી આવવા જણાવ્યું ને ઉંદરોએ તેને લગભગ કાપી નાખી હતી. આટલી કપરી સ્થિતિમાં પણ તે હતભાગી મધના ટીપાનો લોભ જતો કરી શકયો નહી. ઘણીવાર કહેવા સમજાવ્યા છતાં 'આ ટીપું લઉં, એટલે આવું.' એમ કહ્યા કર્યું પણ એકેક કરી કેટલાય ટીપાથી તે ધરાયો

નહી ને પોતાની કફોડી દશાનો સાચો ખ્યાલ છતાં તેમાંથી ઉગરવા પ્રયત્ન કર્યો નહી.” આ, આવ્યો. ‘બસ એકજ ટીપું.’ આદિ સાંભળી કંટાળી ગયેલો તે વિદ્યાધર છેલ્લી શિખામણ આપી ઉપડયો, પણ ધરાર પેલો હીનભાગી મધમાંથી પોતાના મનને વાળી શક્યો નહી.

આ રૂપક (દૃષ્ટાંત)નો ઉપનય જગદ્‌ગુરુ વીતરાગદેવ આ પ્રમાણે ફરમાવે છે.

કાળઝાળ જેવો તે વિકરાળ હાથી એટલે મૃત્યુ. મૃત્યુ સંસારના સમસ્ત જીવોની પછવાડે નિર્દય થઇ પડયું છે.

વસ્તુપાલ ચરિત્રમાં કહ્યું છે કે—

એકવાર ગુજરાતના મહામાત્ય વસ્તુપાલને નગરના ગણમાન્ય નાગરિકોએ પૂછયું ‘મહામંત્રી કુશળ છો ને?’ તેમણે ઉત્તર આપતા કહ્યું.

> लोकः पृच्छति मे वार्तां, शरीरे कुशलं तव ।
> कुतः कुशलमस्माकं, आयुर्याति दिने दिने ॥

અર્થ:—લોકો પૂછે છે કે તમે સ્વસ્થ છો? કુશલ છો? પણ જ્યાં દિવસે દિવસે મોંઘું આયુષ્ય જવા બેઠું હોય ત્યાં અમે કુશળ કેમ કરી હોઇ શકીયે?

એક જગ્યાએ કહેવામાં આવ્યું છે કે ‘આ જગત શરણ વિનાનું, રાજા અને નાયક વગરનું છે, જેથી કોઈ ઉપાય ચાલતો નથી ને યમરાજ રાક્ષસની જેમ જીવોનો કોળીયો કર્યા કરે છે.

ચક્રવર્તી અને સાર્વભોમ પણ મૃત્યુથી બચી શકયા નથી. શ્રેણિક જેવા ઇન્દ્રના સ્નેહપાત્ર છતાં પણ મરણને પામ્યા. જેમ પશુઓ મોતમાંથી ઉગરવાનો ઉપાય જાણતા નથી તેમ ધર્મને નહી જાણનારા મોટા પંડિતો પણ મૃત્યુથી છુટવાનો ઉપાય જાણતા નથી. આ મૂઢતાનો જ પ્રતાપ છે. મૂઢતા જ ધિક્કારને પાત્ર છે.

અર્થાત્-ગજરાજ એ મૃત્યુ જાણવું. જંગલ એ ચોર્યાસી લાખ જીવાયોનિથી ધમધમતો સંસાર સમજવો. જરા-મરણ-અવતરણરૂપ કૂવો, તેમાં કર્મપ્રકૃતિરૂપ પાણી જાણવું. તેમાં દુર્ગતિરૂપ અજગર, ચારકષાયરૂપ ચાર વિષધર સમજવા. વડવાઈ એ આયુષ્ય જાણવું, શ્વેત, કાળો ઉંદર તે આયુષ્યની દોરી કરડનારા શુક્લ-કૃષ્ણ-પખવાડીયા જાણવા. માખીના ચટકા તે રોગ, શોક, વિયોગ સમજવા, અને મધુબિંદુ જેવું વિષયસુખ સમજવું, જે ક્ષણિક સુખ અને અકલ્પ્ય દુઃખ આપે છે. કહ્યું છે કે—

> ચોર્યાશી લખ રે ગતિવાસી કાંતાર રે,
> મિથ્યામતી રે ભૂલ્યો ભમે સંસાર રે.
> જરા-મરણ રે અવતરણા એ કૂપ રે,
> આઠ ખાણી રે પાણી પ્રકૃતિ સ્વરૂપ રે.

આઠ કર્મ ખાણી, દોય જાણી તિરીય નિરયા અજગરા,
ચારે કષાયા, ક્રોધ-માયા લંબકાયા વિષધરા.
દોયપક્ષ ઉંદર, મરણ ગજવર, આયુ વડવાઇ વટા,
ચટકા વિયોગા, રોગ સોગા, ભોગ યોગા સામટા.

અહીં એમ શંકા થાય કે દેવતાને જે વિષયસુખ મળે છે. તે અલ્પકાલીન નથી, દેવોને એકજ ભવમાં અનેક દેવીઓ સાથે સંભોગ થાય છે. શાસ્ત્રમાં કહ્યું છે કે 'ઇન્દ્રના એક અવતારમાં બે કોડાકોડી પંચાસી લાખ ક્રોડ, એકોતેર હજાર ક્રોડ, ચારસો ક્રોડ, એકવીશ ક્રોડ, સત્તાવન લાખ, ચાર હજાર બસો પચાસ દેવીઓ થાય છે. માટે દેવોને વિષયજન્ય સુખ મધુબિન્દુની ઉપમા યોગ્ય નથી.' પરંતુ અનાદિકાળ પર્યંત નિગોદ નરકાદિમાં ભોગવેલા દુઃખના હિસાબમાં આ સુખ તો અત્યલ્પ છે. દેવાયુ ભોગવાતું જણાતું ય નથી ને ચ્યવન સમય આવતાં જે દુઃખ થાય તે વિષય-સુખની અપેક્ષાએ ઘણું જ વધારે હોય છે. દેવભવમાંથી ચ્યવેલા આત્માઓ તિર્યંચ આદિ ગતિમાં અસંખ્યકાળ સુધી કદી અનંત કાળ સુધી સદા ભ્રમણ કર્યા કરે ને રઝળી રઝળી અપાર દુઃખ સહ્યા કરે છે. માટે દેવલોકનું સુખ પણ મધુબિન્દુના સુખથી કોઇ ચડીયાતું નથી જ. જેમ કોઇ માણસ ઠાંસી ઠાંસીને ઘણું વધારે ભાવતું ભોજન ખાઈ લે. પાણી પીવાની જગ્યા ય ન રાખે તો તે વિકૃત થઇ અજીર્ણનું રૂપ લે. ઉલટી ઝાડાનું તેમજ લાંઘણુ-ઔષધ ઈત્યાદિ ઘણા દુઃખો ભોગવે છે. તેમ ભોગજન્ય સુખ દેવતાઓને પણ પરિણામે મહાદુઃખદાયી થઇ પડે છે. આ બધું જાણતા હોઇ સાધુ-મુનિરાજો મનથી પણ આવાં સુખો ઇચ્છતા નથી.

તે વિદ્યાધર હતો તે સદ્‌ગુરુ સમજવા, તેમણે ધર્મરૂપી વિમાન ધર્યું, પણ વિષયા-રસરૂપી મધુબિન્દુના લાલચી જીવે પોતાના હિતને પણ ઠોકર મારી.

વિદ્યાધર એ સદ્‌ગુરુ કરે સંભાળ રે,
તેણે ધરીયું રે ધર્મવિમાન વિશાળ રે.
વિષયા રસ રે જેમ મીઠો મહુયાળ રે,
પડખાવે રે બાળ યૌવનવય કાળ રે.
છંડો ગિરુઆ રે વિરૂવા વિષયનું ધ્યાન રે,
વિષયા રસ રે છે મધુબિન્દુ સમાન રે.

આ પ્રમાણે વિષયજન્ય સુખ કિંપાકફળની જેમ પરિણામે અતિદારુણ અને મધુ-બિન્દુ જેવું સાવ તુચ્છ અને અલ્પ છે એમ જાણી સમજુ જીવે સદૈવ વિષયથી વિરક્ત થઇ શીલના અનુરાગી થવું. શીલ વિના કદી નિસ્તાર થતો નથી. માટે યત્નપૂર્વક શીલધર્મમાં સબળ થવું.



## ૯૭. વિષયીને પણ શીલનો પાઠ શિખવવો.

या शीलभङ्गसामग्री–सम्भवे निश्चला मतिः ।
सा सती स्वपतौ रक्ते–तराः सन्ति गृहे गृहे ॥

અર્થ–શીલભંગની બધી સામગ્રીનો સંભવ હોય, છતાં જે નિશ્ચલ મતિ રાખે, તેમજ માત્ર પોતાના પતિમાં જ અનુરક્ત હોય તે સતીનારી કહેવાય. બાકી તો નારી ઘરે ઘરે છે. અહીં શીલવતીનું ઉદાહરણ સમજવા જેવું છે.

### શીલવતીની કથા.

જંબૂદ્વીપના નંદન નગરમાં એક રત્નાકર નામના શેઠ રહે. તેને અજિતનાથપ્રભુની શાસનદેવતા અજિતબલા દેવીની કૃપાથી અજિતસેનનામનો ગુણિયલ પુત્ર થયો. તે યુવાન થતા શીલવતી નામની ગુણવતી કન્યાને પરણ્યો. આ શીલવતી શકુન–નિમિત્તાદિની જાણકાર હોઈ તે ધનલાભની વાત પતિને જણાવતી, તેથી સારી એવી દ્રવ્યપ્રાપ્તિ થતી. આથી ઘર–પરિવારમાં શીલવતીનો સારો મોભો ને માન હતું. અજિતસેન પણ પોતાની બુદ્ધિના પ્રતાપે રાજાનો મંત્રી થયો હતો.

એકવાર યુદ્ધનો પ્રસંગ ઉભો થતાં રાજાએ મંત્રી અજિતસેનને સાથે આવવા આજ્ઞા કરી. મંત્રીએ ઘરે આવી બધી વાત શીલવતીને જણાવી ઉમેર્યું 'મારા ગયા પછી તું એકલી હશે. પતિ વિના નારીને કેમ ગમે ને કોણ એનું ? પરદેશ કે યુદ્ધ જેવા કાર્યે ગયેલો પતિ સમયસર પાછો ન વળી શકે ને કેટલીક સ્ત્રીઓ સ્વેચ્છાચાર સેવે છે.' આ સાંભળી વાતનો મર્મ પકડી શીલવતી રડતાં બોલી 'તમને વધારે તો શું કહું ? પણ આ લો પુષ્પની માળા. મેં જ હમણાં ગૂંથી છે, જ્યાં સુધી મારૂં શીલ અખંડ હશે, ત્યાં સુધી આ માળા નહી કરમાય.' નિશ્ચિંત થયેલો મંત્રી રાજા સાથે ગયો. અજિતસેનના ગળામાં સદા ખીલેલા પુષ્પની માળા જોઇ રાજા આશ્ચર્ય પામ્યો કે યુદ્ધની ભૂમિમાં આ રોજ તાજી માળા ક્યાંથી લાવે છે ? પણ પછી તેણે જાણ્યું કે આ તો શીલવતીના શીલમાહાત્મ્યથી માળા કરમાતી નથી. રાજાને આશ્ચર્ય થયું.

એકવાર રાવટીમાં મંત્રીઓ સાથે બેઠેલા રાજાએ કૌતૂકથી કહ્યું કે 'આપણા અજિતસેન મંત્રીની સ્ત્રી સાચે જ સતી છે.' તે સાંભળી અશોક નામનો મંત્રી બોલ્યો 'મહારાજ, બધી વાતો છે. ખરી વાત તો એ છે કે આ ભલા માણસને તેમની સ્ત્રીએ ભરમાવ્યા છે. શાસ્ત્રો તો ઘાંટા પાડીને પોકારે છે કે 'જ્યાં સુધી એકાંત, ઉચિત અવસર અને કામેચ્છા જણાવનાર પુરુષ મળ્યો નથી ત્યાં સુધી જ સ્ત્રીમાં સતીત્વ રહેલું છે.' જો આપને પરીક્ષા કરવી હોય તો મને મોકલો, એમ તે મશ્કરા મંત્રીએ કહેતા રાજાએ પચાસ હજાર દ્રવ્ય સાથે અશોક મંત્રીને પોતાના નગરમાં મોકલ્યો.

નગરમાં આવી સ્વચ્છ ઉજ્જવળ વેશ પરિધાન કરી તેણે એક માલણને સાધી કહ્યું કે 'તું શીલવતીને જણાવ કે તને એક અતિસોભાગી શેઠ મળવા માંગે છે.'

ચાલાક માલણે કહ્યું 'તેના મિલાપ માટે સારું એવું ધન જોઈશે. કારણ કે ધનથી માણસ વશ થઈ શકે છે. ધન શ્રેષ્ઠ વશીકરણ છે.' અશોકે કહ્યું 'જો મારું કામ થશે તો અડધો લાખ દ્રવ્ય આપીશ.' પ્રસન્નવદના માલણ શીલવતી પાસે ગઈ અને બધી વાત ઠાવકાઈથી જણાવી. શીલવતીએ વિચાર્યું 'પરસ્ત્રીને ઇચ્છનાર ને રંજાડનાર આ માણસને અવશ્ય શિક્ષા આપવી જોઈએ.' તેણે વાત માની અને અડધો લાખ દ્રવ્ય લેવું નક્કી કરી દિવસ અને સમય નિશ્ચિત કર્યો.

આ તરફ શીલવતીએ પોતાની યોજના પ્રમાણે એક ઓરડામાં કૂવા જેવો ઉંડો ખાડો કરાવી તેના ઉપર પાટી વિનાનો ઢોલીયો (પલંગ) મૂકયો ને તેના પર સુંદર ગાદલું ઓછાડ આદિ પાથર્યાં. સમય થતાં હરખાતો હરખાતો અશોકમંત્રી અર્ધલક્ષ મુદ્રા સાથે ત્યાં આવ્યો. શિખવી રાખેલી દાસીએ તેનો સત્કાર–સન્માનાદિ કર્યો. અડધો લાખ દ્રવ્ય માગી ઉચિત જગ્યાએ મૂકયા અને મંત્રીને તે ઓરડામાં લઈ જઈ પેલા ઢોલીયા ઉપર બેસાડયો ને તે બેસતાની સાથે જ સંસારમાં બહુકર્મી જીવની જેમ તે ખાડામાં જઈ પડયો. તેણે ઘણો ઘોંઘાટ ને વિનંતિ કરી પણ કાઢયો નહી. શીલવતી તેને ખપ્પરમાં ખાવાનું આપતી, ઘણો સમય આમ અશોકમંત્રી પરમશોકમાં પડયો.

એક મહિનો વીત્યા છતાં અશોકમંત્રી ન આવતાં કામાંકુર નામના બીજા મંત્રીએ પણ તેવી જ પ્રતિજ્ઞા કરી ને શીલવતીએ તેની પાસેથી અડધા લાખ રૂપીયા પડાવી તેને પણ તેજ ખાડામાં નાખ્યો. મહિના પછી લલિતાંગ નામનો મંત્રી અડધો લાખ દ્રવ્ય લઈને આવ્યો. તેની પણ એજ વલે થઈ. ચોથે મહિને રતિકેલિ નામક મંત્રી પણ અડધો લાખ મુદ્રા લઈને આવ્યો ને તે પણ પૈસા આપી ખાડામાં પડયો. આમ ચારે મંત્રીઓ ચાતુર્ગતિક સંસારનું દુઃખ અનુભવવા લાગ્યા.

એવામાં સિંહરાજા વિજય મેળવી મોટા સમારોહ પૂર્વક નગરમાં આવ્યો. પેલા ચારે મંત્રીઓએ શીલવતીને વિનવણી કરતા કહ્યું 'હે દેવી! અમે તમારો મહિમા જોયો જાણ્યો, અને અમારા દુષ્કૃત્યનું ફળ પણ મેળવ્યું. હવે અમને આ નરકાગારમાંથી બહાર કાઢો.' શીલવતીએ કહ્યું: 'જ્યારે હું ભવતુ (એમ થાઓ) એમ બોલું ત્યારે બધાએ ભવતુ બોલવું . તો તમારો છુટકારો થાય' તેમણે માન્ય કર્યું. પછી શીલવતીએ પતિ દ્વારા રાજાને જમવાનું નોતરુ અપાવ્યું. પહેલા દિવસે મિષ્ટાન્નાદિ કરાવી ખાડાવાળા ઓરડામાં સંતાડીને મૂકી. જમવાના દિવસે અગ્નિ સળગાવ્યો નહીં. પાણીઆરે પાણી પણ રાખ્યું નહીં. કોઈ વસ્તુ કયાંય દેખાય નહિ. અવસરે રાજા જમવા આવ્યો. પણ કયાંય કશી તૈયારી કે સામગ્રી નહી ભાળી આશ્ચર્ય પામ્યો.

શીલવતીએ સ્નાનાદિ કરી–પુષ્પમાળા, ધૂપ–દીપ લઈ પેલા ખાડાવાળા ઓરડામાં ગઈ અને બોલી; 'રાજાજી ભોજન કરવા પધાર્યાં છે. તેમના માટે વિવિધ પકવાન્ન ભવતુ.' ત્યાં ખાડામાંથી ચારે જણે મોટાસાદે કહ્યું 'ભવતુ' પાટલે જમવા બેઠેલા

રાજાએ આ સાંભળી ચમત્કાર અનુભવ્યો. પછી તો તે ઓરડામાંથી મઘમઘતી મીઠાઈ બહાર લાવવામાં આવી પછી ઘી–દહી યાવત્ મુખવાસ માટે પણ ભવતુ કહેવામાં આવ્યું. સામેથી પણ બરાબર 'ભવતુ' એવો ઉત્તર મળતો રહ્યો.

રાજાએ ખૂબ જ રુચિ પૂર્વક જમણ કર્યું. અજિતસેન મંત્રીએ અંતે તાંબુલ આપી રાજાને પ્રણામ કર્યાં અને સગવડ સાચવવામાં કે સેવા-ભક્તિમાં કાંઈ ખામી રહી હોય તે બદલ ક્ષમા યાચના કરી. રાજાએ પૂછ્યું. 'તમે આ બધી રસવતી રાંધ્યા વિના કેવી રીતે તૈયાર કરી ? અને આ ભવતુનો પ્રતિધ્વનિ ક્યાંથી આવતો હતો ?'

મંત્રીએ કહ્યું 'અમારા ઉપર ચાર યક્ષો પ્રસન્ન થયેલા છે. તેમનું સ્થાન આ ઓરડામાં છે. તેમની પાસે અમે જે માંગીએ તે આપે છે.' આ સાંભળી ચકિત થયેલા રાજાએ કહ્યું 'એ યક્ષો અમને આપો. નગર બહાર હોઈએ ત્યારે માત્ર ખાવાનું કરવાની કેટલી અગવડ, ચિંતા અને પીડા હોય છે ? આ તો આપણે માંગવાની જ વાર!' અજિતસેને ક્ષમા માગી. પણ રાજાએ ઘણો આગ્રહ કરવાથી ચારે ચાર યક્ષો રાજાને આપી દેવાનું માન્ય રાખ્યું. એક સારા દિવસે ચારે મંત્રીઓને ખાડામાંથી બહાર કાઢી અલગ અલગ કરંડીયામાં પૂર્યા ને ઉપર સારા જરીના કપડા ઢાંકી 'કરંડીયા ખોલવા નહી' એમ કહી રાજાને સોંપ્યા. મહેલમાં લઈ જવાનો વિધિ બતાવ્યા પ્રમાણે રાજાએ બધી વ્યવસ્થા કરી. રથમાં કરંડીયા પધરાવી રાજા ને રાજપુરુષો ઉઘાડે પગે આગળ ચાલ્યા. આખે રસ્તે પાણીની ધારાવળી દેવાતી ને વાજા વાગતા. રથની પાછળ રાણીઓ તેમજ રાજપરિવારની સ્ત્રીઓ ઉઘાડા પગે યક્ષના ગીતો ગાતી ચાલી.

બધા શ્રદ્ધા ને ગંભીરતા પૂર્વક મહેલે પહોંચ્યા. સારી જગ્યામાં કરંડીયા ગોઠવવામાં આવ્યા. રાજાને તો બીજે જ દિવસે દિવ્ય ભોજનની ઈચ્છા થઈ. રસોઈઆઓને રાંધવાની ના પાડી અને તેણે ન્હાઈ ધોઈ, ધૂપ, દીપ કરી હાથ જોડી આંખો મીંચી ખૂબ જ નમ્રતાપૂર્વક કહ્યું હે યક્ષરાજો ! દિવ્ય પક્વાન્નો અને સ્વાદિષ્ટ દાળ–ભાત–શાક ભવતુ.' એટલે ચારે કરંડીયામાંથી 'ભવતુ' એવો અવાજ આવ્યો પણ ભોજન તો વારે વારે કહેવા છતાં આવ્યું નહી, એટલે રાજાએ કરંડીયા ખોલવા આજ્ઞા કરી તો તેમાંથી પ્રેત જેવા બિહામણા ચાર માણસો નિકળ્યા, તેને જોઈ રાણીઓ તો ભયથી ચિચીયારી પાડી ઉઠી. તેમના દાઢી-મૂછ ને માથાના વાળ વિચિત્ર રીતે વધ્યા હતા. ગાલ બેસી ગયા હતા ને આંખો ઉંડી ઉતરી ગઈ હતી. હાડકા પાસળાં દેખાતા હતા ને શરીર ગંધ મારતું હતું. થોડીવારે એ ચારે ઓળખાયા ને કૌતૂક–હાસ્યનો વિષય થયા. રાજસભાના અન્ય માણસો પણ ત્યાં આવી લાગ્યા. રાજાએ કરંડીયાનું ને સ્વયંની દુર્દશાનું કારણ પૂછતાં તેમણે અથેતિ બધી વાત કહી સંભળાવી. તે સાંભળી રાજા પણ માથુ ધુણાવવા લાગ્યો. તેણે શીલવતીના શીલની ને પ્રજ્ઞાની પ્રશંસા કરી અને તેણે આપેલી પુષ્પમાળા અજિતસેનના ગળામાં કરમાયા વિના રહી તે વાત શ્રદ્ધાપૂર્વક સહુને જણાવી. શીલ અને શીલવતીના ગુણ ગાયા. આથી શીલવતીની ઘણી પ્રતિષ્ઠા થઈ.

પ્રાંતે શીલવતીએ પતિ સહિત દીક્ષા લીધી. ઉત્તમ આચારનું પાલન કરી બંને પાંચમે સ્વર્ગે ગયા. ક્રમે કરી મોક્ષે જશે.

શીલવતીનું પ્રબોધક ચરિત્ર સાંભળી માણસે હલકા માણસની વાતમાં કદી આવવું નહી. કુશીલજીવોને એવી શિક્ષા કરવી કે તેમને કુશીલ પરનો વિશ્વાસ ઉડી જાય. આવી બાબતમાં જરાય શરમ રાખવી એ આત્માને અન્યાય કરવા બરાબર છે.



## ૯૮. શીલનો અચિંત્ય મહિમા.

દરેક વસ્તુની ભિન્ન ભિન્ન છતાં સીમિત કાર્યક્ષમતા હોય છે. તેના સામર્થ્યના વર્તુળમાં રહીને જ કાર્ય કરી શકે છે. ધર્મના મહિમા અલૌકિક છે. શીલનો મહિમા અચિંત્ય છે, ચમત્કારિક છે. જ્યાં કોઈ ઉપાય ફાવતો નથી ત્યાં શીલ અવશ્ય કામ કરે છે. કહ્યું છે કે—

छेदात् पुनः प्ररोहन्ति, ये साधारणशाखिनः।
तद्वद् छिन्नानि चाङ्गानि प्रादुर्यान्ति सुशीलतः ॥१॥

અર્થઃ-જેમ કંદાદિ સાધારણ વનસ્પતિ છેદવા છતાં પાછી ઉગી શકે છે તેમ સુદ્દઢશીલથી કપાયેલા અંગો પાછા ઉગી શકે છે. આ સંબંધમાં કલાવતીનો આશ્ચર્યકારી પ્રબંધ છે.

### કલાવતીની કથા

શંખપુરમાં નવયુવક રાજા શંખ રાજ્ય કરતા, તેઓ એકદા સભા ભરી આનંદગોષ્ઠી કરતા બેઠા હતા. ત્યાં તેમનો બાળમિત્ર દત્તશ્રેષ્ઠી દેશાંતરથી પાછો ફર્યો હોઈ નજરાણું લઈને આવ્યો. રાજાએ કુશળક્ષેમ પૂછયા. કયાં સુધીનું પર્યટન કર્યું ? કેવા દેશો વગેરે જોયા ? ઈત્યાદિ જિજ્ઞાસાપૂર્વક બધું પૂછયું 'બધા વ્યવસ્થિત ઉત્તર આપી દત્તે નીરાંતે પોતાની પાસેથી ચિત્રપટ્ટક કાઢયું. રાજાએ ઉખેળીને જોયું તો મુગ્ધ થઈ ગયો. તેને પૂછયું 'આ કોઈ દેવી કે અપ્સરાનું ચિત્ર કે માનુષીનું ?' દત્ત કહ્યું 'માનુષી રાજકન્યાનું, મહારાજ.' રાજાએ કહ્યું 'ખરેખર આટલી સુંદર કન્યા હોઈ શકે ?'

'હા, મહારાજ વિશાળાનરેશ વિજયસેન રાજાની આ કળાવતી નામની સુંદર, ગુણીયલ અને કળાધાત્રી કન્યા છે. યોગ્ય વર ન મળવાથી ઘણાં સ્વયંવર નિષ્ફળ ગયા. તેથી મુંઝાયેલા રાજાને મેં આપની વાત કરી તેમણે આ ચિત્ર મને અપાવ્યું. હવે આપને સ્વયંવરમાં પહોંચવાનું છે. મને લાગે છે કે આપજ એ કન્યાને યોગ્ય છો' ઈત્યાદિ વાત સાંભળી. રાજકુમારીનું ચિત્ર આદિથી પ્રભાવિત થયેલા રાજા વિશાલપુરનાં સ્વયં-

વરમાં ગયા ને પુણ્યયોગે કલાવતીએ તેમને વરમાળા પહેરાવી. તેનું પાણિગ્રહણ કરી કલાવતી સાથે ઠાઠમાઠથી પોતાના નગરે આવ્યો.

સુખપૂર્વક તેમના દિવસો વીતતા હતા, કેટલાક વખતે કળાવતી સગર્ભા થઇ. પ્રથમ પ્રસૂતિ વખતે કળાવતીના પિયરીયાએ બોલાવવા મંત્રી આદિને મોકલ્યા. તેમની સાથે કળાવતીના ભાઈએ બહેન માટે સુંદર હીરાના વલય (કડાં) મોકલ્યા. તેઓ રાણીવાસમાં આવીને રાણીને મળ્યાં અને જે કાંઇ લાવ્યા હતાં તે તેને આપ્યું. વહાલા ભાઇએ મોકલેલા સુંદર ને મોંઘા કડાં જોઇ કળાવતીને ઘણો આનંદ થયો. તેણે પાસે ઉભેલી દાસી આદિ સ્ત્રીઓને કહ્યું 'મારા ભાઇનો હજી મારાપર તેવો ને તેવો જ સ્નેહ છે. સામાન્ય રીતે બહેનને વળાવ્યા પછી તેમાં ઓટ આવી જતી હોય છે.' આ વાત ચાલતી હતી ત્યાં રાજા આવ્યા અને પડદા પાછળ ઉભા રહી વાત સાંભળવા લાગ્યા. વાત આગળ ચાલી 'કેવા મજાના કડાં છે જાણે મમતાનુંજ પ્રતિબિંબ! મારા પર એનો જેવો ને જેટલો પ્રેમ છે, મારો પણ તેના પર તેવો ને તેટલો જ પ્રેમ છે. હમણાં તો ઘણાં દૂર છીએ પણ અમે શિઘ્ર જ મળશું'' નામ વિનાની વાત સાંભળી રાજા તો જાણે દાઝી ગયા. પત્ની ઉપર વહેમ થયો. આને કોઇ અન્ય સાથે સંબંધ છે, ને તેણે હાથમાં પહેરવાના વલય અહીં મોકલી આપ્યા છે.' એમ સંદેહ થયો. રાજાના શરીરમાં ક્રોધ વ્યાપી ગયો. વિચાર્યું–

अन्तर्विषमया ह्येते बहिरेव मनोहराः ।
गुञ्जाफलसमाकारा योषितः केन निर्मिताः ॥१॥

અર્થ–આશ્ચર્ય છે કે અંદરથી વિષમય પણ બહારથી સુંદર દેખાતી ચણોઠી જેવી આ સ્ત્રીઓ કોણે ઘડી હશે?

આવી ઉત્તમકુળવતી સ્ત્રી આવી કુલટા છે, તો સંસારમાં ક્યાં સારાવાટ હશે? નીતિકારોએ સાચું જ કહ્યું છે કે–પાણીમાં જેમ માછલાના પગલા, અને આકાશમાં પક્ષીઓના પગલાં જણાતા નથી, તેમ સ્ત્રીના ચરિત્રને બ્રહ્મા પણ જાણી શકતા નથી. આમ ચિંતવી પાછા ફરી ગયેલા શંખરાજાએ કલાવતી માટે યોજના ઘડી.

બે ચાંડાલણીઓને સમજાવી કહ્યું કે 'અમુક વનમાં રાણી કલાવતીને મોકલવામાં આવશે, તમારે તેના કડા સહિત કાંડાં કાપી મારી પાસે લાવવા.' તેમને રવાના કરી રાજાએ રથિકને કહ્યું 'કાલે વહેલી સવારે કલાવતીને હું ઉપવનમાં બોલાવું છું, એ બહાને અમુક જગ્યાએ લાવી છોડી દેવી' રથિકે તે પ્રમાણે કલાવતીને કહેતાં તે ભોળી હર્ષઘેલી પહેર્યાં કપડે રથમાં બેસી ગઇ. તેને પુરા મહિના જતા હતા તે વારે વારે રથિકને પૂછતી રહી કે 'આર્ય ક્યાં છે? હવે આપણે કેટલે દૂર જવાનું છે. મધ્યાહ્ન વીતવા છતાં રથ તો પુરપાટ દોડતો રહ્યો. અકળાઈને કળાવતીએ કહ્યું 'મને સમજાતું નથી કે તમે ક્યાં લઈ જાવ છો મને અહીં રોકો. આ તો આપણે ઘણે દૂર નિકળી

આવ્યા. મહારાજા કાંઈ આટલે દૂર આવે નહીં' સાંભળી રથિકે રથ રોકતાં આંખમાં આંસુ લાવી કહ્યું 'ક્ષમા કરજો દેવી! મહારાજાએ આ જગ્યામાં તમારો ત્યાગ કરવા જણાવ્યું હોઈ આ હિચકારુ કૃત્ય મારે કરવું પડયું. સંસારમાં દાસતા જેવું દુઃખ બીજું નથી. હવે હું પાછો ફરું છું, ધર્મ તમારી રક્ષા કરે.' કહી રથિક કલાવતીને એક વૃક્ષ નીચે ઉતારી વેગે પાછો ફરી ગયો.

બેબાકળી કળાવતી વૃક્ષ નીચે ઉંડી ચિંતામાં પડી ને રાજાની નારાજગીનું કારણ શોધતી રહી પણ કાંઇ એવું બન્યું હોય તેવું તેને યાદ ન આવ્યું. પોતાની આ અવસ્થાનો ખ્યાલ આવતાં તે રડી ઉઠી. તેની પાસે કશી જ સગવડ નહોતી. તેને મા બનવાની ઘડી પણ ઘણે દૂર નહોતી. નિર્જન ને બીહડ જંગલમાં એકલી ભયંકરતા જ ચારે તરફ પથરાઈ હતી. તેને કોઈ માર્ગની પણ જાણ નહોતી. જેનો કદી વિચાર પણ નહી કરેલો તેવી કપરી ઘડી આવી હતી. તે ઘણી સમજુ ધીરજવાળી હતી, છતાં વિડંબનાઓ તેની શક્તિની સીમાઓ વટાવી રહી હતી. કેટલોક સમય પસાર થતાં તેણે દૂરથી બે બાઈઓને આવતી જોઇ. કાંઇક આશરાની આશા બાંધી. પાસે આવતા બે ચંડાલણી હાથમાં ઉઘાડી કટારી લઇ આવતી જણાઇ. કલાવતી તેને કાંઇ કહે તે પૂર્વે તે બાઇઓ કલાવતી પાસે આવી બોલી 'તને રાજાના ઘરમાંય રે'તા નો આવડયું. કુલટા! હમણાં તને ખબર પડશે તારા પાપની!' એમ કહી તેમણે કલાવતીના હાથ પકડયાં. તે કાંઈ વિચારે તેના પહેલા તો તેના કાંડાં કપાઇ ગયા. ચાંડાલણીઓ લોહીનિતરતા કાંડાં લઇ રાજા પાસે આવી.

કલાવતી અચેત થઇ પૃથ્વી પર ઢળી પડી. ધોરી નસો કપાતાં ઘણું લોહી વહી ગયું. તેની વેદનાનો પાર રહ્યો નહી. તે ભાનમાં આવી વિલાપ કરતી ને પાછી ધરતી પર ઢળી પડતી. કાંડાં કપાઇ જવાથી તેને પડયા પછી બેસવામાં પણ ઘણું કષ્ટ પડતું, એમ કરતા તેને પ્રસવપીડા ઉપડી. જાણે ઉપાધિ આવે ત્યારે અનેક રીતે આવે. કપાયેલા કાંડામાં લોહી થીજી જવાથી ગાંઠા બંધાઇ ગયા ને લોઈ વહેવું બંધ થયું. પ્રસવયોગ્ય જગ્યાએ એ જેમ તેમ કરી પહોંચી અને પુત્રને જન્મ આપી માતા બની. દુઃખ–સુખની વિચિત્ર લાગણીઓ અને ઘોર પરાધીનતા તે અનુભવવા લાગી. શરીરશુદ્ધિ માટે પુત્ર સાથે તે નદી કાંઠે આવી, ત્યાં અચાનક બાળક સરકયું ને પાણીમાં પડતું પડતું બચ્યું. કલાવતી આડો પગ મૂકીને ઉભી રહી પણ પોતાની આ અસહાયદશા, પુત્રનું રક્ષણ–પોષણ કરવાની ય મહાકઠિનાઇ, ચારે તરફથી મુંઝાયેલી કલવાતીએ ધર્મનું શરણું લઇ નવકારનું સ્મરણ કરી ઉચ્ચસ્વરે ઘોષણા કરી કે 'હે પ્રકૃતિના પરિબળો! ધર્મના આરક્ષકો! જો મેં મન–વચન અને કાયાની શુદ્ધિથી શીલ પાળ્યું હોય તો મને આ વિપત્તિમાંથી ઉગારો.'

આટલું બોલતાની સાથે પ્રકૃતિના પરિબળો ખળભળી ઉઠયા. સાત્ત્વિક આત્માનો એક અવાજ પ્રકૃતિના રખેવાળોને સાબદા કરી શકે છે. શાસનદેવતાએ તરત ત્યાં

આવી કલાવતીના ખંડિત હાથોને અખંડિત કર્યાં. શીલધર્મનો જયકાર કર્યો. સતીપર પુષ્પની વૃષ્ટિ કરી. પોતાના આખા હાથ અને નખયુક્ત સુંદર આંગળીવાળા આખા હાથ જોઇ રાણી અત્યાનંદ પામી ને પોતાના બાળકને ઉપાડી લીધું. તેના પર વહાલની વર્ષા કરી. જાણે તે ધન્ય બની ગઇ. વસ્ત્રાદિ સ્વચ્છ કરી પુત્રને લઇ તે જવા તૈયાર થઇ ત્યાં એક તાપસે જોઇ તેની આ પરિસ્થિતિનું કારણ પૂછયું. 'હોય, માણસ પર દુઃખ આવે ને ચાલ્યું જાય. સદા સરખા દિવસ કોઇના હોતા નથી. ધર્મના પ્રતાપે જ બધું સારૂં થાય છે.' ઇત્યાદિ આશ્વાસન અને અભય આપી એ તાપસે કલાવતીને પોતાના આશ્રમમાં લાવી કુલપતિને સોંપી. કુલપતિએ તેની તાપસી સાથે રહેવાની સગવડ કરી આપી. ત્યાં ઘણી જ શાંતિમાં તેનો સમય પસાર ને બાળકનો ઉછેર થવા લાગ્યો.

આ તરફ દત્ત રાજાને મળ્યો. તેમાં વાત નિકળતાં રાજાએ જાણ્યું કે કળાવતીના પિયરથી કેટલાક લોકો તેને લેવા આવ્યા છે. મહારાણીના ભાઇ જયસેને તો હીરાના મોંઘા કડા પણ બહેનને મોકલ્યા છે, તમારો ભેટો ન થતાં તેઓએ સીધા મહારાણીને આપ્યા છે' આટલું સાંભળતાં રાજા શંખ મૂર્ચ્છા ખાઇ ધરતીપર પછડાઇ ગયા. શીતોપચારથી સચેત થયેલા રાજાએ પોતાની મૂર્ખતાની નિંદા કરી ઉતાવળીયાપણાને ધિક્કાર્યું. નીતિકાર કહે છે કે—

अविमृश्य कृतं न्यस्तं, विश्वस्तं दत्तमादतम् ।
उक्तं भुक्तं च तत् प्रायो, महानुशयकृन्नृणाम् ॥१॥

અર્થઃ-વિચાર્યા વિના કરાયેલું, મૂકાયેલું, વિશ્વાસ કરાયેલું, દીધેલું, આદરેલું, કહેલું અને ભોગવેલું પ્રાયઃ કરીને માણસ માટે મહાન્ પશ્ચાત્તાપ કરાવનારૂં થાય છે. વધારામાં જણાવ્યું છે કે 'ગુણવાળું કે ગુણરહિત કોઈ પણ કાર્ય કરતાં પહેલાં ડાહ્યા માણસે તેના પરિણામનો વિચાર પ્રથમ કરવો જોઇએ. કેમકે અતિસાહસવૃત્તિથી કરેલા કાર્યનું પરિણામ કોઈકવાર એવી ઘોર વિપત્તિ ઉત્પન્ન કરે છે કે જેથી હૃદયમાં બળતરા કે શલ્ય ઉપજે છે. રાજાએ વિચાર્યું 'મેં મહાઅનર્થ કરી નાખ્યો. હવે હું શું મોઢું બતાવીશ? શું ઉત્તર આપીશ? એના કરતાં તો સળગીને મરી જાઉં.' સળગી મરવાની જીદે ચડેલો રાજા ઉપવનમાં આવી ચિતા કરાવવા લાગ્યો. ત્યાં સમીપમાં એક મુનિરાજ ધર્મ ઉપદેશ આપતા હતા, નિરાશ રાજા ત્યાં જઇ ઉપદેશ સાંભળવા લાગ્યો. મુનિ કહેતા હતા.

આ જીવ ભ્રમણામાં અટવાયો છે. ભ્રમનો પાતળો પડદો તેને વાસ્તવિકતા સુધી પહોંચવા દેતો નથી. પરિણામે જ્યાં કંઈ નથી ત્યાં જીવને બધું દેખાય છે, જ્યાં બધું જ છે ત્યાં કશું જ દેખાતું નથી. જેમ મૃગલા તરસ્યાં થઇ પાણીની દિશા લેવાના બદલે મૃગતૃષ્ણામાં ભરમાય છે. સાવ પાસે દેખાતું પાણી પીવા દોડયા જ કરે, દોડ્યા

જ કરે, પણ પાણી મળે જ નહી અને છેવટે હેરાન થઈ તરફડીને પ્રાણ છોડે, તેમ ભ્રાંત થયેલા જીવો સંસારમાં ભ્રાંત થઈ ભમ્યા જ કરે છે.

આ તરફ કળાવતીને જ્યાં છોડી હતી ત્યાં તપાસ કરવા દત્ત આદિ મારતે ઘોડે ઉપડ્યા ને લોકોને રાજા બળી ન મરે તેની કાળજી રાખવા સૂચવતા ગયા.

દેશનાને અંતે રાજાએ ગુરુ મહારાજને પૂછ્યું 'ભગવાન્! મારી રાણીનું શું થયું હશે? મને આવેલા સ્વપ્નાનું શું ફળ હશે?' જ્ઞાનીગુરુએ કહ્યું 'સ્વપ્ન સૂચવે છે કે રાણીને પુત્ર જન્મ્યો છે ને તે તથા રાણી તમને થોડા જ સમયમાં મળશે' જ્ઞાનીનાં વચનો પર વિશ્વાસ કરી રાજા ત્યાં વનમાં જ ચિતા પાસે રહ્યા.

દત્તશેઠ ફરતાં ફરતાં તાપસોના આશ્રમમાં આવી પહોંચ્યા. તેમણે ત્યાં કળાવતીનો પત્તો મેળવ્યો. તેને કહ્યું 'હે સુભગે! તમારા પતિ અગ્નિમાં પ્રવેશ કરવા તૈયાર થયા છે. તેમને શિઘ્ર બચાવવા હોય તો મારી સાથે ચાલો.' આ સાંભળતાની સાથે કળાવતીએ તાપસને પ્રણામ કરી આજ્ઞા માંગી. તાપસે આશિષ અને આજ્ઞા આપી. રથ અને સાથે બે તાપસકુમારો પહોંચાડવા ને સમાચાર લાવવા મોકલ્યા.

નિરાશ થયેલો રાજા ચિતા સળગાવવા આગ્રહ કરતો હતો, ત્યાં સહુની નજર દૂરથી દોડાદોડ આવતા રથપર પડી. ક્ષણવારમાં રથ ચિતા પાસે આવ્યો. તેમાંથી દત્ત તેમજ તેજસ્વી બાળક સાથે મહારાણી ઉત્તર્યા. રાજાનું મોઢું ઉંચુ ન થઈ શક્યું. બધે રાણીના શીલધર્મનો જયજયકાર થઈ રહ્યો. સારા સમારંભપૂર્વક તેમનો નગરપ્રવેશ થયો. રાજાએ પોતાના દુષ્ટ આચરણની ક્ષમા માંગી. કળાવતીએ કહ્યું કે 'એ તો મારા જ કોઈ પૂર્વના દુષ્કૃતનું માઠું ફળ હતું. આમ બંને સુખે રહેવા લાગ્યા. ત્યારપછી બંને જણાનું ચિત્ત ધર્મમાં વિશેષ રહેવા લાગ્યું.

એકવાર જ્ઞાની ગુરુમહારાજનો સંયોગ થતાં તેમણે પૂછ્યું કે 'હાથ કાપવાની આજ્ઞા મેં કેમ આપી ને હાથ કપાયાનું દુઃખ' રાણીને કેમ વેઠવું પડયું?' જ્ઞાની ગુરુએ કહ્યું 'તેમાં પૂર્વભવ કારણભૂત છે.' સાંભળો—

મહાવિદેહમાં નરવિક્રમ નામના રાજાને સુલોચના નામે એકની એક પુત્રી હતી. તેણે એક સુંદર પોપટ પાળ્યો હતો તેના પગ અને ગળામાં ઘરેણાં પહેરાવ્યાં હતાં ને સોનાના પાંજરામાં તેને રાખ્યો હતો. એકવાર સુલોચના શ્રી સીમંધરસ્વામી ભગવંતના દર્શને દહેરાસરે ગઈ અને પોપટને સાથે લેતી ગઈ. પ્રભુજીની પ્રતિમા જોતાં જાતિસ્મરણજ્ઞાન થયું. તેણે પૂર્વભવે દીક્ષા લઈ કરેલી વિરાધના જાણી. તેને પૂર્વભવે કરેલી વિવિધ સ્તુતિ-ગુણવર્ણન આદિ પણ યાદ આવ્યા. મેરુના પૂર્વભાગમાં મહાવિદેહક્ષેત્રમાં પુષ્કળાવતી વિજયમાં પુંડરીકિણી નગરી છે. ભરતક્ષેત્રમાં થયેલા કુંથુનાથ અને અરનાથ ભગવાન્‌ના આંતરામાં શ્રી સીમંધરસ્વામીનો જન્મ થયેલ. શ્રી મુનિસુવ્રત અને શ્રી નમિનાથ સ્વામીના અંતરમાં રાજ્ય છોડી તેમણે દીક્ષા લીધી હતી. અને આવતી ચોવીશીમાં

થનાર ઉદય અને પેઢાલ નામના તીર્થંકર પ્રભુજીના આંતરે તેઓ મોક્ષે પધારશે. વીશે વિહરમાન તીર્થંકરોને સો કોટિ સાધુઓ અને દશ લાખ કેવળીઓનો પરિવાર છે. સર્વ સંખ્યાએ બે કોટિ કેવળી ને બે હજાર કોટિ સાધુઓ થાય છે. તેમને હું અહોનિશ નમું છું. એમ ઘણી વાર તેમની મેં સ્તુતિ કરી છે.

પઠન-પાઠન પણ સારું કર્યું. સાધુક્રિયામાં હું શિથિલ રહ્યો. ચારિત્રમાં કરેલી વિરાધનાની આલોચના કર્યા વિના કાળ પામવાને કારણે હું તિર્યંચ-પોપટ થયો. મારો માનવભવ અને જ્ઞાન-દર્શન-ચારિત્રાદિ કશાજ લાભ વિના હારી ગયો.આ પરવશ દશા ને તિર્યંચના અવતારમાં હવે હું શું કરી શકું તેમ છું? જો કે રાજકુમારીને મારા ઉપર અપાર સ્નેહ છે. રાજમહેલમાં નિરાપદ ને નિર્ભય દશામાં મારે રહેવાનું છે. સામાન્ય માણસોને જોવા ન મળે તેવા ફળાદિ મને ખાવા મળે છે. ટુંકમાં મને દુર્લભ અને મોંઘી સામગ્રી અને વસ્તુઓ મળી છે, ધર્મ વિના તો બધું જ વ્યર્થ છે. બીજું કાંઇ નહી તો પ્રભુજીના દર્શન વિના તો મુખમાં પાણી પણ કેમ નંખાય? અમે કેવી આરાધના કરતાં? કેવો તપ પણ કરતાં? હવે વધારે કાંઈ ન બને તો 'પ્રભુજીના દર્શન વિના કાંઇ ખાવું પીવું નહીં, એટલો નિયમ હે પરમાત્મા! હું આપની સાક્ષીએ કરું છું.' ને તેણે દહેરાસરમાં જ આ અભિગ્રહ કર્યો.

રાજકુમારી સુલોચના ચૈત્યવંદનાદિ કરી પોપટ સાથે મહેલે આવી. ઘણીવાર એ પોપટને રમાડતી ને વહાલ કરતી. એ જેમ બોલાવતી તેમ પોપટ બરાબર બોલતો પણ આજે એની દૃષ્ટિ ઉઘડી ગઇ હતી. સંસાર સમસ્તના પ્રેમ પ્રભુની કરુણા આગળ ફીકા પડી ગયા હતા. બધે સ્વાર્થના અનુરાગ હતા તો પ્રભુજીના નયનમાં અકારણ વત્સલતાના સાગર ઉભરાતા હતા. છેવટ પોપટે સાહસ કર્યું ને રાજકુમારીના હાથ-ખોળામાંથી રોજની જેમ ખભા સુધી ચડતા ચડતા તો તે બારીમાંથી ઉડી ગયો ને જોત-જોતામાં તો કોણ જાણયે કયાંય અદૃશ્ય થઇ ગયો. રાજકુમારીએ રડારોળ કરી મૂકી.

રાજપરિવાર ત્યાં એકત્રિત થઇ તેને મનાવવા લાગ્યો. તેના કરતા પણ સારો પોપટ લાવી આપવા ખાત્રી આપી પણ કુંવરીએ કહ્યું 'મારા પોપટ વિના હું જીવતી ન રહી શકું. તેના વિના ખાઇશ પણ નહી ને પીશ પણ નહી.' આખરે રાજાએ ચારે તરફ માણસો મોકલ્યા પણ પોપટની ભાળ મળી નહીં. એમ કરતા વનપાળકે ખબર આપ્યા કે 'કુંવરીબાનો પોપટ વહેલી સવારે બે દિવસથી દહેરાસરમાં આવે છે. પ્રભુજીને નમન કરી, ફુલ-ફળાદિ ચડાવી તે ચાલ્યો જાય છે' સાંભળતાજ રાજાએ માણસો તૈયાર કર્યાં ને ત્રીજે દિવસે તો પોપટ ઝડપાઇ ગયો અને રાજકુંવરીને આપ્યો. જેના ઉપર આટઆટલી મમતા હોય ને તે આમ ઉડી જાય? એવા ખ્યાલથી સુલોચનાને પ્રદ્વેષ આવ્યો. જે પદાર્થમાં રાગ હોય છે તે પદાર્થોમાં જ દ્વેષ પણ ઉપજે છે. ક્રોધમાં આવી કુંવરી પોપટની પાંખો મરડી નાંખતાં 'લે હવે ઉડી જાજે.' દર્શન વિના નહીં

ખાવાનો નિયમ હોઈ પોપટે આહાર-પાણીનો ત્યાગ કર્યો. પાંખો મરડીને પસ્તાતી કુંવરીએ પણ પોપટની પાછળ ખાવું પીવું છોડી દીધું. પરિણામે બંને મરીને પ્રથમ દેવલોકે દેવ-દેવી થયા. ત્યાંનું આયુષ્ય પૂરું થતા પોપટનો જીવ શંખરાજા અને સુલોચનાનો જીવ કલાવતી તરીકે ઉત્પન્ન થયા. આ તમારા પૂર્વની કહાની છે. કુંવરીના ભવમાં કલાવતી, તેં પોપટની પાંખો મરડી તો આ ભવમાં શંખરાજાએ તારા કાંડા કપાવ્યા. કર્મની ગહન ગતિ છે. કર્મની વિડંબનાનો વિચાર કરી કર્મબંધના કારણોથી સદા છેટે રહેવું જ યોગ્ય છે.

આ પ્રમાણે જ્ઞાની ગુરુ પાસે પોતાનો પૂર્વભવ સાંભળી બંનેને જાતિસ્મરણજ્ઞાન થયું. ગુરુવાક્યની પ્રતીતિ થઈ. નગરમાં આવી પુત્રને રાજ્યાભિષેક કર્યો ને બંને જણે દીક્ષા લીધી. શીલનિષ્ઠ સંયમ પાળી તેઓ પ્રાંતે સ્વર્ગે ગયા. ત્યાંથી ચ્યવી ધર્મસાધના કરી અન્તે મુક્તિને પામશે.



## ૯૯. જેને હૈયે શીલ વસ્યું તે કોઈ દુઃખ ના ગણકારે.

कुत्रचिद् दम्पतीयोगः स्याच्छीलव्रततत्परः ।
तेन सर्वसुखावाप्तिः, प्राप्ते दुःखेऽपि जातुचित् ॥१॥

અર્થઃ-ક્યાંક શીલવ્રતના આદરમાં તત્પર એવા દંપતીનો યોગ થાય છે કે તેઓ ગમે તેવા દુઃખમય સંયોગમાં જરાપણ સંયોગને આધીન થતાં નથી, ને શીલને અનેક કષ્ટ વેઠીને પણ પાળે છે. પરિણામે દુઃખનો અવશ્ય નાશ થાય છે ને સર્વ સુખની સામગ્રી આવી મળે છે. ચંદન અને મલયાગિરિ આવા જ પ્રકારના પતિપત્ની હતા. તેમનું જીવન નીચે પ્રમાણે હતું.

### ચંદન-મલયાગિરિની વાર્તા.

કુસુમપુર નામક નગરમાં ચંદનરાજ નામના રાજાને મલયાગિરિ નામની સુંદર ને શીલવતી નારી હતી. તેમના સોહામણા બે બાળકો હતા, તેમના સાગર અને નીર એવાં નામ પાડયાં હતાં, ઘણું સમજું સંતોષી ને ધર્મિષ્ઠ એ કુટુંબ હતું. એકવાર રાજા સૂતા હતા, કુળદેવીએ આવીને જણાવ્યું 'ભલા રાજા! જીવનના બધા દિવસો એકસરખા જતા નથી. માણસને એકાદ વાર તો અવશ્ય વિપત્તિ પડે જ છે. માણસના માઠાં દિવસોમાં કોઈ ફેરફાર કરી શકતું નથી. વિપત્તિ સિવાય માણસનું જ્ઞાન અધુરું રહે છે. વિપદાથી ઘણું જાણવા ને સમજવા મળે છે. તારા ખરાબ દિવસો આવ્યા છે. તું તરત રાજ્ય છોડીને ચાલ્યો જા. દુર્દૈવનું ઉલ્લંઘન કરવાને કોઈ સમર્થ નથી.' આ સાંભળી રાજા વિચારે છે કે 'જો અવશ્ય આપત્તિ આવવાની છે તો તેનો સામનો કરવો જ

સાહસીનું કાર્ય છે. આપત્તિથી બચતાં કે નાસતા ફરવું એ તો સત્ત્વહીન કાયરનું કામ છે.' અને રાજા પત્ની તેમજ પુત્રોને લઈ ચાલી નિકળ્યો.

તેઓ ફરતા ફરતા કુશસ્થળ આવ્યા ને સ્થિર થયા. ચંદન કોઈ મંદિરમાં પૂજારી તરીકે નોકર રહ્યો, મલયાગિરિ જંગલમાંથી બળતણ લઇ આવતી, કોઇ કોઇવાર ભારો વેચવા પણ જતી. એકવાર કોઇ સોદાગરે તેને જોઇ. તેના રૂપ-રંગ, વ્યવહાર ઢંગ જોઇ તેના પર મુગ્ધ થઇ તે લાકડા ખરીદવા લાગ્યો ને થોડા પૈસા પણ વધારે આપવા લાગ્યો. આમ કરતા મલયાને તેના ઉપર વિશ્વાસ બેઠો. એકવાર પ્રસ્થાનની તૈયારી કરી, સાર્થને રવાના કરી પોતે રોકાયો. મલયાગિરિને કહ્યું 'આજે તો પ્રસ્થાન કરવાનું હોઇ પૈસા રથમાં જ રાખ્યા છે. થોડે ચાલો ત્યાં રથમાંથી હું તમને તમારા પૈસા આપી દઉં.'

ભોળાભાવે મલયાગિરિ તેની સાથે ગઈ. ત્યાં ગોઠવણ પ્રમાણે સાર્થવાહે તેને ઉચકી રથમાં નાખીને રથ જોસથી હાંકી મૂક્યો. મલયાગિરિએ રથમાંથી કૂદી પડવાના મરણીયા પ્રયાસ કર્યાં પણ તે ફાવી શકી નહી. તે કલ્પાંત કરી રડી રડી થાકી ગઈ. પુત્ર અને પતિના વિયોગે અસહાય થઇ નિઃશ્વાસ નાંખવા લાગી. ઘણે છેટે નિકળી ગયા એટલે તેને સમજાવતા સાર્થવાહે કહ્યું 'તારા યૌવન અને રૂપે મને કેટલો સંતાપ્યો છે તે તું શું જાણે ? પણ ઓ સુનયના ! હવે સંતાપ શાંત થશે. તારે પણ હવે કોઇ જાતના કષ્ટ નહી વેઠવા પડે. તારા દુઃખના દિવસો વીતી ગયા.' આ સાંભળતા જ મલયાગિરિએ સાહસ કરી, સ્વસ્થ થઇ ગંભીર સાદે કહ્યું 'શેઠ તમને આવા નહોતા ધાર્યાં. આવા સારા માણસો આવા કામ કરતા હશે ? એની કોને ખબર હોય ? પણ યાદ રાખજો, હું મરીશ પણ તમારી ઇચ્છા કદી પૂરી થશે નહી. કહ્યું છે કે—

**અગ્નિ મધ્ય બળવો ભલો, ભલો હી વિષકો પાન,**
**શીલ ખંડવો નહી ભલો, નહી કછુ શીલ સમાન.**

માટે હે શેઠ ! થોડો વિચાર કરો અને મને છોડો, મારે ઘરે જવા દો. મારા ધણી-છોકરા મારી વાટ જોતા હશે. મારો અંત ન લો, કલ્પાંતકાળે પણ હું શીલ નહી ખંડું.' પણ સાર્થવાહ માન્યો નહી. તેનો રથ ચાલતો રહ્યો. મલયાગિરિના આંસુ વહેતા રહ્યા. ચિંતા વધતી રહી.

આ તરફ મોડે સુધી વાટ જોઇ થાકેલ ચંદન મલયાની શોધમાં ચારે તરફ ફરી આવ્યો પણ ક્યાંથી ભાલ મળી નહી. થાકી ઘરે આવી તે ફસડાઈ પડ્યો ને વિલાપ કરવા લાગ્યો. બાળકો પણ રડી ઉઠ્યા. અત્યારે તો તેના ભાગ્યદેવ જ રીસાણા હતા. જીવન જ વિષ થઇ ગયું હતું. કેટલોક વખત રહ્યા છતાં પત્નીનો પત્તો ન લાગતા તે રાજા પુત્રોને લઈ પરગામે નિકળી પડ્યો. માર્ગમાં એક મોટી નદી આવતા એક પુત્રને કાંઠાના વૃક્ષ નીચે બેસાડી બીજા પુત્રને ખભે લઇ નદી ઉતરવા લાગ્યો. મહાકષ્ટે સામે કાંઠે પુત્રને બેસાડી બીજાને લાવવા નદી વચ્ચે આવતા જ જોસબંધ પ્રવાહ

આવ્યો ને તે ચંદનને તાણી ગયો. એક પુત્ર આ કિનારે બીજો સામા કાંઠે ને રાજા તણાઇ ગયો. જુઓ કર્મોના ખેલ.

ઘણે દૂર ખેંચાઇ એ કિનારે લાગ્યો. પત્ની અને પુત્રના વિરહે તે બોલી ઉઠયો—

**કિહાં ચંદન ! મલયાગિરિ ! કિહાં સાંયર ! કિહાં નીર !**
**જો જો પડે વિપત્તડી સો, સો સહે શરીર.**

બેબાકળો થઇ ચંદન કિનારે કિનારે પાછો દોડયો, મોટેમોટેથી સાયર....... નીર.......એવા સાદો પાડયા. ઘણાય ફાંફા માર્યાં પણ બધું જ વ્યર્થ. થાકીને તે માથું ઝાલી બેસી ગયો. વિચારવા લાગ્યો 'અહો ! મેં રાજ્ય ભોગવ્યું તે જ કર્મદોષે દુઃખનું કારણ થયું. દુર્દૈવ–દુષ્કર્મો પ્રાણીઓને જીવિત પણ દુઃખને માટે જ આપે છે. જેમ કીરમજી રંગ બનાવવા માટે રાખેલા માણસને સારૂં સારૂં ખવરાવી પોષણ કરવામાં આવે, તો તે તેનું લોહી કાઢી દુઃખ ઉપજાવવા માટે જ. હવે હું કોના માટે જીવું ?' પાછો તેને વિચાર આવ્યો 'મરવાથી કાંઇ દુઃખ છોડશે નહી. કરેલાં પાપો તો અવશ્ય ભોગવવાનાં જ હોય છે. અહીં જીવનનો અંત થાય તો આગલા જીવનમાં એ કર્મો આવીને પકડશે. તે કાંઇ છોડશે નહી જ. તો અહીં ભોગવી લેવું સારૂં. શું મને મારી પત્ની–પુત્રોનો મિલાપ થશે. ઓ ભગવાન્ ! હવે એ કેમ કરી બનશે ?' ચાલીને પરિશ્રાંત થઇ તે આનંદપુરમાં આવ્યો ને એક ઘરે થોડી વાર વિશ્રામ માટે આશરો માગ્યો. ઘરની સ્ત્રીએ આદરપૂર્વક સ્થાન આપ્યું. સ્નાન ભોજનાદિ કરાવ્યા. થાક પણ દૂર કર્યો. ચંદન સ્વસ્થ થઇ બેઠો હતો ત્યારે તેનું રૂપ–યૌવન જોઇ તે ગૃહિણીએ કહ્યું 'તમે પરદેશી લાગો છો મારે પણ તમારા જેવા કોઇ સાથીની જરૂર હતી. આપણો મજાનો મેળો મળ્યો છે.

હવે તમે બધી ચિંતા છોડી દો. આપણે જીવનભર સાથે રહીશું.' ચંદન સમજી ગયો કે આ તો કુશીલ થવાની વાત છે. શીલભંગના ભયે તેણે કહ્યું 'બાઇ, ઘણો દુઃખી ને અસ્વસ્થ છું. મારૂં મન જરાય સ્થિર નથી. મારા જેવા માણસ સાથે પ્રીત કરવાથી કશો જ લાભ થવાનો નથી.' એમ કહી એ ત્યાંથી આગળ ચાલ્યો. શ્રીપુર નગરના સીમાડે ઝાડની નીચે થાકીને બેઠો, થોડીવારમાં જ તેને ઊંઘ આવી ગઈ. તે નગરમાં યોગ્ય રાજાની તપાસમાં પાંચદિવ્ય કરવામાં આવેલ. કારણ કે રાજા પુત્ર વિના મૃત્યુ પામ્યા હતા. પાંચદિવ્ય ચંદનરાજા ઉપર થતાં સારા આડંબરપૂર્વક તેમને નગરમાં લઈ જઈ રાજા બનાવ્યા. સહુને આશ્ચર્ય થાય તેવી રીતે તેમણે રાજ્યને વ્યવસ્થિત નેતૃત્વ અને સંચાલન આપ્યું. ન્યાયનિષ્ઠ રાજાના બધે વખાણ થવા લાગ્યા. પ્રધાનોએ કરગરીને ઘણી આજીજી કરી કે તમે લગ્ન કરો પણ રાજા માન્યા નહી.

આ તરફ નદીના બંને કાંઠે બાળકને ઉભા ઉભા રડતા જોઇ એક સાર્થવાહ તેમને સાંત્વના આપી ઘરે લઇ ગયા અને પુત્રની જેમ પાળ્યા, પોષ્યા ને મોટા કર્યા. તેઓ યુવાન થયા પણ ક્ષત્રિયસુલભ શૌર્યાદિ હોઇ વણિકની જેમ વ્યાપારાદિ કરી

શકયા નહી. તેથી તેઓ શ્રીપુરમાં રાજસેવા અર્થે આવ્યા. અને કોટવાલના હાથ નીચે ચાકરી કરવા લાગ્યા. આ નગરમાં જ તેમના પિતા ચંદનરાજા રાજ્ય કરતા હતા.

આ તરફ પેલો સાર્થવાહ મલયાગિરિને આશામાં ને આશામાં છોડતો ય નહોતો ને તેની અભિલાષા પૂરીય થતી નહોતી. તે પણ વર્ષો સુધી મલયાગિરિને સાથે જ ફેરવતો ફેરવતો ત્યાં આવ્યો. તે કેટલીક ભેટ આદિ લઇ ચંદનરાજાને મુજરો કરવા ગયો. રાજાએ શેઠની સજ્જનતા તેમજ મોંઘી ભેટો જોઇ પ્રસન્નતા બતાવી કહ્યું 'કાંઇ કામ હોય તો જણાવજો' સાર્થવાહે કહ્યું 'મારા સાર્થ અને માલ સામાનની રક્ષા માટે ચુનંદા યુવાન પહેરેગીરો જોઇએ છીએ. રાજાએ કોટવાલને કહેતા કોટવાલે સાયર અને નીર સાથે કેટલાક પહેરેગીર મોકલ્યા. રાત પડતા પહેરેગીરો ચોકી ઉપર ઉભા રહ્યા. રાત વીતતી જતી હતી. બધા સૂઇ ગયા હતા. પહેરેગીરો ભેગા થઇ ગપ્પે વળગ્યા હતા. વાતો કરતા તેઓ આપવીતી કહેવા લાગ્યા. તેમાં સાયર અને નીરે પોતાની વીતક કહી. તંબુમાં જાગતી પડેલી મલયાગિરિ તે સાંભળી ચંચળ થઇ ગઇ તરત બહાર આવી ને 'મારા દિકરા!' કહી હર્ષથી ભેટી. દિકરા પણ હર્ષથી રડી પડયાં. મલયાગિરિએ પણ પોતાના યુવાન દિકરાઓને પોતે કેવાં કેવાં દુઃખો સહ્યાં આદિ કહ્યું. સાંભળીને રડતા પુત્રોએ કહ્યું 'મા, હવે તું ચિંતા કરીશ નહીં, સવારે સહુ સારા વાના થશે.'

પરોઢ થતાં જ સાયર અને નીર માને લઇ પુકાર કરવા રાજદરબારે આવ્યા. આવડું રાજ્ય છતાં રાજાને જંપ નહોતો, શાંતિ નહોતી. તેને અંદર ને અંદર પત્ની-પુત્રવિયોગ ઝુરતો હતો. સવારના પહોરમાં તે ફરિયાદ સાંભળવા તૈયાર થઇ ગયા. સાયર અને નીરે પોતાની આખી વાત કહી અને અમારા પરિવારને છિન્ન ભિન્ન કરનાર સાર્થવાહ અહિંજ છે તે પણ કહ્યું. રાજાએ પોતાના પરિવારને ઓળખી પોતાની ઓળખાણ આપી. તેમના પરિવારમાં જ નહી, રાજમહેલમાં જ નહી પણ સમસ્ત નગરમાં આનંદ મંગળ વરતાઇ રહ્યાં. બારવર્ષ પછી મા-બાપ પુત્ર ને પતિપત્ની મળ્યા હતા. આનંદનો પાર નહોતો. સાર્થવાહને દંડની શિક્ષા આપી. પોતાના પરિવારનો તેને વિયોગ ન થાય માટે સીમાપાર તગડી મૂકયો. ચંદને બંને રાજ્યનું ન્યાયપૂર્વક પાલન કર્યું. પતિ-પત્નીએ દૃઢતાપૂર્વક શીલનું પાલન કર્યું ને સ્વર્ગ પામ્યા. પૂર્વપુણ્યે જ સમાન ધર્મવાળું દાંપત્ય પામે છે. જો દુઃખમાં પણ તેઓ શીલ ચૂકતા નથી તો અચૂક સુખ ને યશ પામે છે.



## ૧૦૦. રૂપાળીને ઘણાં ઇચ્છે.

मिथो हिंसां समीहंते, एकस्त्रीस्पृहया नराः ।
ततस्तां परिमुञ्चन्ति, त एव विबुधेश्वराः ॥१॥

અર્થ—એક સ્ત્રી માટે માણુસો એકબીજાને મારી નાખવા તૈયાર થાય છે. માટે સ્ત્રીનો ત્યાગ જ જેઓ કરે છે, તેઓ પંડિતોના પણ પંડિત છે.

પોતાની સ્ત્રીને પણ કોઇ બીજો અનુરાગથી જોવે, હસીને બોલાવે તો તે પણ બળતરાનું કારણ છે. સ્ત્રી બીજાને જોવે કે હસીને બોલે તો તે પણ માણુસ સહન કરી શકતો નથી, તો તે નારી કેટલા દુઃખનું કારણ કહેવાય! જે એકને જોઇએ તે બીજાને પણ જોઇએ છે. જેનું જોર ચાલે તે લઈ જાય એવું પણ બને. અને માણુસના મનનું ક્યાં ઠેકાણું છે? આજે જે ગમતું તે કાલે ન પણ ગમે. માટે સ્ત્રીનો જ જે ત્યાગ કરે તેજ સાચો પંડિત છે. આ વાત ઇલાચીકુમારને મોડે મોડે પણ સમજાઈ ને તે સુખી થયો.

### ઇલાયચી કુમારની કથા.

વસંતપુર નગરના નિવાસી અગ્નિશર્મા બ્રાહ્મણે પોતાની પત્ની પ્રીતિમતી સાથે જિનવાણી સાંભળી, સંસારથી વિરક્ત થઈ દીક્ષા લીધી હતી. ભિન્ન ભિન્ન કુળમાં ઉત્પન થયેલા મુનિઓની વચ્ચે તે પોતાના કુળના ગુણ ગાતા. બાહ્ય શુદ્ધિમાં સાવધાન રહેતા ને મનમાં પોતાની જાતનો મદ પણ કરતા. આ દુષ્કૃતની આલોચના કર્યા વિના અનશન પૂર્વક કાળ કરી તેઓ વૈમાનિક દેવ થયા.

એલાવર્દ્ધન નગરમાં ઈભ્ય નામના શ્રીમંત શેઠને ધારિણી નામની પત્ની હતી. ઈલાદેવીની આરાધના કરતા તે સગર્ભા થઇ. અગ્નિશર્માનો જીવ તેના ગર્ભમાં આવ્યો ને શુભ મુહૂર્તે પુત્ર તરીકે જન્મ્યો. ઇલાદેવીનો દીધેલો માની 'ઈલાપુત્ર' એવું નામ પાડવામાં આવ્યું. મોટો થતાં તે ભણ્યો ગણ્યો અને યૌવન પામ્યો.

તેની પૂર્વભવની સ્ત્રી સ્વર્ગમાંથી ચ્યવી જાતિમદને લીધે હલકા નટના કુળમાં અવતરી. તેમનું રૂપ આશ્ચર્ય ઉપજાવે તેવું હતું. તેમાં તે હાસ્ય વિલાસ ને લાસ્યવાળી નિપુણ નર્તકી થઇ. તે નર્તકવૃંદ એકવાર એલાવર્દ્ધન નગરમાં આવ્યું. માર્ગે જતા ઇલાપુત્રે તે સુંદર નર્તકી નિહાળી. તેના મનોહર નેત્ર, મુખ, સ્તન તેમજ ઘાટીલા હાથ-પગ અને શરીરસૌષ્ઠવ જોઇ તે મુગ્ધ થઇ ગયો. ક્ષણુવાર તો મૂઢની જેમ ઉભો જ રહી ગયો. હસ્તિની જોઇ હાથી મંદે ચડે તેવી તેની સ્થિતિ થઇ. કામનો અનુરાગ રગેરગમાં વ્યાપી ગયો. કામી જીવો કાંઇ કૃત્યાકૃત્ય જોઇ શકતા નથી. કહ્યું છે કે 'જ્યાં સુધી મૃગલોચનાના કટાક્ષ પડયા નથી ત્યાં સુધી જ માણુસની વિદ્વત્તા, બુદ્ધિમત્તા અને નિર્મળ વિવેક ટકી રહે છે. ઇલાપુત્રે નિર્ણય કર્યો કે આ પ્રફુલ્લકમલનયના નર્તકી

સાથે જો વિવાહ નહીં થાય તો મરણ એ શરણ છે.' મનને નર્તકી પાસે મૂકી તે પરાણે ઘરે આવ્યો અને ખાધા પીધા વિના પલંગમાં પડ્યો. સંકલ્પ-વિકલ્પથી વ્યગ્ર અને અસ્થિરવૃત્તિવાળા પુત્રને આગ્રહ કરી માતાએ ઉદ્વેગનું કારણ પૂછ્યું. તેણે આખી બાબત જણાવી.

આ સાંભળી શેઠ-શેઠાણી તો ડઘાઇ ગયા. તેમણે કહ્યું 'દિકરા, આ શું કહે છે? આપણું કુળ ક્યાં ને રઝળતા રખડતા એ લોકો ક્યાં? હંસ જેવા તેં આ કાગડાને ઉચિત ઇચ્છા કેમ કરી?' તેણે કહ્યું 'તે સુંદરી વિના મને કોઇ આનંદ આપી શકે તેમ નથી. વધારે કહેવાથી શું? મને બધા વિના ચાલશે, નર્તકી વિના નહીં રહી શકું. ગમે તેમ કરીને તેને મેળવીશ.' ઘણી રીતે તેને સમજાવ્યો, સારામાં સારી કન્યાઓ ઉત્તમ કુળમાં હોય છે ને તેમનો ઉત્તમ આચાર વ્યવહાર હોય છે, વગેરે કહેવામાં આવ્યું પણ ઈલાપુત્રે સાફ સાફ કહી દીધું હતું. તેને સમજાવવાનું કોઇ પરિણામ નથી જાણી સહુએ તેની ઉપેક્ષા સેવી. ઈલાપુત્રે લાજ-મર્યાદા છોડી નટ પાસે આવી તેને ઘણું દ્રવ્ય આપ્યું ને નર્તકીના હાથની માગણી કરી. નટે કહ્યું 'આ નર્તકી અમારી અમુલ્ય નિધિ છે. છતાં તમારે તેનું પાણિગ્રહણ કરવું જ હોય તો યુવાન! તમે સાંભળી લ્યો કે અમે નટ સિવાય કોઇને અમારી કન્યા આપતા નથી.'

'તો હું તે માટે નટ બનવા તૈયાર છું.'

'યુવાન! તમારો ઉત્સાહ સમજાય છે. પણ કપડા બદલવા માત્રથી કાંઇ નટ થવાતું નથી.'

'તમે કહેશો તેમ કરીશ. જેમ થવાતું હવે તેમ નટ થઇશ.'

'તમારે તમારા સંસ્કારો ભૂલી અમારા સંસ્કારો, રીતિ, નીતિ, ગતિ, વિધિ, વચન, વ્યવહાર અપનાવવા પડશે અને........

'અને શું મહાનતર્ક? કેમ અટકી ગયા? હું જન્મજાત નટ કરતા ય વિશેષ રીતે તમારામાં ભળી જઇશ. કહો, કહો. શિઘ્ર કહો. બીજું મારે શું કરવું પડશે.'

'બીજું તમારે અમારા નટના ખેલ-તમાશા અને કરતબ શીખવા પડશે. જે સહેલા નથી........'

'નટરાજ! સંસારમાં સહેલું કઠિન જેવું કાંઈ નથી. જેને જે કરતાં ફાવી જાય તેના માટે સહેલું ને ન ફાવે તે કઠિન.'

'ખરેખર તમારો ઉત્સાહ અદમ્ય છે. તમે નટ થઈ ગયા એમ હું અને તમે માની લઇએ તેથી ન ચાલે. અમારી જમાત પણ માની જાય કે તમે નટ છો તો તમને મારી દિકરી પરણે.'

'તે માટે શું કરવું જોઈશે?'

તે માટે તમારે સાહસભર્યા, પ્રાણના જોખમના ખેલ કોઇ કળાના જાણ રાજા

પાસે કરવા રહેશે, ને તે જોઇ રાજા રાજી થશે તો સહુ તમને નટ તરીકે સ્વીકારી લેશે, અમારી દિકરી તમને મળી શકશે પણ……'

'પણ શું?'

'એ કે ઊંચે દોરડા કે વાંસપર ચઢી કળા શિખતા કે બતાવતા તમે પડચા ને ભાગજોગે તમારા હાથપગ ભાંગ્યા તો નર્તકી તમને પરણવાની ના'ય પાડી દે.'

'તમે ચિંતા ન કરશો, બધું જ સારૂં થશે.' ને ઇલાપુત્રે વેશ અને ટેવો બદલી નાંખ્યા. ધૂળમાં ગુલાંટીયા ખાવા લાગ્યો. કોઈવાર કોણી–ગોઠણમાં વાગતું, કોઇવાર ગરદન મરડાઈ જતી. કોઇ કરતબ કળા ન આવતા બધા હસતા. કોઈવાર મુખી કડવા શબ્દો કહેતો કે 'શરીર બરાબર ન વળતું હોય તો ઓછું ખા ને? કયાંય સ્થિરવાસ નહી. સારા માણસોની સંગત નહિ. ઉભડક પગે હાથમાં રોટલો લઈ જમવા બેસવાનું. ને આ બધું જ તેને કોઠે પડી ગયું. જરાય હિંમત હાર્યા વિના, પૂરા વિશ્વાસપૂર્વક, ભૂખ થાક ગણકાર્યા વગર તે કૌશલ્ય મેળવતો ગયો ને એકવાર જોયેલા પ્રયોગો બીજીવાર તે સહેલાઈથી કરવા લાગ્યો. નર્તકમંડળમાં ય આ વટલાયેલા નર્તકની કળા કુશળતા ચર્ચાનો વિષય થઈ. જન્મજાત નટને ન ફાવે તેવા કરતબ ને કરિશ્મા તે સહેલાઇથી કરવા લાગ્યો. વિજળી જેવો તરવરાટ, સિંહ જેવી ચોકસાઇ, સર્પ જેવી ચપળતા અને વાનર જેવી સમતુલા તેણે સફળતાપૂર્વક પ્રાપ્ત કરી. એક દિવસ ધીરે રહીને તેણે નર્તકને વાત કરી 'હવે હું કુશળ નટ થઇ ગયો છું. હવે….હવે મારા……'

'હા, હા, અવશ્ય. તમારા લગ્ન જલ્દી જ થવા જોઇએ. પણ તમને યાદ છે ને? તમારે કોઇ કળામર્મજ્ઞ રાજાને રીઝવવાના છે? તેમણે આપેલા ધનથી વિવાહોત્સવ પણ રંગ લાવશે.' નટે તે વાત માન્ય કરી. બધા ઉપડ્યા બેનાતટ બંદરે. ત્યાંના રાજાને નર્તકોએ પોતાની કળા નિહાળવા આવેદન કર્યું. રાજાએ રાજી થઇ દિવસ નક્કી કર્યો ને તે દિવસે રાજવાડાના વિશાલ પટાંગણમાં નર્તક–નર્તકીના પ્રયોગો રાખવામાં આવ્યા. આખાય નગરમાં ધૂમ મચી ગઇ. આતુરતાપૂર્વક તે દિવસની સહુ વાટ જોવા લાગ્યા. નગર બહાર નર્તકોના તંબૂઓ નંખાઇ ગયા હતા. નર્તકો તૈયારીમાં પડ્યા હતા. કલાબાજોની અવનવી વાતો નગરમાં ચર્ચાતી હતી. ત્યાં તે દિવસ આવી લાગ્યો. રાજવાડાના ચોકમાં મોટા વાંસડા, દોરડા ને ખીલાઓ આવી પડયા.

ચોકના મધ્યમાં એક અતિ ઉંચો વાંસ ખોડવામાં આવ્યો. તેના ઉપર એક પહોળું ફલક (પાટીયું) ગોઠવ્યું. ને ઇલાપુત્ર પગમાં પાવડી પહેરી વાંસ પર ચડી, એક હાથમાં ત્રિશૂલ ને બીજામાં ખડ્ગ લઇ આધાર વગર નાચવા લાગ્યો. રૂપાળી નટકન્યાના પગમાં ઘૂઘરાં ઘમઘમી ઉઠ્યા. તેણે ઢોલ વગાડયો ને કર્ણપ્રિય ગીત આલાપ્યું. આખાય પટાંગણમાં જાદુ પથરાઇ ગયું. વાતાવરણ મધુર સંગીતમય બની ગયું. રાજા ને રાજ્યપરિવાર પણ પોતાને સ્થાને આવીને ગોઠવાયા હતા. જનતા તો કયારની આવીને બેસી ગઇ હતી. ઉંચા વાંસના ફલક પર અને દોરડા ઉપર ઇલાચીકુમારે એવું નૃત્ય કર્યું કે

પ્રજાએ વાહ વાહના પોકારો કર્યાં. પોતાની કળા ને સાહસભર્યાં એવા કરતબ તેણે બતાવ્યા કે જોતા લોકોના શ્વાસ પણ થંભી ગયા. જાણે ઇલાચી અદ્ધરથી ગબડયો. એ પડયો....પટકો....ખલાસ. પણ ના, દોરડામાં એકાકાર થઇ ગયેલો તે પાછો દોરડા પર દેખાતો, પાછા તેના ઘૂઘરા ઘમઘમી ઉઠતાં ને પ્રજા હર્ષઘેલી ચીચીયારી ને તાળીયો પાડતી. નટના ઉત્સાહનો પાર નહોતો.

પણ રાજા ! રાજાએ તો નર્તકની કળા જરા જેટલી ય જોઇ નહોતી. તે તો નર્તકીનું થનગનતું યૌવન જોવામાં જ પડયો હતો....આંખનું મટકુંય માર્યા વિના તે રૂપપાન કરવામાં તન્મય થઇ ગયો હતો. નટીમાં મુગ્ધ રાજા ન નટ ઉપર રાજી થયો ને ન એક રૂપીયો આપ્યો. રાજાના આપ્યા વિના તો પ્રજા પણ ન જ આપી શકે. નટે પૃથ્વી પર ઉતરી રાજાને પ્રણામ કર્યા. રાજાએ કહ્યું 'હું જરા વિચાર–તંદ્રામાં હતો. તેથી બરાબર જોવાયું નહી. તમારા ખેલ ને નૃત્ય ફરી બતાવો.' ઇલાપુત્ર વધારે ધન મળશે, આવી આશાએ ફરી વાંસ પર ચડયો ને મંડયો નાચવા. વાજિંત્રો વાગવા લાગ્યા ને નગારા ગડગડવા લાગ્યા, તાળીયો પડવા લાગી ને વાહવાહના પોકારો પડવા લાગ્યા. પણ રાજા તો થનગનતી નર્તકીના અફાટ યૌવનમાં મગ્ન થઇ ગયો હતો.

બીજીવાર નટ આવી પ્રણામ કરી ઉભો રહ્યો છતાં પ્રપંચી રાજાએ કાંઈ આપ્યું તો નહીં પણ વારે વારે નાચી થાકી વાંસપરથી પડીને મરે એ ઈચ્છાથી ત્રીજીવાર ખેલ બતાવવા કહ્યું. નટે પાછો ખેલ કર્યો, લોકોએ કદી નહી જોયેલા જીવસટોસટના તમાશા જોઇ આનંદનો અતિરેક બતાવ્યો. પણ રાજા પેલા કોઇએ એક પાઈ પણ આપી નહીં. ત્રીજીવાર આવી ઉભો રહ્યો. રાજાએ કહ્યું 'શું થોડું થોડું નૃત્ય કરી ઉતરી આવે છે? માંડ માંડ જામ્યું હોય છે. ચાલ હવે સારી રીતે ખેલ કર તને ઘણું દ્રવ્ય મળશે.' બિચારો આશા અને લોભે અંધાયેલો પ્રાણી શું ન કરી શકે? ઇલાપુત્ર થાકી ગયો હતો. અંગે અંગમાં કળતર થવા લાગી હતી. છતાં તે ચોથીવાર ચડયો ને કળા–કરતબ બતાવવા લાગ્યો, પણ તેને વિચાર આવ્યો શું આ રાજા લોભીયો હશે? આમ ને આમ મારે કયાં સુધી નાચવાનું? હવે તો જાણે શરીરે પૂરું સાથ નથી આપતું. રાજાને શું થઇ ગયું છે.?' એમ વિચારી તેણે નીચે રાજા સામે જોયું ને એ ઠરી ગયો. કેમકે રાજાનું ધ્યાન નર્તકમાં જરાય નહોતું તે તો ઢોલ વગાડી નાચતી નટીમાં લીન થઈ ગયો હતો. રાજાની કામુકતા ચોકખી જણાતી હતી. નટે ઉપર રહી વિચાર્યું 'આ વાસનાને મને અને આ રાજાને ધિક્કાર છે, આ કન્યા રાજા મને મેળવવા કેમ દેશે? મેં મારા કુળને બટ્ટો લગાડયો, કેવું જીવન જીવ્યો, કેવાં વૈતરા કર્યાં. દુઃખ વેઠયું, બધું વ્યર્થ, નકામું? એમ ઇલાપુત્રને વૈરાગ્ય જાગ્યો. અને ખેદ અને નિર્વેદ ઉત્પન્ન થયો.

તેણે ઉપર ઉભાં ઉભાં પાસેના મકાનમાં જોયું તો કોઇ શ્રીમંતયુવતી મુનિરાજને વહોરવા વિનવતી હતી. ઘરમાં તે એ જ હતા. થાળમાં જાત જાતના પક્વાન્ન લઇ

તે ઉભી ઉભી વિનવતી હતી ને તે જિતેન્દ્રિયમુનિ સ્વસ્થ ઉભા હતા ને ના પાડતા હતા. નટે વિચાર્યું 'અહો! ખરા જ્ઞાનવાન તો આ છે. નારીના સંગથી સદા દૂર રહેનારા, પોતાના શરીરની પણ મમતા નહીં કરનારા, માત્ર મોક્ષના જ અભિલાષી એવા આ મહાભાગને ધન્ય છે. જેમને આવી સુંદર નવયુવતી આ નટી કરતા ક્યાંય અધિક રૂપ-લાવણ્યવતી નારી મિષ્ટાન્નાદિ આપવા વિનવે છે અને આ મુનિ તો કેટલા સ્વસ્થ છે? તેમને કાંઈ પડીજ નથી. હું કેવો રાગાંધ છું કે આ હલકાકુળની હલકી સ્ત્રીમાં લુબ્ધ થયો છું. મને ને મારા આ નીચકૃત્યને ધિક્કાર છે. આ સંસાર ને તેના સ્વરૂપને પણ ધિક્કાર છે.'

આમ વિષયથી એકદમ વિરક્ત થઇ શુભધ્યાન ધ્યાતા ઇલાપુત્રને સામાયિકચારિત્ર સુધીના બધા ભાવો સ્પર્શી ગયા. તરત જ શુભધ્યાનના પરિબળથી ઘનઘાતી કર્મોનો ક્ષય થવા લાગ્યો ને લોકાલોક પ્રકાશક કેવળજ્ઞાન ક્ષણવારમાં ત્યાં દોરડા ઉપર જ પ્રગટ્યું. કેવળી ઇલાપુત્ર વાંસપરથી ઉતરી નીચે આવ્યા. દેવોએ સાધુવેષ પહેરાવી તેમને સોનાના કમળપર બેસાડી વંદનાદિ કર્યો. ઈલાપુત્ર કેવળીએ ધર્મદેશના આપતાં કહ્યું 'માણસે મનના ખેલ ઓળખવા જોઇએ. મનમાં ઈચ્છાઓના રાફડાઓ હોય છે. દુઃખ ક્યાંય ઉત્પન્ન થતું નથી. એ તો ઇચ્છામાંથી ઉદ્ભવે છે. ઈચ્છાઓનો દાસ એ ત્રણે લોકનો દાસ છે. માણસે પોતાની નિર્બળતાને ઓળખી તેને અળગી કરવી જોઇએ, પદાર્થોની નશ્વરતા, તેને મેળવવા જીવોની સ્પર્ધા અને દોડાદોડી જોઇને પોતાના આત્માને તેમાંથી બચાવવો જોઈએ. જ્યાં સ્પૃહા નથી, ઇચ્છા નથી, કાંક્ષા-અભિલાષા નથી ત્યાં એકલું સુખ સુખ ને સુખ છે.' સર્વે દેશના સાંભળી વિવેક પામ્યા. તમાસો જોવા ને બતાવવા આવેલા સર્વેના અચરજનો પાર નહોતો.

આવા ભગવાન્ જેવા મહાત્મા થોડીવાર પહેલા નટડી માટે પોતે નાચતા હતા ને હવે પોતે જ કેવો મજાનો સાચો ઉપદેશ આપી રહ્યા છે? રાજાને પણ સાચી દિશાના દર્શન થવા લાગ્યા હતા. તેણે કેવળીને પૂછ્યું 'આપને નટી ઉપર આટલો અનુરાગ થયો તેનું શું કારણ?' કેવળી પોતાના ત્રીજા ભવની વાત કહેતા બોલ્યા. પહેલા બ્રાહ્મણના ભવમાં અમે પતિ-પત્નીએ સાથે દીક્ષા લીધી. અમે બંનેને જાતિનો ઘણો ગર્વ હતો. અમારી જાતને અમે બધાં કરતા ઉંચી માનતા ને મનાવવા યત્ન કરતા. આ જાતિમદના પાપથી હું વણિક કુળમાં અવતર્યો છતાં નટ થયો, ને પૂર્વભવની આ મારી સ્ત્રી નટી થઈ છે. પૂર્વભવના કામરાગના અભ્યાસથી તેના પર આ ભવે અતિ અનુરાગ થયો. તેને જોતાં જ તેને મેળવવાની બુદ્ધિ થઈ. જીવને વૈર અને અનુરાગમાં ભવાંતર પણ કારણ બને છે. આ સાંભળી ત્યાં બેસી ઉપદેશ સાંભળતી નટીને જાતિ-સ્મરણજ્ઞાન થયું ને તેણે વિચાર્યું 'આ રૂપના ભડકા કેવા કેવા જીવને બાળે છે. મારા રૂપથી શ્રીમંતના આવા સારા પુત્ર અને રાજા પણ વ્યથામાં પડ્યા. આવા રૂપને ધિક્કાર થાવ. મને વિષય-વાસનાની લાગણી જ શા માટે થવી જોઇએ? આ બધી પીડા એની જ છે.

આમ વિરક્તદશામાં વિષયાદિની વિડંબના અને તેના ત્યાગના આનંદની ભાવના ભાવતા તે નટીને ત્યાં જ કેવળજ્ઞાન થયું, તેજ વખતે આ તમાસો જોવા આવેલી રાજરાણીએ વિચાર્યું 'અહો આશ્ચર્યની વાત છે. અમે આવા ઉત્તમકુળની રાજકુંવરીઓ આમની રાણી છીએ છતાં રાજા આ હીનકુળની નટડી સામે મોહ્યા? વિષયની લંપટતાને ધિક્કાર છે.' આવી ભાવના ભાવતા રાણીને પણ કેવળજ્ઞાન થયું. સાથે જ રાજા પણ ચિંતવતા હતા કે 'કેવી કારમી દશા છે કામુકતાની? ઉત્તમકુળની સુંદર-ગુણીયલ રાણી હોવા છતાં અધમકુળની સંસ્કારહીન નટડી ઉપર હું મુગ્ધ થયો. કળાનો મને જાણુ સમજી આ ઈલાપુત્ર પોતાના ઉત્તમ કુળને છોડી સ્ત્રીમોહથી, ધનની અભિલાષાએ મારી પાસે આવ્યો. નીચ નારીની સંગત જંખી મેં નટનું મૃત્યુ ઇચ્છયું. હવે આથી હલકું ઉદાહરણ કયાં જડવાનું.' આમ આત્મનિંદા અને ઉત્તમભાવના ભાવતા રાજા પણ કેવળી બન્યા. આમ મહાભાગ ઈલાપુત્રે ઘણાં જીવોને કેવળી કર્યા. કંઇ કેટલાય જીવોને તાર્યા.

જેણે ઉત્તમ વંશમાં ઉત્તમ થઇ શુભવંશ (વાંસડા)નો આશ્રય કર્યો. મહાપુણ્યવાન મુનિરાજનું ઉચ્ચ આચરણ જોઈ કુવંશને ઉચિત સંસારનૃત્ય છોડી દીધું અને અંતે ચિદાત્મરૂપે તદ્રૂપ થઇ ગયા તે ઈલાપુત્રને ધન્ય છે.



## ૧૦૧. શ્રી જિનેન્દ્રદેવો પણ શીલ પાળે છે.

येषां मुक्तिर्ध्रुवं भावि, शीलं चरन्ति तेऽपि हि ।
तदा संसारजीवानां कार्योऽजस्रं तदादरः ॥ १ ॥

અર્થઃ-શ્રી જિનેન્દ્રદેવોની નિશ્ચયે જ તે ભવમાં જ મુક્તિ હોય છે, છતાં તેઓ સંપૂર્ણ શીલને પાળે છે. માટે સંસારીઓએ તો નિરંતર શીલનો આદર કરવો.

આ બાબતમાં મલ્લીનાથસ્વામીની કથા આ પ્રમાણે છે—

### શ્રી મલ્લીનાથસ્વામીની કથા.

અપરવિદેહની સલિલાવતી વિજયમાં વીતશોકા નામની નગરી હતી. ત્યાંના રાજા મહાબલને વૈશ્રમણ, ચંદ્ર, ધરણ, પૂરણ, વસુ અને અચલ નામના છ બાલમિત્રો હતા. આગળ જતાં છએ મિત્રો સાથે તેણે દીક્ષા લીધી ને સહુ સાથે માસક્ષમણ જેવી ઉગ્ર તપશ્ચર્યા તે કરવા લાગ્યા. તપસ્યાદિમાં મિત્રો કરતાં આગળ રહેવા માટે મહાબળ-મુનિ કાંઇ વ્યાધિનું બહાનું કાઢી પારણાની વાત કરતા તેથી મિત્રોના પારણા થઇ જતા ને પોતે પારણું કર્યા વિના તપ આગળ વધારી તપોવૃદ્ધિ કરતા. આવી રીતે માયા કરીને ઘણીવાર તેઓ પોતાના મિત્ર સાધુઓને અંધારામાં રાખી પોતે તપમાં આગળ

રહેતા. કેમકે મિત્રોની ઇચ્છા સહુએ સાથે તપ કરવાની રહેતી. ને તેઓ તેમને છેતરી તપાદિમાં આગળ રહેવા વંચના કરતા. તેના પરિણામે તેમણે સ્ત્રીવેદ બાંધ્યો. વીસ-સ્થાનકની ઘોર તપશ્ચર્યાપૂર્વક ઉત્તમકોટિની આરાધના કરી તેમણે તીર્થંકર નામકર્મ નિકાચિત કર્યું. છએ મિત્રો સાથે ઉગ્ર ચારિત્ર પાળી અંતે જયંત નામના અનુત્તર વિમાનમાં દેવ થયા.

દેવાયુ પૂર્ણ થયે મહાબલનો જીવ વિદેહદેશની રાજધાની મિથિલાનગરીના રાજા કુંભરાયની રાણી પ્રભાવતીદેવીની કુક્ષીમાં પુત્રી તરીકે ઉત્પન્ન થયો. સમય પૂર્ણ થતાં પુત્રીનો જન્મ થયો ને મલ્લીકુંવરી એવું નામ રાખ્યું. તેમના પૂર્વભવના છએ મિત્રો પણ દેવઆયુ પૂર્ણ કરી પાસેના જુદા જુદા દેશમાં રાજાઓને ત્યાં પુત્ર તરીકે અવતર્યા. મલ્લીસ્વામી તીર્થંકર હતા ને અવધિજ્ઞાનથી પોતાના પૂર્વભવના મિત્રોની સ્થિતિ જાણુતા હતા. પોતે કંઈક ઓછા સો વર્ષના થયા એટલે મિત્રને બોધ થાય એ ઉદ્દેશથી તેમણે છ ગભારાવાળો એક ઓરડો કરાવ્યો. અર્થાત્ છ અલગ અલગ દરવાજાથી પ્રવેશ કર-નાર અલગ અલગ વ્યક્તિ આવી ઉભી રહી જોઈ શકે તેવો ઓરડો કરાવ્યો ને તેમાં આબેહૂબ પોતાના જેવી યુવતીની સોનાની પોલી મૂર્તિ બનાવરાવી મૂકી, તે મૂર્તિના માથાના ભાગમાં કળામય એક છિદ્ર કરાવી. તેને કમળ જેવું સુંદર ઢાંકણું હતું. રોજ જમવા ટાણે મલ્લીસ્વામી એક એક કોળીયો આહાર તે મૂર્તિમાં માથાના છેદ વાટે નાંખવા લાગ્યા.

અચળ નામના મિત્રનો જીવ સાકેતનગરનો પ્રતિબુદ્ધિ નામક રાજા થયો. એકવાર રાણી સાથે રાજા કોઇ નાગદેવની યાત્રાએ ગયો હતો ત્યાં પુષ્પોની આશ્ચર્યકારી ગૂંથણી-વાળા આભૂષણુથી સજ્જ રાણીને જોઇ આશ્ચર્ય પામેલા રાજાએ મંત્રીને કહ્યું 'મંત્રી! તમે આવી પુષ્પાભરણુની સજ્જા કયાંય નહી જોઇ હોય.' મંત્રીએ કહ્યું 'મહારાજાને અવસર ઓછો મળે. કુંભરાજાની પુત્રી મલ્લીકુંવરીનું રૂપ ત્રિભુવનમાં વિસ્મયકારી છે. મેં એકવાર એમનું પુષ્પાભરણુ જોયું હતું તેવું કયાંય આજ સુધી દેખાયું નથી.' ઇત્યાદિ મલ્લીકુમરીની વાત સાંભળી રાજાને તેમના ઉપર અનુરાગ થતાં, તેણે એક દૂત કુંભરાજા પાસે મોકલી મલ્લીકુંવરીની માંગણી કરી.

બીજા મિત્ર ધરણનો જીવ, ચંપાનગરીના રાજા ચંદ્રચ્છાય તરીકે ઉત્પન્ન થયો હતો. એકવાર અર્હન્નક નામના વહાણવટી વણિક શ્રાવકે દિવ્યકુંડલ જોડી ભેટ આપતા કહ્યું 'મહારાજા! સમુદ્રની સફર કરતા જિનધર્મના પ્રભાવે મને બે જોડ દિવ્યકુંડળ એક દેવે આપેલા. તેમાંથી એક જોડ કુંભરાજાને આપી. રાજાએ પોતાની વહાલી પુત્રી મલ્લીકુંવરીને પહેરાવી. મલ્લીકુંવરીની શી શોભા છે? આવી કન્યા સંસારમાં હશે કે કેમ? તેમાં મને શંકા છે.' આ સાંભળી મોહિત થયેલા ચંદ્રછાય રાજાએ પણ માંગણી માટે દૂત મોકલ્યો.

ત્રીજા મિત્ર પૂરણનો જીવ શ્રાવસ્તીનગરીનો રુક્મિ નામે રાજા બન્યો હતો. તેણે એક-

વાર પોતાની નાનકડી દિકરીનો સ્નાનોત્સવ સોનાના મંડપમાં રાખ્યો હતો. તે પ્રસંગે ઘણાં રાજાઓને નોતરી અપૂર્વ ઠાઠમાઠ કર્યો હતો. તે વખતે ગર્વ કરતાં રુક્મિએ કહ્યું 'આવો સ્નાનોત્સવ દિકરીનો કોઇએ નહીં કર્યો હોય?' તે સાંભળી ઘણા દેશોમાં યાત્રા કરીને આવેલા એક વૃદ્ધે કહ્યું 'વિદેહના મહારાજાએ પોતાની પુત્રી મલ્લીનો વર્ષો પહેલા જે જન્મોત્સવ કર્યો હતો તેની આગળ આ ઉત્સવ લાખમાં ભાગનોય નથી. આજે તો એ યુવતી થઇ હશે, પરંતુ તે વખતે પણ શું એની સુંદરતા!' આ સાંભળતા તે રાજાએ પણ દૂત મારફત માગું મોકલ્યું.

ચોથા મિત્ર વસુનો જીવ વારાણસી નગરનો શંખ નામે રાજા થયો. અર્હન્નકે પેલા દિવ્યકુંડલની એક જોડ કુંભરાજાને આપી હતી તે મલ્લીકુંવરી પાસે તૂટી જતા તેમણે આભૂષણના કારીગરોને (સુવર્ણકારોને) સમી કરવા આપી, પણ તેઓ કોઇ રીતે સમી ન કરી શકયા તેથી રાજાએ કહ્યું 'આ તો અમારે શરમાવા જેવી વાત છે, એક કુંડલ તમે સમું ન કરી શકો તો તમે સ્વર્ણકાર શાના? તમે તમારે બીજા રાજ્યમાં ચાલ્યા જાવ.' તેઓ ચાલી નિકળ્યા અને શંખ રાજાની સભામાં આવી તેમણે કામ માંગ્યું. રાજાએ તેઓ પહેલા કયાં કામ કરતા હતા? ને શા માટે આવવું પડ્યું? વગેરે પૂછ્યું, તેમણે મિથિલા નગરી છોડવા આદિ બધી વાત મૂળથી કહી સંભળાવી. વિસ્મિત રાજાએ મલ્લી બાબત પૂછતાં તેમણે કહ્યું 'રાજકુમારીનું અલૌકિક રૂપ અને જીવન છે. એનું વર્ણન કરવું અમારી શક્તિ બહારની વાત છે.' આ સાંભળી શંખ–રાજાએ પણ માગું મોકલ્યું.

પાંચમો મિત્ર વૈશ્રવણ હસ્તિનાપુરનો રાજા અદીનશત્રુ નામે બન્યો હતો. મિથિલામાં મલ્લીકુમારીના ભાઈ મલ્લદિને ચિત્રકારો પાસે પોતાનો વિશ્રાંતિખંડ ચિતરાવવા માંડયો. મુખ્ય ચિત્રકારને દૈવી વરદાન પ્રાપ્ત હોઇ તે યથાર્થ ચિત્રો દોરી શકતો હતો. વિશ્રામ કક્ષમાં કેટલાક ચિત્રોમાં તેણે મલ્લીદેવીનો માત્ર એક અંગુઠો જોઈ તેમનું આબેહૂબ ચિત્ર આલેખ્યું. જાણે જીવતા જાગતા? મલ્લદિન પોતાની પત્ની સાથે ચિત્રશાળામાં આવ્યો ને બહેનને ત્યાં જોઈ પાછો વળ્યો. એવામાં ધાત્રીએ કહ્યું કે 'આ તો ચિત્ર છે' એટલે તુરત ચિત્રકારને બોલાવી કહ્યું 'મારા કક્ષમાં મારી બહેનને આવી રીતે ચિત્રિત કરી?' અને ખીજાઇને તેણે તે ચિત્રકારને વધનો આદેશ આપ્યો. પણ અન્ય ચિત્રકારોએ તેની દિવ્યશક્તિ આદિની વાત કહી અતિકઠિનાઇથી તેને જીવતો છોડાવ્યો છતાં રાજ-કુમારે તેની આંગળી કાપી તેને સીમાપારની આજ્ઞા કરી. ચિત્રકાર મિથિલાથી નિકળી હસ્તિનાપુર આવ્યો ને કામ માંગ્યું. મિથિલા છોડવાનું કારણ પૂછતાં તેણે અદિનશત્રુને બધી વાત કરી અને મલ્લીકુમારીના આશ્ચર્યકારક રૂપનું વર્ણન પણ કર્યું. સાંભળી મુગ્ધ થયેલા રાજાએ તરત માગું મોકલ્યું.

છઠ્ઠા મિત્ર અચલનો જીવ કાંપિલ્યનગરમાં અજિતશત્રુ નામનો રાજા થયો. તેણે કોઇ તાપસી પાસે મલ્લીદેવીના નિરુપમ રૂપની વાત સાંભળી મોહિત થયો ને તેણે પણ રાજપુરુષ દ્વારા પરણવાની ઇચ્છા જણાવી.

આમ સમકાલે બધાએ આવી પોતપોતાના રાજા માટે મલ્લીકુમારીની માંગણી કરી. કુંભરાજાએ અસ્વીકાર કરી એ ઉદ્ધત દૂતોને પાછલા દરવાજાથી કાઢી મૂકયા. દૂતોએ બધી વાત જણાવતા ઉશ્કેરાયેલા છએ રાજાઓ ક્રોધિત થયા અને સેના લઈ ઉપડયા ચડાઈ કરી મિથિલા જિતવા અને મલ્લીકુમારીને પરાણે પરણવાં. દ્વીપને દરીયો ફરી વળે તેમ છએ રાજાના સૈન્યે મિથિલાને ચારે તરફથી ઘેરી લીધી. કુંભરાજા તો ચિંતામાં પડયા. કેમકે આવડા મોટા છ રાજાના સૈન્યને જીતવાની ત્યાં શક્તિ નહોતી.

કોઇ પણ ઉપાય ન સૂઝતા તેઓ વ્યાકુલ થઇ જતાં મલ્લીકુમારીએ કહ્યું 'તમે દૂત દ્વારા છયેને જણાવો કે તમને હું કન્યા આપીશ, અને અલગ અલગ સમયે બધાને એકેક કરી બોલાવો. પછી હું તમને સમજાવીશ.

રાજાએ તે પ્રમાણે કહેવરાવી, મલ્લીકુમારીએ કરાવેલા છ ગર્ભદ્વારવાળા ઓરડામાં તેમને જુદા જુદા દ્વારથી પ્રવેશ કરાવ્યો. છએ રાજા જૂદા ઓરડામાંથી એક બીજા રાજાને જોતા ન હોતા પણ સહુને પેલી સોનાની મલ્લીકુંવરીની પ્રતિમા દેખાતી હતી. જાણે સાક્ષાત્ મલ્લીકુમારી. તેને જોતાં જ છએ રાજા મોહિત થઇ ગયા. ત્યાં મલ્લીકુમારીએ પ્રતિમાના માથાના ભાગનું ઢાંકણું ખસેડી નાખ્યું. તે સાથે જ તેમાંથી જાણે મડદા સડતા હોય તેવી અસહ્ય તીવ્ર દુર્ગંધ ઉછળી ને તેથી રાજાઓના માથાઓ ફાટવા લાગ્યા. તેમનાથી શ્વાસ લેવાવો કઠિન થઇ ગયો.

મલ્લીદેવી તરત સામે આવી બોલ્યા 'અરે, ભોળા રાજાઓ, મોટા મોટા યુદ્ધથી નહી ડરતા તમે આ ગંધને સહન નથી કરી શકતા. પણ જાણો છો કે આ દુર્ગંધ શાની છે? આ સોનાની પોલી પ્રતિમામાં ઉત્તમ અને સ્વાદિષ્ટ આહારનો એકેક કોળીયો રોજ નાંખવામાં આવતો હતો. તે પુદ્ગલનો પરિણામ આવો થયો છે. તો હાડ-માંસ ચામડા આદિના સપ્ત ધાતુમય આ ઔદારિક ગંદા શરીરમાં દરરોજ કેટલાય કોળીયા પડે છે. તો તેનો પુદ્ગલ પરિણામ કેવો થયો તે સમજો. તમે શરીરની પછવાડે ઘેલા થયા છો, પણ તેમાં એવું તો શું છે કે તમે મોટી સેના લઈ અહીં સુધી દોડી આવ્યા છો? તમે પરલોકમાં દેવસંબંધી મોટા આયુષ્ય ભોગવ્યા છે, ત્યાંના સુખની અપેક્ષાએ મનુષ્યભવનું આ સુખ તો કોઈ ગણત્રીમાં આવે એવું નથી.'

ઇત્યાદિ કહેવા પૂર્વક તેમણે પૂર્વભવના મિત્રોને ગત ભવોની વાત કહી સંભળાવી. તેથી છએ રાજાને જાતિસ્મરણ જ્ઞાન ઉત્પન્ન થયું. સહુ ભેગા થયા ને પોતાના અવિવેક ઉપર પશ્ચાત્તાપ કરવા લાગ્યા. પછી મલ્લીસ્વામીએ પૂછયું, 'બોલો ભાઇઓ! શું કરીશું? હું તો દીક્ષા લઇશ' ક્રમશઃ બધા પૂર્વભવના મિત્રોએ પણ કહ્યું કે અમે પણ દીક્ષા જ લઈશું.' પ્રભુ સાથે વાત નક્કી કરી સહુ પોતપોતાની રાજધાનીમાં પાછા ફર્યા રાજ્યની વ્યવસ્થા કરી દીક્ષાની તૈયારીમાં પડયા. આ તરફ પ્રભુએ વર્ષીદાન દેવા માંડયું. પોષ શુદી અગીયારસના દિવસે અટ્ઠમનો તપ કરી, અશ્વિની નક્ષત્રમાં ચંદ્રનો યોગ થતા,

જન્મથી એકસો વર્ષની વયે, ત્રણસો રાજા અને ત્રણસો સન્નારીઓ સાથે સિદ્ધ ભગવંતની સાક્ષીએ મલ્લીનાથસ્વામીએ ચારિત્ર સ્વીકાર કર્યું. તે જ દિવસ તેમને લોકાલોક પ્રકાશી કેવળજ્ઞાન ઉત્પન્ન થયું. પેલા છએ રાજાઓ પણ પ્રભુહાથે દીક્ષિત થઇ આત્મકલ્યાણમાં પ્રયત્નશીલ થયા.

પ્રભુજીના ભિષગ્ આદિ અઠયાવીશ ગણધરો, ચુમ્માલીસ હજાર સાધુઓ, અને પંચાવન હજાર સાધ્વીઓ, ત્રણ લાખ સિત્તેર હજાર શ્રાવિકા અને એક લાખ એંસી હજાર શ્રાવકો થયા. પ્રભુ મલ્લિનાથસ્વામી પોતાના બહોળા શિષ્યા-શિષ્ય પરિવાર સાથે લાંબો કાળ પૃથ્વીપર વિચરી ભવ્યજીવો પર ઉપકાર કરતા રહ્યા. પંચાવન હજાર વર્ષનું કુલ આયુષ્ય ભોગવી, પાંચસો સાધ્વી અને પાંચસો સાધુઓ સહિત, ફાગણ શુદિ બારસના ભરણી નક્ષત્ર સાથે ચંદ્રનો સંયોગ થતા શ્રી સમેતશિખરગિરિ ઉપર નિર્વાણ પામ્યા. સર્વ દુઃખથી મુક્ત થયા.

આમ તે જ ભવમાં નિશ્ચયે મોક્ષ પામવાના હતા છતાં શ્રી મલ્લીનાથસ્વામીએ જેમ શીલ આદર્યું તેમ કલ્યાણકામી આત્માઓએ અવશ્ય શીલ પાળવું.



## ૧૦૨. અબ્રહ્મ-અલૌકિક ગુણોનું ઘાતક

वाक्यमन्त्ररसादीनां, सिद्धः कीर्त्यादयो गुणाः ।
नश्यन्ति तत्क्षणादेव, अब्रह्मसेवनान्नृणाम् ॥ १ ॥

અર્થઃ—મનુષ્યોએ ઉપાર્જિત કરેલી વચનસિદ્ધિ, મંત્રસિદ્ધિ, રસાદિની સિદ્ધિ આદિ અનેક પ્રકારની સિદ્ધિ તથા કીર્તિ આદિ અનેક ગુણો અબ્રહ્મ (મૈથુન) સેવન કરતાની સાથેજ તત્ક્ષણ નાશ પામે છે. તે વિષયમાં સત્યકી વિદ્યાધરની કથા આ પ્રમાણે છે.

### સત્યકી વિદ્યાધરની કથા

વૈશાલીના મહારાજા ચેડા (ચેટક) મહારાજાના પુત્રી સુજ્યેષ્ઠાએ દીક્ષા લીધી હતી. તેઓ ઘણા જ સૌંદર્યવતી હતા. આરાધનામાં સતત ઉદ્યમશીલ રહેતા. તેઓ એકવાર સૂર્યની આતાપના લેતા તડકામાં ઉભા હતા. તે વખતે ત્યાંથી આકાશમાર્ગે જતા પેઢાલનામનો કોઈ વિદ્યાધર તેમને જોતાં જ મોહિત થયો. તેણે વિદ્યાબળથી તરત ધૂમાડો ઉપજાવી, સાધ્વીને દિગ્મૂઢ કરી ભ્રમરરૂપે સેવી. તેથી તે સાધ્વીને ગર્ભ રહ્યો ને પૂર્ણમાસે પુત્ર થયો. તે શ્રાવિકા પાસે થોડો મોટો થતા પેઢાલ વિદ્યાધરે પોતાના પુત્રનું હરણ કર્યું. કારણ કે વિદ્યાગ્રહણ કરવા માટે તેનામાં ઘણી યોગ્યતા

હતી. બાળકનું નામ સત્યકી પાડી તેને ભણાવ્યો ગણાવ્યો અને વિદ્યાઓ તથા મંત્રો આદિ આપ્યા. રોહિણીવિદ્યા મેળવવા સત્યકીએ પૂર્વના પાંચભવ સુધી પ્રયત્નો કર્યા હતા ને પાંચે ભવમાં તે રોહિણીથી જ માર્યો ગયો હતો. છઠ્ઠાભવે તેનું છજ માસ આયુ શેષ હતું ને વિદ્યા તુષ્ટ થઇ હતી. તેથી તે એકેવાર તેનો ઉપયોગ કરી શકયો ન હોતો પૂર્વે આરાધેલી તેથી આ સાતમે ભવે તો તે સ્મરણ માત્રમાં પ્રસન્ન થઇ ને લલાટમાં છિદ્ર કરી હૃદયમાં સ્થિર થઇ ગઇ હતી. દૈવી પ્રભાવથી કપાળનું છિદ્ર દિવ્યનેત્ર જેવું જણાતું. મોટા અને સમર્થ થયેલા સત્યકીને જ્યારે ખબર પડી કે પોતે સાધ્વીનું સંતાન છે અને એના પિતાએ સતીસાધ્વીનું શીલ ખંડયું હતું ત્યારે તેણે ક્રોધના આવેશમાં પિતાને મારી નાખ્યો. માતા સાધ્વી તથા મહાવીર દેવ પાસેથી ઉપદેશ સાંભળતા તે સુદૃઢ સમ્યક્ત્વશાલી થયો. તે સદા ત્રણે કાળ જિનેશ્વરદેવની પૂજા કરતો. જિનેશ્વરદેવની ભક્તિના પ્રભાવે તેણે તીર્થંકરનામકર્મ નિકાચિત કર્યું. શ્રી લોકપ્રકાશમાં કહ્યું છે કે 'સત્યકી વિદ્યાધર' મહાદેવ એવા અપરનામથી પ્રસિદ્ધ અગ્યારમો રુદ્ર થયો તે આવતી ચોવીસીમાં સુવ્રત નામે અગ્યારમા તીર્થંકર થશે.'

સત્યકી એક તરફ ધર્મમાં અદ્ભુત નિષ્ઠા રાખતો હતો પણ અવિરતિ હોઇ બીજી તરફ તે વિદ્યાઓના બળે સ્ત્રીઓમાં આસક્ત થઇ લંપટ બની ગયો હતો. અનેક રાજરમણી આદિને તે બળાત્કારે ભોગવતો. એકવાર માલવાધિપતિ મહારાજા ચંડપ્રદ્યોતે એવી ઘોષણા કરાવી કે 'સત્યકીને વશ કરી શકે એવી કોઇ નારી હોય તો આગળ આવે ને રાજ્યને જણાવે. રાજ્ય તેને અવશ્ય આદર આપશે.'

આ સાંભળી ઉમા નામની ગણિકા રાજાને મળી અને કહ્યું મહારાજ ! આ દાસી અવશ્ય આ કાર્ય પાર પાડશે.' રૂપના અંબાર જેવી તે ગણિકાને રાજાએ એ કાર્ય સોંપ્યું. ઉમા ઊંચા મહેલની અટારીમાં પોતાનું અદ્ભુત સૌંદર્ય ઉઘાડું મૂકી સૂવા લાગી. સત્યકીની નજર તો ચુકે તેવી હતી જ નહી. તરત તે ત્યાં આવ્યો. કામકળામાં વેશ્યાએ તેનું મન રંજિત કર્યું. તેણે ખડ્ગ દૂર મૂકવાનું કારણ પૂછતાં સત્યકીએ કહ્યું 'સ્ત્રીસંગ વખતે હું આ ખડ્ગ અને વિદ્યાઓ દૂર મૂકું છું. કેમકે એવી અમારી મર્યાદા છે. આ દૂર હોય ત્યારે અમારી સ્થિતિ સામાન્ય માણસ જેવી હોય છે.' ઇત્યાદિ. રાજા પાસે જઇ ગણિકાએ કહ્યું ' તે અવાર નવાર મારી પાસે આવે છે. તે માત્ર મારી સાથે રમણ કરતો ને વિષયમાં અતિ આસક્ત હોય ત્યારે જ મરી શકે તેમ છે. તે માટે ઘણો જ ચાલાક અને નિપુણ માણસ જોઇએ જે મને બચાવી તેને મારે. તેના ઘામાં હું જો આવી જાઉં તો મારૂં પતી જાય. છેવટે તપાસ કરતા શબ્દવેધી ઘા કરનારા માણસો મળી આવ્યા. ગણિકાની સામે તેમની પરીક્ષા આ રીતે લેવામાં આવી.

કમળના પાંદડાની ઉપરા ઉપરી થપ્પી કરી કહેવામાં આવ્યું કે 'આ થપ્પીમાંથી આટલા ઉપરના પાંદડા વિંધાય ને નીચેના આટલા પાંદડા જરાય વિંધાય નહી.' તરત

એમણે ધનુષ્યપર બાણ ચડાવી ફેંકયું ને કહ્યા પ્રમાણે જ ઉપરના પાંદડા વિંધાયા ને નીચેના ચોકખા બચ્યા. વેશ્યા આ રીત સ્વીકારી ઘરે આવી. ઉમા મહેલની અટારીમાં પૂર્વવત્ સૂતી ને સત્યકી આવ્યો. સંકેત-પ્રમાણે યોદ્ધાઓ ગોઠવાયા ને ઉમા સાથે સંભોગ કરતા સત્યકી પર તેમણે બાણ મારી તેનું મરણ નિપજાવ્યું. સાથે ઉમા પણ મરાઇ ગઇ.

સત્યકી મરી નરકે ગયો. સત્યકીના મિત્ર કાળસંદીપકે મિત્રનું મૃત્યુ જાણ્યું ને તેને પ્રતિશોધ-બદલો લેવાની ઇચ્છા થઇ. તેણે મોટીશિલાનો દેખાવ આખી અવંતીને ચૂરી નાખવા કર્યો. લોકોએ કોઇ દુષ્ટ દેવનો ઉપદ્રવ સમજી તેને ભોગ-નૈવેદ્યાદિક ધર્યાં. ત્યારે તે વિદ્યાધરે મિત્રનું મહત્ત્વ વધારવા સત્યકી જ બોલતો હોય તેમ કહ્યું 'મને સંભોગ સમયે મારી નાંખવામાં આવ્યો છે. જો જીવતા બચવું હોય તો મારી સંભોગાકારની મૂર્તિ બનાવી પૂજા કરો. મારા ને ઉમાના ગુણ ગાવો. તો બધું શાંત કરીશ અન્યથા સર્વનાશ છે જ.' મૃત્યુથી ડરીને માણસ શું નથી કરતો ? સર્વેએ એ વાત સ્વીકારી. તેણે બધું શાંત કર્યું તેથી 'શં કરોતિ ઇતિ શંકરઃ' એ વ્યુત્પત્તિએ લોકોએ તેને શંકર નામ આપી જળધારી યોનિમાં લિંગની આકૃતિ કરાવી લોકો તેની પૂજા કરવા લાગ્યા. વિષયાધીન જીવો લંપટતાથી અનેક અનર્થ પામે છે. આવો બળવાન અને વિદ્યાશાલી સત્યકી પણ કારમી રીતે મૃત્યુ પામી નરકે ગયો.

સત્યકીની માતા સુજ્યેષ્ઠા સાધ્વીનું ચરિત્ર આ પ્રમાણે છે.

## સાધ્વી સુજ્યેષ્ઠા

વૈશાલીનરેશ ચેડારાણાની સાતપુત્રીમાં એકનું નામ સુજ્યેષ્ઠા હતું. તે ઘણી જ સુંદર હતી. તેનું ચિત્ર એક તાપસીએ શ્રેણિકરાજાએ આપ્યું. રાજાએ મુગ્ધ થઇ તેને પરણવા નિર્ણય કર્યો. અને આ કાર્ય અભયકુમારને સોંપવામાં આવ્યું. અભયકુમારે વૈશાલીમાં રાજમહાલય પાસે સુગંધી પદાર્થોની દુકાન માંડી. દુકાનમાં મધ્યભાગે શ્રેણિકનું મોટું ચિત્ર ગોઠવ્યું. અભય, દેવતાની જેમ શ્રેણિકરાજાના ચિત્રનું પૂજન આદિ સહુ દેખે તેમ કરતા. સુજ્યેષ્ઠાની દાસીઓએ આ ચિત્રની વાત સુજ્યેષ્ઠાને કરી, સુજ્યેષ્ઠાએ તે ચિત્ર લાવી બતાવવા કહ્યું. અભયકુમાર પાસે આવી દાસીએ કહ્યું 'અમારા મોટા કુંવરીને આ ચિત્ર જોવું છે' અભયકુમારે પરિચય સાથે એ ચિત્ર દાસીને આપ્યું. શ્રેણિકનું અદ્‌ભુત રૂપ, ભવ્ય લલાટ, પહોળી છાતી ને અપૂર્વ સૌષ્ઠવ જોઇ સુજ્યેષ્ઠા શ્રેણિક ઉપર મુગ્ધ થઇ પોતાનું સર્વસ્વ અર્પણ કરી બેઠી. અભયકુમારને તે બાબત જણાવી.

અભયકુમારે શ્રેણિકરાયને જાણ કરી ભૂમિ નીચે સુરંગમાર્ગ તૈયાર કરાવ્યો. અવસરે સજ્જ થઇ શ્રેણિક આવ્યા. સુજ્યેષ્ઠાની નાની બહેન ચેલ્લણાને બહેન પર ઘણું વહાલ હતું. એને ખબર પડી જતા તે પણ શ્રેણિકને પરણવા બહેન સાથે તૈયાર થઇ. બંને બહેનો તૈયાર થઇ સુરંગ માર્ગે આવી, રત્નાભૂષણનો ડબો મહેલમાં ભૂલી ગયેલી

સુજ્યેષ્ઠાએ ચેલ્લણાને કહ્યું 'તું આગળ ચાલ હું હમણાં જ મારો ઘરેણાનો ડબ્બો લઇને આવું છું.' તે ઉતાવળે ડબ્બો લેવા ગઇ ને ચેલ્લણાને સુજ્યેષ્ઠા સમજી શ્રેણિકે રથમાં બેસાડી, ચેડારાણાના ભયથી તરત શ્રેણિક ચાલી નિકળ્યા. તે કાંઈ બોલી ન શકી. થોડી જ વારમાં સુજ્યેષ્ઠા આવી. રાજા કે ચેલ્લણા આદિ કાંઇ ન જોઇ તેણે પોકાર કર્યો કે 'કોઇ દોડો દોડો રે દોડો કોઈ ચેલ્લણાને ઉપાડી જાય છે.' તરત ચેડા રાજા અને તેમના સુભટો દોડતા ત્યાં આવ્યા. શ્રેણિકરાજાનો રથ તો આગળ હતો. ચેડારાણાને રોકવા ને યુદ્ધ આપવા નાગસારથીના બત્રીસ યુવાન પુત્રો આદિ માર્ગ રુંધી ઉભા રહ્યા.

ચેડારાણાના બાણથી તે એકસાથે જન્મેલા સામુદાયિક કર્મવાળા બત્રીસે ભાઈઓ એક સાથે જ માર્યા ગયા, શ્રેણિક તો આખરે ત્યાંની સીમા વટાવી ચેલ્લણા સાથે મગધ તરફ ચાલ્યા ગયા. આ બનાવથી સુજ્યેષ્ઠાને વિરક્તિ આવી ગઇ. તે મન-વચનથી શ્રેણિકને વરી ચુકી હતી, પણ વૈરાગ્યભાવ સુદૃઢ થતા દીક્ષા સ્વીકારી ને ઉત્કટ પ્રકારે આરાધના કરવા માંડી. તે સતી સાધ્વીને પેઢાલે છલથી ભોગવી ને તેને પુત્ર પણ થયો.

એકવાર શ્રી ગૌતમ મહારાજે શ્રી વીરભગવંતને સુજ્યેષ્ઠાના સતીત્વ બાબત પૂછતાં ભગવંતે ફરમાવેલું કે 'હે ગૌતમ ! સુજ્યેષ્ઠા સાવ શુદ્ધ છે. તેનો આમાં કોઈ દોષ નથી. પહેલા તેણે માનસિકરીતે શ્રેણિકનો સંગ ઇચ્છેલો, પણ પાછળથી તો ત્રિકરણ-શુદ્ધ શીલ સ્વીકાર્યું હતું અને પાળ્યું પણ છે જ' સુજ્યેષ્ઠા સાધ્વીએ મન-વચન અને કાયાની શુદ્ધિપૂર્વક જીવનના અંત સુધી સર્વથા શુદ્ધ શીલ પાળ્યું હતું.

એકવાર ચેલ્લણા ઉપર શંકા આવતા શ્રેણિકે તેના શીલ બાબત ભગવંતને પૂછયું હતું. ઉત્તરમાં પ્રભુએ કહ્યું હતું કે 'ચેડારાજાની સાતે પુત્રીઓ શીલવતી છે.' ઇત્યાદિ પ્રભુમુખે પણ તેમના શીલની પ્રશંસા થઇ હતી. કુશીલ આત્માઓ કયાંય શાંતિ પામતા નથી. તેઓ મેળવેલી ઉત્તમ વસ્તુ પણ ખોઈ નાખે છે. શીલવાન સદા સ્વસ્થ અને પ્રસન્ન રહે છે. માટે સદા શીલને સુદૃઢ બનાવવાના પ્રયત્નો કરવા.



## ૧૦૩. સ્ત્રીચરિત્ર કોઇ જાણી શકતું નથી

સામાન્ય રીતે સ્ત્રી કપટપટુ હોય છે. તે ધારે તેવો દેખાવ કરી શકે ને પાઠ ભજવી શકે છે. કેટલીક સ્ત્રી તો સીધી-સરલ દેખાવા છતા એવું કપટ નાટક રચી શકે છે કે તેને બ્રહ્મા પણ સમજી શકતા નથી. આ બાબત નુપૂરપંડિતાની કથા સમજવા જેવી છે.

### નુપૂરપંડિતાની કથા

રાજગૃહી નગરીમાં દેવદત્ત નામનો એક સોની રહેતો હતો. તેને દેવદત્ત નામનો

એક પુત્ર હતો તેને દુર્ગિલા નામની કન્યા સાથે પરણાવ્યો હતો. એકવાર તે ઝીણું કપડું પહેરી નદીમાં નહાતી હતી. ત્યાં આવી ચડેલો એક પુરુષ તેનું સોંસરુ દેખાતું યૌવન જોઈ મોહિત થઇ ગયો. થોડીવારે બોલ્યો 'ઓ સુંદરી ! આ નદી અને વૃક્ષો તને પૂછે છે કે 'ન્હાવામાં આનંદ આવ્યો ને હું પણ તને વિનતિપૂર્વક એમ જ પૂછું છું. મારી મનોકામના પૂર્ણ થશે ?' ચતુર દુર્ગિલાએ તરત ઉત્તર આપતાં કહ્યું 'મારા સ્નાનના શુભેચ્છક વૃક્ષ-નદીનું કલ્યાણ થાવ, અને તે શુભેચ્છા જણાવનાર પુરુષનું ઇચ્છિત હું અવશ્ય કરીશ.'

આ સાંભળી તે પુરુષ ઘણી ઉત્સુકતાપૂર્વક મિલનની લાગણી અનુભવવા લાગ્યો. પરંતુ એટલામાં વસતી હોઈ તે કાંઇ કરી શકયો નહી ને તેની પછવાડે પછવાડે જઇ તેનું ઘર જોઇ આવ્યો. ઘર એવી ગીચ વસ્તીમાં હતું કે પોતે બાઈ સાથે કાંઇ કરી ન શકયો. છેવટે તેણે દ્રવ્ય આપી એક તાપસી તૈયાર કરી બધી વાત સમજાવી ઘર બતાવ્યું. ત્યાં જઇ તાપસીએ પેલા માણસના પ્રેમની વાત કરી પૂછ્યું કે એ તમને અહીં મળવા કયારે આવે ?' આ સાંભળી ખીજાઇ ગયેલી દુર્ગિલાએ તેને કહ્યું 'રાંડ પાખંડિની ! આવું બોલતા લાજતી નથી. ચાલ નિકળ મારા ઘરમાંથી' એમ કહી તવાના પાછલા ભાગની મશપર ભીની હથેળી ઘસી તેના બરડામાં થાપો માર્યો. નિરાશ થયેલી તાપસીએ તે માણસને પોતાના અપમાનની વાત કરી અને બરડો બતાવ્યો. બરડામાં કાજળનો પંજો જોઈ તે સમજી ગયો કે બાઇ જબરી ચાલાક છે. તેણે મને કૃષ્ણપક્ષની પાંચમની રાત્રે બોલાવ્યો છે. કયાં જવું ? તે જણાવ્યું નથી. આગળના ભાગમાં કે પાછલના ? તેણે તાપસીને પાછી તૈયાર કરી કે 'તું ભિક્ષા માટે જા ને ઠેકાણું પૂછી આવ.' તે બિચારી અનિચ્છાએ ગઇ. કારણ કે એ બાઈ તો કેવી ઉત્તમ અને કુળાચારવાળી છે. આ કેમ કાંઈ સમજતો નથી. ? જઇને તેણે 'ઠેકાણું કહો.' એમ કહ્યું.

આ સાંભળતાં જ ખીજાઈ ગયેલી દુર્ગિલાએ તેને બાવડે ઝાલી ખેંચી પછવાડાના વાડામાં આવેલા અશોક વૃક્ષ નીચે નાખીને પાછલે બારણેથી રવાના કરી. બીચારી તાપસીએ મોઢું બગાડી બધી વાત કરી ને હાથ-પગમાં વાગેલું બતાવતા કહ્યું 'શું બાઇ છે ? તમને જરાય મચક તો નહી આપે, પણ કયાંક........જાળવજો....' પેલો સમજી ગયો કે કૃષ્ણપક્ષની પંચમીની રાત્રે પાછલા દરવાજેથી મારે અશોકવૃક્ષ નીચે તેને મળવા જવાનું છે. સમયે તે પહોંચી ગયો. બંનેનો મિલાપ થયો. વાર્તા વિનોદ કરતા તે બંને ત્યાં જ સૂઇ ગયા. ત્યાં રાત્રે સસરો લઘુ શંકા (પેશાબ) કરવા ઉઠયો. તેણે પુત્રવધૂને અન્યપુરુષ સાથે સૂતેલી જોઇ પ્રમાણ માટે દુર્ગિલાના ડાબા પગનું ઝાંઝર (નુપૂર) કાઢી લીધું.

ચાલાક દુર્ગિલા તરત જાણી ગઈ. તે પુરુષને જલ્દી રવાના કરી પતિ પાસે આવી ને સૂઈ ગઇ. ધીરેથી પ્રિયવચને પતિને જગાડતાં તેણે કહ્યું 'મને ઉંઘ નથી આવતી

ચાલોને આપણે ફળિયામાં સૂઇ જઈએ.' પ્રેમાળ પત્નીની ભાવુકતા જોઈ ઘેલો થયેલો પતિ અડધી રાતે ઉઠી ફળીયામાં આવ્યો ને પત્નીના કહેવાથી અશોકના ઝાડ નીચે તેની સાથે સૂતો. થોડીવારે દુર્ગિલાએ પતિને જગાડી કહ્યું 'આ તે-તમારા ઘર-કુળની કઇ રીત છે? કે પતિસાથે સૂતેલી પત્નીના પગનું નુપૂર તેનો સસરો આવીને કાઢી જાય.'

આ સાંભળી દેવદત્તને પોતાના પિતા પર પારાવાર ક્રોધ આવ્યો. પિતાને ઉઠાડી તેમની પાસેથી નુપૂર મેળવી તેણે કહ્યું 'અરે બાપા! આટલી વયે તો કંઇક સમજવું જોઇએ. મારી સાથે સૂતેલી પુત્રવધૂ પાસે તમારે અવાયજ કેમ? તમે તેનું ઝાંઝર પગમાંથી કાઢીને લઇ ગયા. તમને શરમ આવવી જોઇએ. પુત્રવધૂનું ગુહ્ય સસરાએ જોવાય નહી.' ઇત્યાદિ ઠપકો સાંભળી આભા બનેલા બાપે કહ્યું 'દિકરા! આ તું શું બોલે છે.? તું તો અંદર સૂતો હતો ને એ તારી વહુ કોઈ બીજા માણસ સાથે પાછળ વાડામાં સૂતી હતી. તેના પ્રમાણુ (સાબીતી) માટે મેં ઝાંઝર કાઢયું હતું. આ રહસ્ય ઉઘાડું ન પડી જાય માટે તે તને ઉઠાડી બહાર સૂવા લઈ ગઈ. નહી તો કોઈ દિવસ નહી ને આજે શા માટે તેણે તેમ કર્યું? તારે આ કપટ સમજવું જોઈએ.' ઇત્યાદિ ડોસાએ ઘણું કહ્યું પણ દિકરાએ ઉપરથી બાપને જે તે સંભળાવ્યું. દુર્ગિલાએ કહ્યું 'સસરા સાવ જુઠું બોલે છે. હું સાચા યક્ષની આગળ મારી સચ્ચાઈ સાબીત કરી બતાવીશ.' અને તે મોટા ડોળપૂર્વક યક્ષના મંદિરે ચાલી.

માર્ગમાં સંકેત પ્રમાણે પેલો જાર-પુરુષ વેશ બદલી ગાંડાની જેમ ચાળા કરતો આવ્યો ને દુર્ગિલાને વળગી પડયો. તેને દૂર કરી દુર્ગિલા યક્ષના મંદિરે આવી પવિત્ર થઇ યક્ષને પૂજી, હાથ જોડી ઉભી રહી ને બોલી; હે યક્ષરાજ! પેલા ગાંડા માણસ અને મારા પતિ સિવાય અન્ય કોઇ પણ પુરુષ સાથે મારા શરીરનો સંયોગ થયો હોય તો મને ઉચિત શિક્ષા કરજો.' આ સાંભળી મૂર્તિમાં અધિષ્ઠિત દેવ વિચારે છે કે આનું વચન સત્ય છતાં અસત્ય રૂપ છે. માટે શું કરવું જોઇએ?' ત્યાં તો સ્ત્રી યક્ષની જંઘા વચ્ચેથી નિકળી ગઈ (ખોટા માણસો યક્ષની જંઘામાંથી નિકળી શકતા નહી,) સતીમાના જયજયકાર થયા.

લોકોએ તેની ઘણી પ્રશંસા કરી 'નુપૂરપંડિતા' એવું નામ આપ્યું. તેના પતિને પણ આવી પત્ની મળી તેથી ભાગ્યવાન કહ્યો. દેવદત્ત સોનીની સ્થિતિ તો અતિવિષમ થઇ. આ બાઇએ તો દેવને પણ છેતર્યા? પણ તેનું કોઇ કાંઇ માને તેમ ન હોતું. તેને એવો આઘાત લાગ્યો કે ઊંઘ જ ઉડી ગઇ. તે આખી રાત જાગતો પડયો રહેતો. તેની અનિદ્રાની વાત ઠેઠ રાજદરબારે આવી. રાજાને એવા માણસની ઘણી જ આવશ્યકતા હતી જાગતો માણસ સારી રખેવાળી કરી શકે, એ ઉદ્દેશથી રાજાએ તેને નોકરી રાખ્યો. તેની અનિદ્રાના ગુણથી રાજાએ તેને અંતઃપુર (રાણીવાસ) નો રક્ષક અધિકારી નિયોજિત કર્યો

રાજાની મુખ્ય રાણી જ હસ્તીપાલ સાથે હળી હતી. મહેલ પાસે જ હસ્તીશાલા

હતી. રાત્રે શિક્ષિત હાથીની સૂંઢના આલંબને રાણી મહેલમાંથી નીચે હસ્તીપાલને મળતી. ઘણા સમયથી આમ ચાલ્યા કરતું. આજે નવો પહેરેગીર સોની રાણીવાસમાં આવ્યો હતો. રાણી વારેવારે તેને જોવા આવતી ને જાગતો જોઈ નિરાશ થઈ પાછી ફરતી. આથી દેવદત્તને શંકા પડી કે રાણી આટલી આતુરતાપૂર્વક શા માટે આંટા મારે છે? તરત તે છળ કરીને સૂઇ ગયો ને ખોટા નસકોરા બોલાવા લાગ્યો. તેને સૂઇ ગયેલો જાણી, રાણી રોજ પ્રમાણે ગવાક્ષમાં આવી ઉભી ને તરત હાથીએ સુંઢ ઊંચી કરી તેને નીચે ઉતારી. સોની તો બાઘો થઇ જોતો જ રહી ગયો. નીચે હસ્તીપાલે રાણીના બરડામાં લોઢાની સાંકળ મારતાં કહ્યું 'કેમ આટલી મોડી આવી?' રાણીએ નમ્રતાપૂર્વક કહ્યું 'વહાલા, મારો જરાય વાંક નથી. નવો પહેરેગીર હજી સુધી જાગતો હતો.' ઇત્યાદિ.

બંને જણા આખી રાત રમતા રહ્યા ને પાછલી શેષ રાત્રિએ હાથીએ સૂંઢ દ્વારા પાછી રાણીને ઉપર ચડાવી દીધી. આ બધું સ્ત્રીચરિત્ર બિચારા સોનીએ જોયું ને તેના આશ્ચર્યની સીમા ન રહી. તેણે વિચાર્યું–અહીં રાજાને ત્યાં શું ઉણપ કે ખોટ છે? જો આવા મોટા ઘરની નારી પણ આવા આચરણ કરે તો બીજા સામાન્ય ઘરની તો શી વાત? આવા વિચારથી તેના માથાનો ભાર ને ચિંતા ઉતરી ગઇ. મળસ્કે એ ઘસઘસાટ ઉંઘી ગયો. છ મહિના પછી તેને પહેલીવાર ઊંઘ આવી. આખો દિવસ ઊંઘતો જાણી રાજાએ બળપૂર્વક તેનું કારણ પૂછ્યું કે 'જ્યાં આખી રાત ઊંઘ નહોતી આવતી ત્યાં આખો દિવસ ઊંઘ આવી ક્યાંથી?'

આખરે તેણે જેવી વાત હતી તેવી ચોક્ખે ચોક્ખી જણાવી દીધી. રાજાએ પૂછ્યું 'એ રાણીને ઓળખી બતાવશો?' તેણે કહ્યું 'અન્નદાતા! રાણીનું મોઢું બરાબર જોઇ શક્યો નથી.' પછી રાજાએ આ નારીને શોધી કાઢવા હાથમાં કમળનાળ પકડી કહ્યું 'આજે તમે બધા ઉઘાડે બરડે ઉભા રહો હું તમને કમળનાળ મારીશ. જોઉં છું કોનામાં વધારે સહનશક્તિ છે?'

એક પછી એક રાણીના બરડામાં રાજાએ કમળદલ માર્યું. રાણીઓ હસવા લાગી કે 'આજે વળી કઇ રમત માંડી છે.' ત્યાં પેલી હસ્તીપાલ સાથે હળેલી રાણીનો વારો આવતા, કમળના મારથી તે છળપૂર્વક મૂર્છા ખાઈ ધરતી પર પડી. તેનું સ્ત્રીચરિત્ર જાણીને રાજાએ કહ્યું 'અરે, નારી! તુ મદમત્ત હાથી સાથે રમત કરે છે ને બનાવટી હાથીથી ડરે છે. લોઢાની સાંકળના માર હસીને સહે છે ને કમળના ફૂલથી મૂર્છિત થાય છે?' અતિક્રોધિત થયેલા રાજાએ આજ્ઞા આપી કે હાથી ઉપર હસ્તિપાલ અને રાણીને બેસાડી હાથીને ઊંચા ડુંગરાની ટોચ પરથી સવાર સહિત ગબડાવવો. રાજાજ્ઞા પ્રમાણે બંને સવાર થઇ ચાલ્યા. સાથે હજારો માણસોનો સમૂહ અને પ્રબંધક રાજપુરુષો.

પર્વતના શિખર પર હાથી સવાર સહિત પહોંચી ગયો. લોકોના શ્વાસ અદ્ધર થઈ ગયા કે હવે શું થશે. રાજાએ આજ્ઞા કરી 'હા, હવે હાથીને આ ખીણમાં પાડ.'

પહાડની ધાર પર હાથી આવી ઉભો. ડગલું વધે ને ઊંડી ખીણોમાં જઈ પડે. હાડકુંય હાથ ન આવે. વિચારણા માત્રથી કંપારી છુટે. રાજાની આજ્ઞા એ આજે તો યમની આજ્ઞા હતી. છુટકારો તો હતો જ નહી. હસ્તીપાળે હાથીને ચાલવા ઈશારો કર્યો. હાથીએ એક પગ, પછી બંને પગ ઊંચા કર્યા. છેવટે ત્રીજો પણુ પણ ઊંચો કરી પાછો પૃથ્વી પર ટેકવી દીધો. હાથીની આ કરામત જોઈ લોકો હર્ષિત થઈ રાજાને વિનતિ કરવા લાગ્યા કે 'આવો હાથી આમ નષ્ટ ન કરો. આવો ગજરાજ દુર્લભ છે!' રાજાએ કહ્યું 'સારૂં, આ હાથીને પાછો વાળી ઉતાર' હસ્તિપાલે કહ્યું 'ઘણું જ કપરું કાર્ય છે, પણ અમને અભય આપો તો કરું!' છેવટે રાજાએ મૃત્યુદંડથી બચાવી અભયવચન આપ્યું એટલે તે કુશળતાપૂર્વક હાથીને પાછો નીચે લઈ આવ્યો. રાજાએ મહાવત તથા રાણીને દેશની સીમા છોડી જવા આજ્ઞા આપી.

રાણી અને મહાવત હવે પતિ–પત્નીની જેમ આગળ વધ્યા. માર્ગમાં રાત પડતા એક દેવળમાં બંને સૂઈ ગયા. મધ્યરાત્રિએ કોઈ ચોર ચોરી કરી ભાગ્યો ને આ દેવળમાં ભરાઈ ગયો. પાછળ પડેલા રાજપુરુષોએ તે દેવળને ઘેરી લીધું. મહાવત તો થાકીને સૂઈ ગયો હતો પણ ચોરના સ્પર્શથી રાણી જાગી ગઈ. હાથથી પોતા તરફ ખેંચવા ને અનુરાગ જણાવવા લાગી. ચોરે કહ્યું 'ઘડી ભરની પ્રીત શા કામની? મારે માથે તો મોટી ઉપાધિ છે. રાજપુરુષો સામે ઉભા રહેવાનો અવસર આવે તો તું મને પતિ તરીકે ઓળખાવે તો તારું કહ્યું કરું.' તેણે બધું મંજૂર કર્યું. વહેલી પરોઢે રાજ-પુરુષોએ દેવળમાં જઈને બાઈને પૂછયું 'આમાં કોણ ચોર છે?' રાણીએ આંખોનો ઈશારો કરતા મહાવતને જણાવ્યો. તેમણે તરત મહાવતને પકડયો. એની કોઈ વાત સાંભળવામાં ન આવી ને તેને રાજાજ્ઞાથી શૂલી પર ચડાવી દેવામાં આવ્યો. તેને શૂલી પર ચડતા તરસ લાગી. માર્ગે જતા કોઈ શ્રાવક પાસે તેણે પાણી માગ્યું. શ્રાવકે કહ્યું 'હું હમણા જ પાણી લઈને આવું. ત્યાં સુધી તું 'નમો અરિહંતાણું' ગણતો રહેજે.' તે પાણી લઈને આવે તે પૂર્વે જ હસ્તિપાલ નવકારના સ્મરણમાં મૃત્યુ પામ્યો, અને વ્યંતરદેવ થયો.

ચોર સાથે પેલી કુલટારાણી આગળ ચાલી. ચોરે પોતાનો સ્વાર્થ સરતા વિચાર કર્યો 'જે સ્ત્રીએ પોતાના પતિને મરાવી નાંખ્યો' તે મારી કયાંથી થવાની? આની સંગતમાં પણ અનેક સંકટ ને પ્રાણનો પણ સંશય રહ્યો છે.' એમ વિચારી આગળ એક નદી આવતાં તેણે રાણીને કહ્યું 'પહેલા તારા વસ્ત્ર આદિ મને કાઢી આપ, હું તે સામા કાંઠે મૂકી પછી તને સાચવીને લઈ જાઉં.' તેણે કપડા આદિ ઉતારી આપ્યું. તેનું પોટલું માથે લઈ ચોર નદી ઉતર્યો ને પાછો વળ્યો જ નહી. પેલી નગ્નપ્રાયઃ સ્થિતિમાં નિરાશ થઈ વનમાં રાડો પાડવા લાગી. વ્યંતર થયેલા મહાવતે પોતે શિયાળનું રૂપ લઈ માંસખંડ મોઢામાં પકડી નદી કાંઠે આવેલા મોટા મત્સ્યને જોઈ તેણે મોઢાનું

માંસખંડ પડતું મૂક્યું અને માછલું પકડવા દોડયો. ત્યાં માછલું તો નદીના પાણીમાં ચાલ્યું ગયું ને તેનો માંસનો કકડો સમળી ઉપાડી ગઈ.

શિયાળ ભોંઠો પડી આમ તેમ જોવા લાગ્યો. તે જોઇ રાણી બોલી 'મૂર્ખના સરદાર! બંને ખોયા. હવે શું જોઈ રહ્યો છે?' શિયાળે કહ્યું 'મૂર્ખી! તેં ત્રણે ખોયા બીજાને શા માટે જોવે છે?' પછી તેણે દિવ્યરૂપ કરી કહ્યું 'પાપિષ્ઠા! હું તારો વહાલો મહાવત, તેં મને મારી નંખાવ્યો. નવકારના પ્રતાપથી ગતિ સુધરી ગઈ. તું પણ હવે ધર્મકરણી કરવા લાગ. ધર્મ વિના બધું નકામું છે.' તેને પણ આ વાત રુચિ એટલે દેવે રાણીને ઉપાડી ઉત્તમ સાધ્વીઓ પાસે મૂકી. ત્યાં સદ્બોધ પામી તેણે દીક્ષા લઈ સદ્ગતિ સાધી.

આમ રાણી અંતે પણ શીલવતી થઇ આત્મસાધન કરી શકી, ત્યારે નુપૂર-પંડિતાના કુશીલનો ને અપકીર્તિનો પડઘો હજી પડયાંજ કરે છે.



## ૧૦૪. ચોમાસામાં વ્રતો વિશેષે પાળવા

आषाढाख्य–चतुर्मास्यां, विशेषाद्विधिपूर्वकम् ।
अभिग्रहा सदा ग्राह्या, सम्यगर्हा विवेकिभिः ॥१॥

અર્થ–વિવેકી જીવોએ અષાઢ ચોમાસામાં સદા વિધિપૂર્વક ઉચિત અને સમ્યક્ અભિગ્રહો-નિયમો અવશ્ય કરવા.

વિશેષાર્થ–જેણે પ્રથમ બાર વ્રત આદિ ઉચ્ચર્યા હોય તેણે નિશ્ચયે ચોમાસામાં નિયમોનો સંક્ષેપ કરવો જોઇએ. એટલે જેટલી છૂટ રાખી હોય તે ચોમાસામાં ઘણી જ ઓછી કરી નિયમ પાળવા જોઇએ. જેણે પરિગ્રહપ્રમાણાદિ વ્રતો ન લીધા હોય તેણે પણ દરેક ચોમાસે સમુચિત અભિગ્રહો અવશ્ય ધારવા. તેમાં પણ અષાઢ ચોમાસામાં વિશેષે–વિધિપૂર્વક ગ્રહણ કરવા ને પાળવા.

વર્ષાઋતુમાં ગાડા હાંકવા, રથ જોડવા, ખેતર ખેડવા, સવાર થઇ ફરવું વગેરેનો નિષેધજ ઉચિત છે. કારણ વરસાદ પછી ધરતી પર લીલા ઘાસ ને અંકુરો, સૂક્ષ્મ જંતુઓ ને દેડકાઓ, પાંચે વર્ણની લીલ-ફૂલ, અળસીયા, ગોકળગાય આદિ શંખ જાતિના જીવો, મમોલા, કાત્રા, ચુડેલના ગુચ્છો. બીલાડીના ટોપ (છત્રી) ઇત્યાદિ અનેક જીવોની ઉત્પત્તિ ચોક્કસ રીતે થતી હોય છે. તે જીવોની રક્ષા કાજે ચોમાસામાં ગાડા ચલાવવા, ખેતર ખેડવાદિના અભિગ્રહ કરવા જોઇએ. કદાચ ખેતીથી જ જીવિકા ચાલતી હોય તો પણ આવશ્યકતાથી વધારે ખેડવાનો ત્યાગ કરવો જોઇએ. મુખ્યતાએ વર્ષા-

કાળમાં સર્વ દિશાઓમાં ગમનાગમન નિવારવું જોઈએ. શ્રી કૃષ્ણ મહારાજા અને શ્રી કુમારપાળ ભૂપાળે નિયમ કર્યો હતો. કહ્યું છે કે' दयार्थं सर्वभूतानां, वर्षास्वेकत्र संवसेत् । એટલે કે સર્વ જીવોની દયા માટે વર્ષાકાળમાં એક જ જગ્યાએ વસવું જોઈએ.

શ્રી નેમિનાથ પ્રભુ પાસે શ્રીકૃષ્ણ મહારાજાએ ચાતુર્માસ પર્યંત નગર બહાર ન જવું એવો નિયમ લીધો હતો. કુમારપાલ રાજાએ પણ કલિકાલસર્વજ્ઞ શ્રી હેમચંદ્રસૂરિજી મહારાજ પાસે નિયમ લીધો હતો કે વર્ષાકાળમાં નગર બહાર તો નહી જાઉં, કિંતુ નગરમાં પણ દહેરાસરના દર્શન અને ગુરુવંદન માટે જ પ્રાયઃ જઈશ આવીશ.

વચન પાળવામાં શ્રેષ્ઠ ક્ષત્રિય-યુધિષ્ઠિર જેવા કુમારપાળ રાજાએ મોટી વિપત્તિ આવી પડવા છતાં પોતાનો નિયમ છોડયો ન હોતો. આ નિયમની વાત શકદેશના મ્લેચ્છ રાજાએ જાણી એટલે તે કુમારપાળનો દેશ જીતવા મોટા દલ-બલ સાથે આવ્યો. છતાં કુમારપાળે ધીરજપૂર્વક નિયમ સાચવ્યો. લડાઈની તૈયારી પણ ન કરાવી. શ્રી હેમચંદ્રસૂરિજી મહારાજે તેની ધર્મદૃઢતા જોઈ મ્લેચ્છ રાજાને દિવ્યબળથી રાજદરબારે પકડી મંગાવ્યો. છ મહિના હિંસા ન કરવાની પ્રતિજ્ઞા કર્યા પછી તેને છોડવામાં આવ્યો.

વર્ષાઋતુમાં કોઈ પણ દિશામાં જવું ન જોઈએ, છતાં જો સર્વ દિશામાં જવાનો નિયમ ન થઈ શકે તેમ હોય તો જે દિશામાં ગયા વિના નિર્વાહ ન થઈ શકે તે દિશા સિવાય સર્વ દિશાનો ત્યાગ કરવો. તે પ્રમાણે સર્વ સચિત્તનો ત્યાગ ન થઈ શકે તો જેના વિના નિર્વાહ ન ચાલે તે સિવાયના સર્વ સચિત્તનો ત્યાગ કરવો. જેમ નિર્ધનને મોંઘા પક્વાન્નાદિ તથા ઘરેણા-હાથી ઘોડા આદિ તથા સૂકા પ્રદેશમાં પાન-ફળાદિ તથા પોતાની ઋતુ વિના આંબા આદિ ફળ અલભ્ય છે, તે તે વસ્તુનો તે તે સ્થિતિમાં, તે દેશ અને કાળમાં જો ત્યાગ કરવામાં આવે તો તેથી વિરતિનું મહાફળ પ્રાપ્ત થાય છે. અન્યથા તે તે વસ્તુની અપ્રાપ્તિ છતાં પશુની જેમ આપણને પણ અવિરતિજન્ય કર્મબંધ થયા જ કરે છે, અને તે તે નિયમના ફળથી નકામા વંચિત રહેવું પડે છે. જેમ એક જ વાર જમ્યા હોઈએ, પણ એકાસણું-પચ્ચક્ખાણ કર્યું ન હોય તો તેનું ફળ મળતું નથી. તેમ, વસ્તુની પ્રાપ્તિનો સંભવ જણાતો ન હોય તેનો પણ જો નિયમ લીધો હોય તો તે કદાચિત્ મળે તો પણ નિયમના કારણે ગ્રહણ થતું નથી, તેને નિયમનું ફળ સ્પષ્ટ અને ચોક્ખી રીતે મળે છે. જેમકે-

### વંકચુલની કથા.

વંકચૂલ નામના એક ચોરના સરદારે ગુરુ મહારાજના ઉપદેશથી 'અજાણ્યું ફળ ન ખાવુ" એવો નિયમ લીધો. એકવાર તે પોતાના સાથીઓ સાથે જંગલમાં ગયો હતો. ભોજનનો સમય વીતી જવા છતાં કશી જમવાની સગવડ ન મળી ને બધાને કકડીને ભૂખ લાગી. થાકીને વંકચૂલ ઝાડ નીચે બેઠો ને તેના સાથીઓ ભોજનની તપાસમાં ગયા. તેઓ થોડીવારે સરસ-સુગંધી મધુરા કિંપાક નામના વિષફળ લઈને પાછા ફર્યા. બધા આનંદમાં આવી ફળ ખાવા બેઠા. સરદારે પૂછયું 'આવાં ફળ તો આપણે

કદી જોયા પણ નથી. દેખાય છે તો મજાના ! આનું નામ શું છે ?' કોઇ નામ તો જાણતું જ ન હોતું. બધાયે અટકળો કરી કરી જાતજાતના નામાદિ આપવા માંડયા. વ્યવસ્થિત ઓળખાણ કોઈ ન આપી શકયું એટલે વંકચૂલે કહ્યું ' મારે અજાણ્યાં ફળ ન ખાવા એવો નિયમ છે. આ ફળ મારા માટે સાવ અજાણ્યા છે. માટે હું ન ખાઇ શકું. તમ તમારે ખાવા હોય તો ખાવ.'

સરદારને સાથીઓએ ઘણાં સમજાવ્યા–મનાવ્યા. અરે આપત્ કાલે અપવાદ સેવી શકાય, તેમ જ પાછળથી પ્રાયશ્ચિત આદિ કરી શકાય. આદિ ઘણી વાતો ને દલીલો કરી, પણ વંકચૂલે કહ્યું 'નિયમ એટલે નિયમ.' થાકેલો સરદાર આડો પડયો ને સાથીઓએ તે ફળ ખાવા માંડયાં. થોડી જ વારમાં ચોરોના સાંધા ખેંચાવા ને આંતરડા આમળાવા લાગ્યા. જોતજોતામાં તો બધા ચોરો મરી ગયા. માત્ર બચી ગયેલો સરદાર ખેદ ને વિસ્મય પામી વ્રત અને ગુરુનો મુંગો ઉપકાર માની રહ્યો, નહી તો આજે એ પણ માર્યો જાત. માટે સપ્તાહ, પખવાડીયું, માસ, છ માસ, યાવત વર્ષ, બે વર્ષ, દસ વર્ષ કે યાવજ્જીવ સુધીના નિયમો શક્તિ પ્રમાણે ગ્રહણ કરવા, પણ ક્ષણવારેય નિયમ વગર રહેવું જોઇએ નહી. કારણ કે વિરતિનું ફળ મહાન અને અચિંત્ય છે. અવિરતિથી ક્લિષ્ટ કર્મોનો સતત બંધ આદિ થયા કરે છે. આમ તો સદાકાળ ઉત્તમ જીવન જીવવું અને સદાચરણ કરવું જોઈએ. ધર્મથી કદી સંતોષ પામવો નહી જોઇએ. પરંતુ વર્ષાકાળમાં વિશેષ પ્રકારે નિયમો કરવા. જેમકે–પ્રતિ દિવસ શ્રી જિનેશ્વરદેવોના દર્શનાદિ કરવા બે કે ત્રણ વાર જવું.

અષ્ટપ્રકારી પૂજા–સ્નાત્રાદિ પૂજા, ત્રિકાળ–ઉભયકાળાદિ દેવવંદનાદિ કરવા. બધાય પ્રતિમાજીની પૂજા-વંદના કરવી. મોટી પૂજાઓ રચાવવી, સર્વ ગુરુઓને વંદન, આચાર્યદેવને દ્વાદશાવર્ત વંદન કરવું. નવું જ્ઞાન ભણવું–અભ્યાસ કરવો. ગુરુઓની ભક્તિ વૈયાવચ્ચ કરવી. બ્રહ્મચર્ય પાળવું. ઉકાળેલું પાણી પીવું. સચિત્તનો ત્યાગ કરવો. આર્દ્રાનક્ષત્રમાં સૂર્ય આવતા–પાકા આંબામાં–તેના રસમાં રસના જેવા જ વર્ણના આપણને સ્હેજે ન દેખાય તેવા કીડા–જીવો ઉત્પન્ન થાય છે. વરસાદ થતાની સાથે કેરી રાયણ આદિ ફળોમાં નજરે જોઇ શકાય એવી ઇયળો પણ થઇ જાય છે. વાસી કઠોળ-ભાત આદિથી બનાવેલા પુડલા વડા આદિનો ત્યાગ કરવો. તેમ જ પાપડ વડી સૂકવણીના શાકભાજી, તથા પાંદડાવાળી ભાજીનો સર્વથા ત્યાગ કરવો. ખારેક, ટોપરુ, દ્રાક્ષાદિ સૂકો મેવો, નહી ધોયેલી ખાંડ તથા સૂંઠ આદિમાં લીલ-ફુલ-કુંથુવા-ઇયળ આદિ થવાનો પાકો સંભવ હોવાથી તેનો ત્યાગ કરવો. (ફાગણ ચોમાસી બેઠા પછી ભાજી–પાલો અને સૂકો મેવો ત્યાજ્ય છે, છોડી દેવો) કદાચ ઔષધાદિમાં અનિવાર્ય આવશ્યકતા પડે તો યતનાપૂર્વક શોધન કરીને ઉપયોગ કરવો.

શકયતા હોય તો ચોમાસામાં ખાટલા પર સૂવું. દાતણ, જોડા આદિનો, બહારની મીઠાઈ, ફરસાણ આદિ ખાદ્ય સામગ્રીનો તેમ જ નાટક, ચેટક પ્રેક્ષણક (ચલચિત્રાદિ)નો

ત્યાગ કરવો. પૃથ્વી ખાણુ ખોદવી નહી, નવા વસ્ત્રો રંગાવવા નહી. વસ્ત્રો ધોવા કે ધોવરાવવાની મર્યાદા કરવી. ગ્રામાંતર જવું નહી. ઘર લીંપવા આદિ ને છાણા થાપવા આદિમાં અસંખ્ય જીવોત્પત્તિ હોઈ તેનો સર્વથા નિષેધ કરવો. ઘરની ભીંતો થાંભલાઓ, પલંગ, કબાટ, બારણાં, પાટ પાટલા આદિ લાકડાની વસ્તુઓ, સીંકા, ઘી, તેલ અને પાણી વગેરે ભરવાના વાસણો, તથા બળતણ, ધાન્ય આદિ સર્વ પદાર્થોને લીલ ફુલ લાગે નહી માટે તડકો આદિ આવે તેવી જગ્યામાં યથાયોગ્ય કોરા કરી ઉઘાડા રાખવા. રાખ કે ચુનો આદિ ચોપડાવી, સ્વચ્છ રાખવા. ભેજ વિનાની હવા લાગે તેમ કરવું. ભેજવાળી જગ્યામાં ન મૂકવા. પાણી ઘટ્ટ ગરણાથી બે ત્રણ વાર ગળવું. ઘી, તેલ, ગોળ, છાશ અને પાણી વગેરેના ભાજનો ઉઘાડાં ન રાખવાં. ઓસામણ સ્નાનાદિનું જળ જયાં લીલફુગ તેમ જ દર આદિથી પોલી થયેલી ન હોય એવી ધરતીમાં છુટું છુટું છાંટવું-થોડું થોડું રેડવું. ચૂલો-દીપક આદિ ઉઘાડાં ન રાખવાં, ખાંડવું, દળવુ, રાંધવું, તથા કપડા વાસણ ધોવા આદિમાં ઊંડી જયણા રાખવી. તથા જિનેશ્વર પ્રભુના દહેરાસરો ઉપાશ્રયાદિ ધર્મસ્થાનમાં સ્વચ્છતા રાખવી ચોમાસું બેસતા પૂર્વે સમરાવવા ને યતના રાખવી. અન્ય મતમાં પણ નિયમો માટે કહ્યું છે કે-

વશિષ્ઠે બ્રહ્માને પૂછયું કે 'હે બ્રહ્મા! ચોમાસામાં ભગવાન્ વિષ્ણુ સમુદ્રમાં શેષ શય્યા પર જઇ શા માટે સૂઇ જાય છે! તેમના સૂઇ જવાથી શા નિયમ કરવાના હોય ને તેથી શું ફળ પ્રાપ્ત થાય?' ઉત્તર આપતા બ્રહ્માએ કહ્યું 'ભગવાન્ વિષ્ણુ સૂતાય નથી ને જાગતાય નથી, પણ ચોમાસા પૂરતો એવો ઉપચાર કરેલો છે. શ્રી વિષ્ણુ ચોમાસામાં યોગધ્યાનમાં લીન થાય છે તે વખતે આવા નિયમો કરવાના હોય છે. વર્ષાકાળમાં પ્રવાસ ન કરાય. માટી ખોદવી નહી. રીંગણા, અડદ, ચોળા, કળથી, તુવેર, કાલીંગડા આદિ, મૂળા આદિ તેમ જ તાંદળીયા આદિની ભાજી ખાવા નહી ને પ્રતિદિવસ એકાસણું કરવું. ચોમાસામાં આ પ્રમાણે વર્તન કરનાર માણસ પરમગતિને પામે છે. રાત્રિભોજન કદીય ન કરવું. ચોમાસામાં તો જે વિશેષે ત્યાગ કરે છે તેને ઉભયલોકની કામનાની સિદ્ધ થાય છે. વિષ્ણુના શયન (વર્ષા) કાળમાં જે મદ્ય-માંસનો ત્યાગ કરે તેને મહિને મહિને સો અશ્વમેધ યજ્ઞનું ફળ મળે છે.' ઇત્યાદિ.

તથા માર્કંડેય નામના મુનિએ કહ્યું છે કે 'હે રાજા! જે માણસ ચોમાસામાં તેલ માલીશ કરાવે નહી, તે ઘણાં પુત્રવાન, ધનવાન અને નિરોગી થાય છે. જે પુષ્પાદિ ભોગનો ત્યાગ કરે તે સ્વર્ગમાં પૂજા પામે છે. જે કડવો, ખારો, તીખો, મીઠો, કષાયેલો (તુરો) અને ખારો આ છએ રસને વર્જે છે, તે કદી પણ દુર્ભાગી થતો નથી. તાંબુલ ત્યજે તો ભોગ ને લાવણ્ય પામે જે કંદાદિ-ફળાદિ-પત્રાદિ તજે તેનો વંશ વિસ્તરે. જે પૃથ્વી પર સૂવે તે વિષ્ણુનો અનુચર થાય. જે એકાંતર ઉપવાસ કરે તે બ્રહ્મલોકમાં પૂજાય છે અને જેઓ કેશ-નખ વધારી શરીરની શોભા વર્જે છે તે દિવસો દિવસ ગંગાસ્નાનનું ફળ મેળવે છે. ચાતુર્માસમાં ઉપવાસ આદિ તપનો નિયમ કરવો

ને પારણે સદા મૌન રહી ભોજન કરવું. અર્થાત્ પ્રયત્નપૂર્વક ચાતુર્માસમાં નિયમધારી વ્રતધારી થવું.' આ પ્રમાણે ભવિષ્યોત્તર પુરાણમાં તથા બીજા પણ અનેક લોકોત્તર તેમ જ લૌકિક ધર્મગ્રંથોમાં ચાતુર્માસિક કૃત્ય સંબંધી વર્ણન કર્યું છે, તે જાણીને તે સ્વીકારવા કટિબદ્ધ થવું. તે બાબત એક દૃષ્ટાંત આ પ્રમાણે છે–

## વિજયશ્રીકુમારની કથા.

વિજયપુરના મહારાજા વિજયસેનને ઘણાં પુત્રોમાં એક પુત્ર અતિશય તેજસ્વી અને સુપાત્ર હતો. તે રાજ્યને યોગ્ય હોઈ તેને મનથી રાજાએ યુવરાજ બનાવ્યો હતો, પણ અદેખાઈથી તેનું કોઇ અહિત ન કરે એવા ઉદ્દેશથી રાજા પ્રકટ રીતે તે પુત્રને જરાય મહત્ત્વ કે એને સારા કામનો યશ ન આપતા. કેટલાક પ્રસંગે તે વિજયશ્રી-કુમારે અનુભવ્યું કે 'રાજા જાણી જોઇને મને મહત્ત્વ નથી આપતા, કયારેક તો મારી આવડતને ઊંધી રીતે આલેખવામાં આવે છે.' ને પરિણામે કુમાર મનમાં ખેદ પામી વિચારવા લાગ્યો 'અહીં રહીને મને કશો જ લાભ નથી, પરદેશ જાઉં તો આ દેખવા ને દાઝવામાંથી બચું અને વિકાસની ભૂમિકા રચી શકું. કહ્યું છે કે–જે માણસ ઘર-માંથી નિકળી વિસ્તીર્ણ ભૂમિ પર આવ્યો નથી, મુગ્ધ કરે એવાં દશ્યો અને વિસ્મય-કારક બનાવો ઘર દેશ છોડ્યા વિના અનુભવાતા નથી. આ ન જોનાર કૂવાનો દેડકો કહેવાય છે. જે માણસ પરદેશ ખેડે તેને વિચિત્ર ભાષાઓ, દેશ–વિદેશના રીત–રિવાજો, વેષપરિધાનો સંસ્કૃતિ અને માન્યતાઓ આદિ ઘણું ઘણું જાણવા મળે છે. કલ્પના પણ ન થઇ શકે એવા આશ્ચર્યો અનુભવવા મળે છે.' ઇત્યાદિ વિચારી તે જ રાત્રે એક માત્ર ખડ્ગ લઇ તેણે પોતાનું નગર છોડયું અને સ્વેચ્છાએ ભ્રમણ કરતો તે એક ઘોર અરણ્યમાં આવી પહોંચ્યો. મધ્યાહ્ન સમય વીતી ગયો હતો કુમારને અસહ્ય ભૂખ અને તરસ લાગી હતી, પણ તે સાહસ અને ઉત્સાહ છોડ્યા વિના આગળ ચાલ્યો. ત્યાં એક સુંદર–દિવ્ય આકૃતિવાળા પુરુષે પ્રકટ થઇ કહ્યું.

'મહાનુભાવ! આમ આવ! લે આ બે રત્નો. એક સર્વ ઉપદ્રવનો નાશ ને બીજું સર્વ ઇચ્છિતનું શિઘ્ર સાધન કરનાર છે' કુમારે પૂછ્યું 'પણ તમે છો કોણ?' દેવે કહ્યું 'પોતાના નગરમાં ગયા પછી કોઈ જ્ઞાની મુનિના મુખમાંથી મારૂં ચરિત્ર જાણવા મળશે.' એમ કહી દેવ અંતર્ધ્યાન થઈ ગયો.

રત્નોના પ્રભાવે આનંદ માણતો ને વિલાસ કરતો વિજયશ્રીકુમાર કુસુમપુર આવ્યો. ત્યાંના દેવશર્મા રાજાને અસહ્ય નેત્રપીડા થઇ હતી, ઘણાં ઉપાયો ને વિશ્વાસ-પાત્ર વૈદ્યો નિષ્ફળ ગયા હતા. નગરમાં કોઈ વ્યાધિ મટાડનારની તપાસ માટે ઘોષણા કરવામાં આવી રહી હતી. તે સાંભળી કુમાર રાજમહાલયમાં આવ્યો ને રત્નના પ્રભાવે ક્ષણવારમાં રાજાને પીડામુક્ત કર્યો. આ પીડામાં રાજાને ઘણો અનુભવ અને બોધ થઇ ગયો હતો. આવડું મોટું રાજ્ય છતાં પોતે વિચિત્ર જાતની અસહ્ય દશા ભોગવી ચુકયા હતા. સ્વસ્થ થયા પછી કુમાર ને તેનો વ્યવહાર જોઇ રાજા ઘણા રાજી થયા.

તેમણે પુણ્યશ્રી નામની પુત્રીના લગ્ન કુમાર જોડે કરી તેને રાજ્ય પણ આપ્યું. આમ પોતે સાવ નિશ્ચિંત થઈ દીક્ષા લઈ વીતરાગના માર્ગે ચાલી નિકળ્યા.

આગળ જતાં વિજયશ્રીકુમારના બાપાએ પણ રાજ્ય એનેજ ભળાવ્યું ને પોતે દીક્ષા લઈ શ્રેયઃ સાધ્યું. કુમારને બંને રાજ્યો મળ્યા ને તે સુખપૂર્વક તેનું સંચાલન કરવા લાગ્યો.

દેવશર્મા રાજર્ષિ સાધનાપથ પર આગળ વધતા અવધિજ્ઞાની થયા. તેઓ વિચરતા કુસુમપુર નગર આવ્યાં. દેશના આપતા તેમણે વિજયશ્રી રાજાને તેનો પૂર્વભવ સંભળાવતા કહ્યું–

ક્ષેમાપુરી નગરમાં સુવ્રતનામે શેઠ રહે. તેમણે ગુરુ મહારાજના ઉપદેશથી શક્તિ પ્રમાણે ચાતુર્માસિક નિયમો લીધા. તેમના એક નોકરે પણ 'ચાતુર્માસમાં રાત્રિભોજન, મદિરા, માંસ અને મધનો ત્યાગ કર્યો. હે રાજા ! તે શેઠનો નોકર મરીને તું રાજા થયો છે, ને જે સુવ્રત શેઠ હતા તેઓ મહર્દ્ધિક દેવ થયા છે. પૂર્વના વાત્સલ્યને લઈને તેમણે તને બે રત્નો આપ્યાં ' આ સાંભળી વિજયશ્રીકુમારને જાતિસ્મરણ જ્ઞાન થયું. પછી તો તેણે પણ વિવિધ પ્રકારના કાંઈ કેટલાય નાના મોટા નિયમ લીધા–પાળ્યા ને અંતે સ્વર્ગે ગયા. ત્યાંથી ચ્યવી મહાવિદેહક્ષેત્રમાં ઉપજી મોક્ષ પામશે. આમ ચાતુર્માસિક નિયમોનો મહામહિમા જાણી વિવેકવંત મહાનુભાવોએ અવશ્ય નિયમમાં ઉદ્યમ કરવો.

આ સિવાય બીજા પણ ઉચિત નિયમો ધારવા–પાળવા. ફાગણ પૂર્ણિમાથી કાર્તિકી પુનમ સુધી પાંદડાવાળા શાક (ભાજી) ખાવા નહી. તલ વગેરે ન રાખવા, કારણ કે તેથી ઘણાં ત્રસજીવોના વિનાશનો પ્રસંગ આવે છે. સામાન્ય રીતે એમ કહેવામાં આવ્યું છે કે–અજાણ્યું ફળ, 'નહી શોધેલું શાક, સોપારી આદિ આખાં ફળ, બજાર–હાટના ચૂર્ણો, જૂનું–મેલું ઘી તથા ચતુરાઇ અને પરીક્ષા વિનાના માણસે લાવેલા પદાર્થો ખાવાથી માંસભક્ષણ તુલ્ય દોષ લાગે છે.

જો કે આ બધા નિયમો ત્રણે ચોમાસામાં યથાયોગ્ય ઉચિત રીતે પાળવા જોઇએ. છતાં તિથિએ તો વિધિપૂર્વક અવશ્ય પાલન કરવું જોઇએ. તે તિથિઓ ત્રણ પ્રકારની છે. બે ચઉદસ, બે આઠમ, પૂનમ અને અમાસ આ ચારિત્ર તિથિ છે. બે બીજ, બે પાંચમ અને બે અગીયારસ આ છ જ્ઞાન તિથિ કહેવાય છે. આમાં જ્ઞાનનું વિશેષે આરાધન કરવું. બાકીની બધી દર્શન તિથિ કહેવાય છે. તેમાં દર્શન–સમ્યક્ત્વનો મહિમા કરવો, સમ્યક્ત્વની નિર્મળતા–દૃઢતાદિ ગુણો વધે તેવાં આલંબન લેવા. સામાન્યતયા સર્વ તિથિયે દેવપૂજા–શાસ્ત્રશ્રવણ, આવશ્યકાદિ ક્રિયાઓ કરવાની હોય છે જ. પરંતુ ચાતુર્માસિક પર્વને દિવસે વિશેષ પ્રકારે વિશિષ્ટ રીતે કરવી. કહ્યું છે કે ' સામાયિક, પ્રતિક્રમણ, પૌષધ, પ્રભુપૂજા, સ્નાત્ર, વિલેપન, બ્રહ્મચર્ય, દાન અને તપ આદિ ઉત્તમ અનુષ્ઠાનો ભવ્ય જીવોના ચાતુર્માસિક અલંકારો છે, શોભા છે, એટલે કે આ સત્કૃત્યોથી ચાતુર્માસ શોભે છે. માટે ભવ્યાત્માઓ તેને અવશ્ય સેવે છે. તેમાં બે

ઘડી પર્યંત રાગદ્વેષના કારણોમાં મધ્યસ્થભાવ રાખવો તે સામાયિક કહેવાય. આ સામાયિકને આચનાર શ્રાવકોમાં કોઇ ઋદ્ધિમાન અને કોઇ ઋદ્ધિ રહિત હોય છે. ઋદ્ધિ રહિત શ્રાવકે ચૈત્યમાં ગુરુ મહારાજ પાસે પૌષધશાળામાં અથવા ઘરે જ્યાં નિર્વિઘ્ન સ્થાન હોય ત્યાં સામાયિક કરવી જોઈએ અને સમૃદ્ધિશાલી શ્રાવકે તો શાસનની ઉન્નતિ માટે મોટા આડંબરપૂર્વક ઉપાશ્રયે જઈને જ સામાયિક કરવી જોઈએ. પરમ જૈન કુમારપાળ રાજા અઢારસો શ્રીમંત શેઠીયાઓ સાથે ઉપાશ્રયે જઈ સામાયિક કરતા, તેથી–સામાયિકનો મહિમા વધતો ને શાસનની ઉન્નતિ થતી. કુમારપાલ રાજા અને ચંદ્રાવતંસક રાજાની જેમ સામાયિક કરવું.

પ્રતિક્રમણ શ્રાવકે અવશ્ય કરવાનું હોઇ એનું બીજું નામ આવશ્યક છે. આવશ્યક ક્રિયા બંને સમય કરવાની હોય છે. આ બાબત સમસ્યા પાદમાં જણાવે છે કે 'વસ્ત્રમાં કયું વસ્ત્ર ઉત્તમ છે? તો કહે છે કે 'પડિ' (પટ્ટવસ્ત્ર) મરુદેશમાં શું દુર્લભ છે? તો કહ્યું 'ક' (જળ) પવનથી પણ શું ચપળ? તો કહે 'મણ' (મન) દિવસનું પાપ કોણ દૂર કરે? તો ઉત્તર મળ્યો પડિક્કમણ. અર્થાત્ દિવસ આખાનું પાપ પ્રતિક્રમણથી નાશ પામે છે. આ પ્રતિક્રમણ મહણસિંહ શ્રાવકની જેમ સત્વપૂર્વક કરવું.

પૌષધ ચારે પર્વણી (આઠમ, ચઉદસ, પુનમ ને અમાસ) માં ચારે (આહાર, શરીર સત્કાર, બ્રહ્મચર્ય અને અવ્યાપાર પૌષધ) પ્રકારે કરવો. કેસર, બરાસ આદિથી અર્ચન–પૂજન કરવું, પંચામૃત–જળાદિથી સ્નાત્ર અને કુંકુમાદિથી વિલેપન કરવું. આ ત્રણ પ્રકારમાં સંપૂર્ણ પૂજાનો સંગ્રહ જાણવો. બ્રહ્મચર્ય નિષ્ઠાપૂર્વક સુદર્શન શેઠની જેમ પાળવું. તે સંબંધમાં ત્યાં સુધી કહ્યું છે કે–પરનારીના અવયવનું ઘરેણું પણ જોવું નહી. ત્યાં દૃષ્ટાંત ટાંકતા જણાવ્યું છે કેઃ—

સીતાજીને રાવણ હરી ગયા પછી શ્રી રામ અને લક્ષ્મણ તેમને વનમાં શોધવા નિકળ્યાં. આગળ જતાં તેમનો ભેટો વાનરવંશીય સુગ્રીવ હનુમાનાદિથી થયો. સીતાજીએ માર્ગમાં નાંખેલા પોતાના કુંડલાદિ અલંકાર આ લોકોને મળ્યા હતા તે બતાવતા તેમણે શ્રી રામને પૂછ્યું 'આ અલંકાર જો સીતાદેવીના હોય, તો તેમને કઈ દિશામાં લઇ જવામાં આવ્યા છે? એનું અનુમાન થઇ શકે! શ્રી રામચંદ્રજીને ખ્યાલ ન હોઇ તેમણે લક્ષ્મણને બતાવ્યા. લક્ષ્મણજી તેમાંથી પગના છડા (નુપૂર) જોઇ બોલ્યાઃ

कुण्डलैर्नाभिजानामि, नाभिजानामि कङ्कणैः ।
नुपूरैस्त्वभिजानामि, नित्यं पादाब्जवन्दनात् ॥ १ ॥

અર્થઃ—કુંડલથી કે કંકણથી ભાભીને હું નહી ઓળખી શકું એટલે આ કુંડલ–કંકણ ભાભીના છે કે નહી તે હું નહી કહી શકું. પણ નુપૂરને હું સારી રીતે જાણું છું. કેમકે તેમને હું રોજ પગે લાગવા જતો ત્યારે પગમાં જોતો હતો. અર્થાત્ બીજા અવયવો કે તે પર રહેલા આભૂષણ ઉપર પણ તેમણે કદી નજર ઠેરવી નહોતી.

આ ઉદાહરણથી પરસ્રીના અંગોપાંગ કે તેના ઉપર પહેરેલ વસ્ત્ર અલંકાર જોવાનું પણ અવશ્ય ટાળવું જોઈએ.

દાન પાંચ પ્રકારના પ્રસિદ્ધ છે. અષ્ટ પ્રકારના દુષ્ટ કર્મનો સમૂળગો નાશ કરનાર તપ છે. ઇત્યાદિ અનેક ચાતુર્માસિક-કૃત્યો છે, તેમાં તત્પર રહેનાર સૂર્યયશા આદિના અનેક ઉદાહરણો જાણી આરાધનામાં બળ અને વેગ મળે તેવો ઉદ્યમ કરવો.

આ આષાઢી ચતુર્દશી સંબંધી કૃત્યો નિર્વાણના સાધનોને સુલભ કરનારા છે, તેથી શુભ ચેતનાવાળા ઉપાસકોએ અવશ્ય આદરવા યોગ્ય છે.



## ૧૦૫. વિષયોથી પાપ અને પાપથી દુઃખો.

विषयार्त्तमनुष्याणां दुःखावस्था दश स्मृताः ।
पापान्यपि बहून्यत्र, सारं किं मूढ ! पश्यसि ? ॥ १ ॥

અર્થ:-કામ-વાસનાથી વ્યથિત માણસો કામની દુઃખમય દશ અવસ્થા પામે છે. વિષયોમાં ક્યાંય સ્વસ્થતા શાંતિ કે સુખ મળતું નથી. ઉલ્ટાનું પાપ બંધાય છે. માટે ઓ મૂઢ આત્મા ! આમાં તું શું સાર (સારાવાટ) દેખે છે ?

કામીજનોની દુઃખમય દશ અવસ્થા કહેવામાં આવી છે. (અમુક સ્રીની) 'અભિલાષા' એ પ્રથમ અવસ્થા. તે કેમ-ક્યારે મળશે ? મળશે કે નહી તેવી 'ચિંતા' એ બીજી અવસ્થા. વારે વારે 'સ્મરણ'-રટણ તે ત્રીજી અવસ્થા. તેના (સત્ અસત્) ગુણોનું 'કીર્તન' તે ચોથી અવસ્થા, નિરાશાજન્ય 'ઉદ્વેગ' તે પાંચમી અવસ્થા. વિયોગ અસહ્ય થતા તે માટેનો 'વિલાપ' તે છઠ્ઠી દશા. તેમાંથી ઉદ્ભવતું ગાંડપણ તે ઉન્માદ નામક સાતમી દશા. માનસિક વગેરે 'રોગની ઉત્પત્તિ' રૂપ આઠમી દશા. બુદ્ધિ-સમજણના નાશ રૂપ 'જડતા' નામની નવમી અવસ્થા અને છેવટે તેમાંથી નિપજતું મૃત્યુ-મરણ આ કામીની દશમી અવસ્થા છે.

સિદ્ધાંતમાં કહ્યું છે કે 'કામીજીવને સુખનો વિપર્યય-વિપરીતપણું' જ થયા કરે છે. जा जा दिच्छसि नारीओ... અર્થાત્ વિષયીજીવ જ્યાં જ્યાં નારીને જુએ છે ત્યાં ત્યાં તરત તેને વાસનામય ભાવના થાય છે. સ્રીને જોતાની સાથે તરત અસ્થિરતા તેમ જ શ્વાસ અને લોહીના વહેણમાં અનિયમિતના ઉભી થાય છે. વાયુથી ધ્રુજતી ધ્વજાની જેમ કામીનું મન સ્રીને જોતાં ચંચલ થઇ ઉઠે છે. બિચારાને જરાય શાંતિ મળતી નથી.

સાહિત્યમાં કહ્યું છે કે 'કામી પક્ષીઓ પણ આક્રંદ કરતા હોય છે. જળાશયના આ કાંઠાથી સામા કાંઠે જાય છે. દીનદુઃખી થઈ ચિંતા ભયમાં લીન થાય છે. યોગીની જેમ સ્થિર થઈ તેનું ધ્યાન ધરે છે ને ખાવા-પીવાનું છોડીને આતુરતાપૂર્વક તેને જોવા પ્રહરો સુધી ધ્યાન ધરે છે, માર્ગ આદિમાં વાટ જોવે છે. એકલાં એકલાં ચિચિયારી કરે છે ને પડછાયા જોડે પણ કદી ઘેલછા કરે છે. પ્રિયતમાના નાદમાં પશુઓ-પક્ષીઓની પણ આ દશા થાય છે. ધન્ય અને કૃતપુણ્ય તો આ પૃથ્વી પર એ મનુષ્યો છે જેમણે મન-ઇન્દ્રિયોના ચાળા જાણી લીધા છે. ઇચ્છાઓને જીતી લીધી છે અને વિષયથી નિવૃત્ત થઈ સ્વસ્થતા, સ્વતંત્રતા ને સાચી ઠકુરાઇ પ્રાપ્ત કરી છે. બાકી કામીના દુઃખી જીવનને તો વારંવાર ધિક્કાર છે.

સ્ત્રીના સહચારમાં-સમાગમમાં પાપ પણ પારાવાર લાગે છે. સિદ્ધાંતમાં ફરમાવ્યું છે કે 'એક લાખ ગર્ભવતી સ્ત્રીઓના નિર્દયતાપૂર્વક પેટ ચીરી નાખવામાં આવે અને તેમાંથી નિકળી સાત-આઠ માસના તરફડતા ગર્ભને હણી નાખે-આમ કરતાં જેટલું પાપ લાગે તેના કરતાં નવગણું પાપ એકવાર સ્ત્રી સેવનાર સાધુને લાગે. સાધ્વી સાથે એકવાર કામ સેવન કરે તો હજારગણું પાપ લાગે ને તેમાં તીવ્ર રાગથી કામક્રીડા કરે તો ક્રોડગણું પાપ લાગે, તથા તેનું બોધિબીજ નાશ પામે છે, ઈત્યાદિ.

યોગશાસ્ત્રમાં પણ જણાવ્યું છે કે યોનિમાં અગણિત સૂક્ષ્મ જીવો ઉત્પન્ન થયા હોય છે તે મૈથુનથી પીડાઈ મૃત્યુ પામે છે માટે મૈથુનનો ત્યાગ કરવો.

કામશાસ્ત્રના રચયિતા વાત્સ્યાયન પણ યોનિના જંતુઓની વાત જણાવતા કહે છે કે 'યોનિ રક્તમાં કોમળ મધ્યભાગે સૂક્ષ્મ જંતુઓ ઉત્પન્ન થાય છે.' ઇત્યાદિ. માટે સ્ત્રીના એકવારના સંગથી અસંખ્ય જીવોના ઘાતનું મહાપાતક લાગે છે, માટે હે મૂઢ! તને વિષયમાં શો સાર દેખાય છે?

લૌકિક ગ્રંથમાં પણ જણાવ્યું છે કે :—

भिक्षाशनं तदपि निरसमेकवारं, शय्या च भूः परिजनो निजदेहमात्रम् ।
वस्त्रं तु शीर्ण पटखण्डमयी च कन्था, हा हा ? तथापि जन्तुः विषयाभिलाषी ॥१॥

અર્થઃ—માંગી લાવેલું ભોજન તે પણ નિરસ અને એકવાર મળે. ધરતીમાં જ તેની પથારી હોય, પરિજનમાં માત્ર પોતાનું શરીર જ હોય, ગળી ગયેલી ને ફાટેલી ગોદડીનો કટકો કપડા તરીકે હોય, ઘણા ખેદની વાત છે કે તથાપિ જીવ વિષયનો અભિલાષી રહ્યા કરે છે. પ્રાણ છોડે પણ અભિલાષા ન છોડે!

વિષયભોગમાં માત્ર સંકલ્પે જ સુખ રહ્યું છે. વાસ્તવમાં તો કાંઇ તથ્ય કે સાર તેમાં નથી.

બ્રહ્મચારીનું જીવન જ ખરું જીવન છે. ભાવપૂર્વક સ્ત્રીનો ત્યાગ કરી બ્રહ્મચર્ય પાળનાર બ્રહ્મચારી કહેવાય છે. કહ્યું છે કે :—

रामासङ्गं परित्यज्य व्रतं ब्रह्म समाचरेत् ।
ब्रह्मचारी स विज्ञेयो, न पुनर्बद्धघोटकः ॥

અર્થ:—ભાવપૂર્વક સ્ત્રીનો સંગ છોડી જે બ્રહ્મચર્ય પાળે તે બ્રહ્મચારી કહેવાય પણ બાંધેલો ઘોડો કાંઈ બ્રહ્મચારી કહેવાય નહી.

એટલે કે સ્ત્રી પુરુષમાં ને પુરુષ સ્ત્રીમાં આસક્તિ રાખ્યા વિના બ્રહ્મચર્ય-શીલ પાળે તે ખરેખર બ્રહ્મવ્રતધારી છે. બ્રહ્મચર્યનો અચિંત્ય મહિમા છે. પરંતુ સ્ત્રીનો સાથ કરનાર ગમે તેવો બળીયો માણસ ઘોર પરાભવ ને મહાક્લેશ પામે છે. સંસાર આખો જીતવો સહેલ છે પણ સ્ત્રીનું મન જીતવું કપરું કામ છે. નીતિશાસ્ત્ર પણ સ્ત્રીનો જરાય વિશ્વાસ ન કરવા ભલામણ કરે છે. લૌકિકશાસ્ત્રમાં તેમજ જિનાગમોમાં સ્ત્રીને દોષની ખાણ-દોષની મૂલ ભૂમિ કહી છે. તેને રાક્ષસીની પણ ઉપમા આપવામાં આવી છે. સ્વજનોના સ્નેહનો ઘાત એ સરલતાથી કરી શકે છે. સ્ત્રી જેવી માયા-પ્રપંચ કોઈને આવડે નહી. કહ્યું છે કે:—

न सा कला न तद् ज्ञानं न सा बुद्धिर्न तद् बलम् ।
ज्ञायते यद्वशाल्लोके, चरित्रं चलचक्षूपाम् ॥ १ ॥

અર્થ:—તેવી કોઈ કળા નથી, કોઇ એવું જ્ઞાન નથી, કોઇ બુદ્ધિ પણ કોઇ પાસે નથી ને સંસારમાં એવું બળ પણ નથી કે જેથી ચંચળ નેત્રવાળી નારીનું ચરિત્ર જણાય-જાણી શકાય ? ગમે તેવો પ્રેમ સંબંધ નારી ક્ષણવારમાં તોડી શકે છે. તે પોતાના પ્રેમપાત્રને પણ મોટા સંકટમાં અચકાયા વિના નાખી શકે છે. તે બાબતમાં મુંજરાજાનો પ્રબંધ આ પ્રમાણે છે.

### “ માલવાધિપતિ મુંજ ”

પરમારવંશમાં જન્મેલા સિંહભટ નામના રાજા માલવાનું રાજ્ય ચલાવતા હતા. તેઓ એક ઉપવનમાં જતા હતા ત્યાં તેમણે તુરતનું જન્મેલું સુંદર ને તેજસ્વી બાળક મુંજ ( એક જાતનું ઘાસ ) માં પડેલું જોયું. રાજા તેને મહેલમાં લાવ્યા. પુત્ર તરીકે રાખ્યો અને તેનું ‘ મુંજ ’ નામ રાખ્યું. આગળ જતાં તે રાજાને સ્વયંનો પુત્ર થયો તેનું નામ સિંધુલ પાડ્યું. બંને બાળકો મોટા સમજણા અને રાજનીતિજ્ઞ થયા. ત્યાં અચાનક સિંહભટ સ્વર્ગવાસી થતાં મુંજ રાજા બન્યો. પોતાના ભાઈ સિંધુલને મહા-પરાક્રમી અને ઉગ્ર બળશાલી જાણી તેણે વાંકમાં લઇ કારાવાસમાં બંદી કર્યો. સિંધુલનો પુત્ર ભોજ નામે હતો. તેના જન્મ સમયની કુંડલી કોઇ નૈમિત્તિક જોષીને બતાવતા તેણે કહ્યું ‘આ ભોજકુમાર અતિ સોભાગી છે. તે ગૌડદેશ સહિત દક્ષિણ દેશનું રાજ્ય પચાસ વર્ષ સાત માસ ને ત્રણ દિવસ સુધી ભોગવશે. મુંજે વિચાર્યું કે ‘ જ્યાં સુધી ભોજ હશે ત્યાં સુધી મારા સંતાનને રાજ્ય નહીં મળે.’ તેણે ભોજને મરાવી નાખ-વાનો વિચાર કર્યો. એમ કરતાં ભોજ થોડો મોટો થયો. લાગ મળતા મુંજના કહ્યા

પ્રમાણે ચાંડાળો તેની હત્યા કરવા તેને દૂરના જંગલમાં લઇ ગયા. ચંડાળોએ કહ્યું 'તું તારા ઇષ્ટદેવનું સ્મરણ કર, મરવાની ઘડી આવી લાગી છે. કુમાર ભોજે વિચારીને કહ્યું 'મારે માત્ર કાકાને એક સમાચાર આપવાના રહી ગયા છે તે તમે પહોંચાડી આપો.' એમ કહી તેણે એક શ્લોક આ પ્રમાણે લખી આપ્યો:—

> मान्धाता च महीपतिः कृतयुगालंकारभूतो गतः,
> सेतुर्येन महोदधौ विरचितः क्वासौ दशास्यान्तकृत् ? ।
> अन्ये चापि युधिष्ठिरप्रभृतयो याता दिवं भूपते !
> नैकेनापि समं गता वसुमती नूनं त्वया यास्यति ॥ १ ॥

અર્થ.—કૃતયુગના અલંકાર જેવા મહારાજા માન્ધાતા પણ ચાલ્યા ગયા. જેમણે સમુદ્ર ઉપર સેતુ બાંધ્યો હતો અને દસ માથાવાળા રાવણને માર્યો હતો, તે શ્રી રામચંદ્રજી પણ ક્યાં છે? તે પણ ગયા. યુધિષ્ઠિર જેવા મહાબાહુ ને સબળ સાથવાળા કેટલાય રાજાઓએ અહીં શાસન કર્યું ને છેવટે એ પણ ચાલ્યા જ ગયા. કોઈની સાથે આ ધરતી ગઇ નથી, પણ હે કાકા! મહારાજા! હવે મને એમ લાગે છે કે અવશ્ય તમારી સાથે આ પૃથ્વી આવશે.'

ચાંડાળે (હત્યારાએ) આ પત્ર રાજાને પહોંચાડયો. કાવ્ય વાંચતા જ મુંજને બાળકની પ્રતિભા પર માન ઉપજ્યું ને દયા પણ આવી. તરત તેણે ભોજકુમારને મહેલમાં બોલાવ્યો અને તેને સમારોહપૂર્વક યુવરાજ પદ આપ્યું.

કેટલોક વખત વીત્યા પછી રાજકારભાર ભોજને ભળાવી મુંજ તૈલંગના રાજાને જીતવા ઉપડયો. ભાગ્યજોગે તે યુદ્ધમાં હાર્યો ને તૈલંગે પકડી તેને રાજબંદી બનાવ્યો. તે રાજકેદી હોઇ રાજાના રસોડેથી તેને રોજ ભાણું મોકલાવવામાં આવતું. તૈલંગના રાજાની વિધવા બહેન મૃણાલવતી પણ કોઈવાર ત્યાં જતી. મુંજ અને મૃણાલનો પરિચય વાર્તા હાસ્ય વિનોદથી વધ્યો ને પ્રણયમાં પરિણમ્યો. આ રીતે મુંજને કારાગૃહમાં પણ બધી સગવડ મળી. છતાં કેદ તો કેદ જ. તેને છોડાવવા ભોજકુમારે કારાગૃહ સુધીની લાંબી સુરંગ ખોદાવી. એકાંતમાં માણસો સાથે ચાલ્યા આવવા જણાવ્યું. મુંજે થોડીવારમાં આવવાનું જણાવ્યું. તે દર્પણમાં મુખ જોતો ઉભો હતો ત્યાં પાછળથી મૃણાલવતી આવી ઉભી. તેનું પ્રતિબિંબ પણ તેમાં પડયું. બંને હરખાઇને જોઇ રહ્યા પણ મૃણાલવતી સ્હેજ પ્રૌઢવયે પહોંચી હોઇ મુંજ સાથેનું પોતાનું પ્રતિબિંબ જોઇ જંખવાણી પડી. વાતને પામેલા મુંજે કહ્યું 'તારૂં લાવણ્ય જરાય કરમાયું નથી. કદાચ યૌવન ઢળવા લાગે તોય તારે ખેદ કરવાનો ન હોય, કેમકે ખંડાયા છતાં પણ સાકરની મીઠાશમાં કાંઈ ફરક પડતો નથી.'

ઈત્યાદિ વાત કરી તેઓ પ્રેમથી મળ્યા. જવાની સુરંગ તૈયાર હતી. ને સંપૂર્ણ સ્વાધીન હાથ–વેંતમાં હતી છતાં તેનું મન મૃણાલવતીમાં એવું લોલુપ હતું કે તેણે

તે વાત મૃણાલને જણાવતાં કહ્યું 'હું જાઉં છું. તારા વિના મારૂં બધું અધુરું હશે, માટે તું આવે તો હું લઈ જવા તૈયાર છું. તને હું મારી પટ્ટરાણી બનાવીશ.' મૃણાલે થોડો સમય માંગી વિચાર્યું 'હું આની સાથે જઈશ તો આવો મીઠો મધુરો સંબંધ ટકવાનો નથી. કેમકે ત્યાં તો સૌંદર્યવતી ઘણી રાણીયો હશે. ત્યાં જઈને શું ય થાય ? એના કરતા એ અહીં જ રહે તો એકલીને નિરંતર મુંજનો સહચાર મળ્યા કરે.' આવું વિચારી તેણે આ વાત પોતાના ભાઈ રાજા સુધી પહોંચાડી.

રાજાએ આવી જોયું તો સાચે જ સુરંગ તૈયાર હતી. ક્રોધે ભરાયેલા રાજાએ કહ્યું 'હવેથી તમારે ઘરે ઘરે ભીખ માંગીને ખાવાનું રહેશે. રાજરસોડું બંધ' ક્ષણવારમાં બાજી પલટાઇ જતા મુંજની ચિંતા અને નિરાશાનો પાર ન રહ્યો. પણ જ્યારે તેણે એ જાણ્યું કે મૃગાલવતીએ જ રાજાને ખબર આપ્યા હતા, ત્યારે તો જાણે તેના માથા-પર જોરદાર ફટકો પડયા જેવું થયું તે એકદમ અસ્વસ્થ અને અસ્થિર થઈ ગયો. તેને એવો આઘાત લાગ્યો કે તેના માથામાં મૂઢતા છવાઇ ગઇ.

તેને અપાતી બધી સગવડ બંધ પડી. કઠોર પહેરો, હાથ-પગમાં સાંકળ-બેડી, ખાવાનું પણ બંધ થઇ ગયું. ભૂખ્યું કયાં સુધી રહેવાય ? આખરે તે રાજપુરુષો સાથે નગરમાં ભીખ માંગવા નિકળ્યો. લોકો તેની મશકરી ઉડાવતા વ્યંગ કરતા ને ચાળા પાડતા, ભીખ માંગીને કંટાળી ગયેલો મુંજ બોલ્યો.

इत्थी पसंग मत को करो, तिय विसास दुःख पुंज ।
घर घर तिणे नचावीयो जिम मक्कड तिम मुंज ॥

અર્થ-સ્ત્રીનો પ્રસંગ કોઇ કરશો નહી, સ્ત્રીનો વિશ્વાસ તો દુઃખના ડુંગરા જેવો જ છે. તેણે આવા સમર્થ મુંજરાજાને માંકડાની જેમ ઘરે ઘરે નચાવ્યો.'

ખરૂં છે કે જેઓ સ્ત્રીને વશ પડે છે તેમના દુઃખનો પાર રહેતો નથી. મોટા મહારાજા કે મહાત્માઓ પોતાનો મોભો ને સ્થાન-વેશ અને માહાત્મ્યને છોડી દાસી જેવી સ્ત્રીઓમાં રાચે છે તો તેઓ અવશ્ય મુંજરાજાની જેમ મહાઅનર્થને પામે છે પરાભવને સહે છે. પાછળથી તો બધાને જ્ઞાન થાય છે, પહેલાથી ચેતે તે ધન્ય છે. મુંજરાજાને પહેલાથી જ સદ્બુદ્ધિ આવી હોત તો આ વિડંબના ન ઉભી થાત, પોતે સ્વતંત્ર રીતે જીવન જીવી શકત પણ મૃણાલવતીએ તેની દશા ખરાબ કરી નાખી.

એકવાર મુંજરાજે, કોઇને ઘેર જઇ ભિક્ષા માંગી, તો ગૃહિણીએ તિરસ્કાર કરી મોં મચકોડયું. તે જોઇ મુંજરાજ કાવ્યમાં કહ્યું 'ધનવતી બાઇ ! તારા આ ગોધનને જોઈ તું અભિમાન ન કરીશ, કારણ કે આ મુંજરાજાના ચઉદસો છોતેર હાથીઓમાંથી આજે એકે એની પાસે નથી. બધા ચાલ્યા ગયા. એકવાર અક્ષયતૃતીયાને દિવસે કોઇના ઘરે ગયેલા મુંજરાજે જોયું કે એક યુવતિએ માંડો (પોળી) હાથમાં લઇ બટકુ ભર્યું. માંડામાંથી ઘીનાં ટીપા ટપકતાં જોઇ મુંજે કવિત કરી કહ્યું-

रे रे मंडक मा रोदी,–र्यदहं खण्डितोऽनया ।
राम–रावण–मुञ्जाद्याः, स्त्रीभिः के के न खण्डिताः ॥

અર્થ–રે અરે માંડા ! સ્ત્રીએ ખંડિત કર્યો એમ માની રડ નહી. કારણ કે રામ (સ્ત્રીના કહેવાથી વિના વિચાર્યે મૃગ પછવાડે દોડયા) રાવણ અને મુંજ આદિ કયા પુરુષને સ્ત્રીએ ખંડિત કર્યા નથી ?

આગળ જતાં, રેંટીયો ફેરવતી કોઇ સ્ત્રીને જોઇ મુંજે કહ્યું 'રે રેંટીયા ! તું રડ નહી, તને જ આ બાઇ ફેરવે છે એવું નથી. ખરી વાત તો એ છે કે સ્ત્રી કોને ભમાડતી નથી. તે એક ખોટા કટાક્ષ માત્રમાં પણ ભ્રમિત કરી શકે છે તો જેને હાથથી ખેંચે એની કઇ વલે થાય. ? તે ચંદ્રની રેખાની જેમ કુટિલ–વક્ર, સંધ્યાની જેમ ક્ષણિક રાગ (રંગ) રાખનારી અને નદીના પ્રવાહની જેમ નીચા ને નીચે સ્થળે ગમન કરનારી હોય છે. આવી સ્ત્રી છોડીને સુખી થાવ.

તૈલંગરાજે મુંજરાજાને ઘણો સમય ભીખ મંગાવી કદર્થના કરી અને છેવટે તેના પ્રાણ લીધા.

ઉપર પ્રમાણે ઇતિહાસમાં ઘણા પ્રસંગો સાંપડે છે. લૌકિક ગ્રંથોમાં પણ સ્ત્રીનો સંગ ત્યાગવો યોગ્ય છે એમ ભારપૂર્વક કહ્યું છે. જૈનદર્શનમાં તો વિશેષ પ્રકારે ઉંડાણથી તે બાબત સમજાવવામાં આવી છે. જે ધન્ય જીવો ભાવપૂર્વક સ્ત્રીનો ત્યાગ કરે તે જ સાચા બ્રહ્મચારી છે. પરંતુ બાંધેલા ઘોડાની જેમ ઇચ્છા વિના બ્રહ્મચર્ય પાળે તે ખરેખર બ્રહ્મચારી કેમ કહેવાય ? કારણ કે બાંધેલો ઘોડો ઘોડી સુધી જવા સમર્થ નથી, તેથી તે દ્રવ્યથી વિષય સેવતો નથી, પણ મનમાં તો ભારોભાર વિષયવાસના ભરી પડી હોવાને લીધે વારંવાર મનમાં તો સંયોગના–ઘોડીના જ વિચારો આવતા હોય છે, તેથી તેને મહાકર્મબંધ થાય છે ને મનનું કોઇ કાર્ય સિદ્ધ થતું નથી. અશ્વ બ્રહ્મચર્ય પર આ ઉદાહરણ કહેવામાં આવે છે.

### બ્રહ્મચારી ઘોડો

એક રાજાને કોઈ ઉત્તમ જાતિવાન ઘોડો કોઇએ અર્પણ કર્યો તેણે અશ્વશાળામાં એક તરફ બંધાવ્યો. એવામાં કોઇ મુનિમહારાજ અશ્વશાળાની પાસે ચોમાસુ રહ્યા. તેઓ ઉપદેશમાં ધર્મની સમજણ અને વ્રત–નિયમના પાલનના ઉત્તમ ઉદાહરણ આપતા. એકવાર તેમણે શીલવ્રતની ચઉભંગી સમજાવતા કહ્યું 'શીલવ્રતના દ્રવ્ય–ભાવથી ચાર ભેદ થાય છે. તેમાં દ્રવ્યથી પાળે પણ ભાવ ન હોય, વસ્તુની અપ્રાપ્તિના કારણે, ભવદેવની જેમ. (ભવદેવ સંયમી છતાં નાગિલાને વર્ષો સુધી ભૂલ્યા નહી) તથા નિષધ દેશના સ્વામી નળરાજાની જેમ. નળરાજાને દીક્ષા લીધા પછી દમયંતી સાધ્વીને જોતા જ રાગ ઉત્પન્ન થતો ને પૂર્વાવસ્થામાં વર્ષો સુધી ભોગવેલા ભોગ સ્મૃતિમાં તાજા થતા આ જાણી મહાસતી દમયંતીએ અનશન લીધું ને દેવતા થયા. નળરાજાને પ્રતિબોધ

આપ્યો. નળરાજા કાળ કરી 'વૈશ્રમણ (કુબેર) થયા. કહ્યું છે વિધિપૂર્વક ધર્મ આચરતા છતાં જો સરાગપણું રહી જાય તો એ ધર્મ મોક્ષ સાધી શકતો નથી. નળરાજર્ષિને વૃદ્ધાવસ્થામાં પણ સરાગપણું રહ્યું તેના પરિણામે તેઓ ઉત્તરદિશાના લોકપાલ કુબેર ભંડારી થયા. આ પ્રથમ ભેદ જાણવો.

કોઈ જીવ દ્રવ્યથી સ્ત્રીસંગ (સ્પર્શાદિ) કરે. પણ ભાવથી શીલવ્રત પાળે. એક જ શય્યામાં સૂનાર વિજયશેઠ અને વિજયાશેઠાણીની જેમ. તેમ જ પાણિગ્રહણ કરતી વેળા જંબૂકુમારાદિની જેમ આ બીજો ભેદ છે.

કોઇ જીવ દ્રવ્ય અને ભાવ એમ બંને પ્રકારે શીલ પાળે. શ્રી મલ્લિનાથજી, નેમિનાથજી તથા રાજીમતીજી આદિની જેમ. આ ત્રીજો ભેદ જાણવો અને કેટલાક જીવો દ્રવ્યથી પણ શીલ પાલે નહી અને ભાવથી પણ પાલે નહી. આ ભાંગામાં સંસારી ઘણા ઘણા જીવો જાણવા. આ ચોથો ભેદ જાણવો.' આ રીતે ધર્મદેશના સાંભળી તે ઘોડાએ મનથી બ્રહ્મચર્ય સ્વીકાર્યું.

એકવાર રાજાએ તે ઘોડાને સ્વસ્થ, હૃષ્ટ–પુષ્ટ ને સુંદર જોઈ સારી (નસ્લ) સંતતિ માટે ઘોડીઓના સમાગમમાં મૂકયો. અશ્વપાલોએ તે માટે પ્રયત્નો કર્યાં પણ ઘોડો જરાય ઉત્સાહિત ન થયો, માણસો જ નહી રાજા પણ આશ્ચર્ય પામ્યો. ત્યાં પાછા કોઇ જ્ઞાની મુનિ અશ્વશાળા પાસે ઉતર્યા. રાજાએ તેમને પૂછયું કે 'ઘોડો ઘોડીઓથી દૂર કેમ રહે છે? આવું તો બને નહી.' ગુરુમહારાજે કહ્યું, 'રાજા! ઘોડાએ મનથી બ્રહ્મચર્યવ્રત લીધું છે. રાજાએ કહ્યું 'મહારાજજી! ઘોડાએ પૂર્વે કંઇકવાર ઘોડીનો સંગમ કર્યો છે. માત્ર આ વખતે જ તે દૂર ભાગે છે. અમારે ત્યાં એવા તો ઘણા ઘોડા છે જેમણે જન્મથી માંડી બ્રહ્મચર્ય પાળ્યું છે. આ ઘોડા કરતા તેઓ શ્રેષ્ઠ ન કહેવાય?' મહારાજજીએ કહ્યું 'રાજા! એવું નથી. કારણ કે એ ઘોડાઓ વિષયની યાદમાં ઝૂરે છે. તેથી તેમનું મન કે તન સ્વસ્થ નથી. તેઓ પ્રતિદિવસ કામભોગની આગમાં બળતા હોઇ તેમને વળી શીલ કેવું? આ ઘોડો તો બ્રહ્મચર્યના પ્રભાવથી સ્વર્ગ પામશે. એનું આખું ભવિષ્ય ઉજળું અને કલ્યાણમય છે, એ કયાં ને આ બાપડા પશુ કયાં?' ઇત્યાદિ સાંભળી રાજા પણ બોધ પામ્યો ને તરત જ શ્રાવકધર્મ સ્વીકાર્યો.

આ બધું જાણી–સમજીને જે જીવ બ્રહ્મચર્ય વ્રત આદરશે, તે સાચો ગુણવાન જાણવો ત્રણે લોકમાં બ્રહ્મચારી જેવો કોઇ પાત્ર કે ગુણી નથી. માટે હે ભવ્ય જીવો! તમે અવશ્ય આ મહાવ્રતને આદરો. આ વ્રત જગમાં દીવો છે. આ વ્રત વ્રતોનો રાજા છે. મનની રમતને જેઓ જાણી લે છે તેઓ સહેલાઈથી કામને નાથી શકે છે. બ્રહ્મવ્રતીનો જય થાવ.



## ૧૦૬. 'પાપગ્રહ=પરિગ્રહ'

परिग्रहाधिकं प्राणी, प्रायेणारम्भकारकः ।
स च दुःखखनिर्नूनं, ततः कल्प्या तदल्पता ॥ १ ॥

અર્થ–મોટાભાગે માણસ પરિગ્રહની અધિકતા માટે આરંભ કરતો હોય છે. તે જ પરિગ્રહ જીવને માટે ખરેખર જ મહાસંતાપ અને દુઃખની ખાણ બની જાય છે. માટે પરિગ્રહની અલ્પતા નિશ્ચિત કરવી જોઇએ.

વિશેષાર્થ–સમસ્ત પ્રકારના ધન આદિના ગ્રહણને પરિગ્રહ કહ્યું છે. તે પરિગ્રહથી જે અધિક હોય તે પ્રાણી પરિગ્રહાધિક કહેવાય. તેવા જીવો પ્રાયઃ અધિક આરંભ--સમારંભ કરે છે. કોઇક પ્રાણી સંપ્રતિરાજા આદિકની જેમ તે પરિગ્રહ-ધનાદિકને શુભ ક્ષેત્રમાં પણ વાપરે છે માટે મૂળ શ્લોકમાં પ્રાયઃ શબ્દ વાપર્યો છે. પરિગ્રહ ખરેખર દુઃખની ખાણ જેવો છે. માટે તેની અલ્પતા (મર્યાદા) કરવી. એટલે સંતોષ જેવું કોઇ સુખ નથી. તેની પ્રતીતિ માટે પરિગ્રહનો નિયમ કરવો. અહિં એ મર્મ જાણવો કે–પરિગ્રહ બે પ્રકારનો છે. બાહ્ય અને અભ્યંતર. ધન–ધાન્યાદિ બાહ્ય અને રાગદ્વેષાદિ અભ્યંતર પરિગ્રહ કહેવાય છે. અથવા સચિત્ત અને અચિત્ત એવા બે ભેદ પણ પરિગ્રહના છે. સચિત્ત એટલે દાસ–દાસી પશુ (બેપગા–ચૌપગા) આદિ અને અચિત્ત એટલે સોનું રૂપું વસ્ત્રાદિ. તેમાં ગૃહસ્થે (શ્રાવકે) સચિત્તાચિત્તાદિ પરિગ્રહના અપરિમાણ રૂપ અવિરતિથી અટકવું–એટલે કે તે સંબંધી ઇચ્છાનું (પદાર્થોનું) પરિમાણ–નિયમન કરવું. એ પાંચમું અણુવ્રત કહેવાય છે. તે સ્વીકારવાથી ઘણી શાંતિ–સ્વસ્થતા તેમ જ પ્રબળ પુણ્યાઇની પ્રાપ્તિ થાય છે. પરિગ્રહના વશ પડવાથી મહાક્લેશાદિ મળે છે. કહ્યું છે કે–

परिग्रहमहत्त्वाद्धि, मज्जत्येव भवाम्बुधौ ।
महापोत इव प्राणी, त्यजेत् तस्मात् परिग्रहम् ॥

અર્થ–ઘણા ભારથી દબાયેલા વહાણની જેમ આ પ્રાણી પણ પરિગ્રહના મહાભારથી સંસારસમુદ્રમાં ડૂબે છે. માટે પરિગ્રહને તજવો જોઇએ. આ સંબંધમાં વિદ્યાપતિનો પ્રબંધ આ પ્રમાણે છે.

### વિદ્યાપતિની કથા

પોતનપુરમાં સૂરનામક રાજા રાજ્ય કરે. ત્યાં જિનધર્મી વિદ્યાપતિ નામના શ્રીમંત શેઠ રહેતા હતા. તેમને શૃંગારમંજરી નામની ગુણીયલ પત્ની હતી. એકવાર શેઠને સ્વપ્નમાં લક્ષ્મીદેવીએ કહ્યું 'આજથી દશમે દિવસે હું તારા ઘરમાંથી ચાલી જઇશ.' તરત જાગી પડેલા શેઠ ચિંતા કરવા લાગ્યા 'કે હવે હું નિર્ધન થઇ જઇશ તો મારું શું થશે ? ધન વગર કયો વહેવાર ચાલે તેમ છે ?' કારણ કે મૂળથી જ જે માણસ નિર્ધન હોય તેને ગરીબીની પીડા હોતી નથી. પણ ધનવાન થઇને નિર્ધન થવું તો

અભિશાપ છે. પતિને ખિન્ન જોઈ શૃંગારમંજરીએ ઉદાસીનું કારણ પૂછતાં શેઠે સ્વપ્નની વાત જણાવી કહ્યું ' આ સંસારનો સમસ્ત વહેવાર પૈસા પર ઉભો છે. પાસે જો ધન હોય તો શત્રુ પણ સ્વજન થઇ વર્તે છે ને ધનહીન માણસના સ્વજન પણ શત્રુ થઇ જાય છે. ધનબળથી માણસ અપૂજ્ય છતાં પૂજાય છે. અમાન્ય પણ માન્ય થાય છે અને અવન્દ્ય છતાં વંદાય છે. ધનનો મોટો પ્રભાવ છે.

ઈત્યાદિ શેઠની વાત સાંભળી ધૈર્યપૂર્વક શેઠાણી શૃંગારમંજરીએ કહ્યું ' સ્વામી ! નકામો ખેદ કરો છો. લક્ષ્મી તો ધર્મથી જ સ્થિર થાય છે. જ્યાં સુધી પરિગ્રહ પરિમાણરૂપ પાંચમું અણુવ્રત ન લીધું હોય ત્યાં સુધી ત્રણે લોકના ધનના પરિગ્રહનું અવિરતિના કારણે પાપ લાગ્યા કરે છે. ' ઇત્યાદિ પત્નીના વચનથી પ્રેરાઇ વિદ્યાપતિએ પાંચમું વ્રત ગ્રહણ કર્યું અને સાતે ક્ષેત્રમાં છૂટા હાથે લક્ષ્મી વાપરવા માંડી. જે આવે તેને આપે. કોઇ યાચક ખાલી હાથે ન જાય. આમ કરતાં આઠ દિવસમાં તો શેઠે બધી લક્ષ્મી વાપરી નાંખી. રાતે પડ્યા પડ્યા વિચાર કર્યો ' આઠ દિવસમાં તો આનંદ આનંદ વર્તાઇ રહ્યો. યશ ને માન પણ ઘણાં મેળવ્યાં, હવે સવારના પહોરમાં યાચકો આવશે તેને હું શું આપીશ ? ના પાડવી તેના કરતા પરદેશ ચાલ્યા જવું જ સારું છે.' ઇત્યાદિ વિચારણા કરતાં ઉંઘ આવી ગઈ. સ્વપ્નમાં પોતાનું ઘર લક્ષ્મીથી ભરાયેલું જોયું. જાગીને લક્ષ્મીને પ્રત્યક્ષ જોઇ સંકલ્પ કર્યો કે ચતુર્વિધ શ્રી સંઘને હું શત્રુંજયગિરિરાજની સંઘયાત્રા કરાવીશ. નવમો દિવસ પૂર્ણ થતા તેણે વિચાર્યું 'કાલે દસમો દિવસ છે, લક્ષ્મીને જવું હોય તો સુખેથી જાય. મારે હવે કશી ચિંતા નથી. ' એમ વિચારી શાંત ચિત્તે સૂઇ ગયા. સ્વપ્નમાં લક્ષ્મીજીએ આવીને કહ્યું 'તમારા પ્રબળ પુણ્યથી હું વિશેષે વૃદ્ધિ પામી છું ને સ્થિર પણ થઇ છું.' શાસ્ત્રમાં કહ્યું છે કેઃ—

त्रिभिर्वर्षै–स्त्रिभिर्मासै–स्त्रिभिः पक्षैस्त्रिभिर्दिनैः ।
अत्युग्रपुण्यपापाना–मिहैव फलमश्नुते ॥ १ ॥

અર્થ–અતિ ઉગ્ર પુણ્ય કે પાપનું ફળ ત્રણ વર્ષે ત્રણ મહિને, ત્રણ પક્ષે કે ત્રણ દિવસમાં અહીં જ પ્રાપ્ત થાય છે.

શ્રી હર્ષ કવિ લખે છે કે 'સંપત્તિ અને વિપત્તિ પૂર્વ–પુણ્ય સંબંધી વૈભવના બંધ અને નાશથી પ્રાપ્ત થાય છે, એટલે કે–પુણ્યવૈભવના બંધથી સંપત્તિ પ્રાપ્ત થાય છે અને પુણ્યવૈભવના નાશથી વિપત્તિ પ્રાપ્ત થાય છે. માટે આ સંપત્તિને સુપાત્રના કરારવિંદમાં અર્પણ કરવી. કારણ કે તે વિધિએ બતાવેલું તેનું શાંતિક–પૌષ્ટિકકર્મ છે. અર્થાત્–જો સંપત્તિ સુપાત્રને અપાય તો તે વિપત્તિને અટકાવવામાં શાંતિક પૌષ્ટિકકર્મ રૂપ થાય છે.'

લક્ષ્મીદેવીએ કહ્યું 'હે શ્રેષ્ઠી ! હવે તમારા ઘરમાંથી જવું મારા માટે શક્ય નથી.

માટે ઈચ્છા પ્રમાણે મારૂં ફળ મેળવજો" જાગીને વિદ્યાપતિએ સ્વપ્નની બધી બીના પત્નીને જણાવતા કહ્યું 'હવે લક્ષ્મી આપણે ત્યાં સ્થિર થઈ છે. પરંતુ આપણે તો વ્રતધારી છીયે. આપણા પાંચમા વ્રતને જરાય હાનિ ન થવી જોઈએ, ત્યારે અહીં તો ચોક્ખો ભંગનો સંભવ જણાય છે. માટે આપણે આ ઘર અને લક્ષ્મી બધું છોડી તીર્થયાત્રાએ નિકળી જઈએ.' પત્નીએ સંમતિ આપતા તે બંને સવારે તૈયાર થઈ ઘર છોડી ચાલી નિકળ્યા. નગર બહાર જતાં જ પંચદિવ્ય થતાં રાજ્ય મળ્યું. વિદ્યાપતિ-શૃંગારમંજરીને પ્રધાન આદિ આદર અને આગ્રહપૂર્વક રાજમહેલમાં લઈ ગયા. રાજ્યાભિષેકની તૈયારી જોઈ વિદ્યાપતિએ સાફ ના પાડી જણાવ્યું કે 'મારે પરિગ્રહનું પરિમાણ છે, માટે હું રાજ્ય લઈ શકું નહી.' ત્યાં આકાશવાણી થઈ 'શેઠ ! તમારે પ્રબળ પુણ્યયોગ-ભોગ્યકર્મ પણ પ્રબળ છે. માટે તેનું ફળ સ્વીકારો.'

આ સાંભળી શેઠે રાજસિંહાસનપર વીતરાગપ્રભુની પ્રતિમા બેસાડી ઠાઠમાઠથી તેમનો અભિષેક કર્યો-કરાવ્યો. મંત્રીઓને રાજ્યકાર્ય ભળાવી પોતે ન્યાયપૂર્વક જે દ્રવ્ય આવે તેના પર જિનેંદ્રદેવના નામની મહોર (ચિહ્ન) મારવા લાગ્યા. વર્ષો વીત્યા પણ પોતે લીધેલા નિયમને ઉની આંચ આવવા ન દીધી.

પ્રાંતે પુત્રને રાજ્ય સોંપી પોતે દીક્ષા આરાધી સ્વર્ગે ગયા. ત્યાર પછી પાંચ ભવ કરી મોક્ષપદ પામ્યા.

આ રીતે વિદ્યાપતિ શ્રેષ્ઠીનું આ ઉદાહરણ સાંભળી ધર્મની ભાવનાવાળા જીવોએ પરિગ્રહ પરિમાણરૂપ પાંચમું વ્રત ગ્રહણ કરવા તત્પર થવું.



## ૧૦૭. ઇચ્છા પરિમાણના અતિચાર.

धनधान्यस्य कुप्यस्य, गवादेः क्षेत्रवास्तुनः ।
तारस्य हेम्नश्च संख्यातिक्रमोऽत्र परिग्रहे ॥ १ ॥

અર્થ-(૧) ધન-ધાન્ય, (૨) કુપ્ય એટલે સામાન્ય બીજી ધાતુઓના વાસણ આદિ (૩) ગાય આદિ પશુઓ તથા દાસ-દાસીઓ, (૪) ક્ષેત્ર (ખેતરાદિ) વાસ્તુ એટલે મકાન-નગરાદિ. (૫) તથા સોનું રુપું આદિ આ પાંચેના પરિમાણ-મર્યાદાનો અતિક્રમ ઉલ્લંઘન. પાંચમા વ્રતના આ પાંચ અતિચાર છે.

વિશેષાર્થ-ધન ચાર પ્રકારનું છે. ૧ ગણિમ એટલે ગણી શકાય તેવું. રૂપીયા તથા જાયફળ, સોપારી આદિ. ૨ ધરિમ-તોળીને આપી લઈ શકાય તેવું જેમ કે કેશર, ગોળ આદિ. ૩ મેય-માપીને લેવડદેવડ થઈ શકે તેવું. તેલ તથા મીઠું (લવણ) આદિ,

અને ૪ પારિચ્છેદ–છેદીને કે પરીક્ષા કરીને લઇ દઇ શકાય તે, જેમ કે વસ્ત્ર આદિ તથા રત્ન વગેરે.

ધાન્ય એટલે ડાંગર, ઘઉં, ચોખા આદિ સામાન્ય રીતે ચોવીશ પ્રકારના ધાન્યમાં પરિમાણનો અતિક્રમ કરવો તે પ્રથમ અતિચાર છે. એટલે ધનધાન્યાદિના મૂડા–માપ પાલી આદિથી પરિમાણ બાંધ્યા પછી–નિયમ કર્યા પછી લોભવશ તે મુડા, માપ કોઠી આદિ મોટા ભરે–બાંધે ઇત્યાદિ. પ્રથમ અતિચાર.

કુપ્ય એટલે સોના–રૂપા સિવાયની ધાતુ. એટલે ત્રાંબું–પીત્તળ, કાંસું આદિ ધાતુ. તેના વાસણો. માટીના, વાંસના, કાષ્ઠ તથા કાગળાદિના પાત્રો, તથા હળ આદિ, તથા શસ્ત્ર, માંચા, (ફર્નીચર) તેમ જ ઘરવકરી. આનું પરિણામ ગણત્રીથી થાય છે. જેમકે આટલી થાળી, આટલા વાટકા–પ્યાલા આદિ. આ બધું નિયમિત સંખ્યાવાળું રાખી નિયમ કર્યો હોય તેનો અતિક્રમ કરવો. સરખી સંખ્યા રાખવા માટે તે વાસણાદિ હોય તેથી મોટા કરાવવા–લેવા વગેરે. આ કુપ્યાતિક્રમ નામનો બીજો અતિચાર છે.

ગાય, ભેંસ, બળદ આદિ પશુઓ. આદિ શબ્દથી બેપગા દાસ (નોકર) દાસી આદિ તથા ચારપગા પાડા આદિ પશુ–પક્ષીની કરેલી સંખ્યાનો અતિક્રમ કહેવાય. જેમકે અમુક ધારેલી સંખ્યા પ્રમાણે ગાય, ભેંશ, હાથી, ઘોડા, દાસ, દાસી રાખ્યા હોય, પણ તેમના સંતાનોને પરિમાણથી અધિક સંખ્યા થતી હોય છતાં ન ગણવાં (જેમકે એ મારા ક્યાં છે. એમના મા–બાપના છે) તે અતિચાર ત્રીજો અતિચાર.

હવે ક્ષેત્ર (ખેતર બાગ ઉપવન) એટલે ફળ–ફૂલ ધાન્ય આદિ ઉપજે તે ભૂમિ. ક્ષેત્ર સેતુ. કેતુ અને ઉભય એમ ત્રણ પ્રકારે છે. જેને રેંટ નહેર આદિથી પાણી પવાય તે સેતુ ક્ષેત્ર, જેમાં વરસાદના પાણીથી અન્ન નિપજે તે કેતુક્ષેત્ર કહેવાય. અને જેમાં બંને પ્રકારના જળથી ખેતી થતી હોય તે ઉભયક્ષેત્ર કહેવાય. વાસ્તુ એટલે ઘર, હવેલી મહેલ વગેરે તથા ગામ, નગર આદિ. તેમાં ઘર ત્રણ પ્રકારના જણાવ્યા છે. ખાત, ઉચ્છ્રિત અને ખાતોચ્છ્રિત. ભૂમિગૃહ (ભોંયરાદિ)ને ખાત, મહેલ, માળ આદિને ઉચ્છ્રિત તથા ભૂમિગૃહની ઉપર માળા વગેરે હોય તેવા મકાનને ખાતોચ્છ્રિત કહેવાય. આ ક્ષેત્ર તથા વાસ્તુનો કરેલા પરિમાણથી અધિક લાભ થતા તેમને નાના મોટા કરી સંખ્યા નિયમ પ્રમાણે રાખવી. વચમાંથી વાડ કે ભીંત કાઢી નાખવી. તે ક્ષેત્ર વાસ્તુ પ્રમાણાતિક્રમ કહેવાય. એ ચોથો અતિચાર.

હિરણ્ય એટલે સોનું અને રજત એટલે રૂપું. આનું પરિમાણ કર્યું હોય તેથી વધારે ભેગું થતાં સ્ત્રી–પુત્રાદિને ઘરેણા આદિ કરી આપવા ને એમ માનવું કે એ તો એમનું છે મારું કયાં છે. અથવા તેમના નામે કે નિમિત્તે અલગ રાખવું. તે સુવર્ણ–રૂપ્યાતિ-ક્રમ નામનો પરિગ્રહ પરિમાણવ્રતનો પાંચમો અતિચાર છે.

આ પાંચમા વ્રતના પાંચે અતિચાર જાણવા પણ આચરવા નહી. અતિચારથી

વ્રત મેલા થાય છે. અહી તાત્પર્ય એ જાણુવો કે વિવેકી માણુસે મુખ્ય વૃત્તિથી તો જે કાંઈ ધન–ધાન્યાદિ પરિગ્રહ પહેલાથી જ પોતાની પાસે હોય તેનો પણુ સંક્ષેપ કરવો, કિંતુ તેમ કરવા પોતે સમર્થ ન હોય તો પરિમાણુ તો અવશ્ય કરવું. પોતાની ઇચ્છા પ્રમાણે પરિમાણુ કે મર્યાદા કરવી તે દુષ્કર વાત નથી. અહીં કોઇને એમ શંકા થાય કે 'પોતાની પાસે તો સો રૂપીયા પણુ હોય નહી, ને ઈચ્છા પરિમાણુમાં હજાર પચાસ હજાર કે લાખ વગેરે રૂપીયાના પરિમાણુની મોકળાશ રાખે, તો તેથી શો લાભ થવાનો છે ?' તેનું સમાધાન કરતાં ગ્રંથકાર કહે છે કે 'જે પરિમાણુ બાંધ્યું તેથી અધિક ધનાદિની ઈચ્છા જતી કરી એ જ મોટો તાત્કાલિક લાભ છે. કારણુ કે જેમ જેમ વધારે મેળવવાની ઇચ્છા થાય તેમ તેમ દુઃખની માત્રા પણુ વધતી જ જાય છે. ઘરનો સુખે નિર્વાહ ચાલતો હોય છતાં જે માણુસ અધિક અધિક ધન ઉપજાવવાના પ્રયત્નો કરે છે તે અનેક પ્રકારના નિરંતર ક્લેશો સહ્યા કરે છે.' સિંદુર પ્રકરમાં શ્રી સોમપ્રભાચાર્ય મહારાજ કહે છે કે 'લોકો વૈરાન વનમાં ભટકે છે, વિકટ દેશમાં રખડે છે, ઉંડા સાગરમાં ગોથા ખાય છે, અતિક્લેશવાળી ખેતી કરે, મોટા સાહસો કરે ને જોખમો વેઠે, કૃપણુ માલિકની સેવા કરે અને ધનથી આંધળી થયેલી બુદ્ધિવાળા તેઓ ગજેન્દ્રોની ઘટાને લીધે સંચરી ન શકાય એવી રણુભૂમિમાં મરી પણુ જાય. આ બધી લોભની જ કુચેષ્ટા છે. પરિગ્રહ જેટલો વધારે તેટલા જ દુઃખ, ચિંતા ને ભય વ્યાપક. જો પરિગ્રહ ઓછો હોય તો દુઃખ, ચિંતા પણુ ઓછા જ રહે.' સિદ્ધાંતમાં લખ્યું છે કે–

जह जह अप्पो लोहो, जह जह अप्पो परिग्गहारंभो ।
तह तह सुहं पवड्ढइ, धम्मस्स य होइ संसिद्धि ॥ १ ॥

અર્થ–જેમ જેમ અલ્પ લોભ હોય, જેમ જેમ અલ્પ પરિગ્રહ અને આરંભ હોય તેમ તેમ સુખ વધ્યાં કરે છે ને ધર્મની પ્રાપ્તિ-સિદ્ધિ સ્હેજે થાય છે.

આ બધો વિચાર કરી કોઈ પણુ પ્રકારે ને યત્ને ઈચ્છાનો ફેલાવો અટકાવી આ વ્રત અંગીકાર કરવું. આ વ્રત અંગે પેથડ શ્રાવક ઘણા જ પ્રેરક છે.

## પેથડ શ્રાવકનો પ્રબંધ.

કાંકરેજની સમીપના કોઇ ગામમાં પેથડ નામનો એક ઓસવાલ વસતો હતો. તે ઘણો જ ભલો ને સજ્જન વણિક હતો. તેને પદ્મિની નામે પત્ની અને ઝંડાણુ નામે સુંદર પુત્ર હતો. પેથડ અતિ ગરીબ હોઇ બાળકને કશી સગવડ મળતી ન હોતી. ઉપરનું દુધ પણુ કઠિન વાત હતી. એકવાર ધર્મઘોષ નામના આચાર્ય ત્યાં પધાર્યા. પેથડ પણુ તેમનો ઉપદેશ સાંભળતો. તેણે ગુરુ મહારાજ પાસે પરિગ્રહપરિમાણુ વ્રત સ્વીકારતાં કહ્યું 'ભગવન્ ! મારે એક હજાર દ્રવ્યથી વધારે રાખવું નહી, એવો નિયમ કરવો છે.' ગુરુએ કહ્યું 'તમારી આકૃતિ, સમજણુ અને ચેષ્ટાથી જણુાય છે કે આટલા દ્રવ્યથી કેમ ચાલશે ?' પેથડે કહ્યું 'ભગવાન ! અત્યારે તો ઉપાધિના પાર નથી, કાંઇ ધન

પણ નથી, પણ કદાચ આપનું કથન સિદ્ધ થાય ને આગળ કાંઇ ભાગ્યોદયે મળે તો હું પાંચ લાખ રૂપીયાનો નિયમ કરું છું. તેથી વધારે જે કાંઇ દ્રવ્ય આવશે તે ધર્મ-કાર્યમાં વાપરીશ.'

આ પ્રમાણે પેથડશાહે ગુરુમહારાજ પાસે નિયમ કર્યો ને ઘરે આવ્યા. કોઇ રીતે અવસ્થા સુધરી તો નહી પણ દિવસે દિવસે દરિદ્રતા અસહ્ય થતી ગઇ. કંટાળી દેશાંતરની ઇચ્છાથી પુત્રને સુંડલામાં સૂવડાવી–માથે ઉપાડી પતિ–પત્ની ઉપડયા માળવે. માળવાની રાજધાનીમાં પેસતાં જ સર્પ આડો ઉતર્યો એટલે પેથડ ઉભા રહ્યા. ત્યાં કોઈ માણસે આવી પેથડને ઉભા રહેવાનું કારણ પૂછયું. તેણે સર્પની વાત કહી ને સર્પ પણ જતા બતાવ્યો. શુકનવેત્તા હોઇ તેણે કહ્યું 'શેઠીયા! ઉભા શું રહ્યા ચાલવા માંડો. આ સર્પ પર તો દુર્ગા (ચકલી) બેઠી છે. આ તો ઉત્તમ શુકન થયા છે. અટકયા વગર નગરમાં ગયા હોત તો રાજ્ય મળત રાજ્ય! હજી પણ મહાલાભનું જ કારણ છે.' શુકનશાસ્ત્રમાં કહ્યું છે કે 'જો ગામથી નિકળતા ડાબો સ્વર (શ્વાસ) હોય, સર્પ જમણો ઉતરે ને ડાબે શિયાળ બોલે તો સ્ત્રી સ્વામિને કહે છે કે 'હે સ્વામી! સાથે ભાતું લેવાની જરૂર નથી. આ શુકન જ તમને ભાતું આપશે.'

પોતાને સારા શુકન થયા જાણી ઉત્સાહિત થયેલા પેથડ નગરમાં ગયા ને ત્યાંના રાણા ગોગાની મંત્રીને ત્યાં નોકરી રહ્યા. એક વખત રાજાએ ઘણા ઘોડા ખરીદ્યા. નાણા ચૂકવવા મંત્રીને જણાવ્યું. મંત્રીએ કહ્યું 'હાલમાં આટલા બધા નાણાં છે નહી.' આ સાંભળી ખીજાયેલા રાજાએ કહ્યું 'ધન જાય કયાં? ચાલો હિસાબ–નામું બતાવો.' ગભરાઇ ગયેલો મંત્રી કાંઇ જ બોલી ન શકયો. રાજાએ તરત પહેરામાં મૂકયો. આ ખબર થોડી જ વારમાં મંત્રીની પત્ની પાસે આવી. તે બિચારીએ બેબાકળી થઈ બધી વાત પેથડને કરી પેથડે શાંત્વના આપતાં કહ્યું 'ચિંતાનું કાંઈ કારણ નથી. આ તો રાજાનો ઠસ્સો છે. હું રાજા પાસે જાઉં છું" એમ કહી તે રાજા પાસે આવી મુજરો કરી વિનયપૂર્વક કહ્યું 'અન્નદાતા! મંત્રીજીને જમવા મોકલો' રાજાએ કહ્યું 'હિસાબ (નામું) જોયા સિવાય મોકલાય તેમ નથી.' પેથડ બોલ્યા 'મહારાજ! હું બેઠો બેઠો એક વરસનો હિસાબ આપું છું, ત્યાં મંત્રી જમી આવશે' રાજાએ પૂછયું 'તું કોણ છે' પેથડે કહ્યું 'હું પેથડ નામનો તેમનો સેવક છું.' ઇત્યાદિ કહી મંત્રીને છુટો કરાવ્યો ને સમય પર જમી પરવારી ને પાછો ઉપસ્થિત પણ થયો. પેથડની ચતુરાઇ આદિ જોઇ રાજાને તેમાં રસ જાગ્યો. રાજમાં નોકરી પામી થોડા જ વખતમાં પેથડ રાજાના માનીતા મંત્રી બન્યા. કેટલાક વખતમાં તેમની પાસે પાંચ લાખ મુદ્રાની સંપત્તિ થઈ ગઈ. પછી તો અચિંત્ય લાભ થયા જ કર્યો. તેથી પેથડશાહે ચોવીસ તીર્થંકરોના ચોર્યાશી જિનપ્રાસાદો કરાવ્યા. પોતાના ધર્મગુરુ ત્યાં પધારતા તેમના સામૈયામાં બોંતેર હજાર દ્રવ્યને વ્યય કર્યો. બત્રીશ વરસની ભરયુવાનીમાં બ્રહ્મચર્ય વ્રત ગ્રહણ કર્યું. શ્રી શત્રુંજયથી ગિરનાર સુધી સોનેરી-રૂપેરી ધ્વજા ચડાવી. બાવન ઘડી સોનું

દેવદ્રવ્યમાં આપી ઇંદ્રમાળ પહેરી અને શત્રુંજય પર શ્રી ઋષભદેવ દાદાના દહેરાને એકવીસ ઘડી સોનાથી મઢી સુવર્ણમય કર્યું. આમ તેમણે ઘણું દ્રવ્ય ધર્મમાર્ગે વાપર્યું પણ વ્રતને જરાય આંચ આવવા દીધી નહિ.

આ પરિગ્રહ પરિમાણ વ્રત નામનું પાંચમું વ્રત ધર્મ અને ધનનું મહત્વપૂર્ણ સ્થાન છે તે પ્રાપ્ત કરી જેમ શાહ પેથડ સ્થાને સ્થાને ઋદ્ધિ-સિદ્ધિ પામ્યા. રાજકુળમાં માન્ય થયા અને સુખ સૌભાગ્યના અધિકારી થયા તેમ ધર્મની દ્રઢતાથી તમે પણ પ્રાપ્ત કરો.



## ૧૦૮. પરિગ્રહી સદા ભૂખ્યો—અતૃપ્ત.

श्रुत्वा परिग्रहक्लेशं मम्मणस्य गतिं तथा।
धर्मान्वेषी सुखार्थी वा कुर्यान्न च परिग्रहम् ॥ १ ॥

અર્થ—પરિગ્રહજન્ય ક્લેશ અને પરિગ્રહથી થયેલી મમ્મણશેઠની દુર્ગતિ સાંભળી ધર્મના ખપી અને સુખના અર્થી આત્માઓએ (અધિક) પરિગ્રહ રાખવો નહી. આંતરિક રિક્તતા—ખાલીપણાને ભરી દેવા માણસ બાહ્ય પદાર્થોના સંચયમાં પડી જાય છે. જેમ જેમ લાભ વધે તેમ તેમ લોભ પણ વધતો જાય છે. પરિણામે ગમે તેટલું મળવા છતાં સંતોષ થતો નથી. હીરા અને માણેકની ખાણો રોજ પોતાના મહેલોમાં ઠલવાય તો પણ જીવને ધરપત થતી નથી. એ પદાર્થો મળી જવાથી મન ભલે નાચે કૂદે, પણ તેથી કાંઇ આત્માની પીડાનો અંત આવી જતો નથી. ગમે તેટલો પરિગ્રહ હીરા-માણેકનો સંગ્રહ પાસે થાય છતાં જરાય શાંતિ મળતી નથી. આ બાબતમાં મમ્મણ શેઠનું ઉદાહરણ સમજવા જેવું છે.

### મમ્મણ શેઠ.

રાજગૃહી નગરીમાં જ્યારે શ્રેણિકરાય રાજ્ય કરતા ત્યારની આ વાત છે.

રાણી ચેલ્લણા સાથે રાજા મહેલની ખડકીમાં બેઠો હતો. અષાઢની મેઘલી રાત હતી. ઝરમર મેઘ વરસતો હતો ને ક્યારેક વીજળી પણ ચમકતી હતી. મહેલથી થોડી જ દૂર નદીમાં પાણી ઉભરાતા હતા. નદીમાં તણાઇ આવતા લાકડા એક માણસ પાણીમાં પડી ખેંચીને કાંઠે લાવતો હતો. વિજળીના ચમકારામાં આ દૃશ્ય ચેલ્લણા રાણીએ જોયું ને આશ્ચર્ય થયું. કારણ કે સામાન્ય રીતે વાયકા એવી હતી કે શ્રેણિકના રાજ્યમાં કોઈ દુઃખી નથી. રાણીએ રાજાને કહ્યું 'તમે પણ મેઘની જેમ ભર્યામાં વરસો છો. આપણા જ નગરમાં આવો ગરીબ માણસ વસે છે ને તમને જરાય ચિંતા નથી. તમારી ચતુરાઇ ને વ્યવસ્થા છતાં બિચારાની દશા તો જુઓ.'

એવામાં પાછી વીજળી ઝબૂકી ને પોતડીવાળો માણસ વજનવાળા લાકડા ખેંચતો જોયો. ચકિત થયેલા રાજાએ તરત માણસ મોકલી તે ગરીબ પોતડીવાળાને તેડી મંગાવ્યો ને પૂછયું 'એલા તું કોણ છે ? આખું નગર ઘરમાં બેસી આનંદ માણે છે ત્યારે તું આવું સાહસ ને પરિશ્રમ શાને કરે છે ?' તેણે ઉત્તર આપતા કહ્યું 'મહારાજ હું વણિક છું. નામ મારૂં છે મમ્મણ. મારા ઘરે બળદની એક સારી જોડ છે. તેમાં એક બળદનું એક શિંગડું બનાવવું બાકી છે. તે માટે હું સતત પ્રયત્ન અને ચિંતા કર્યા કરું છું.

'આ સાંભળી વિસ્મિત થયેલા રાજાને થયું 'કેવાંક બળદ હશે ? બિચારો કેવો ધ્રૂજે છે વરસાદના પવનમાં. લાવને હું જ તેનું શિંગડું કરાવી દઉં ને રાજાએ પૂછયું 'કેટલોક વ્યય થાય એ એક શિંગડું પૂરું કરવામાં ?' મમ્મણે કહ્યું 'મહારાજ એ તો જોયા વિના આપને ખબર નહી પડે. જેવા ત્રણ શિંગડા છે તેવું જ આ ચોથું પણ કરવાનું છે.' સાંભળીને કૌતુક પામેલો રાજા રાણી સાથે બીજા દિવસે મમ્મણના ઘરે ગયા. એક પછી એક ઓરડા વટાવી અંદર એક અંધારીયા ઓરડામાં તેઓ પહોંચ્યા. એને ખોલતા જ ઓરડો જળાહળા થવા લાગ્યો. જોયું તો બે મોટા સોનાના રત્નજડીત વૃષભ ઉભા હતા. જ્યાં જેવા ઉચિત હોય ત્યાં તેવા જ રત્નો તેમાં ગોઠવેલા હતા. શિંગડા, ખરી, મોઢા નાકનો ભાગ વગેરે શ્રિષ્ઠ રત્નોથી બનાવેલા. આંખો પણ જાણે સાવ સાચી જણાય તેવા દુર્લભ રત્નોની હતી. આ વૃષભ (બળદો), તેનો ઘાટ, સોના-રત્નોની ઝીણવટભરી ચમત્કારી રચના જોઈ રાજા તો માથું ધુણાવવા લાગ્યા. રાણીને કહ્યું 'આવા રત્નો તો આપણાં રાજકોષમાંય નથી. એને આપવું કયાંથી ને તે પોષાય પણ કોને ? આપણી શક્તિ બહારની વાત છે આ તો ? ભઈ ! આવા બળદ તો કયાંય જોવા મળે તેમ નથી. હા, મમ્મણ શેઠ ! તમે હવે શી રીતે આ કાર્ય પૂરું કરશો ?'

મમ્મણે કહ્યું:-સ્વામી ! આ શિંગડા માટે મારા પુત્રો વહાણવટું કરે છે. અમે કોઇ જરાય ખોટો ખર્ચ કરતા નથી. સમય જરાય કોઈ વેડફતા નથી. રાંધવા-ખાવામાં એક જ વસ્તુ 'ચોળા' એક જ તપેલામાં તૈયાર, ઉપર થોડું તેલ નાંખવાનું ? એવા સ્વાદિષ્ટ લાગે કે ન પૂછો વાત. હું કોઈ ધંધો કરું તો મૂડી રોકાય, ખોટું સાહસ કરવું પડે. હાનિ પણ થાય. માટે રાતના તણાતા લાકડા ભેગા કરી વેચું છું. કોઇ વાર આમાં ઓચિંતો લાભ પણ થઈ જાય. આમાં મને મળી રહે છે. એટલે શિંગડું તૈયાર થઇ જશે. ઘણા વખતથી એક જ ઇચ્છા છે કે આ બળદનું સુંદર જોડલું શિઘ્ર તૈયાર થઇ જાય.'

મમ્મણની અસીમ કંજુસાઇ જોઇ રાજા-રાણી એકબીજાની સામે આંખો ફાડી જોવા લાગ્યા. તેઓ મોઢામાં આંગળા નાંખી ગયા. અરે ? આવી કૃપણતા ? રાજા-રાણી અકલ્પ્ય આશ્ચર્ય પામી ઘરે પાછા આવ્યા. મમ્મ[illegible]ો કાળી મજૂરી કરતો રહ્યો. છેવટે

તેનું જીવન પૂરું થઇ ગયું પણ ઇચ્છા પૂરી ન થઈ. મરીને તે ઘોર પરિગ્રહની કાંક્ષાથી નરકમાં ગયો.

આ પ્રમાણે કેટલાય મહાપાપી આત્માઓ અસીમ પરિગ્રહની ઇચ્છાથી ઘોર નરકમાં જાય છે. માટે આત્માની સુરક્ષા કાજે પરિગ્રહનું પરિમાણ કરવું અનિવાર્ય છે. શાસ્ત્રમાં કહ્યું છે કે સગરચક્રવર્તિના હજારો પુત્રો છતાં પુત્રોથી સંતોષ ન થયો. કુચિકર્ણશેઠને ગાયોના ધણથી તૃપ્તિ ન થઈ, તિલક શ્રેષ્ઠિને ધાન્યની વખારોથી પણ ધરપત થઇ નહી. અને નંદરાજાનું મન સોનાના ઢગલાથી પણ ધરાણું નહી.

સગરરાજાની કથા આગળ કહેવાથી બાકી ત્રણેના ઉદાહરણ ટુંકમાં આ પ્રમાણે છે.

---

મગધદેશમાં કુચિકર્ણનામે શેઠ હતા. તેમને ત્યાં લાખો ગાયો હતી. અનેક ગોવાળો તેની વ્યવસ્થા માટે રોકેલા હતા. શેઠને દુધ–મલાઇ, દહીં ઘણાં વહાલા હતા. પ્રતિદિન નવી નવી ગાયના ગોરસ તે ખાતા–પીતાં. એક્વાર વધારે પ્રમાણમાં મલાઇનો પદાર્થ ખાવામાં આવ્યો ને શેઠની વ્યાકુળતા વધી ગઇ. કોઇ ઉપાયે સ્વસ્થતા ન સાંપડી ને ગાયોના ધ્યાનમાં જ મરીને તેઓ તિર્યંચગતિમાં ભટકતા રહ્યા.

અચલપુર ગામે તિલકશ્રેષ્ઠી વસતા હતા. ધાન્યસંગ્રહનો તેમનો સ્વભાવ હતો. તેમાં પડયો દુષ્કાળ. તેમાં અચિંત્ય લાભ ધાન્યમાં થયો. લોભ ને લાલચના પરિણામ સારાં આવતાં નથી. શેઠને તો જબરો લોભ લાગ્યો. તેઓ જ્યારે ત્યારે દુષ્કાળના વિચાર કરે, નિમિત્તના જાણકારોને પૂછયા કરે કે 'હવે મોટો દુકાળ કયારે પડશે? 'એમ કરતાં દુષ્કાળ પડવાની વાત એક નૈમિત્તિક પાસેથી જાણી શેઠે ગામે ગામ ધાન્ય ખરીદી મોટા કોઠારમાં ધાન્યનો સંઘરો કર્યો. લોકો ભૂખે ટળવળે ને કયાંય મોં માંગ્યા દામે પણ ધાન્ય ન મળે ને લોકો મારી પાસે આવે–આવશે જ, જશે કયાં? ને હું ન્યાલ થઇ જઇશ.'

એવા વિચારમાં તે મહાલતો હતો ને કયાંય પાણીનું ટીપુંય વરસતું નહી. આકાશ તો કોરુંકટ. કયાંય ભર્યાં વાદળા જણાય નહી. શેઠને તો ચોક્ખું જણાતું હતું કે એકના અનેકગણા દામ ઉપજવાના છે. તેમનાં કોઠારોમાં જીવાતોની ઉત્પત્તિ ને હિંસા થતી રહેતી પણ શેઠને તેની જરાય પડી ન હોતી. ત્યાં દૈવયોગે શ્રાવણ માસને અંતે સારો વરસાદ પડયો. દુષ્કાળનું નિશાને રહ્યું નહી. શેઠના કોઠારોમાં પાણી ભરાઈ ગયું, અનાજ કુલીને સડવા લાગ્યું. કોઠારોની માઠી દશા જોઇ, કોઇ જગ્યાએ અનાજ તણાઇ ગયું જાણી શેઠને જબરો આઘાત લાગ્યો ને હૃદય બંધ પડી જતાં મરીને તે નરકમાં ગયો.

---

પાટલીપુર નગરના ઉદાયી રાજાને કોઈ શત્રુએ સાધુને વેશે આવી મારી નાંખ્યો. સંતાન ન હોવાને કારણે રાજાનું રાજ્ય શૂન્યવત્ થઇ ગયું. તે વખતે ત્યાં નાઇ (હજામ)ને વેશ્યાથી ઉત્પન્ન થયેલો એક નંદ નામનો છોકરો હતો. તેણે સ્વપ્નમાં પોતાના આંતર-

રડાથી આખા પાટલીપુર નગર વીંટ્યું.' સવારના પહોરમાં ઉઠી તે સ્વપ્નશાસ્ત્રી પાસે આવ્યો ને સ્વપ્નફળ પૂછ્યું 'તને પાટલીપુત્ર નગરનું રાજ્ય મળશે.' એમ કહી ઉપાધ્યાયે પોતાની કન્યા નંદને પરણાવી. પરણેતરને લઇ નંદ રાજમાર્ગે થઈ ઘરે જતો હતો, ત્યાં રાજહસ્તિએ નંદ પર કલશાભિષેક કર્યો. તરત મંત્રીઓએ પ્રણામ કરી તેને રાજા બનાવ્યો. તેની કેટલાક સામંતો અવગણના કરતા ને આજ્ઞા માનતા નહી. એટલે સિંહાસન પર બેઠેલા નંદે મહેલની દિવાલ પર રહેલા યોદ્ધાઓ સામું જોતાં જ તેમણે ભીંતથી ઉતરી સામંતોને પકડ્યા તેમજ માથાભારેને ત્યાં ને ત્યાં પૂરા કર્યા. આથી નંદની એવી ધાક પડી કે બધા નરમ ને વિનયી થઇ ઘણો આદરમાન સાચવવા લાગ્યા અને તેની આજ્ઞાને બ્રહ્માની આજ્ઞા માનવા લાગ્યા. ધનમાં લુબ્ધ થયેલા નંદે પછી તો પ્રજા પર સહી ન શકાય તેવા આકરા અને અનુચિત કર નાખી ઘણું દ્રવ્ય ભેગું કર્યું ને એટલું બધું વધી ગયું કે સાચવવું ભારે પડવા લાગ્યું ત્યારે તેણે નગર બહાર નદીના કાંઠાના મેદાનમાં સોનાની ડુંગરી કરાવી. વધતાં વધતાં તેની નવની સંખ્યા થઇ. જે કાંઇ દ્રવ્ય આવે તેનું સોનું ગાળી ડુંગરી પર રેડવામાં આવતું. ક્યાંયથી જરાય ખોતરાય તોય તરત ખબર પડી જાય તેવું હતું. ને જાપ્તો પણ પાકો હતો. નવ ડુંગરીને લઈ તે નવનંદ તરીકે પ્રસિદ્ધ થયો. પ્રજા પર કાળો કેર વર્તાવી અપકીર્તિ ને પરિગ્રહના લોભથી પાપનું ભાજન થઇ તે નરકમાં ગયો.

દ્રવ્ય થોડું હોય પણ જો તે ઉપકારક બને તો પ્રશંસાને યોગ્ય થાય. પરંતુ નંદરાજાના સોનાની જેમ અપરિમિત દ્રવ્ય પણ જો ઉપકારક ન હોય તો તેનું હોવું, ન હોવા કરતાં ઘણું જ ખરાબ કહેવાય. નજરે જ જોઈ લો કે જેટલો હિમરુચિ (ચંદ્રમા) આહ્‌લાદક છે તેવો કાંઈ હિમ (બરફ) સમૂહ નથી. થોડું પાણી પણ આપનાર મેઘ નાના-મોટા બધે અણુસમજુને ય જેટલો વહાલો છે તેટલો અગાધ જળવાળો સમુદ્ર કાંઇ વહાલો નથી.



## ૧૦૯. પરિગ્રહાસક્ત અનેક પાપો કરે.

परिग्रहार्थमारम्भ—मसंतोषाद् वितन्वते ।
संसारवृद्धिस्तेनैव गृहणीयात् तदिदं व्रतम् ॥१॥

અર્થ—અસંતોષને લીધે પરિગ્રહ માટેનો આરંભ વધ્યા કરે છે. પરિણામે સંસારની વૃદ્ધિ થયા કરે છે. આનો સારો અને સાચો ઉપાય પરિગ્રહ પરિમાણવ્રત છે. તે સ્વીકારવું જોઇએ.

અર્થાત્ ધનનો સંતોષ થતો નથી, તે પરિસ્થિતિમાં તૃષ્ણા વધતી જાય છે. પરિણામે આ જીવને યંત્રો–કારખાનાઓ ખેતી આદિ તેમ જ બીજા પણ નિષિદ્ધ માર્ગો અને આરંભો કરવાની વૃત્તિ થાય છે. અરે ! ધનની અતિલિપ્સાને કારણે માણસનો– અત્યંત સમીપના સગા માણસનો પણ ઘાત કરવા તૈયાર થાય છે. આ આરંભોથી સંસારની વૃદ્ધિ થાય છે. પરિગ્રહના આ પરિપાકમાંથી કોઇ આપણને ઉગારી શકતું નથી, માટે પરિગ્રહનો નિયમ અવશ્ય કરવો. આ સંદર્ભમાં આ બે ભાઇઓનો પ્રબંધ આ પ્રમાણે છે.

## સોમ અને શિવદત્ત

અવંતી નગરીમાં સોમ અને શિવદત્ત નામે સહોદરો રહેતા હતા. ધનપ્રાપ્તિ માટે તેઓ માળવો છોડી સૌરાષ્ટ્ર દેશમાં આવ્યા. અહીં તેમણે વિભિન્ન નિષિદ્ધ વ્યાપાર, કર્માદાન સેવ્યા અને અધર્મ વૃત્તિથી કેટલુંક ધન પ્રાપ્ત કર્યું. તે ધનની એક વાંસળી (કપડાની ભૂંગળી) કરી, વારા ફરતી કેડે બાંધતા તેઓ સ્વદેશ તરફ ઉપડયા. જ્યારે આ વાંસળી મોટાભાઇની કેડે હતી ત્યારે તેને વિચાર આવ્યો કે આ નાનાભાઇને મારી નાખ્યો હોય તો હું એકલો આનો ધણી થઈ જાઉં ને કોઇને ભાગ આપવો પડે નહી. જેમ જેમ તે આગળ ચાલ્યો તેમ તેમ તેને આવા માઠા વિચારો સતાવવા લાગ્યા. નાનાભાઈ સાથે તે ચાલતો ચાલતો ગંધવતી નદીના કાંઠા સુધી આવ્યો. નદી કાંઠે આવી હાથ પગ ધોઈ સોમ બેઠો બેઠો વિચારે છે કે ‘ આ ધન કેવું અનર્થકારી છે કે આવા પ્રેમાળ વિશ્વસ્ત અને સહોદરની હત્યાની ભાવના થઈ. આવો દુષ્ટ વિકલ્પ મને શા માટે આવ્યો ? આ ધન હતું માટે જ ને ! આવા ધનને રાખી શો લાભ થવાનો છે ? ’ એમ વિચારી તેણે તે ધનની વાંસળી ઉંડા જળમાં નાખી દીધી. આ જોઇ અચંબો ને નવાઇ પામતો શિવદત્ત બોલ્યો ‘ અરે, તમે આ શું કર્યું. ? ’ ઉત્તરમાં મોટાભાઇએ પોતાને આવેલા નઠારા વિચારની વાત કરી. ત્યારે નાનાભાઈએ કહ્યું ‘ તમે ઘણું જ સારૂં કર્યું. મને પણ આવી જ દુષ્ટ બુદ્ધિ ઉપજી હતી ’ અને ક્રમે કરી બંને ભાઈઓ ઘરે આવ્યા.

આ તરફ કોઈ મોટો મત્સ્ય તે ધનની વાંસળી ગળી ગયો. ને કેટલાક દિવસે તે સંગમના પાણીમાં થઇ ક્ષિપ્રાનદીમાં આવતા કોઇ માછીમારની જાળમાં સપડાયો. યોગાનુયોગ આ મત્સ્ય આ ભાઇઓની માતાએ ખરીદ્યો ને દિકરીને સમારવા આપ્યો. તેમાંથી ધનની વાંસળી નિકળતાં જ તેણે તે ખોળામાં સંતાડી. માતાએ પૂછ્યું ‘ આ ખોળામાં શું છે ? ’ તેણે કહ્યું ‘ કાંઇ નથી. ’ આથી શંકા પ્રબળ થતા માતા પાસે આવી જોવા જાય છે ત્યાં દિકરીએ એજ કટારી માને મારી. એટલામાં બહાર ગયેલા બંને ભાઇઓ ઘરે આવ્યા. તેમની બહેન ઉભી થતા તેના ખોળામાંથી પેલી વાંસળી પડી. આ તરફ તરફડીને મા મરી ગઇ. આ બધું જોઇ બંને ભાઇએ વિચાર્યું કે અર્થ (ધન)નો કેવો અનર્થ છે. તેઓ પહેલા ખેદ અને પછી વૈરાગ્યને પામ્યા. એવામાં

ભાગ્યયોગે તેમને સદ્‌ગુરુનો સમાગમ થયો. ગુરુમહારાજ ધર્મપર્ષદામાં આ પ્રમાણે ઉપદેશ આપી રહ્યા હતા.

આ સંસારમાં તૃષ્ણાની ખાણ એટલી ઊંડી છે કે કોઈથી પૂરી શકાતી નથી. તેમાં ગમે તેવી વસ્તુ, ગમે તેટલા મોટા પદાર્થો નાંખવામાં આવે તોય તે ભરાવાને બદલે ઊંડી જ થતી જાય છે. તૃષ્ણાને વશ પડયો જીવ ધનાદિ માટે ઘણાં પાપો કરે છે. છતાં બિચારાને જરાય સુખ કે શાંતિ મળતા નથી. કદાચ પાપથી પૈસો મળે તો પણ તેનાથી શાંતિ મળતી નથી.

ઋદ્ધિ ત્રણ પ્રકારની છે. ધર્મઋદ્ધિ, ભોગઋદ્ધિ અને પાપઋદ્ધિ. જે ધર્મકાર્યમાં ઉપયોગી થાય તે ધર્મઋદ્ધિ, ભોગોપભોગમાં વપરાય તે ભોગઋદ્ધિ અને પાપઋદ્ધિ તો ધર્મના કે શરીરના ય કામમાં આવતી નથી ને પાપરૂપ અનર્થને જ કરાવે છે. પાપર્દ્ધિ પૂર્વના પાપે મળે છે, ને એ નવું પાપ કરાવીને જ જંપે છે. જ્યાં સુધી નવું પાપ કરાવી ન લે ત્યાં સુધી આ સંપત્તિ કદી નાશ પણ પામતી નથી. આ દૃષ્ટાંતથી સારી રીતે તેનું ફળ સમજાઈ જશે.

વસંતપુરમાં વસતા ચાર મિત્રો, બ્રાહ્મણ, ક્ષત્રિય, વણિક અને સોની. આમ ચારે જૂદી જૂદી નાતના હતા. એકવાર તેઓ ધન કમાવા દેશાંતર ઉપડયા. સાંજે કોઈ ઉપવનમાં વડવૃક્ષ નીચે તેમણે વિસામો લેવા પડાવ નાખ્યો. આડા પડતા તેમની નજર વૃક્ષ પર પડી ને બધાએ વડની શાખા ઉપર લટકતો સોનાનો પુરુષ જોઈ અદ્‌ભુત આશ્ચર્યનો અનુભવ કર્યો. ચારે જણા બેસીને આ મોંઘા સુવર્ણપુરુષને જોઈ વાતો કરવા લાગ્યા કે કોઈ સિદ્ધ યોગીએ આ સાધેલો સુવર્ણ પુરુષ છે. આપણે આને ગ્રહણ કરી લેવો જોઈએ ! જેથી આપણા બધા અર્થ સરશે.'

આ સાંભળી સુવર્ણપુરુષ બોલ્યો 'હા, હું અર્થ છું, પણ અનર્થ કરનાર છું. એટલું યાદ રાખજો.' આ સાંભળી તેઓ એવા ભય પામ્યા કે જાય નાઠા. બધાની સાથે સોની પણ ભાગ્યો તો ખરો પણ તે લોભ છોડી શકયો નહી. એને તો એમ કે કેવું પીળું પીળું સોનું ? બાકી સાહસ કર્યા વિના શું મળે એમ છે ? તે ઝાડથી થોડે જ દૂર બધાએ પથારી પાથરી ને થાકયા પાકયા સૂઈ ગયા ત્યારે ધીરે રહીને સોની ઉઠયો. વડ નીચે આવી બોલ્યો 'હેઠો પડ' એટલે તરત સોનાનો પુરુષ વૃક્ષશાખાથી નીચે આવી પડયો. મહા પરિશ્રમે પાસેના ખાડામાં તે છાનો માનો ઘસડી ગયો ને ઉપર ધૂળ ઢેફાં નાંખી સંતાડી દીધો, ઘણી સાવધાની છતાં મિત્રો તેને જોઈ ગયા.

ચારે જણા થોડુંક ચાલ્યા ને કોઈ ગામની સીમા આવતા બે જણા ગામ બહાર બેઠા અને બે જણા ગામમાં ખાદ્ય સામગ્રી લેવા ગયા. ગામ બહાર બેઠેલાઓએ સંપ કરી નક્કી કર્યું કે પેલા ગામમાંથી પાછા ફરે એટલે તેમને છરીથી મારી નાખવા. ને સુવર્ણ પુરુષ લઈ લેવો. આ તરફ ખાવાનું લેવા ગયેલા બંનેએ નક્કી કર્યું કે આ ખાદ્ય વસ્તુમાં વિષ ભેળવીને જ લઈ જઈએ. તે બંને ખાઈને મરશે અને આપણે અડધું

અડધું સોનું વહેંચી લઈશું.' તેઓ હાથમાં ખાવાના પડીયા લઈને મિત્રો પાસે આવ્યા. ને પડીયા મૂકવા જ્યાં વાંકા વળ્યા ત્યાં સંકેત પ્રમાણે પેલા બે જણે તેમના ગળા પર ધારદાર તલવાર ઝીંકી. જોતજોતામાં બંને મરી ગયા. તે મૃતકોને એક તરફ ખસેડી પેલા બંને આનંદિત થતા પેલું વિષાન્ન જમવા બેઠા. સોનેરી સમણા જોતા જાય ને જમતા જાય. ત્યાં તો અચાનક તેમને તાણ આવવા લાગી, નસો ખેંચાવા લાગી ને બિચારા ખાતા ખાતા જ ખવાઈ ગયા-મૃત્યુ પામ્યા. પેલો સ્વર્ણપુરુષ ખડખડાટ હસતો પાછો ઉભો થયો ને વડની શાખાએ લટકી ગયો. જાણે અનર્થની જ મૂર્તિ! કોણ જાણે કેટલાય અનર્થનો એ સાક્ષી. આવી પાપઋદ્ધિથી પાપબુદ્ધિ અને પાપવૃદ્ધિ જ થાય.

આ બધું સમજી વિવેકી આત્માઓએ પોતાની સંપત્તિ ધર્મકાર્યમાં નિરંતર વાપરવી. 'મારી પાસે તો થોડું જ ધન છે' ઈત્યાદિ કારણે ધર્મકાર્યમાં મંદતા કે ઢીલ કરવી નહી. કહ્યું છે કે-

देयं स्तोकादपि स्तोकं, न व्यपेक्ष्यो महोदयः ।
इच्छानुसारिणी शक्तिः, कदा कस्य भविष्यति ? ॥१॥

**અર્થ**—થોડું હોય તો તેમાંથી પણ થોડું દેવું. સુકૃતમાં આપવું. સારી સમૃદ્ધિ ભાગ્યોદય થશે ત્યારે વાપરીશું એવી અપેક્ષા રાખવી નહી. કારણ કે ઇચ્છાનુસાર શક્તિ ક્યારે થશે? થશે કે નહી કોણ જાણે? શક્તિ પ્રમાણે ખર્ચ કરવાની ભાવના થવી પણ કઠિન છે. ગઈ કાલ ગુજરી ગઇ છે અને આવતીકાલ પેદા થઇ નથી. કોણ જાણે કેવીય કાલ આવે. માટે કહ્યું છે કે:—

श्वः कार्यमद्य कुर्वीत, पूर्वाह्णे चापराण्हिकम् ।
न हि प्रतीक्षते मृत्युः, कृतमस्य न वा कृतम् ॥१॥

**અર્થ**-કાલનું કાર્ય આજે અને પાછલા પહોરનું કામ આગલા પહોરમાં જ કરી લેવું જોઇએ. કારણ કે મૃત્યુ એવું કાંઇ જોતું નથી કે આનું કાર્ય થયું કે નહી?

કેટલાક કંજૂસ જીવો ધનવ્યયના ભયથી ધર્મકાર્યમાં દ્રવ્ય વાપરી શકતા નથી તથા પરિગ્રહનું પરિમાણ પણ કરતા નથી. એ જ કારણ છે કે આવા આત્માઓ મોટો રાજ્ય વૈભવ કે ચક્રવર્તી આદિની પદવી ભવાંતરમાં મેળવી શકતા નથી. પરંતુ અતિ-લોભના પાપે અશોકચંદ્રની જેમ નરકે જાય છે. અગણિત આત્માઓ ધનની ઇચ્છાથી પારાવાર દુઃખ પામ્યા છે.' ઈત્યાદિ ગુરુમુખે ધર્મદેશના સાંભળી ધનની વાંસળીવાળા બંને ભાઇઓ બોધ પામ્યા. તે બંનેએ ત્યાં જ પાંચમું પરિગ્રહપરિમાણ વ્રત લીધું અને દોષ વિના વ્રત પાળી સ્વર્ગ પામ્યા.

જે જીવો પરિગ્રહમાં મમતા-આસક્તિવાળા હોય છે, તેઓ નિર્દય થઇ આરંભ-સમારંભ કરે છે અને હિંસા, અસત્ય, ચોરી આદિ અનેક પાપો આચરે છે તેથી દુર્ગતિમાં પરિભ્રમણ કર્યા કરે છે. માટે ઉત્તમ જીવોએ આ વ્રત અવશ્ય સ્વીકારવું જેથી આ આત્માનું ભવભ્રમણ ટળે ને મુક્તિ મળે.

---

## ૧૧૦ દિશા મર્યાદા–દિગ્વિરમણ વ્રત

दशदिग्गमने यत्र मर्यादा कापि तन्यते ।
दिग्विरताख्यया ख्यातं, तद् गुणव्रतमादिमम् ॥१॥

અર્થ—જ્યાં દશે દિશાઓમાં જવાની કાંઈક મર્યાદા કરવામાં આવે છે, તે દિગ્વિરતિ નામે પ્રથમ ગુણવ્રત કહેવાય છે.

વિશેષાર્થ—દિશા એટલે પૂર્વ, અગ્નિ, દક્ષિણ, નૈઋત્ય, પશ્ચિમ, વાયવ્ય, ઉત્તર, ઈશાન, અધો અને ઉર્ધ્વ આ દશે દિશાઓમાં જવા–આવવાની જે કાંઈ મર્યાદા બાંધવામાં આવે તે દિગ્વિરતિ નામનું છઠું વ્રત અને પહેલું ગુણવ્રત છે. આ ઉત્તર ગુણરૂપ વ્રત કહેવાય છે. વ્રતોને જે ગુણ ઉપજાવી ઉપકાર કરે તે ગુણવ્રત કહેવાય.' ત્રણ ગુણવ્રતોમાં પ્રથમ ગુણવ્રત દિગ્વિરતિ નામનું છે. આ વ્રત લેવાથી ઘણા પાપસ્થાનોથી વિરતિને લીધે રક્ષા થાય છે. તે બાબત કહ્યું છે 'આવાગમનની મર્યાદાને કારણે સ્થાવર–જંગમ જીવોના મર્દનની નિર્વૃત્તિ થવાને લીધે તપાવેલા લોઢાના ગોળા જેવા ગૃહસ્થે આ વ્રત લેવામાં સાદર ઉદ્યમ કરવો.' ( જેમ તપાવેલો લોઢાનો ગોળો જ્યાં જાય ત્યાં બાળે તેમ અવિરત આત્મા જ્યાં જાય ત્યાં હિંસા કરે ! ગમનાગમનની મર્યાદા થતા ત્રસ–સ્થાવર જીવની હિંસાનો પણ તે તે મર્યાદા બહારની ભૂમિના રોધની સાથે રોધ થઈ જાય છે. માટે ગૃહસ્થે આ વ્રત અવશ્ય આદરવું ઉચિત છે. હિંસાનો નિષેધ થતાં અન્ય અસત્યાદિક બીજા પાપોનો પણ અવરોધ થઈ જાય છે.

અહિં કોઈને એવી શંકા થાય કે આ વ્રત તો સાધુ–સાધ્વીઓએ પણ સ્વીકાર કરવું જોઈએ. તેના નિવારણ સાટે ગૃહસ્થને તપાવેલા લોઢાના ગોળાનું વિશેષણ આપ્યું. ગૃહસ્થ સદા આરંભ–પરિગ્રહમાં તત્પર હોઈ તે જ્યાં જાય ત્યાં ખાતા, પીતા, બેસતા ઉઠતા, કાંઈ કામકાજ કે વ્યાપાર કરતા, લોઢાના તપેલા ગોળાની જેમ તેનાથી સદા જીવોનું મર્દન થયા કરે છે. કિંતુ સાધુ મુનિરાજોથી તેમ થતું નથી. કારણ કે તેમને આરંભ–પરિગ્રહની બુદ્ધિ નથી અને તેઓ સતત ઉપયોગી સાવધાન હોવાને કારણે અષ્ટ પ્રવચન માતાની પરિપાલના કરનાર હોય છે. તેઓ જ્યાં જાય ત્યાં ધર્મવૃદ્ધિનું જ કારણ છે, સાટે તેઓને આ દોષ લાગતો નથી.

આ વ્રત સ્વીકારવાથી ત્રસ–સ્થાવર જીવોને અભયદાન આપવાનો મહાલાભ અને લોભ સમુદ્રનું નિયંત્રણ થાય છે. ગૃહસ્થને લોઢાના તપાવેલા ગોળાની ઉપમા શ્રી સર્વજ્ઞભગવંતના આગમમાં આપવામાં આવી છે. કહ્યું છે કે "ગૃહસ્થ સદાય અગ્નિના તણખાથી જાજ્વલ્યમાન લોઢાના ગોળા જેવો હોય છે; તથા અવિરતિ રૂપ પાપ તેને પોતાને તેમજ સર્વ જીવોને પણ બાળે છે." આગળ કહેવામાં આવ્યું છે કે 'પોતાના શરીરથી જીવ કાંઈ બધે ગમનાગમન કરી શકતો નથી, પરંતુ તે અવિરતિજન્ય પાપ સદા બંધાયા કરે છે. 'પૂર્વભવોમાં ત્યજી દીધેલા દેહોથી કોઈપણ જીવનો વધ થાય

તો તેનું પાપ પણ આપણે જ્યાં નવો દેહ ધર્યો હોય ત્યાં આપણુ (તે જીવ)ને અવિરતિદ્વારા લાગ્યા જ કરે છે. કિંતુ પૂર્વનો દેહ નષ્ટ થાય તો અથવા વ્રત લીધું હોય તો તેથી તેવા પાપો લાગતા–બંધાતા નથી. માટે વિરતિ એજ કલ્યાણનું કારણ છે.

હવે પ્રથમ ગુણવ્રતનું ફળ દર્શાવતા કહે છે કે 'જે પ્રાણી દિગ્વિરતિ વ્રત લઈને ગમનાગમનમાં સંકોચ કરે છે તે સિંહની જેમ સંસાર ખાઈનું ઉલ્લંઘન કરવા માટે ફાળ મારવાની પૂર્વ ક્રિયા જ કરે છે.' આ સંબંધમાં સિંહશ્રેષ્ઠીની કથા આ પ્રમાણે છે.

## સિંહશ્રેષ્ઠીની કથા.

વસંતપુર નગરમાં કીર્તિપાલ નામે રાજા હતો. તેને ભીમ નામનો પુત્ર અને સિંહ નામે શ્રેષ્ઠિપુત્ર મિત્ર હતો. સિંહ પરમાત્મા જિનેન્દ્રદેવનો અનન્ય ઉપાસક હતો, તેના હૃદયમાં ધર્મ પ્રતિષ્ઠિત હતો. તેના ઉત્તમ ગુણોને લીધે તે રાજાને તે ઘણો જ પ્રિય હતો. એકવાર કોઈ દૂતે રાજાને કહ્યું 'મહારાજા! નાગપુરના મહારાજા નાગચંદ્રને રત્નમંજરી નામે એક અતિ રૂપવતી ને ગુણવતી કન્યા છે. એના હાથાદિ અવયવના દેખાવ માત્રથી માણુસ મુગ્ધ થઈ જાય છે. તેના મુખદર્શનની શી વાત? રત્નમંજરીની જોડમાં ઉભી રહી શકે તેવી પૃથ્વી પર બીજી કોઈ કન્યા નથી. તેના માટે ઘણા કુમારો જોયા પણ ક્યાંય મન ઠર્યું નથી. એને યોગ્ય તમારા યુવરાજ છે. ને કુમારને યોગ્ય અમારી રાજકુંવરી છે. એવું ચિંતવી અમારા મહારાજાએ મને વિશ્વાસુ જાણી આપની પાસે આ બાબત નિવેદન કરવા મોકલ્યો છે. માટે કુંવરી વરવા માટે કુમારને અમારી સાથે જ મોકલો તો સારૂં' યોગ્ય કરવાનું આશ્વાસન આપી રાજાએ દૂતને આવાસે મોકલ્યો અને પોતાના મિત્ર સિંહ શેઠને બોલાવી કહ્યું 'શેઠ! તમારામાં ને મારામાં કશો ફરક હું ભાળતો નથી. માટે તમે કુમારને લઈ નાગપુર જાવ અને તેના વિવાહનું બધું કામ પતાવી આવો.'

આ સાંભળી અનર્થદંડના ભય, ચિંતા ને વિચારમાં પડેલા શેઠને નિરુત્તર જોઈ રાજાને માઠું લાગ્યું. તેમણે જરા કરડાકીથી પૂછ્યું 'શું તમને આ સંબંધ ન ગમ્યો? કે આપણાં સંબંધથી ધરાઈ ગયા છો?' શેઠે કહ્યું 'રાજાજી! એવું કોઈ કારણુ નથી. માત્ર વ્રતની વાત છે. મેં સો યોજનથી વધારે જવા–આવવાનો નિયમ લીધો છે, ને નાગપુર અહીંથી સવાસો યોજન દૂર છે. માટે મારાથી નહી જઈ શકાય' આ સાંભળી આગમાં ઘી હોમવા જેવું થયું ને રાજાનો ક્રોધ ભભૂકી ઉઠ્યો. રાજાએ ખરાડતા કહ્યું 'આપણો આટલો સંબંધ! અમે રાજા ને તમે ગમે તેવા મોટા તોય પ્રજા. અમારી આજ્ઞા નહી માનો એમ? હું હમણાં ઉંટ પર બેસાડી હજાર યોજન દૂર મોકલી શકું'

રાજાને એકદમ ઉકળી ગયેલા જોઈ પરિસ્થિતિના જાણુ શેઠે કહ્યું 'મહારાજા! આપ શાંત થાવ. મેં તો મારા વ્રતની વાત આપને જણાવી. છતાં આપની આજ્ઞા હું શી રીતે તોડી શકું?' આ સાંભળી રાજાએ પ્રસન્ન થઈ કુંવર તેમજ સૈન્ય તૈયાર કરી

સિંહ શેઠને આગેવાની સોંપી સારા દિવસે પ્રયાણ કરાવ્યું. માર્ગે જતા સિંહશેઠે કુમારને ઇંદ્રિયો અને મનના તમાશાની વાસ્તવિકતા સમજાવી. વિષયમાં રહેલા અલ્પસુખને ડુંગરા જેવડા ક્લેશ દેખાડયા. આવો અદ્ભુત બોધ પામી ભીમકુમારની સંસારવાસના જ તૂટી ગઈ. કુમાર શેઠનો ઉપકાર માનવા લાગ્યો. ત્યાં તો સો યોજનના પંથ પૂરા થતાં સિંહશેઠ અટકી ગયા. આગળ જવા તૈયાર થયા નહી.

સેનાનાયકે એકાંતમાં કુમાર પાસે આવી કહ્યું 'યુવરાજ! શેઠ આગળ વધવાની ના પાડે છે ને નિકળતી વખતે રાજાજીએ સ્પષ્ટ આજ્ઞા આપી છે કે કદાચ આ શેઠ સો યોજનથી આગળ જવાની ના પાડે તો તેને બાંધીને પણ નાગપુર લઈ જવો.' આ વાત જાણી કુમારે પોતાના ધર્મગુરુ સમાન શેઠને જણાવી. સિંહશેઠે કુમારને કહ્યું 'કુમાર! આ સંસાર આખામાં કયાંય સાર નથી. અરે? આ શરીર પણ જ્યાં આપણું થતું નથી ત્યાં બીજું તો કોણ થાય ને શા માટે થાય? માટે હું તો પાદપોપગમ (વૃક્ષની જેવી સ્થિરતાવાળું) અણુસણુ લઈશ. પછી મારા શરીરનું જેને જે કરવું હોય તે ભલેને કરે.'

એમ નિર્ણય કરી સિંહશેઠ સિંહની જેમ અણુસણુ લેવા ઉપડયા. કુમાર પણુ સાથે ચાલ્યો. આ તરફ રાત્રિ પડી. કુમાર ને શેઠ બંને કયાંય દેખાયા નથી. ઘણી તપાસને અંતે સવારના પહોરમાં તેઓ એક પર્વત પર ચડયા તો ત્યાં દીક્ષા અને અણુસણુ આદરી બેઠેલા બંનેને જોઇ સેનાધ્યક્ષ અને સૈનિકો તેમને પ્રણામ કરવા લાગ્યા. પછી ખૂબ જ વિનયપૂર્વક બોલ્યા 'મહાત્માઓ! તમો તો ધન્ય છો. કૃતપુણ્ય છો. અમારો અપરાધ ક્ષમા કરો. પણુ હવે અમારે કરવું શું? રાજા આ વાત જાણુશે તો અમને ઘાણીમાં ઘાલીને પીલી નાંખશે.' ઇત્યાદિ તેમણે ઘણી વિનવણી કરી, પણુ તે બંને લેશમાત્ર પણુ ક્ષોભ પામ્યા નહી. કહ્યું છે કે સંતોષરૂપી અમૃતથી તૃપ્તિ પામેલા યોગી કશી જ ઇચ્છા રાખતા નથી. તેમને મન તો માટી ને સોનું તથા શત્રુ કે મિત્ર બધું સરખું જ હોય છે.

સૈનિક લોકો ને બીજા સાથીઓ છેવટે કંટાળીને રાજા પાસે આવ્યા. રાજાએ વાત સાંભળતાં જ દોટ મૂકી. તેણે નક્કી કર્યું કે–કુમારને પરાણે બાંધીને પણ પરણાવવો તથા સિંહશેઠને શત્રુની જેમ મારી નાંખવો. માર્ગના જાણકાર માણસ સાથે રાજા ડુંગર પર પહોંચ્યો તો તેના આશ્ચર્યની સીમા ન રહી. કારણ કે સિંહ–વાઘ જેવા હિંસક પશુ પણ તે બંનેની પાસે બેસતા હતા. ને પગમાં માથું મૂકતા હતા. 'આમને ભક્તિ બહુમાનથી પટાવવા પડશે' એમ વિચારી રાજાએ ઘણી વિનવણી કરી ને મીઠાં વચનો કહ્યાં પણ તેઓને તે ડગાવી શકયો નહી. આમ કરતા મહિનાના ઉપવાસને અંતે તેમને કેવળજ્ઞાન થયું. સુર–અસુરનો સમૂહ તેમને નમવા ત્યાં આવી પહોંચ્યો. ને આયુ પણ ત્યાં જ પૂર્ણ થતાં તેઓ મુક્તિ પામ્યા. તેમનો મોક્ષ જાણી કીર્તિપાળ રાજાએ દુઃખ શોકમાં શેકાતા જોરથી કહ્યું.

न योजनशतादुर्ध्वं, यास्यामि तव निश्चयः ।
असंख्यैर्योजनैर्मित्र ! मां मुक्त्वा किमगाच्छिवम् ॥१॥

અર્થ—અરે ઓ મિત્ર ! સો યોજન ઉપરાંત ન જવું એવો તમારો નિયમ હતો-નિશ્ચય હતો તો હવે અમને મૂકીને અસંખ્ય યોજન દૂર મોક્ષમાં શા માટે ગયા ?

આમ અનેક પ્રકારે વિલાપ કરતો ને પોતાની અણુસમજની નિંદા કરતો તે રાજા પોતાની રાજધાનીમાં પાછો આવ્યો ને ધર્મમાં ઉદ્યમશીલ બન્યો.

પ્રાણ તો ભવે ભવે મળે છે કાંઇ વ્રત-નિયમ દરેક ભવે મળતા નથી. માટે પ્રાણ છોડવા સારા પણ સ્વીકારેલ વ્રતનો ત્યાગ સારો નહી. આવો દૃઢ સંકલ્પ રાખી ભવ્ય જીવોએ સિંહની જેમ દિગ્વિરતિ વ્રત ગ્રહણ કરવું.



## ૧૧૧. દિગ્વિરતિવ્રતના પાંચ અતિચાર.

स्मृत्यन्तर्धानमूर्ध्वाध-स्तिर्यग्भागव्यतिक्रमः ।
क्षेत्रवृद्धिश्च पञ्चेति, स्मृता दिग्विरतिव्रते ॥१॥

અર્થ-દિશાનું ધારેલું પ્રમાણ ભૂલી જવું, ઉપર-નીચે અને તીર્છી-સીધી દિશાનું-મર્યાદિત ક્ષેત્રનું ઉલ્લંઘન કરવું તથા નિયમિત દિશા-ક્ષેત્રમર્યાદામાં વધારો કરવો. આ પાંચે દિશામર્યાદા નામના છઠ્ઠા વ્રતના અતિચારો છે.

અર્થાત્—જેમ કોઇએ પૂર્વ દિશામાં સો યોજનની મર્યાદા આવાગમન માટે રાખી હોય પણ જતી વખતે ચિંતા-વ્યાકુળતાદિ કારણે તેને યાદ ન રહે. વિસ્મરણ થાય કે મેં કેટલા અંતર સુધી જવાનો નિયમ કર્યો છે ? પચાસ ગાઉનું કે સો ? આવી સંદિગ્ધ અવસ્થામાં જો તે પચાસ ગાઉથી વધારે ગમન કરે તો પણ તેને દોષ લાગે. આ પ્રથમ અતિચાર કહેવાય. જો કે આ અતિચાર અન્ય અતિચારોમાં સાધારણ હોઇ સમાઇ જાય છે. છતાં જૂદો બતાવી એ વાત પર ભાર મૂકવામાં આવ્યો છે કે લીધેલાં વ્રતનું સદા સ્મરણ રહેવું જોઇએ. કારણ કે બધી ઉત્તમ કરણી આચરણી સ્મરણમૂલક-ઉપયોગમૂલક છે. નિયત કરેલા ક્ષેત્રની બહાર લાભ થતો હોય તો પણ તે જતો કરવો. આ પ્રથમ અતિચાર.

બીજા અતિચારમાં ઉર્ધ્વગમન એટલે કે પર્વતની ટોચ ઉપર, મકાનના માળાઓ પર કે વિમાન વગેરેમાં ઉંચે જવાનો કરેલો નિયમ, ત્રીજા અતિચારમાં અધોભાગ એટલે નીચાણવાળા ગામ, ભોંયરા, ભુમિની અંદર રહેલા ઘરો, કૂવા-વાવડી, નદી, સમુદ્ર

તેમજ ખાણ આદિમાં નીચે, ઊંડે જવા માટે બાંધેલી મર્યાદા. અને ચોથા અતિચારમાં તિરછું એટલે આ સપાટ પૃથ્વી પર પૂર્વાદિ દિશામાં જવા માટે કરેલો નિયમ જે ગાઉ, યોજન બે યોજનાદિથી માંડી ઉપયોગિતા પ્રમાણેની ભૂમિની મર્યાદાવાળો હોય છે, તેનું ઉલ્લંઘન કરવું. આ બીજો-ત્રીજો ને ચોથો અતિચાર.

ઉપર જણાવેલા ઉર્ધ્વદિશા વગેરેના ત્રણ અતિચારો માટે આવશ્યક નિર્યુક્તિની વૃત્તિમાં જણાવ્યું છે કે 'ઉર્ધ્વદિશાએ ગમન કરવાનું પરિણામ કર્યું હોય અને કોઈ વાંદરો પક્ષી કપડાં કે ઘરેણાદિ લઈ મર્યાદા બાંધેલી ભૂમિથી વધારે દૂર જાય તો નિયમનું ઉલ્લંઘન કરી ત્યાં જવું કલ્પે નહીં. પરંતુ ત્યાં નાંખેલી વસ્તુ કોઈ લાવી આપે તો લેવી કલ્પે. આવા કિસ્સાઓ આજે પણ શિખરજી આદિ જગ્યાએ સંભવિત છે. આમ બધી દિશાઓ માટે સમજી લેવું યોગશાસ્ત્રમાં જણાવ્યું છે કે 'જે પ્રમાણે નિયમ લીધો હોય તે પ્રમાણે વર્તવું.'

હવે પાંચમો અતિચાર સમજાવે છે-પૂર્વાદિ દિશાની મર્યાદા નક્કી કરી હોય તેમાં વધારો કરવો. જેમ અલગ અલગ દિશામાં સો સો યોજન ઉપરાંત ભૂમિમાં ન જવાનો નિયમ કર્યો. પછી કોઈ લાભાદિકનું કામ આવવાથી સો યોજનથી દૂર જવાનો પ્રસંગ ઉભો થતાં, સો યોજનથી જેટલું વધારે દૂર જવાનું હોય તેટલા યોજન બીજી દિશામાં ઘટાડી ઇષ્ટ દિશામાં ઉમેરો કરે. આમ પ્રમાણમાં વધારો-ઘટાડો કરવો એ ભંગાભંગ-રૂપ પાંચમો અતિચાર છે.

આ પ્રમાણે દિગ્વિરતિવ્રતના પાંચ અતિચાર જાણીને તેનું વર્જન કરવું. આ વ્રત પર કુમારપાળભૂપાલની કથા નીચે પ્રમાણે છે.

## કુમારપાલ ભૂપાલનો પ્રસંગ

એકદા પાટણમાં કલિકાલસર્વજ્ઞ શ્રી હેમચંદ્રસૂરિજી મહારાજ બીરાજમાન હતા. કુમારપાળ રાજા પણ ઉપદેશ સાંભળવા આવતા હતા. છઠ્ઠાવ્રતનું નિરૂપણ કરતાં તેઓશ્રીએ ફરમાવ્યું 'હે નરેશ! વિવેકી આત્માએ જીવદયા માટે સદાકાલ છઠ્ઠું વ્રત સ્વીકારવું જોઈએ. તેમાં પણ વરસાદની ઋતુમાં તો વિશેષે તેનો નિયમ લેવો જોઈએ. કહ્યું છે કે-दयार्थं सर्वजीवानां, वर्षास्वेकत्र संवसेत्। એટલે કે સર્વજીવોની દયાને માટે વર્ષાકાળમાં એક સ્થાનમાં વસવું જોઈએ.

પહેલાં શ્રી નેમિનાથસ્વામીના ઉપદેશથી શ્રીકૃષ્ણમહારાજાએ ચોમાસામાં પોતાની નગરી બહાર નહી જવાનો નિયમ લીધો હતો, ઈત્યાદિ શ્રી હેમચંદ્રાચાર્ય મહારાજનો ઉપદેશ સાંભળી ચૌલુક્યસિંહ કુમારપાળે પણ એવો નિયમ લીધો કે 'હું ચૈત્ય (દહેરાસર)ના દર્શન તેમજ ગુરુ મહારાજના વંદન કરવા સિવાય ચોમાસામાં નગરમાં પણ નહી ફરું. ગુરુ મહારાજે તેની અનુમોદના કરી નિયમ કરાવ્યો થોડાજ સમયમાં રાજાના આ કઠોર નિયમની વાત પસરી ગઈ ને પ્રસિદ્ધ થઈ ગઈ.

ગીજનીના બાદશાહને જ્યારે આની ખબર પડી, ત્યારે તેને ગુજરાત સહેલાઈથી જીતી શકાશે તેવો વિશ્વાસ થઇ ગયો. તે વિલાસી યવનપતિને તો ગુજરાતની સમૃદ્ધિ જોઇતી હતી. ચોમાસુ બેસી ગયું. રાજા કુમારપાળે પોતાના ધર્મધ્યાન જપ-તપ આદર્યાં. આ તરફ યવનોના માલિકે મોટા દલ-બલ સાથે ગુજરાત ઉપર ચડાઈ કરી. ગુર્જરનરેશ કુમારપાળે જ્યારે આ વાત જાણી ત્યારે તેઓ મંત્રીમંડલ સહિત ચિંતામાં પડયા. છેવટે કોઇ જ રસ્તો ન જડતાં ઉપાશ્રયે આવ્યા. વિનયપૂર્વક ગુરુમહારાજ શ્રી હેમાચાર્ય મહારાજને વાંદ્યા ને પ્રાર્થના કરતા કહ્યું 'ભગવન્ ! મોટું ધર્મસંકટ આવ્યું છે. જો હું યવનના અધિપતિ સામે નથી જતો તો દેશનો ભંગ અને પ્રજાને અસાધારણ પીડા થાય છે, જો તેની સામે જાઉં છું તો મારો નિયમભંગ થાય છે, શું કરું ? કશું સમજાતું નથી.'

શાંતિથી રાજાની વાત સાંભળી એવીજ શાંતિથી ગુરુ મહારાજે કહ્યું 'રાજન્ ! તમે આરાધેલો ધર્મ અવશ્ય તમારી રક્ષા કરશે.' માટે કાયર પુરુષને યોગ્ય ભય, ચિંતા અને દુઃખની લાગણીથી તમારા આત્માને બચાવો ને ધર્મને શરણે જાવ.' ગુરુ મહારાજ પાસે ધીરજ મેળવી રાજા હળવો થઇ ગયો. પછી આચાર્ય મહારાજ પદ્માસને આરાધનામાં બેઠા. ધ્યાનમાં અડગ અને સ્થિર થયા એકાદ મુહૂર્ત જેટલો કાળ વ્યતીત થતા આકાશમાર્ગે પલંગ આવતો ને ઉપાશ્રયના ચોકમાં ઉતરતો વિસ્મિત રાજાએ જોયો. પલંગ અને તેમાં પોઢેલા કોઇ બળવાન માણસ જોઈ સાશ્ચર્ય રાજાએ પૂછયું 'ભગવન્ ! આ શું ? આ કોણ ?' ગુરુમહારાજે યથાર્થ વાત કહી કે 'આ યવનપતિ પોતે જ છે. આકર્ષણી વિદ્યાના પ્રયોગથી તેના પડાવમાંથી ઉંઘતો જ ખેંચાઈને અહીં આવી ગયો છે.' એટલામાં જાગી ઉઠેલો બાદશાહ આંખો મસળી મસળીને જોવા લાગ્યો. પ્રતિભાશાળી આચાર્ય મહારાજ અને સિંહ જેવા ટટાર રાજાને તેમજ પોતાને સાવ એટલો જોઈ તે ભય અને વિમાસણમાં પડયો. મારો પડાવ, મારું સૈન્ય, અરે બધુંય કયાં ચાલ્યું ગયું. આ મહાયોગીરાજ જેવા અને આ પરાક્રમી સિંહ જેવો કોણ હશે ?' ઇત્યાદિ ચિંતવતો તે પલંગ પરથી ઉતર્યો અને દિઙ્મૂઢ થઇ ચારે તરફ જોવા લાગ્યો. આચાર્ય મહારાજે કહ્યું 'યવનરાજ ! શું વિચારો છો ? જે રાજા પોતાની પૃથ્વી ઉપર ધર્મનો મહિમા વધારે, ધર્મનું એકછત્ર સામ્રાજ્ય ધારે તેને દેવો પણ સહાય કરે છે. જો પોતાનું હિત કરવું હોય તો દેવતાઓ પણ જેની શક્તિ સામે સમર્થ થઈ શકતા નથી. જેની શક્તિને ઓળંગી શકતા નથી એ વજ્રપંજર જેવા ધર્માત્મા રાજાને શરણે જાવ.'

આચાર્યદેવની ધીર-ગંભીર વાણી સાંભળી બાદશાહ તરત પરિસ્થિતિ પામી ગયો. ભય, ઉદ્વેગ અને લજ્જાથી નિસ્તેજ થયેલા તેણે પહેલા સૂરિરાજને અને પછી ગુર્જરનાથને પ્રણામ કર્યા. પછી બોલ્યો 'હે રાજા ! મારી ભૂલ થઇ તમને સમજવામાં, મારા અપરાધની ક્ષમા આપો. જીંદગીસરની હું તમારી સાથે સંધી કરું છું. હું

અત્યારે તમારા પૂરા તાબામાં છું. આવા આક્રમક માટે ઘોર દંડની જોગવાઇ તમારી પાસે હશે, પણ હું મારા પ્રાણની ભીખ માંગું છું. મને બચાવી 'જગજીવ પાલક'નું તમારું બિરૂદ સાર્થક કરો. પહેલા પણ તમારી ધર્મવૃત્તિ અને પરાક્રમની વાત સાંભળી હતી, છતાં હું અહીં આવ્યો. તમારી આજ્ઞા જીવનભર માથે ઉપાડીશ. તમે મારી છાવણીમાં મને પહોંચાડો. તમારૂં શ્રેયઃ થાવ. આવા જાપ્તા અને આટલા માણસો વચ્ચેથી મને ઉપાડયો તો મને કયાંય દરીયામાં નાખી પણ શકો. પણ મને બચાવો.' રાજા કુમારપાળે કહ્યું 'યવનરાય! તમે કહ્યું તે સાવ સાચું છે. પરંતુ કોઇને મારવા દબાવવા એ કાંઇ બહુ મોટી વાત નથી. મોટી વાત તો રક્ષાની છે. હવે મારી એક આજ્ઞા છે અને તે તમારે પાળવી જોઈશે.'

યવને કહ્યું 'આપ ફરમાવશો તે કરીશ.' રાજાએ કહ્યું 'તમારા દેશમાં છ મહિના સુધી સંપૂર્ણ અમારિ (અહિંસા) પળાવો-પ્રવર્તાવો તો હું તમને છોડું, બસ મારી આટલી આજ્ઞા છે. એનો અમલ થાય એ જરૂરી છે. હું બળથી કે છળથી જીવરક્ષા કરાવવામાં માનું છું. એમ કરવાથી તમને અને મને-બંનેને મહાલાભ ને મોટું પુણ્ય મળશે.' યવનરાજ મહાશક્તિશાળી રાજાનું વચન ઉલ્લંઘવા સમર્થ નહોતો. એણે સ્વીકાર કરી મિત્રતાનો હાથ લાંબો કર્યો. કુમારપાળે મહેલમાં તેડાવી ત્રણ દિવસ સુધી યવનપતિનો સત્કાર કર્યો. શુદ્ધ સાત્ત્વિક આહારમાં કેટલો સ્વાદ અને કેવી શક્તિ રહેલી છે તે પણ જણાવ્યું. જીવદયા સંબંધી જ્ઞાન અને ઉપદેશ આપ્યો. અંતે સારી રીતે વિદાય આપી. સાથે પોતાના અંગત માણસો ને અધિકારી મોકલ્યા. જેઓ છ માસ ગજનીમાં વસ્યા ને જીવદયાનું કડક પાલન કરાવ્યું. પછી યવનરાજાએ આપેલ ઉત્તમ જાતિવાન ઘોડા વગેરેની ભેટ લઇ કુમારપાળ રાજા પાસે પાટણ આવ્યા. બધી ઘટનાઓ તથા જીવદયાની વાત સાંભળી રાજા રાજી થયા.

આ પ્રમાણે સકલ રાજરાજેશ્વરથી તથા મુનિરાજોથી સ્તુતિ કરાયેલા માર્ગે ચાલનારા કુમારપાલ ભૂપાલે સેંકડો કષ્ટ સહીને પણ છઠ્ઠાવ્રતનું પાલન કર્યું.



## ૧૧૨. આ વ્રત લોભને પણ નાથે.

जगदाक्रममाणस्य, प्रसरल्लोभवारिधेः ।
स्खलनं विदधे तेन, येन दिग्विरतिः कृता ॥१॥

**અર્થઃ**– જેણે દિશાની મર્યાદા કરી, તેણે આખા સંસાર પર આક્રમણ કરતા અને ચારે તરફથી પ્રસાર પામતા લોભરૂપ સમુદ્રને પણ સ્ખલના પહોંચાડી છે.

વિશેષાર્થઃ–આ લોભરૂપી સાગર વિવિધ કલ્પના કરવાથી પ્રસાર પામે છે. તે આખા સંસારને દબાવે છે કારણ કે જે લોભને આધીન થાય છે તેને કઈ ઇચ્છા થતી નથી? તે તો ઇંદ્ર, ચક્રવર્તિ તથા પાતાળાધિપતિ નાગેંદ્રને તેના સ્થાનમાંથી નસાડી પોતે તેમનું સ્થાન મેળવી લેવાના મનોરથો સેવતો હોય છે. માટે લોભ આખા જગતને દબાવે છે એમ કહ્યું. આ લોભરૂપી પ્રબલ સાગરની સ્ખલના જેણે દિગ્વિરતિવ્રત લીધું હોય તે જ કરી શકે. કેમકે તે પોતે નિયમિત કરેલી સીમાથી આગળ જવા ઇચ્છતો પણ નથી. અને પ્રાયઃ તે સીમાની બહાર રહેલ સોનું-રૂપું–જવેરાત, ધન–ધાન્યાદિનો તે લોભ કરતો નથી. જેને આ નિયમ નથી હોતો તે તો તૃષ્ણાનો ભમાવ્યો બધે ભમ્યા કરે છે. આ વિષયમાં ચારુદત્તની વ્યથા ભરી કથા આ પ્રમાણે છે.

## ચારુદત્તની કથા

ચંપાનગરમાં ભાનુ નામક શેઠ રહે. તેમને ચારુદત્ત નામનો એક જ પુત્ર. તે યુવાન થતાં કુળવતી કન્યા સાથે તેના લગ્ન કરવામાં આવ્યા. પણ બાળપણથી ઉદાસવૃત્તિવાળો તે વૈરાગીની જેમ પોતાની પત્નીથી સદા દૂર રહેતો. આ વાત જાણી ચિંતિત થયેલા તેના પિતાએ તેને સંસારચતુર થવા એક ગણિકાને ત્યાં મૂકયો. વેશ્યાના સમાગમથી ચારુદત્ત ચતુરાઈ સાથે કામકળા શિખ્યો ને વેશ્યામાં અત્યંત આસક્ત થયો. એ આસક્તિ એટલી વધી કે તે માતા–પિતા ઘર આદિ બધું, અરે સારી સુંદર પત્ની પણ ભૂલી વેશ્યામાં લુબ્ધ થયો. એક, બે નહી બાર બાર વરસ વીતી ગયા. ઘણા વારતહેવાર ને પ્રસંગો આવી ગયા પણ તે બોલાવવા છતાંય એકેવાર ઘરે ગયો નહી. એમ કરતાં એકવાર તેના પિતા માંદા પડયા ને અનેક ઉપચાર છતાં માંદગીએ તેમને મરણ પથારીયે પહોંચાડ્યા. તેમણે પોતાની અંતિમસ્થિતિના સમાચાર મોકલી ચારુદત્તને તરત આવવા ભારપૂર્વક જણાવ્યું. તે આવ્યો એટલે તેઓએ કહ્યું 'દિકરા! મારા જ હાથના કર્યાં મને વાગ્યા છે. પાછલા બાર વર્ષોમાં તું સાવ બદલાઈ ગયો છે. કદી મારૂં કહ્યું પણ માન્યું નથી. છતાં મારી તને એક આખરી શિખામણ છે કે તને જ્યારે પણ સંકટ પડે ત્યારે તું નવકારનું સ્મરણ કરજે. મારી પાસે તને આપવા કંઈ બચ્યું નથી. તેં જ્યારે પણ જે કાંઈ મંગાવ્યું ત્યારે મેં તને મોકલી આપ્યું. આટલું મારું વચન તું અવશ્ય પાળજે' ઇત્યાદિ કહેતા ભાનુશેઠનું અવસાન થઇ ગયું. થોડા સમય પછી શેઠના પત્ની પણ મૃત્યુ પામ્યા. રહી સહી મિલ્કત પણ ચારુદત્તે ઉડાવી નાખી ને તેની પત્ની પિયર ચાલી ગઈ.

આ તરફ ધન આવતું બંધ થયું એટલે અક્કા (વેશ્યાની માતા) એ ચારુદત્તનું અપમાન કરાવ્યું. સ્વાર્થી લોકો સ્વાર્થ સિવાય કશું જ જોઇ શકતા નથી. ચારુદત્તને સમજાઇ ગયું કે હવે અહીં રહેવામાં કાંઇ માલ નથી ને એ ત્યાંથી નિકળી સસરાને ત્યાં ગયો. ત્યાંથી થોડું ધન મેળવી દ્વીપાંતર કમાવા વહાણ માર્ગે નિકળ્યો. ભાગ્જોગે માર્ગમાં તોફાન આવવાથી વહાણ ભાંગ્યું. આયુષ્ય બળવાન એટલે વહાણનું પાટીયું

હાથ લાગી ગયું કેટલાક દિવસે તે કિનારે લાગ્યો. રજળતા રખડતા તે મામાને ઘરે પહોંચ્યો. મામા પાસેથી કેટલુંક દ્રવ્ય લઇ પરદેશ વ્યાપાર કરવા ઉપડયો ત્યાં માર્ગમાં લુંટારા મળ્યા ને બધું ધન લુંટી લીધું. બિચારો ચારુદત્ત દુઃખી દુઃખી થઇ ગયો. ભટકી ભટકીને હાલ બેહાલ થઇ ગયા. ત્યાં વળી કોઇ યોગીનો ભેટો થઈ જતાં, તેણે તેની સેવા કરી પોતાની કથની સંભળાવી. યોગીએ કહ્યું 'મારી પાસે કાંઇ નથી, પણ સાહસથી બધું સુલભ થઇ જાય છે.'

પેલો દૂર દૂર ડુંગરો દેખાય છે ને ત્યાં એક ઉંડો કૂવો છે. તેના મધ્યમાં સુવર્ણ-રસ ઝર્યા કરે છે. હું તને માંચીમાં બેસાડી કૂવામાં ઉતારું. તું કૂપિકા ભરી લાવે તો તારું કામ થાય. અડધું તારું ને અડધાનો સદુપયોગ હું કરીશ. તું સાહસ વીર છે, માટે આ શકય છે. નહીં તો તે ભૂમિમાં જવું ને ગયા પછી એ કૂવામાં ઉતરવું, ઉતર્યા પછી જરાય ભય પામ્યા વિના રસ લેવો, એ બધું ખરેખર અતિકઠિન નહીં મહાદુષ્કર કાર્ય છે. ચારુદત્તે બધું કબૂલ કર્યું અને બન્ને ઘણી કઠિનાઇ અને સાવધાનીપૂર્વક ત્યાં પહોચ્યા. ચારુદત્ત કૂવામાં ઉતર્યો., દુર્ગંધ તો એવી આવે કે શ્વાસ લેવો અસહ્ય થઇ પડે. છતાં રસની તુંબી ભરી તે તૈયાર થયો એટલે યોગીએ માંચી ખેંચવા માંડી ઉપર આવતાં ચારુદત્ત પાસેથી કૂપી લઇ માંચી કૂવામાં નાંખી દીધી ચારુદત્ત કૂવામાં પડયો ને યોગી ચાલતો થયો. જ્યાં પડયો હતો તેની બાજુમાં જ એક મૃતપ્રાયઃ માણુસ કણુસતો પડયો હતો. ચારુદત્તે તેને નવકારમંત્ર સંભળાવવા માંડયો તે માણુસે કહ્યું કે 'કોઇ-કવાર અહીં રસ પીવા એક મોટી ઘો આવે છે. હું તો ન નિકળી શકયો પણ તું સાહસ કરી તેનું પૂંછડું પકડી લેજે, એ એકજ માર્ગ છે અહીંથી નિકળવાનો.' ને નવકાર સાંભળતો માણુસ મૃત્યુ પામ્યો.

ગર્ભાવાસ જેવા દુર્ગંધ ને અંધકારમય ભયંકર કૂવામાં ચારુદત્ત પડયો પડયો નવકાર ગણવા લાગ્યો. આખું ભવિષ્ય અનિશ્ચિતતામાં ઝોલા ખાતું હતું. કૂવામાંથી નિકળશે કે અહીં જ આયુષ્ય પુરું થાશે? ત્યાં ખાવા–પીવાનું તો કંઇ હતું જ નહીં પણ ચોક્ખી હવા મળવીય દુર્લભ હતી. છેવટે ત્રણ દિવસના અંતે મહાકાય ઘો આવી અને સાવધાની પૂર્વક ચારુદત્તે તેની પૂંછડી પકડી લીધી. મહાકષ્ટે પત્થર સાથે ઘસ-ડાતો છોલાતો– 'પડી ન જવાય' તેની કાળજી પૂરી ધાસ્તી સાથે તે કૂવામાંથી બહાર નિકળ્યો. કેટલાય દિવસે તે મામાને ઘરે આવ્યો. મામાના દિકરા રુદ્રદત્તે કહ્યું 'આમ તો જીવન પૂરું થવા આવ્યું ને થઇ પણ જશે ધનવાન થવાનો રસ્તો મારી પાસે છે. ચાલ તું પણ નિહાલ થઇ જઈશ.'

રુદ્રદત્તે બે મોટાં ઘેટા લીધા ને ચારુદત્ત સાથે તે ચાલ્યો સુવર્ણદ્વીપ. ઘેટા ઉપર ખાવા–પીવાની સામગ્રી આદિ ગોઠવેલ હતું એટલે ઘેટાની શી આવશ્યકતા હશે.? તેવો ચારુદત્તને વિચાર આવ્યો નહીં, પણ જ્યારે સમુદ્રકાંઠે આવ્યા એટલે રુદ્રદત્તે કહ્યું 'જો આ ઘેટાની આખી ખાલ (ચામડી) ઉતારવી પડશે. ચામડીનો લોહી વાળો ભાગ

બહાર રાખી તેને મશક જેવી બનાવી તેમાં આપણે બેસી રહેવાનું. થોડી વારે મોટા ભારંડપક્ષી આવશે અને માંસના પીંડા સમજી આપણને ઉપાડી સુવર્ણદ્વીપ લઇ જશે. ત્યાંથી આપણે અઢળક સોનું લાવીશું. ચારુદત્તે કહ્યું '' બધી વાત સાચી, પણ આપણાથી જીવવધ કેમ થાય ?' ત્યાં તો રુદ્રદત્તે શસ્ત્રના ઘા કરતાં કહ્યું 'વેદિયા! જો આમ થાય.' ને એક ઘેટાનું જીવન ત્યાં જ પૂરું થઇ ગયું. બીજો ઘેટો ને ચારુદત્ત સમજી ગયા કે હવે શું થશે.

ચારુદત્તે નવકાર ગણવા અને ઘેટાને સંભળાવવા માંડયો, ઘેટાને ચારુદત્તે અનશનાદિ કરાવ્યાં ને રુદ્રદત્તે તે ઘેટાની પણ જીવનદોરી કાપી નાંખી. માંસ જૂદું પાડી ખાલની બે ધમણ બનાવી બંને તેમાં બેઠા ત્યા ઘર્ર્ર્ર્ર્ર કરતું ભારંડપક્ષીનું ટોળું આવ્યું. પક્ષીએ વજનવાળી માંસગ્રંથી જોઇ ઉપાડી આકાશમાં દોટ મૂકી. કેટલેક ગયા પછી સામેથી બીજા ભારંડ આવ્યા ને માંસ પડાવી લેવા આકાશમાં જ ઝઘડવા લાગ્યા. એમાં ચારુદત્તવાળી ધમણ છટકી ને પડી નીચે. સારા ભાગ્યે નીચે સરોવર હતું. પડતાં જ ચારુદત્ત ધમણમાંથી નિકળી તળાવને કાંઠે આવ્યો. બાપડો દુઃખી દુઃખી થઇ ત્યાં ભટકવા લાગ્યો. એમ કરતાં એક વાર ચારણશ્રમણ મુનિનો ભેટો થઈ ગયો. તેમને વંદન કરી તે પાસે બેઠો. મુનિએ પૂછયું 'ભદ્ર! આવાં નિર્જન અને ઘોર સ્થાનમાં તું કયાંથી આવી ચડયો.' ચારુદત્તે પોતાની બધી વીતક ને દુઃખ તેમને કહ્યું. ગુરુમહારાજે કહ્યું 'આ લોભને દિશાપરિમાણ નાથી શકે છે ને તેથી તને શાંતિ મળે તેમ છે.' ચરુદત્તે તરત શ્રદ્ધાપૂર્વક તે વ્રત લીધું.

એટલામાં આકાશમાર્ગેથી એક દેવે આવી પ્રથમ ચારુદત્ત અને પછી મુનિને વંદન કર્યું. એ સમયે બે વિદ્યાધર પણ મુનિવંદના માટે આવેલા. ચોક્ખો જ અવિવેક જોઇ તેમણે કહ્યું 'દેવ! તમારા વિવેકમાં કાંઈ કહેવાપણું હોય તો નહીં. છતાં આ ગૃહસ્થને પ્રથમ કેમ નમ્યા ?' દેવે કહ્યું 'પૂર્વ પિપ્પલાદ નામના ઋષિ હિંસામય યજ્ઞ અને પાપમય શાસ્ત્રોનો પ્રચાર કરી નરકે ગયા. (આ કથા બીજાવ્રતના પ્રસંગે વસુરાજાની કથામાં જણાવેલ છે) તે પીપ્પલાદ નરકાયુ પૂર્ણ કરી પાંચ ભવ સુધી ઘેટા બકરા થયા ને યજ્ઞમાં હોમાયા. છટ્ઠા ભવે પણ ઘેટો થઈ અકાળે હણાયો, પણ આ મારા ધર્મદાતા ગુરુએ મરતા પહેલાં મને નવકાર અને અનશન આપ્યાં. તેના મહિમાથી હું સ્વર્ગ પામ્યો. તે જ હું દેવ છું. અવધિજ્ઞાનથી બધું જાણી નવકારમંત્રનો મહિમા કહેવા અને ધર્મદાતા ગુરુને વાંદવાં અહીં આવ્યો છું. મારા પર આ ગૃહસ્થનો પણ મહાઉપકાર હોઇ મેં તેમને પ્રથમ નમસ્કાર કર્યો અને પછી મહાદયાળુ આ મુનિરાજને વંદના કરી. આ વાત જાણી ચારુદત્તને વૈરાગ્ય ઉત્પન્ન થયો. પ્રાંતે તેમણે દીક્ષા લઇ તપ આદિ કરી શ્રેય સાધ્યું.

જેમ ચારુદત્ત વ્રતાદિ ન પામ્યો ત્યાં સુધી અનેક વિકટ અને દુર્ગમ સ્થાનમાં ભટકી ભટકી દુઃખ પામતો રહ્યો. તેમ જેઓ દિશાપરિમાણવ્રત નહી લે તે લોભ–પરિગ્રહની

પીડા પામતા રહેશે. એકલો ક્લેશ તેમને સતાવતો રહેશે. માટે સઘળી વ્યથામાંથી ઉગરવા ભવ્યજીવોએ છઠ્ઠું દિગ્વિરતિવ્રત અવશ્ય સ્વીકારવું જોઇએ.



## ૧૧૩. દૃઢવ્રતી તે સાચો શૂર

स्वल्पकार्यकृतेप्येके, त्यजन्ति तृणवद्व्रतम् ।
दृढव्रता नराः केचित्, भवन्ति सङ्कटेऽप्यहो ॥१॥

અર્થ—કેઇક સત્ત્વહીન કાયર માણુસો સામાન્ય કાર્ય માટે પણ સ્વીકારેલ વ્રતને તણખલાની જેમ છોડી દે છે. ત્યારે કેટલાક સત્ત્વશાલી આત્માઓ ઘોરવિપત્તિ—મહાસંકટમાં પણ દૃઢતાપૂર્વક વ્રતને વળગી રહે છે. આ વિષયમાં મહાનંદકુમારની કથા આ પ્રમાણે છે.

### મહાનંદકુમારની કથા.

અવંતીનગરીમાં ધનદત્ત નામે કોટ્યાધિપતિ શેઠ વસતા હતા, તેઓ જેવા ધનવાન હતા તેવા ધર્મિષ્ઠ પણ હતા. તેમને એક પુત્ર થયો. તેનું જયકુમાર નામ પાડવામાં આવ્યું. નામ પાડતી વેળાએ શેઠે જ્ઞાતીય ગૌત્રીય તેડાવ્યા ને મોટો ઉત્સવ કર્યો. અન્નપ્રાશન આદિ સંસ્કારોમાં પણ ઘણો વ્યય કર્યો. કારણ કે રાગ, પ્રેમ, લોભ, અહંકાર અને કીર્તિના કારણે બધા વ્યય કરવા તૈયાર થાય છે. ત્યારે બધો મામલો ધર્મ પર જ આધારિત હોય છે.

જયકુમાર મોટો થતાં સ્વચ્છંદી, વ્યસની અને ઉડાઉ નિવડયો. તેણે પિતાનો ઘણો વૈભવ ખલાસ કર્યો. કહ્યું છે કે 'વ્યસનરૂપ આગમાં ધનરૂપી ઘીની આહૂતિ પડતા તે વ્યસનાગ્નિ ભભૂકી ઊઠે છે, ને જ્યાં એ અગ્નિમાં દરિદ્રતારૂપી પાણી પડે છે કે તરત ઓલાઇ જાય છે.

છેવટે ઘરમાં ને આસપાસ તે ચોરી કરતો પણ થઈ ગયો. એકવાર તે પાસેના શ્રીમંત શેઠને ત્યાં ચોરી કરવા ગયો ને સર્પદંશથી તેનું મૃત્યુ થયું. સવારમાં ચોરના પિતાને પકડવામાં આવ્યા. પણ મહાજને રાજાને વિનંતિ કરી કે 'શેઠનું ઘર-ઘરાણું -ઘણું મોટું છે, પણ કર્મસંયોગે પુત્ર એવો પાકયો. આમાં આમનો શો વાંક.' ને શેઠને છોડાવ્યા. શેઠને સારો એવો આઘાત લાગ્યો.

ત્યારપછી ધનદત્ત શેઠને બીજું સંતાન થયું જ નહી. એટલે પત્નીએ બીજીવાર લગ્ન કરવા આગ્રહ કર્યો. પણ શેઠને તો પુત્ર તરફ ભયંકર ફડક પેસી ગઇ હતી. કે કદાચ પાછો એકાદ આવો દુષ્ટ નિકળે તો ? જે માણુસને દુર્જનની દુષ્ટતાનો અનુભવ થઇ ગયો હોય તે પ્રાયઃ સજ્જનથી પણ ડરતો ફરે છે. જેમ દુધથી દાઝેલું બાળક

છાશને પણ ફૂંકીને પીવે છે તેમ. એકવાર અવસર જોઈ પદ્માશેઠાણીએ કહ્યું 'નાથ! તમે ખોટો ભય રાખો છો. બધા પુત્રો કાંઈ આવા હોતા નથી. શાસ્ત્રમાં ચાર પ્રકારના પુત્રની વાત આવે છે. પહેલા અભિજાત એટલે બાપાથી અધિકા થાય. બીજા અનુજાત એટલે બાપ જેવા થાય. ત્રીજા અપજાત એટલે બાપાથી થોડા ઉતરતા થાય અને ચોથા કુલાંગાર એટલે કુળમાં અંગારા જેવા થાય. તેમાં પ્રથમ પંક્તિના પુત્રો શ્રી ઋષભદેવ ભગવાન જાણુવા. બીજા પ્રકારના (ભરત મહારાજાના પુત્ર) સૂર્યયશા આદિ જાણવા, ત્રીજા પ્રકારના સગરચક્રવર્તિના પુત્ર જહ્નુકુમાર આદિ જાણુવા તથા ચોથા પ્રકારના પુત્ર કોણિક રાજા વગેરે જેવા જાણુવા.

અર્થાત્ શેઠાણીએ આગ્રહપૂર્વક યુક્તિસંગત રીતે કહ્યું કે બધાં ઝાડ કાંઈ કાંટાવાળા હોતા નથી માટે નવું લગ્ન કરો. અંતે શેઠે એક શ્રીમંત શેઠની કુમુદ્વતીકન્યા જોડે લગ્ન કર્યા.

ક્રમે કરી તે સગર્ભા થઈ. તેને સ્વપ્ન આવ્યું કે 'તેનું કાંસાનું રાતું કચોળું કોઈ ઉઠાવી ગયું.' તે સાંભળી ધનદત્તે કહ્યું 'આપણો પુત્ર કોઈ લઈ જશે.' પૂર્ણ સમયે પુત્ર જન્મ્યો, એટલે પુત્રના નામથીજ ગભરાઈ ગયેલા શેઠે કોઈ જીર્ણ ઉદ્યાનમાં છોડી દીધો. ત્યાં આકાશવાણી થઈ કે 'શેઠ કયાં ચાલ્યા? પુત્ર તમારી પાસે હજાર રૂપીયા માંગે છે, આપીને જાવ.' ભયવિહ્વળ શેઠ તરત તેટલું દ્રવ્ય લાવીને ત્યાં મૂકી ગયા. માળીએ ધનવાળું બાળક પોતાનું કરી પાળ્યું. કહ્યું છે કે 'માણુસ નથી ઈચ્છતા તે આવી પડે છે ને ઇચ્છિત માટે લાખ પ્રયત્નો પણ નિષ્ફળ જાય છે, આ કેવી વિધિની વિચિત્રતા?'

થોડાક સમય પછી શેઠને એવાજ સ્વપ્નથી સૂચિત બીજો પુત્ર થયો. તેને પણ તજવા ગયા ત્યાં પાછી વાણી સંભળાઇ 'આ દિકરાનું તમારા માથે દશ હજારનું ઋણ છે, આપીને જાવ.' પુત્રથી છુટવા શેઠે તેમ કર્યું. આ પુત્ર અને ધન કોઈ શેઠીયાને સાંપડયાં.

પછી શુભ સ્વપ્નથી સૂચિત ત્રીજો સુલક્ષણો પુત્ર જન્મ્યો. કુમુદવતીએ ઘણાં કાલાવાલા કર્યાં કે 'આ પુત્ર તો ઘરે રહેવા દો.' છતાં શેઠ તો મૂકવા ચાલ્યા. એ જ્યાં છોડવા ગયા ત્યાં દિવ્ય વાણી સંભળાઇ 'અરે શેઠ, આ બાળક પાસે તમારું અનર્ગળ દ્રવ્ય લેવું નિકળે છે. તો પછી શા માટે આને છોડો છો' આ સાંભળી પ્રસન્ન થયેલા શેઠ પુત્ર સાથે ઘરે ફર્યા અને પત્નીને પુત્ર સોંપ્યો. તેનું નામ મહાનંદ પાડવામાં આવ્યું. ક્રમે કરી મહાનંદ યુવાન થયો. સર્વ કળાઓનો જાણ થયો. કિશોર-અવસ્થામાં જ સમ્યક્ત્વ સહિત બારવ્રતધારી શ્રાવક થયો. છઠ્ઠાવ્રતમાં તેણે ચારે દિશામાં સો સો યોજન સુધી જવાની મર્યાદા કરી. ધામધૂમથી તેના લગ્ન કરવામાં આવ્યા. વ્યાપારમાં તેણે અઢળક ધન ઉપાર્જન કર્યું. કહ્યું છે કે—

दातव्यलभ्यसम्बन्धो, वज्रबन्धोपमो ध्रुवम् ।
धनश्रेष्ठीह दृष्टान्त–स्त्रीकुपुत्र–सुपुत्रयुक् ॥१॥

અર્થ—આ જગમાં લેણાદેણીનો સંબંધ ખરેખર વજ્રબંધની ઉપમા જેવો છે. અહીં ત્રણ કુપુત્ર અને એક સુપુત્ર સહિત ધનશેઠનું દૃષ્ટાંત સ્પષ્ટ છે.

યુવાનવયમાં મહાનંદકુમારે સાત કરોડ દ્રવ્ય સાતક્ષેત્રમાં વાપર્યું.

એકવાર કોઇ યોગીને આકાશગામિની વિદ્યાની સાધના માટે ચપળ-બુદ્ધિશાળી અને તેજસ્વી ઉત્તરસાધકની જરૂર હતી. ઘણી તપાસ પછી મહાનંદકુમાર જોવામાં આવ્યો. તેનાથી પરિચય કરી તેણે કહ્યું 'પુણ્યશાલી! મારે એક મહાવિદ્યા સિદ્ધ કરવાની છે. તમે ઉત્તરસાધક બનો તો તે થઇ શકે.' સ્વભાવથી જ પરગજુ તે કુમારે હા પાડી અને નિશ્ચિત રાત્રિએ તે યોગી સાથે પહાડોની વચ્ચે આવી ઉભો. યોગીએ સ્થિર મંત્ર જાપ આરંભ્યા અને મહાનંદ સાવધાન થઈ તેની રક્ષા કાજે ઉભો રહ્યો. મધ્યરાત્રિ વીત્યે વિદ્યાદેવી પ્રકટ થઇ બોલી 'હે યોગી! જાપબળથી આકૃષ્ટ થઇ હું આવી તો છું પણ તમે ભાગ્યહીન હોઇ તમને કાંઈ ફળ મળી શકતું નથી. હું એમ જ પાછી પણ જઇ શકતી નથી. માટે આ ઉત્તરસાધકને વિદ્યા આપું છું. કારણ કે કર્મની રેખાને વિધાતા પણ ઓળંગી શકે નહી.' કહ્યું છે કે—

> ब्रह्मा येन कुलालवन्नियमितो ब्रह्माण्डभाण्डोदरे,
> विष्णुर्येन दशावतारगहने क्षिप्तो महासङ्कटे।
> रुद्रो येन कपालपाणिपिटके भिक्षाटनं कारितः,
> सूर्यो भ्राम्यति नित्यमेव गगने तस्मै नमः कर्मणे ॥ १ ॥

અર્થ:—જેણે બ્રહ્માંડરૂપ કુંભારશાળામાં સંસાર સર્જન અર્થે બ્રહ્માને કુંભારની જેમ નિયમિત કર્યો છે, સંસારપદાર્થરૂપ ભાજન બનાવવા જાણે કુંભાર જેવી તેની સ્થિતિ કરી છે. વિષ્ણુને દશ-દશ અવતાર જેવા ગહન સંકટમાં નાખ્યો છે, શિવજીને હાથમાં માણસની ખોપરીનું વાસણ આપી જેણે ભિક્ષાટન કરાવ્યું છે, અને પ્રત્યક્ષ દેવ સૂર્ય પણ જેના પ્રતાપથી રોજ આકાશમાં ભમ્યા કરે છે તે કર્મને નમસ્કાર થાવ.

દેવી મહાનંદને વિદ્યા આપી અદૃશ્ય થઇ ગઈ. હતાશ થઇ યોગી અન્યત્ર ગયો ને મહાનંદ ઘરે આવ્યો, પણ સંવરધારી સાધુ મહારાજની જેમ તેણે આ વાત કોઇને જણાવા દીધી નહી. સમુદ્રની જેમ પોતે કરેલી દિશામર્યાદાનું ઉલ્લંઘન પણ કર્યું નહી.

ક્રમે કરી મહાનંદ શ્રેષ્ઠિને એક પુત્ર થયો. સુંદર ને સોહામણો તે થોડો મોટો થતાં તેને સર્પ કરડ્યો. તેણે ચારે તરફ ઘોષણા કરાવી કે બાળકનું વિષ ઉતારી આપે તેને મોં માંગ્યું ધન શેઠ આપશે.' એમાં એક પરદેશી બ્રાહ્મણે કહ્યું, મારી પત્ની વિષાપહાર વિદ્યા જાણે છે. પણ મારૂં નગર અહીંથી ઘણું છેટું છે, એકસો ને દસ યોજન દૂર! જો કોઇ રીતે મારી વહુને અહીં લાવવામાં આવે તો આ ફુલ જેવું બાળક તરત સાજું થાય.'

આ સાંભળી મહાનંદના પિતા ધનદત્તે કહ્યું 'દિકરા! જલ્દી કર, તું વિદ્યાના બળથી એ બાઇને અહીં લઈ લાવ.' મહાનંદે સો યોજન ઉપરાંત ન જવાની દિશા મર્યાદાની વાત જણાવી. શેઠે દરેક વ્રતમાં રહેલા આગાર (છૂટ)ની વાત સમજાવી કહ્યું 'ભાઇ! આવા મોટા કામે જવામાં કશો જ બાધ નથી પણ મહાનંદ ન માન્યો. ત્યાંથી નિકળેલા રાજા આ વાત સાંભળી આવી ઉભા. તેમણે તેને સમજાવતાં કહ્યું 'મહાનંદ, થોડું સમજો. ધર્મ કાંઈ સાવ જડ વસ્તુ નથી. આવા કોમળ ફુલ જેવા બાળકને જીવાડવાથી વધુ શ્રેષ્ઠ કયો ધર્મ હોઇ શકે? આવા દયાના તથા તીર્થયાત્રાના કાર્યમાં તો હજાર યોજન જવામાંય કશો દોષ નથી.' પણ મહાનંદે કોઇ વાત માની નહી. ત્યાં એકત્રિત થયેલા લોકો પણ બોલવા લાગ્યા કે 'અરે! આનું હૃદય તો જુવો, કેવું નઠોર-કઠોર થઇ ગયું છે આને બાળહત્યાનો પણ ભય લાગતો નથી!' મહાનંદે નમ્રતાપૂર્વક રાજાને કહ્યું 'મહારાજા! આ દિકરો મને પ્રાણ કરતાં ય વધારે વહાલો છે, પરંતુ ધર્મ તો તેના કરતાંય વધુ વહાલો છે. દેવ-ગુરુ-આત્મસાક્ષીએ લીધેલું વ્રત છોડાય કઈ રીતે?' રાજાએ કહ્યું 'તો આ નિયમ અને ધર્મની દ્રઢતાનો કાંઈક મહિમા હશે ને?' મહાનંદની નિશ્ચલતા જોઇ વિસ્મિત થયેલી વિદ્યાદેવીએ તરત કહ્યું 'મહાનંદ! હાથમાં જળ લઇ પ્રભુનું સ્મરણ કરી બાળક પર છાંટો.' મહાનંદે તેમ કરતાં બાળક ધીરે ધીરે સ્વસ્થ થતો ગયો ને થોડીવારમાં તો ઊઠીને બેઠો થયો. ધર્મનો જયજયકાર અને મહિમા વિસ્તાર પામ્યો.

ધનદત્ત શેઠ પોતાના અન્ય પુત્રો અને મહાનંદની તુલના ઘણીવાર કર્યા કરતા. તેમને પોતાના પરિવારનો વિચાર પણ આવતો તેમણે એકવાર આગ્રહ કરી મહાનંદને શ્રી સીમંધરસ્વામી ભગવંત પાસે પોતાનો પૂર્વભવ પૂછવા મોકલ્યો. આકાશમાર્ગે મહાનંદ શ્રી સીમંધરસ્વામી પાસે પહોંચ્યો. અતિહર્ષિત થઇ તેમને વંદનાદિ કરી ઉચિત સ્થાને ઉચિત રીતે બેસી ધર્મદેશના સાંભળવા લાગ્યો. પછી તેણે વિનયપૂર્વક પૂછ્યું 'ભગવંત અમારા પરિવારનો પૂર્વભવનો સંબંધ શો હશે?' પ્રભુએ કહ્યું 'ધનપુર નગરમાં સુધન નામે એક શેઠ વસે તેની પત્નીનું નામ ધનશ્રી. શેઠને એક બાલમિત્ર હતો, તેનું નામ ધનાવહ. બંને ભાગીદારીમાં વેપાર કરતા હતા. મિત્રના ભાગનું ધન પણ સુધન કોઇકવાર પોતાના ઘરખર્ચમાં વાપરી લેતો.

આમ કરતાં તેણે ભોળા ધનાવહને સો સોનૈયાની હાનિ પહોંચાડી ને પોતે ઘરમાં વાપર્યા. એક વેપારીના વીસ સોનૈયા તેની પાસે સામાની ઉતાવળથી રહી ગયા પણ લોભવશ સુધને પાછા આપ્યા નહી. એક બીજા વણીકે ઉતાવળમાં ભૂલથી સુધનને દસ સુવર્ણમુદ્રા વધારે આપી દીધી. સુધને આ વાત જાણી છતાં તેને તેની મુદ્રા પાછી આપી નહી. આ પ્રમાણે ત્રણે શલ્ય એણે સંઘરી રાખ્યા પણ ગુરુમહારાજ પાસે તેની આલોચના ય લીધી નહી. વહેવારનું ગાડું ગબડ્યા કર્યું. પોતે પ્રૌઢવયે પહોંચ્યો. ત્યાં એક સહધર્મીને અવસરે એકસો સુવર્ણમુદ્રા આપી, જેથી તે આખા જીવન માટે સુખી ને

સમૃદ્ધ બની શકચો. કહ્યું છે કે 'મૂર્છિત માણસને સમયે એક ખોબો પાણી આપ્યું હોય તો તે બચી જાય છે-જીવી જાય છે પણ મર્યા પછી તેના ઉપર સો ઘડા પાણી રેડવામાં આવે તો તે નિરર્થક જ જાય છે.'

કાળે કરી સુધન, ધનશ્રી તેનો મિત્ર ધનાવહ, પેલા બે વેપારી અને પેલો પુણ્યવાન સાધર્મી એ છએ જણા શ્રાવકધર્મ પાળી પ્રથમ દેવલોકે દેવ થયા. હે મહાનંદ! ત્યાંથી ચ્યવી તે સ્ત્રી-પુરુષ તારા માતા-પિતા કુમુદવતી અને ધનદત્ત નામે થયા. બાકીના ચારે જણા (ભાગીદાર મિત્ર, બે વણિક અને સાધર્મી) તેમના પુત્રો થયા. સુધનનો જીવ તે તારા પિતા અને પેલો સાધર્મિક તે તું પોતે. તારા પિતાનો પ્રથમ પુત્ર હતો તે પૂર્વના ભાગીદાર ધનાવહનો જીવ હતો. પૂર્વે તારા પિતાએ તે વિશ્વાસુને સો મુદ્રાઓની હાનિ પહોંચાડી. તેના પરિણામે તેણે પુત્ર થઈ બાપાનું સર્વસ્વ ખોયું. તેણે એકવાર ધર્મની નિંદા કરી હતી તેથી તે યુવાનવયમાં જ અકાળે મૃત્યુ પામ્યો. તારા વચલા બે ભાઈઓ પૂર્વભવનું જે લેણું લેવા આવ્યા હતા તે પચાસગણું લઈને ગયા. કુમુદવતીએ પૂર્વભવે પોતાની ભેંશના અવતરેલા બે પાડાનું અપહરણ (કોઈ લઈ જાય તો સારૂં એવું) ઈચ્છયું હતું. તે દુર્ધ્યાનથી આ ભવમાં પોતાના પુત્રો જન્મતાં જ છુટા પડયા હતા. શેઠ ઉપવનમાં મૂકી આવ્યા હતા.

આ પ્રમાણે શ્રી સીમંધરસ્વામી ભગવંતના શ્રીમુખે પોતાના પરિવારનો પૂર્વભવ સંબંધી વૃત્તાંત સાંભળી મહાનંદકુમારને ઘણો આનંદ ને ઘણો વિસ્મય થયો. પ્રભુજીને વારે વારે વંદના કરી સંદેહ રહિત થઈ ઘરે આવ્યો. માતા-પિતાને માંડીને બધી કરી. તેથી તેઓએ વિરક્ત થઈ સંયમ સ્વીકાર્યું. ઉત્તમ આચરણા કરી તેઓ સ્વર્ગે ગયા. મહાનંદકુમારે પોતાના (ત્યજાયેલા) બંને સહોદર ભાઈઓને શોધી કાઢયા ને ધર્મથી વાસિત બનાવ્યા. ધર્મ પમાડચો. પ્રાંતે પોતે પણ સંયમની આરાધના કરી માહેન્દ્ર નામના ચોથા દેવલોકમાં દેવ થયા. ત્યાંથી ચ્યવી સિદ્ધિગતિને પામશે.

આ પ્રમાણે ભવ્ય જીવોએ-જ્યાં દિશાઓની ઘણી જ મર્યાદા બાંધી શકાય છે તેવા દિશા વિરમણ વ્રતને સ્વીકારવું અને ગમે તેવા મોટા સંકટના સમયમાં પણ ધીરજપૂર્વક બુદ્ધિ અડગ રાખવી, ધનદત્ત શેઠના સુપુત્ર મહાનંદકુમારની જેમ વ્રતનું પાલન કરવું જોઈએ.



## ૧૧૪. ભોગ અને ઉપભોગ-બીજું ગુણવ્રત.

सकृत्सेवोचितो भोगो, ज्ञेयोऽन्नकुसुमादिकः ।
मुहुः सेवोचितस्तूप-भोगः स्वर्णाङ्गनादिकः ॥ २ ॥

અર્થઃ-જે વસ્તુ એકવાર સેવવાને ઉચિત હોય તેનું સેવન ભોગ કહેવાય, જેમકે

અન્ન પુષ્પ આદિનું સેવન તથા જે વારંવાર સેવવાને યોગ્ય હોય તેનું સેવન તે ઉપભોગ કહેવાય. જેમ સોનું-રમણી આદિનું સેવન.

વિશેષાર્થ:—આ ભોગોપભોગ નામનું બીજું વ્રત ભોગથી અને (તેના સાધન-ભૂત) કર્મથી એમ બે પ્રકારનું છે. તેમાં ભોગ પણ બે પ્રકારનો છે. એકવાર ખાવા, સજવા આદિથી ભોગવાય તે ભોગ કહેવાય. જેમ આહાર, પાણી, પુષ્પ, વિલેપન. આહારાદિ ખાધા પછી તે કાંઈ બીજી વાર ખાવા માટે બચતો નથી. તથા જે વારંવાર ભોગવી શકાય તો ઉપભોગ કહેવાય. જેમ સોનું-ઉપલક્ષણથી સર્વ ધાતુ કાષ્ઠ આદિ તથા તેનાથી નિર્મિત સાધનો, મકાન, સ્ત્રી-પુરુષ આદિ. આ ભોગોપભોગવ્રતનું પાલન, ભોગવવા યોગ્ય પદાર્થોના નિયમન-પરિમાણ કરવાથી થાય છે. કહ્યું છે કે જેમાં યથાશક્તિ ભોગોપભોગને યોગ્ય વસ્તુની સંખ્યા આદિનું પરિમાણ કરવામાં આવે તે ભોગોપભોગ નામનું બીજું ગુણવ્રત કહેવાય છે.

આ સંસારમાં ભોગ-ઉપભોગની વસ્તુઓ અગણિત, અપરિમિત છે. માટે સમજુ માણસોએ તેનું પરિમાણ કરી લેવું જોઈએ. મુખ્યવૃત્તિએ-ઉત્સર્ગે તો શ્રાવક અચિત્ત (પ્રાસુક-નિર્જીવ) ભોજન-પાણી કરનાર હોય, પરંતુ તેમ તેનાથી બની જ ન શકે. સચિત્ત (સજીવ) વગેરે સેવ્ય પદાર્થોનું પરિમાણ કરવા યોગ્ય વસ્તુ સંક્ષેપમાં આ પ્રકારે છે.

सचित्त–दव्व–विगई वाणह–तंबोल–वत्थ–कुसुमेसु ।
वाहण–सयण–विलेवण–बंभ–दिसि–न्हाण–भत्तेसु ॥

અર્થ:—સચિત્ત, દ્રવ્ય, વિગઈ, ઉપાનહ, તાંબૂલ, વસ્ત્ર, કુસુમ, વાહન, શય્યા, વિલેપન, બ્રહ્મચર્ય, દિશિપરિમાણ, સ્નાન અને ભક્તપાન. આ ચૌદ પ્રકારે નિયમ ધારવામાં આવે છે.

ઉપરની ગાથાથી નિયમ ગણત્રી સહેલી પડે છે. તેમાં સજીવ એટલે સચિત્ત. તેમાં લોટની સચિત્ત મર્યાદા આ પ્રમાણે કહી છે. શ્રાવણ ને ભાદરવા માસમાં ચાળ્યા વિનાનો લોટ પાંચ દિવસ મિશ્ર રહે. આસો ને કારતકમાં ચાર દિવસ મિશ્ર રહે, માગસર ને પોષમાં ત્રણ દિવસ મિશ્ર રહે, માઘ ને ફાગણમાં પાંચ પહોર મિશ્ર રહે, ચૈત્ર ને વૈશાખમાં ચાર પ્રહર મિશ્ર રહે છે ને ત્યારબાદ અચિત્ત થાય છે. પરંતુ જો લોટ ચાળવામાં આવે તો એક મુહૂર્ત (બે ઘડી) પછી અચિત્ત થાય છે. જ્યાં સુધી લોટના વર્ણ-ગંધાદિ બદલાય નહી અથવા ઇયળ આદિ જીવાત પડે નહી ત્યાં સુધી તે ગ્રાહ્ય રહે છે. (હવે પાણીનું સચિત્ત-અચિત્તપણું સમજાવે છે.)

કાચું પાણી તો સર્વથા સચિત્ત જ હોય છે. જો ગૃહસ્થ તેને સદા માટે છોડવા સમર્થ ન હોય તો તેણે એક બે આદિ ઘડાની ગણત્રીપૂર્વક પાણીના પરિમાણનો નિયમ કરવો. પાકા પાણીની પણ કાળમર્યાદા છે. તે માટે કહ્યું છે કે-અગ્નિ પર પાણી ત્રણ વાર ઉકળે ત્યારે પ્રાસુક થાય. તે પાણી સાધુ મુનિરાજોને કલ્પે. તે

ગ્લાનાદિ માટે ત્રણ પ્રહર ઉપરાંત બે ઘડી રાખી શકાય છે. આ અચિત્ત પાણી મૂકવાનું સ્થાન જો યોગ્ય ઉચિત ન હોય તો તે એક મુહૂર્તની અંદર પાછું સચિત્ત થઈ શકે છે. જો ત્રિફળા, ચૂનો કે રાખ આદિથી જળ પ્રાસુક કરવામાં આવ્યું હોય તો તે નાંખ્યા પછી ત્રણ મુહૂર્તે (છ ઘડી પછી) પ્રાસુક થાય છે અને ત્રણ મુહૂર્ત (છ ઘડી) સુધી જ પ્રાસુક રહે છે.

આમ શ્રી જિનેંદ્રદેવે કહ્યું છે એવું રત્નસંચય નામક ગ્રંથમાં લખ્યું છે. વળી કહ્યું છે કે 'ગ્રીષ્મ ઋતુમાં પાંચ પ્રહર પછી પાણી સચિત્ત થાય છે. શીતકાળમાં ચાર પ્રહર પછી જળ સચિત્ત થાય છે અને વર્ષાઋતુ અતિસ્નિગ્ધ હોઈ ત્રણ પ્રહર પછી અચિત્ત પાણી સચિત્ત થાય છે. ઉપર જણાવેલી મર્યાદાથી વધારે વાર પ્રાસુક પાણી રાખવું હોય તો તેમાં ક્ષાર, ચૂનો અથવા બકરાની લીંડી નાખવી જોઈએ. તેથી પાણી સચિત્ત થતું નથી. આ પ્રમાણે પ્રવચનસારોદ્ધારનાં ૧૩૬ મા દ્વારમાં જણાવ્યું છે.

આ પાણી બાહ્ય (અગ્નિ આદિ) શસ્ત્રના સંપર્કથી વર્ણ, ગંધ, રસ, સ્પર્શાદિ બદલાઈ જતાં અચિત્ત થાય પછી જ ઉપયોગમાં લેવાય, પણ સ્વાભાવિક (નૈસર્ગિક સંયોગને પામીને પોતાની મેળે અચિત્ત થઈ ગયું હોય તે વાપરવું નહી. મહાજ્ઞાનીઓ પણ બાહ્ય શસ્ત્રના યોગ વિના અચિત્ત થયેલા જળને ગ્રહણ કરતા નથી. કારણ કે તેમ કરવાથી ઘણાં અનિષ્ટનો સંભવ થાય છે. વ્યવહારમર્યાદાની સીમા આવશ્યક બની રહે છે. તે વિના ઘણા દોષનો ભય રહે છે. આ બાબત નીચેના પ્રસંગથી સમજાશે.

એક વખતની વાત છે. પરમાત્મા મહાવીરદેવ પોતાના બહોળા શિષ્ય સમૂહ સાથે વિહાર કરી જઈ રહ્યા હતા. માર્ગમાં એક અચિત્ત જળનું સરોવર આવ્યું. તેમાં ત્રસ જીવો કે શેવાળ તો નહોતા પણ પાણીય પ્રાસુક (સૂર્યના પ્રચંડ તાપાદિ કારણે) થઈ ગયું હતું. તે પ્રભુના શિષ્યો પણ અતિ તરસથી પીડા પામતા હતા છતાં તેમણે તે પાણીની અનુમતિ આપી નહોતી. એકવાર અચિત્ત તલનું ગાડું ભરેલું હતું. આપનાર ભાવ-ભક્તિથી આપતો હતો. ને સાધુઓ ક્ષુધાથી આક્રાંત હતા, છતાં ભગવંતે અનુમતિ નહી આપેલી. કારણ કે માત્ર જ્ઞાની સિવાય તલની નિર્જીવતા કોઈ જ જાણતું નહોતું. તેવી જ રીતે એકવાર સ્થંડિલને યોગ્ય ભૂમિ ભગવાને જાણી છતાં તે નિર્જીવતાના બાહ્ય કારણ વિનાની હોઈ ભગવાને સાધુઓને ઠલ્લે જવાની આજ્ઞા ન આપી. કારણ તેઓશ્રીએ પણ શ્રુતજ્ઞાનને પ્રાધાન્ય આપ્યું છે. તેથી સામાન્ય શ્રુતજ્ઞાની પણ બાહ્યશસ્ત્રના સંપર્ક વિના પાણી આદિનું અચિત્તપણું સ્વીકારે નહી તેમજ કોઈ અચિત્ત પદાર્થો પણ નિઃશંકપણે વાપરે નહી. જેમ સૂકી ગળો અચિત્ત હોય પણ તેના પર પાણીનો છંટકાવ થતાં તે સચિત્ત થઈ જાય છે. આ બધી મર્યાદા ઘણી જ આવશ્યક છે. નિયત ધોરણ વિના વ્યવસ્થા સચવાતી નથી. કોઈકવાર ચીભડા આદિના બીજ આહાર કરતાં આખા પેટમાં ઉતરી જાય ને વિષ્ટા દ્વારાએ નિકળેલા તે સંયોગ પામી ઉગી નિકળે છે. માટે સચિત્ત-અચિત્તનો પૂરો ઉપયોગ રાખવો. તેમાં અચિત્ત પદાર્થોની

યતના કરવી. આ બાબતની ઝીણવટભરી સ્પષ્ટતા બહુશ્રુત–વિદ્વાન ગુરુમહારાજ પાસે સારી રીતે સમજી સાતમું વ્રત સ્વીકારવું.

સચિત્તાદિ સકલ ભોગવવાની વસ્તુઓના નામપૂર્વક નિયમ કરવો. જેમ આનંદ–કામદેવ આદિ શ્રાવકોએ કર્યો હતો તેમ. સર્વથા ( સંપૂર્ણ ) સચિત્તનો જેઓ ત્યાગ ન જ કરી શકે, તેઓએ પ્રતિદિવસ એક બે આદિ ગણત્રીપૂર્વક નિયમ કરવો. જો દરરોજ અલગ અલગ વસ્તુનો સ્વીકાર–ત્યાગ કરતા રહીયે તો સર્વ સચિત્તનો સ્વીકાર થઇ જાય. તેથી વિશેષ વિરતિનો લાભ મળી ન શકે, પરંતુ નામ સાથે અમુક અમુક વસ્તુ રાખીને બાકીની સચિત્ત વસ્તુનો જીવનપર્યંત ત્યાગ કરવામાં આવે તો બાકીના બધા સચિત્ત પદાર્થોનો ત્યાગ થતાં દેખીતી રીતે જ તેને સ્પષ્ટ ને ચોક્કસ મહાન ફળ મળે છે. તે માટે પૂર્વાચાર્ય કહે છે કે ' જેઓ પુષ્પ, ફળ, રસ, મદિરા, માંસ અને મહિલાનો સ્વાદ જાણવા છતાં તેનો ત્યાગ કરી વિરત થાય છે તે દુષ્કરકારકને હું વંદન કરું છું. સર્વસચિત્તના ત્યાગ પ્રસંગે અંબડ પરિવ્રાજકના સાતસો શિષ્યોએ શ્રી મહાવીર પ્રભુ પાસે શ્રાવકના વ્રત ગ્રહણ કરતાં સચિત્તનો તેમજ અદત્તાદાન ( ત્રીજું વ્રત) નો સર્વથા ત્યાગ કર્યો હતો. પરિણામે તેઓ બીજાએ આપેલા પ્રાસુક આહાર પાણીથી જીવિકા ચલાવતા હતા. એકદા તેઓ ગંગાનદીના કાંઠે જતા હતા ત્યાં ગ્રીષ્મ-કાળને લીધે તેમને અસહ્ય તરસ લાગી. નિયમની દૃઢતાને કારણે તેમણે ગંગાના પાણીનો સ્પર્શ પણ કર્યો નહી. સચિત્ત અને પાછું કોઇએ નહીં આપેલું એમ બે દોષ જોઈ તેમણે તે ગ્રહણ તો કર્યું પણ તેમણે એવી ભાવના ભાવી કે ' આ જળના જીવો અમારા કુટુંબી જ છે. માટે તેમનો નાશ કેવી રીતે કરાય ? ' અને આ ઉત્તમ ભાવના ભાવતાં જ તે સર્વેએ ગંગાની ધખતી રેતીમાં જ અણસણ લીધા ને મૃત્યુ પામી બ્રહ્મ-દેવલોકમાં સામાનિક ( ઇન્દ્ર જેવા ) દેવ થયા.

આ બધું જાણી શ્રાવકે સચિત્ત વસ્તુનો ત્યાગ કરવા સતત પ્રયત્નશીલ રહેવું. અથવા પ્રત્યેક મિશ્ર વસ્તુ આદિનું પરિમાણ કરવું. કહ્યું છે કે ' જે શ્રાવક નિર્દોષ, અચિત્ત અને પરિમિત આહારથી આત્માને ધર્મમાર્ગમાં પ્રવૃત્તિશીલ રાખે છે તે ગુણ-વંત કહેવાય છે. માટે પૂર્વે જણાવેલ ચૌદ નિયમ અવશ્ય ધારવા, આ નિયમ વિનાનો દિવસ નિરર્થક કહેવાય. માટે દિવસ નિષ્ફળ બનાવવો નહી.

હવે દ્રવ્યની વ્યાખ્યા જણાવતાં કહે છે કે–સચિત્ત અને વિગઇ સિવાયની જે પણ વસ્તુ મુખમાં નંખાય તે બધું જ દ્રવ્ય કહેવાય. જેમકે રોટલા, રોટલી પોળી, ખીચડી, નીવીયાતાં, લાડવા, લાપસી, ચૂરમું, ખીર, પાક, કોઇપણ મીઠાઇ આદિ કે કોઇપણ જાતના ફરસાણ, પાપડ, રાઇતું, કચુંબર આદિ કોઇક દ્રવ્ય ઘણા પદાર્થો કે ધાન્યાદિથી બન્યું હોય પરિણામાંતરે એક નામવાળું એક જ દ્રવ્ય ગણાય. ( જેમ ઘણી જાતનાં શાકનું બનેલું ઉંધીયું એક જ દ્રવ્ય કહેવાય. ) તેમ એક જ ધાન્યમાંથી બનેલ પૂરી, રોટલી, થૂલી, ભાખરી, ઘુઘરી, સાતપડી, થેપલા, માલપુવા, ખાખરા, વડા, દહીં-

થરા આદિ ભિન્નભિન્ન નામવાળા અને અલગ અલગ સ્વાદવાળા હોવાને કારણે એ જુદા જુદા દ્રવ્ય કહેવાય છે. ફળ, ફૂલ, ફળી આદિ એક સરખા નામવાળા હોવા છતાં અલગ અલગ સ્વાદ, ગંધાદિવાળા હોઈ તેમજ પરિણામાંતરને નહી પામ્યા હોઈ તે ભિન્ન દ્રવ્ય કહેવાય, અથવા તો બહુશ્રુત આચાર્યશ્રીજી આદિની અનુમતિ–આજ્ઞા પ્રમાણે અન્યથા રીતે પણ દ્રવ્યની સંખ્યા ગણી શકાય છે. ચાંદીની સળી કે હાથની આંગળી આદિ મોઢામાં નાખવામાં આવે છતાં તે દ્રવ્યમાં ગણાતા નથી.

વિગઈ છ કહેવાય છે. દુધ, દહીં, ઘી, તેલ, ગોળ અને કડાઈમાં થયેલ (કડા વિગઈ) સર્વ પક્વાન્ન. આમાંથી પ્રતિદિન બની શકે તેટલી વિગઈનો ત્યાગ કરવો.

સચિત્ત, દ્રવ્ય અને વિગઈ પછી ચોથો નિયમ છે. 'ઉપાનહ' એટલે જોડા–પગરખાની જોડી. (બૂટ–ચપ્પલ) કાષ્ટની પાદુકા વગેરેની સંખ્યાનો નિયમ કે સર્વથા ત્યાગ કરવો. લાકડાની પાદુકા (પાવડી) નો સર્વથા ત્યાગ કરવો. કેમકે તેથી ઘણા જીવોની હિંસા થાય છે.

પાંચમો નિયમ તાંબુલ એટલે સોપારી, કાથા, ચુના, લવીંગ આદિવાળું નાગરવેલનું પાન તથા તેવું જ મુખશુદ્ધિ માટેનું સ્વાદિષ્ટ દ્રવ્ય, નાગરવેલના પાન સદાય પાણીથી ભીનાં રખાતાં હોઇ તેમાં લીલ–ફૂગ–સેવાલ બીજા ત્રસ જીવો તેમજ ક્ષુદ્ર જંતુના ઈંડા આદિ ઘણા જીવોની ઉત્પત્તિ થાય છે. પાન ખાનારને આ બધી વિરાધના લાગે છે. માટે તે નહિ ખાવા જોઇએ. તેમાં પણ કોઇ ઇંદ્રિયવશ જીવ પાનનો ઉપયોગ કરે તો (રાત્રે તો કરે જ નહી) દિવસે સારી રીતે જોઈ શોધીને કરે. પ્રત્યેક સચિત્ત વસ્તુના એક શરીરમાં એક જીવ તો હોય છે જ. પરંતુ પાણી આદિમાં અસંખ્ય જીવોની વિરાધના રહેલી છે.

આચારાંગ સૂત્રના પ્રથમ અધ્યયનના બીજા ઉદ્દેશાની વૃત્તિમાં લખ્યું છે કે 'બાદર એકેન્દ્રિયમાં જ્યાં એક પર્યાપ્ત જીવ હોય છે. ત્યાં અસંખ્ય અપર્યાપ્ત જીવ પણ હોય છે, અને સૂક્ષ્મમાં જ્યાં એક અપર્યાપ્ત જીવ હોય છે ત્યાં નિયમા (નિશ્ચયે) અસંખ્ય પર્યાપ્તા જીવ હોય છે.' તેવી જ રીતે પ્રજ્ઞાપના સૂત્રમાં પણ જણાવ્યું છે કે–વનસ્પતિમાં જ્યાં એક બાદર પર્યાપ્ત જીવ હોય ત્યાં તેની નિશ્રાએ પ્રત્યેક વનસ્પતિમાં અપર્યાપ્ત જીવ સંખ્યાતા અથવા અસંખ્યાતા હોય છે અને સાધારણ (અનંતકાય) વનસ્પતિમાં તો નિયમા અનંતા જીવો ઉત્પન્ન થાય છે. આમ નાગરવેલના એક પાન આદિમાં અસંખ્ય જીવો હણાય છે, તથા તેને આશ્રિત લીલ–ફૂલના સંભવથી અનંત જીવો હણાય, માટે પાનનો અવશ્ય ત્યાગ કરવો.

છટ્ઠો નિયમ વસ્ત્ર, અર્થાત્ પંચાંગવેશ. તેમાં રાતનું ધોતીયું કે રાત્રે પહેરવાનું વસ્ત્ર ગણવું નહી.

સાતમા નિયમમાં પુષ્પ (અત્તર–સેંટ–એસેંસ આદિ) જે માથામાં નાખવા કે હાર બનાવી ગળે પહેરવા કામ લાગે છે, તે સૂંઘવાનો નિયમ કે ત્યાગ કરવો. તેનો ત્યાગ કર્યો હોય છતાં તે શ્રી જિનેશ્વરદેવની પૂજામાં કલ્પે છે.

આઠમો નિયમ વાહન, ઢોર, માણુસ કે યંત્રથી ચાલતા-ઉડતા કોઈપણુ જાતના વાહનનો નિયમ કરવો.

નવમો નિયમ શયન. એટલે ખાટલા-પલંગ આદિનો તેમજ શય્યાનો નિયમ કરવો. ( ખુરસી, કોચ, બાંકડા, સોફા વિ. પર બેસવાનો નિયમ કરવો )

દશમો નિયમ વિલેપન એટલે શરીરને સુગંધી આદિ પદાર્થોનું વિલેપન કરવું. ચંદન, અત્તર, તેલ, ફુલેલ ( સ્નો-પાવડર આદિ ) શરીરે ચોપડવાનો નિયમ કે ત્યાગ કરવો. આ નિયમ કર્યા છતાં પ્રભુજીની પૂજાદિ પ્રસંગે પોતાના લલાટે તિલક કરવું, હાથે કંકણુાદિ કરવાં ને ધૂપથી હાથ ધૂપવા ઈત્યાદિ કલ્પે છે.

અગ્યારમો નિયમ બ્રહ્મચર્ય. એટલે રાતે કે દિવસે પોતાની વિવાહિત પત્ની (કે પતિ) સંબંધી અબ્રહ્મની મોકળાશ ટાળવી અને અબ્રહ્મ સેવનનું પ્રમાણુ કરવું.

બારમો નિયમ દિક્‌પરિમાણુ દિશાઓમાં જવાનો નિયમ. તે છઠ્ઠા દિગ્વિરતિ વ્રત પ્રસંગે લખાયું છે તથા દશમા વ્રતમાં જણુાવાશે.

તેરમો નિયમ સ્નાન એટલે તેલમર્દન કરી કે કર્યા વિના આખા શરીરે ન્હાવું તેની ગણુત્રી-મર્યાદા કરવી.

ચઉદમો નિયમ ભત્ત એટલે રાંધેલું ધાન્ય. ભોજન તેમજ સુખડી આદિ સમજવા અને તેનો બે-ત્રણુ આદિ શેર (કીલો) પ્રમાણે કરવું.

અહીં સચિત્ત કે અચિત્ત વસ્તુઓ માટે ઉપયોગમાં લેવા માટે તે તે વસ્તુના જૂદા જૂદા નામપૂર્વક છૂટી રાખી યથાશક્તિ નિયમ કરવો. ઉપલક્ષણુથી બીજા પણુ ફળ, શાક આદિનો યથાશક્તિ નિયમ કરવો.

ઉપર પ્રમાણે જેણે ચૌદ નિયમ પૂર્વે સ્વીકાર્યા હોય અર્થાત્ જીવનપર્યંત માટે આ નિયમ લીધા હોય અથવા ન લીધા હોય તેણે પ્રતિદિવસ સાંજ-સવારે આવશ્યકતા શક્તિ અનુસાર આ નિયમોનો સંક્ષેપ કરવાનો હોય છે. રોજ સવારે તે તે વસ્તુના સ્પષ્ટ નામ લઈને તેનો નિયમ કરવો અને સાંજે તેનો સંક્ષેપ કરવો. આ પ્રમાણે નિયમ ધારવાના વિષયમાં કુમારપાળ રાજાનો પ્રબંધ આ પ્રમાણે છે:—

ગુર્જરપતિ મહારાજ કુમારપાળ સાતમા વ્રતમાં ચૌદે નિયમ રોજ ધારતા હતા. તેઓ સચિત્તમાં માત્ર નાગરવેલના પાનના આઠ બીડા રાખતા હતા, ને રાત્રે તો ચારે પ્રકારના આહારનો ત્યાગ (ચઉવિહાર) કરતા હતા. વર્ષાઋતુમાં વિગઈમાં માત્ર ઘી વિગઈની છુટ રાખતા, સર્વ પ્રકારની લીલોતરીનો ત્યાગ કરતા. તપમાં તેઓ સર્વદા એકાસણું કરતા. પારણુા-ઉત્તર પારણુાના દિવસોમાં બ્રહ્મચર્ય પાળતા તથા સર્વ પર્વમાં શિયળ પાળવું. સચિત્તનો તથા તથા વિગઈનો ત્યાગ કરવો. ઈત્યાદિ નિયમોમાં તે તત્પર રહેતા. જો કે રાજાને સ્પૃહા નહોતી છતાં રાજધર્મ-સિંહાસનની પરવશતાને લઈ તેઓ ભોગોપભોગમાં પરિમિત અને નિષ્પાપ ભોગોપભોગ સેવતા હતા. આ

પ્રમાણે ઉત્તમ રીતે વર્તતા હોઇ તેમણે પંદરકર્માદાનથી આવતી આવકનો નિષેધ કર્યો હતો-તે સંબંધી લખાયેલ પટ્ટા તેમણે ફડાવી નાંખ્યા હતાં.

આ પ્રમાણે ભોગોપભોગમાં વિરક્ત અને પરાયા ધનમાં નિઃસ્પૃહ શ્રી કુમારપાલ મહારાજાએ સાતમું વ્રત ઉત્સાહથી સ્વીકાર્યું હતું-આદર્યું ને પાળ્યું હતું.



## ૧૧૫. ભોગોપભોગવ્રતે ચાર મહાવિગઇ ત્યાગ.

मद्यं द्विधा समादिष्टं, मांसं त्रिविधमुच्यते।
क्षौद्रं त्रिधापि तत् त्याज्यं, म्रक्षणं स्याच्चतुर्विधम् ॥१॥

અર્થ-મદ્ય (મદિરા) બે પ્રકારનું હોય છે, માંસ ત્રણ પ્રકારનું હોય છે, મધ ત્રણ પ્રકારનું અને માખણ ચાર પ્રકારનું હોય છે, આ ચાર મહાવિગઇ કહેવાય છે. ચારે ત્યાગ યોગ્ય છે.

વિશેષાર્થ-આ ચારે મહાવિકૃતિઓને અભક્ષ્ય જાણી વિવેકી જીવોએ તેનો ત્યાગ કરવો. કારણ કે તેમાં તત્સમાન રંગના (તેથી ન જોઇ શકાય તેવા) અનેક જીવો ઉત્પન્ન થયા કરે ને નાશ પણ પામ્યા કરે છે.

મદિરા કાષ્ઠ અને પિષ્ટ (લોટ)થી થતી બે પ્રકારની છે. મહાઅનર્થનું ભયંકર કારણ જાણી સર્વ અભક્ષ્યમાં પ્રથમ મદિરાની વિચારણા કરવામાં આવે છે. શાસ્ત્રમાં કહ્યું છે કે 'મદ્ય દુર્ગતિનું મૂળ છે તથા લજ્જા, લક્ષ્મી, બુદ્ધિ અને ધર્મનો નાશ કરનાર છે.' એમ પણ કહેવામાં આવ્યું છે કે-મદ્યપાનથી ઉન્મત્ત બનેલ પશુવત્ આચરણ કરે છે અને બાળ, યુવતી, વૃદ્ધ તથા બ્રાહ્મણી કે ચાંડાળણી ગમે તે સ્ત્રી સાથે સમાગમ કરે છે. એકવાર શ્રીકૃષ્ણ મહારાજાએ શ્રી નેમિનાથપ્રભુને પૂછયું 'ભગવન્! મારી દ્વારિકા કેવી અજોડ અને અદ્ભૂત છે? આપ ફરમાવો કે બધું નાશવાન છે તો મારી નગરીનો નાશ શાથી થશે?' પ્રભુએ કહ્યું 'મદિરાના નિમિત્તથી દ્વારિકાનો નાશ થશે.' આ સાંભળી નગરમાં આવીને શ્રીકૃષ્ણે નગરમાં છાંટોય મદિરા ન રહેવા દીધી. નગર બહાર બધી ઢાળી નાંખવામાં આવી એકવાર શાંબ અને પ્રદ્યુમ્ન નામના યાદવરાજ કુમારો વનમાં ફરતાં ફરતાં થોડે દૂર નિકળી ગયા. ત્યાં એકનાળામાં પડેલી સડેલી મદિરાની સોડમથી તેઓ આકૃષ્ટ થયા ને તેનું પાન કરી ગાંડાતૂર જેવા બન્યા. ને ત્યાંથી થોડે દૂર કોઇ દ્વૈપાયન નામનો તાપસ તપ કરતો હતો, મત્ત થયેલા રાજકુમારે તે તપસ્વીને માર્યા-બાંધ્યા ને ઘણા રંજાડયા. ક્રોધિત થયેલા તાપસે કહ્યું 'રે યાદવો! સત્તા ને મદ સંપત્તિનો અતિરેક થવાથી તમે છકી ગયા છો. તમારો મદ ઉતારવોજ રહ્યો.

મારા તપ ત્યાગના બદલમાં હું તમારો ને નગરીનો વિધ્વંસ કરવા ઈચ્છું છું એમાંથી સંસારની કોઈ શક્તિ તમને બચાવી શકશે નહીં.'

આ નિયાણું સાંભળી-તપસ્વીનો પ્રકોપ જોઈ બંને કુમારો ભાગતા ભાગતા ઘરે આવ્યા ને આ વાત બળભદ્ર અને શ્રી કૃષ્ણને કરી. પરિસ્થિતિ પામી બંને ભાઈઓ ઠપકો આપી તપસ્વી પાસે આવી ક્ષમા માંગવા ઘણા કાલાવાલા કર્યા ને 'નાદાન બાળકોના અપરાધનો દંડ બધાને ન હોય ઈત્યાદિ ઘણી વિનવણી કરી. તાપસે કહ્યું 'તમે બંનેને હું બચાવીશ, પણ બાકી બધા તો ઉદ્ધતાઈનું ફળ ભલે ભોગવે.' શ્રીકૃષ્ણ-બલદેવે દ્વૈપાયન ઋષિને ઘણા સમજાવ્યા પણ તે માન્યો નહીં, તે મરીને અગ્નિકુમાર દેવ થયો ને ક્રોધથી ધમધમતો દ્વારિકા નગરી બાળવા આવ્યો. ત્યાંની પ્રજા બાર-બાર વર્ષોથી ઉપદ્રવના શમન અર્થે રોજ આયંબિલ કરતી હતી, તેથી તે દેવ પણ ત્યાં કશું જ અનિષ્ટ કરી શક્યો નહીં, એમ કરતા કોઈ ઉત્સવ કે મેળાનો દિવસ આવતાં આયંબિલથી કંટાયેલા લોકોએ આયંબિલ કર્યું નહીં. આ નબળાઈ જોઈ તે દેવે નગર આખામાં આગ લગાડી. ભડકા ને કીકીયારી થવા લાગી. રોહિણી, દેવકી અને વસુદેવને લઈ શ્રી કૃષ્ણ અને બળદેવ દ્વારિકામાંથી અન્ય સ્થળે જવા નિકળ્યા. રથના ઘોડા ન ચાલી શકતા કૃષ્ણ-વાસુદેવ ઘોડાની જગ્યાએ આવી રથ ખેંચવા લાગ્યા.

નગરના મોટા દરવાજામાંથી નિકળવા જતા હતા ત્યાં તે દરવાજો ને મોટી દિવાલ રથ પર પડી ને ત્યાં જ રોહિણી, દેવકી ને વસુદેવ ત્રણે જણા દબાઈ-ધરબાઈ મૃત્યુ પામ્યા અને સ્વર્ગગામી થયા. કૃષ્ણ અને બલભદ્ર સમર્થ હોવા છતાં ઉદાસ થઈ આખી નગરી અને સ્વજનોને બળતા જોઈ રહ્યા. આમ મદિરાપાનથી છકેલા કુમારોએ દ્વૈપાયનને રંજાડયો ને દ્વૈયાપને દ્વારિકાનો નાશ કર્યો. મદિરાના નિમિત્તે સમર્થ શ્રીકૃષ્ણ જોતાં રહ્યા ને દ્વારિકાનગરી ભડકે ભડકે બળી. કોઈ માણસો તેમાંથી ઉગરી શકયા નહીં માટે મદ્યપાન બધી રીતે અનર્થકારી, શરીરના તેમજ મન અને ધનના નાશનું તેમજ અવિશ્વાસનું કારણ પણ મદિરા છે. તેનો દૂરથીજ ત્યાગ કરવો.

જળચરજીવનું સ્થળચરજીવનું તથા ખેચર (પક્ષી)નું અથવા માંસ, લોહી અને ચામડું એમ ત્રણ પ્રકારે માંસ હોય છે. તે માંસ બધી રીતે દુષ્ટ હોઈ તેનો સર્વથા ત્યાગ કરવો જોઈએ. કહ્યું છે કે-

आमासु अ पक्कासु अ विपच्चमाणासु मंसपेसीसु ।
सययं चिय उववाओ, भणिओ अणिओअजीवाणं ॥

અર્થ-કાચા, પાકા, રાંધેલા, કે રંધાતા માંસમાં-માંસપેશીમાં તેના જેવાજ વર્ણવાળા નિગોદ (અનંત) જીવોની સતત ઉત્પત્તિ થયા જ કરે છે. યોગશાસ્ત્રમાં પણ કહ્યું છે કે 'ક્ષણે ક્ષણે ઉત્પન્ન થતાં અસંખ્યા સંમૂર્ચ્છિમ જીવોની પરંપરાથી દુષિત થયેલું માંસ જે નરકમાર્ગના ભાતા (પાથેય) સરખું છે. કયો બુદ્ધિમાન તેનું ભક્ષણ કરે?'

માંસમાં પ્રત્યેક ક્ષણે અંતર વિના નિગોદિયા અનંતજીવો ઉત્પન્ન થયા જ કરે છે. પછી ભલે તે રાંધેલું, કાચું કે રંધાતું હોય. વળી લૌકિકશાસ્ત્રમાં પણ કહેવામાં આવ્યું છે કે શુક્ર અને શોણિતથી ઉત્પન્ન થયેલું માંસ વિષ્ટાથી સારું નથી. તે ગંદી વસ્તુ છે ને ગંદકીથી જ વૃદ્ધિ પામે છે, ગંદકી લઈ ફર્યા કરે છે માટે ઉત્તમ જીવ માંસને ખાતાં નથી." માણસ માંસાહારી જીવ છે જ નહીં. માણસની સૌમ્યાકૃતિ જણાવે છે કે એ શાકાહારી છે, માંસાહારી પ્રાણીના દાંત સાવ જૂદા પડે છે. માંસાહારી પાણી પીવે તોય જીભના લબકારા બોલે. સમસ્ત આર્ય ગ્રંથો જોરશોરથી કહે છે કે 'અગ્નિ, મદિરા, વિષ, શસ્ત્ર, મધ અને માંસ આ છ વસ્તુ બુદ્ધિમાનો (સમજુ) એ સ્વીકારવી નહીં, તેમજ કોઇને આપવી પણ નહીં' સ્માર્ત લોકો કહે છે કે—

न मांसभक्षणे दोषो, न मद्ये न च मैथुने ।
प्रवृत्तिरेषा भूतानां, निवृत्तिस्तु महाफला ॥१॥

અર્થ—માંસ ખાવામાં, મદિરા પીવા કે મૈથુન સેવવામાં કાંઇ દોષ નથી, કારણ કે આ તો જીવનની પ્રવૃત્તિ જ છે. તેમ છતાં જો એનાથી નિવૃત્તિ કરવમાં આવે તો તે મહાફળ આપનારી છે.

શ્લોકનો આ અર્થ ઈષ્ટ નથી. કારણ કે 'આની નિવૃત્તિથી દોષ લાગતો નથી ને નિવૃત્તિ મહાફળવતી છે. આ વાત તો દેખીતી રીતે જ અસંબદ્ધ ને અઘટિત છે. આવો અર્થ તો નિર્દોષ અને શુભ એવી ધર્મપ્રવૃત્તિથી પણ નિવૃત્તિ કરાવવાનો અનર્થ કરે. આ શ્લોકનો અર્થ આ પ્રમાણે થાય–न मांसभक्षणेऽद्दोषो એટલે કે માંસભક્ષણમાં મદિરા પીવા કે મૈથુન સેવવામાં અદોષ નથી એટલે કે એ બધું સદોષ છે. કારણ કે તેમાં જીવોની પ્રવૃત્તિરૂપ ઉત્પતિ રહેલી છે. એટલે તેમાં અસંખ્ય કે અનંત જીવોની ઉત્પત્તિ થાય છે માટે આ ત્રણેની નિવૃત્તિ મહફળદાયક છે.

અનંતજ્ઞાની ફરમાવે છે કે ખાફવા તળવા આદિ કોઇ ઉપાયથી માંસ અચિત્ત થતું નથી. બીજી વસ્તુઓ તથાપ્રકારે અચિત્ત થાય છે, માંસનું તેવું નથી. માંસ ખાનાર માણસને કૂતરાની જેમ ઉપમા આપતા કહેવાયું છે કે 'જે માણસ સેંકડો–હજારો કૃમિજંતુથી સંકુલ, પરુ, રુધિર અને ચરબીથી વ્યાપ્ત એવા માંસનું ભક્ષણ કરે છે તે શુદ્ધ–સાત્વિક બુદ્ધિવાળા પુરુષો માટે તે શ્વાન તુલ્ય જ છે.

હવે મધનું અભક્ષ્યપણું સમજાવે છે–મધ ત્રણ પ્રકારનું છે, માક્ષિક (નાની માખીથી થયેલું) કૌત્તિક (મધ્યમ માખીથી બનેલું) અને ભ્રામર (ભમરી, મોટી માખીથી બનેલું આ ત્રણે જાતનું મધ ત્યાગી દેવું જોઈએ. શાસ્ત્રોમાં કહ્યું છે કે–માખીઓના એઠવાડા જેવું, માખીઓના મુખની લાળથી બનેલું, હજારો લાખો જીવોના ઘાણમાંથી નિપજેલું આ તુચ્છ મધ નરકાદિ દુર્ગતિ આપનારું હોઇ બુદ્ધિશાળી જીવો તેને ઇચ્છતા પણ નથી. પુરાણમાં પણ કહ્યું છે કે–

सप्तग्रामेषु यत्पाप-मग्निना भस्मसात् कृते।
तदेतज्जायते पापं मधुबिन्दुप्रभक्षणात् ॥१॥

અર્થ—સાત ગામ બાળી નાખવાથી જે પાપ લાગે તે પાપ મધના એક ટીપાના ભક્ષણથી લાગે છે.

यो ददाति मधु श्राद्धे, मोहितो धर्मलिप्सया।
स याति नरकं घोरं खादकैः सह लम्पटैः ॥

અર્થ:—જે ધર્મની લિપ્સાથી મોહિત થઈ શ્રાદ્ધ આદિમાં મધ આપે છે, તે તેના લમ્પટ ગ્રહણ કરનાર, ખાનારની સાથે ઘોર નરકમાં જાય છે.

જે માણસ ઔષધિમાં ઔષધ તરીકે મધ ખાય છે તે થોડા જ કાળમાં અતિ-ઉગ્ર દુઃખ પામે છે. શું જીવવાની ઇચ્છાથી ખાધેલું વિષ તત્કાળ જીવિતને શિક્ષા કરતું નથી? કરે જ છે. આ પ્રમાણે વિચારી દવાના નામે પણ મધને અડકવું જ નહી.

હવે માખણનું વિવરણ કરતાં કહે છે કે 'માખણ ચાર જાતનું હોય છે. ગાયનું, ભેંસનું, બકરીનું તેમજ ઘેટીઓનું. સિદ્ધાંતમાં કહ્યું છે કે 'જેમાં તદ્વર્ણા સૂક્ષ્મશરીર-વાળા અસંખ્ય જીવો નિરંતર ઉપજ્યા કરે છે તે માખણ સેવનારાને સહેલાઈથી દુર્ગ-તિમાં લઈ જાય છે.' છાશમાંથી બહાર કાઢ્યા પછી માખણમાં તરત તદ્વર્ણા સૂક્ષ્મ જીવો ઉત્પન્ન થાય છે. તેનો વિવેકી આત્મા અવશ્ય ત્યાગ કરે છે. આમ ઉપર જણા-વેલી ચારે મહાવિગઈ અભક્ષ્ય હોવાને કારણે ધર્મના જાણ વિવેકી આત્માએ સત્વર ત્યાગી દેવી. તેમાં સમાનવર્ણવાળા, તજ્જાતીય અનેક સૂક્ષ્મજીવો ઉત્પન્ન થાય ને નાશ પામ્યા કરે છે જેને સામાન્ય દૃષ્ટિવાળા આપણા જેવા જોઈ શકતા નથી. કોઈ યંત્રથી પણ જોઈ શકાતા નથી એને તો અતીંદ્રિય જ્ઞાની પુરુષો જોઈ શકે છે. કહ્યું છે કે—

मज्जे महुम्मि मंसम्मि, नवणीयम्मि चउत्थए।
उवज्जन्ति असंखा तव्वण्णा तत्थ जन्तुणो ॥१॥

અર્થ:—મદ્યમાં, મધમાં, માંસ તેમજ માખણમાં તેના જેવા વર્ણવાળા અસં-ખ્યાતા જીવો ઉત્પન્ન થાય છે.

અહીં પણ મદિરા આદિમાં મદિરા આદિના જેવા જ વર્ણવાળા અનંતા નિગોદ રૂપ જીવો ઉત્પન્ન થાય છે, એમ જાણવું. માટે આ ચારે વિગઈ અભક્ષ્ય છે. આમાં બેઈન્દ્રિય જીવોની ઉત્પત્તિ રસમાં થયા કરે છે.

ઉપર બતાવેલી ચારે મહાવિગઈને જે ભવ્ય જીવો ત્યજે છે તે શ્રી જિનધર્મના આરાધક બની દિવ્ય ઋદ્ધિ-સિદ્ધિ ભોગવી મુક્તિ પામે છે.



## ૧૧૬. અભક્ષ્ય ત્યાગ.

बहुजीवाकुलाभक्ष्यं, भवेदुम्बरपञ्चकम् ।
हिमं विषं तथा त्याज्याः करकाः सर्वमृत्तिकाः ॥

અર્થ:-અત્યંત જીવોથી વ્યાપ્ત એવા ઉદુંબરઆદિ પાંચ વૃક્ષોનાં ફળો અભક્ષ્ય છે. તેમજ બરફ, વિષ, કરા તથા સર્વ પ્રકારની માટી અભક્ષ્ય હોઈ આ સર્વ અવશ્ય ત્યાગવું.

વિશેષાર્થ:-ઉદુંબર (ઉંબરડા) આદિ પાંચ પ્રકારના ફળોમાં મશાલાની (ઝીણાં બીજ જેવી) આકૃતિના ઘણાંજ જીવોથી વ્યાપ્ત હોય છે, તેથી તે અભક્ષ્ય છે. તે પાંચ જાતિ આ પ્રમાણે છે. વડના, પીપરના, ઉંબરડાના, પીપળાના તથા કાકોદુંબરના ફળો. આ પાંચે પ્રકારનાં ફળો છોડી દેવા.

હિમ એટલે બરફ, તેમાં તથા કરામાં પણ અપ્કાયના અસંખ્ય જીવો હોઈ તેનો ત્યાગ કરવો.

વિષ એટલે સોમલ, અફીણ આદિ વૈદક પ્રયોગોથી ઔષધોપચાર માટે તેને સંસ્કાર આપ્યો હોય છતાં તે ખાવાથી ઉદર-જઠરમાં રહેલા ઘણા જીવોનો ઘાત થાય છે. તેથી અભક્ષ્ય છે ને ખાવું જોઈએ નહી.

અહીં કોઇને શંકા થાય કે 'બરફ-હિમ-કરા આદિમાં અપ્કાયના અસંખ્ય જીવો હોઈ ત્યાગ કરવા કહ્યું તો આ પ્રમાણે વિચારતાં પાણી પણ અભક્ષ્ય ગણાશે ને તેનો ત્યાગ કરવા પ્રસંગ આવશે.' તેનું સમાધાન આમ સમજવું કે જળ વિના જીવનનિર્વાહ જ અટકી પડે. અર્થાત્ પાણી એ અશક્ય પરિહાર્ય હોઈ તેના વગર ચાલે એમ નથી. પણ બરફ આદિ વિના તો સુખે નિર્વાહ થઇ શકે તેમ છે. માટે તેનો નિષેધ છે જે આવશ્યક છે. બરફ આદિથી તરસ ઘટતી નથી પણ વધે છે.'

મૃત્તિકા એટલે માટી. તે પેટમાં ગયા પછી વિકલેંદ્રિય જીવો તો પેદા થઈ શકે, પણ ઝીણા દેડકા જેવા પંચેંદ્રિય જીવોની પણ ઉત્પત્તિનું તે કારણ બને. માટી મહા-રોગોને પણ ઉત્પન્ન કરે છે. તેથી તે અભક્ષ્ય છે. માટી સર્વજાતની એમ કહ્યું એટલે ખડી, ગેરુ, હરિતાળ, કાળી, પીળી, રાતી આદિ તેના બીજા પ્રકાર પણ જાણવા. મીઠું (લુણ) પણ અગ્નિ આદિથી પ્રાસુક થયેલું હોય તોજ લેવું જોઇએ. મીઠું અચિત્ત થવાના અન્ય પ્રકાર પણ છે. શ્રાદ્ધવિધિમાં જણાવ્યું છે કે 'કોઇ પણ સચિત્ત વસ્તુ સો યોજન ઉપરાંત જવાથી તેને મળતા આહારના પરમાણુના અભાવથી ભિન્ન ભિન્ન પાત્ર-વાહન આદિમાં ફરવાથી, પછડાવાથી તથા પવન તેમજ ધૂમાડો લાગવાથી અચિત્ત થાય છે. લવણ આદિના સચિત્તપણાનો વિધ્વંસ થાય છે.' વળી હરિતાળ મણ-શીલ, પીપર, ખજૂર, દ્રાક્ષ અને હરડે આમાંથી કેટલીક વસ્તુ ઉપર પ્રમાણે સો યોજન છેટે ગયા પછી ગ્રહણ કરાય છે ને કેટલીક ગ્રહણ કરાતી નથી. આમાં ગીતાર્થ ગુરુ-

ઓનું વચન પ્રમાણ છે. લવણાદિક સો યોજન દૂર ગયા પછી શી રીતે અચિત્ત થાય? તેનો ઉત્તર છે કે 'જ્યાં તે પૈદા થયું તે દેશનો આહાર ન મળવાથી, વિભિન્ન પાત્રાદિ-વાહનાદિમાં વારેવારે ફેરવાવાથી, તથા વાયુ, અગ્નિ, તડકો તેમજ ધૂમાડો લાગવાથી તે અચિત્ત થાય છે.

સિદ્ધાંતમાં શસ્ત્રો ત્રણ પ્રકારના બતાવ્યા છે, સ્વકાયશસ્ત્ર, પરકાયશસ્ત્ર અને ઉભયકાયશસ્ત્ર. ખારું અને મીઠું પાણી ભેગું મળવાથી બંનેના જીવો હણાય (પાણીથી પાણી હણાય) તે સ્વકાયશાસ્ત્ર, અગ્નિ આદિ બીજા જીવોનો ઘાત કરે તે પરકાયશસ્ત્ર અજે જળ-અગ્નિ ભેગા થવાથી કે જળ અને કાચી માટી ભેગા ભળવાથી બંનેના જીવો નાશ થાય તે ઉભયકાયશસ્ત્ર કહેવાય.પીપર, ખજુર, દ્રાક્ષ, હરડે આદિ લવણની જેમ સો યોજન ગયા પછી અચિત્ત થવાનો સંભવ છે. પરંતુ તેમાંથી પરંપરા પ્રમાણે કેટલીક વસ્તુ ગ્રહણ કરાય છે ને કેટલીક નહીં. એટલે કે પીપર, હરડે આદિ ગ્રાહ્ય થાય છે. ત્યારે ખજૂર દ્રાક્ષ આદિ સચિત્ત માનવામાં આવે છે. તે જ પ્રમાણે મીઠું (લવણ) પણ અગ્નિ આદિથી અચિત્ત થયેલું જ વાપરવું, અપક્વ વાપરવું નહીં કારણ કે તે અભક્ષ્ય છે.

હવે ચઉદમું રાત્રિભોજન નામક અભક્ષ્ય કહે છે-

चतुर्विधं त्रियामायामशनं स्यादभक्ष्यकम् ।
यावज्जीवं तत् प्रत्याख्याद्, धर्मेच्छुभिरुपासकैः ॥१॥

અર્થ-રાત્રિમાં ચાર પ્રકારનું અશન અભક્ષ્ય છે, માટે ધર્મની ઇચ્છાવાળા ઉપાસકોએ જીવન પર્યંત તેના પચ્ચક્ખાણ કરવા. ચાર પ્રકારનું અશન એટલે અશન, પાન, સ્વાદિમ ને ખાદિમ. આ ચાર પ્રકારનું ખાદ્ય-પેય રાત્રિમાં અભક્ષ્ય છે. કે સૂર્યાસ્ત થતાં આ ખાદ્ય સામગ્રીમાં ઘણાં જીવો ઉદ્ભવે છે. કારણ કે શ્રાદ્ધદિનકૃત્યમાં જણાવ્યું છે કે-

तज्जोणिअ जीवाणं, तहा संपाइमाणयं ।
निसिभत्ते वहो दिट्ठो सव्वदंसीहिं सव्वहा ॥१॥

અર્થ-તદ્યોનિજ એટલે (ચારે પ્રકારના) આહારસ્વરૂપ યોનિથી ઉત્પન્ન થતા તેમજ સંપાતિમ એટલે ઉપરથી પડતા અનેક ત્રસજીવોનો ચોક્ખો વિનાશ રાત્રિ-ભોજનમાં સર્વદર્શી તીર્થંકર પરમાત્માઓએ જોયેલો છે.

વિશેષે-સાથવા આદિ રાંધેલા પદાર્થમાં નિગોદની જેમ ઉરણીકાદિ જીવો ઉત્પન્ન થાય છે. તેથી તે જીવો તદ્યોનિજ (તે યોનિવળા) કહેવાય છે, તથા સંપાતિમ એટલે ઉપરથી, બહારથી આવીને અહારમાં પડતા પતંગીયા, કૂદા, કુંથુઆ, કીડી મચ્છર આદિનો પણ નાશ થતો ભગવંત વીતરાગદેવે જોયેલો છે. શીતયોનિવાળા ત્રસજીવો ભૂમિ, વસ્ત્ર તેમજ આહારાદિમાં રાત્રિએ ઉપજે તેથી રાત્રિમાં અસંખ્ય જીવોને ઘાત કહેલો છે. ઉઘાડા

ભાગમાં (અગાશી આદિમાં) તો દિવસના શેષ આઠમા ભાગથી અપ્કાયના જીવોની વૃષ્ટિ થવા લાગે છે તે સવારે ચાર ઘડી દિવસ ચડે ત્યાં સુધી રહે છે. તેથી આકાશસ્થળે જ્યાં છાપરુ કે માથે છાયા ન હોય ત્યાં બેસીને ભોજન કરવામાં આવે તો ત્યાં અનંત જીવોના ઘાતનો પણ સંભવ થાય. કારણ કે સિદ્ધાંતમાં કહ્યું છે કે 'જત્થ જલં તત્થ વણં' જ્યાં જળ હોય ત્યાં વનસ્પતિ પણ હોય જ. સાધારણ વનસ્પતિમાં અનંત જીવો હોય છે જ.

વળી રાત્રિભોજન કરતાં આ લોક સંબંધી પણ અનેક પ્રકારની હાનિ–પીડા થવાનો સંભવ થાય છે. જો ભોજનમાં કીડી ખવાઇ જાય તો બુદ્ધિનો નાશ થાય છે. માખી ખવાઇ જાય તો વમન થાય, જુ ખવાય તો જળોદર થાય. કરોળીયો ખાવામાં આવે તો કોઢ રોગ થાય. વળી રાત્રે વાસણ માંજતાં તેમજ એઠવાડ નાખતાં ઘણાં જીવો હણાય છે. ઈત્યાદિ રાત્રિભોજનમાં રહેલા દોષો એટલા છે કે કહેતા અંત ન આવે. છતાં થોડા કહેવામાં આવે છે.

કોઇ જીવ છન્નુભવ સુધી જીવહિંસા કરે તેટલું પાપ એક સરોવર શોષવાથી (તેનું પાણી બહાર કઢાવી નાંખવાથી કે બાળી નાંખવાથી) લાગે છે, એકસો આઠ ભવ સુધી તેવા સરોવર સૂકવનારને જે પાપ લાગે છે તેટલું પાપ એકવાર દાવાનળ લગાડનારને લાગે છે. એકસો ભવ સુધી દવ આપનારને જે પાપ લાગે તે એક કુવ્યાપાર કરનારને લાગે છે. એકસો ચુમ્માલીસ ભવ પર્યંત કુવ્યાપાર કરનારને જે પાપ લાગે છે તે એક કુકર્મીને લાગે છે. એકસો ચુમ્માલીસ ભવ સુધી કુકર્મીને જેટલું પાપ લાગે તેટલું એકવાર ખોટું આળ આપનારને લાગે છે. એકસો એકાવન ભવ સુધી ખોટું આળ આપનારને જેટલું પાપ લાગે તેટલું પાપ એકવાર પરસ્ત્રીગમન કરનારને લાગે છે. નવ્વાણું ભવ પર્યંત પરસ્ત્રી ભોગવનારને જે પાપ લાગે છે તે પાપ એકવાર રાત્રિભોજન કરનારને લાગે છે. આ પ્રમાણે રત્નસંચય નામના ગ્રંથમાં કહ્યું છે. તેનું તત્ત્વ બહુશ્રુત જાણે.

'જે વિવેકી પુણ્યવાન આત્મા સર્વથા રાત્રિભોજનનો ત્યાગ કરે છે તેને એક મહિનામાં પંદર ઉપવાસનું ફળ મળે છે.' શ્રાવકના કુળમાં જન્મેલા આત્માને સામાન્ય રીતે રાત્રિભોજનના ત્યાગનો મહાલાભ મળે છે. માટે શ્રાવકોએ યાવજ્જીવ રાત્રિભોજનનો ત્યાગ કરવો. ખરેખર ચારે આહારના ત્યાગની શક્તિ ન હોય તો ત્રિવિધાદિ આહારનો અવશ્ય ત્યાગ કરવો, સ્વાદિમ (સોપારી આદિ) દવા આદિ લેવા હોય તો દિવસે તે સારી રીતે શોધી રાખવા. અન્યથા તેમાં ત્રસજીવોના નાશનો દોષ રહેલો છે. મુખ્ય રીતિએ તો પ્રાતઃકાળ પછીની તથા સાયંકાળની રાત્રિ પૂર્વેની બે બે ઘડી આહારનો ત્યાગ કરવો. કહ્યું છે કે 'રાત્રિભોજનના દોષને જાણકાર જે પ્રાણીઓ દિવસની શરૂઆતની અને અંતની બે બે ઘડી છોડી દિવસે ભોજન કરે છે, તે સર્વ સુખનું ભાજન પુણ્ય પ્રતાપે થાય છે.' વળી નિશાભોજન કરનાર ઘુવડ, કાગડા, બીલાડી, ગીધ, સાબર,

કુક્કર, સર્પ વીંછી અને ઘો-ઘરોળીના અવતાર પામે છે, આ લોકમાં રોગાદિ ને પરલોકમાં દુર્ગતિમાં હીન અવતારનો વિચાર કરી રાત્રિભોજન સર્વથા છોડી દેવું.

રાત્રિભોજનનો દોષ જણાવતા રામાયણમાં જણાવ્યું છે કે 'લક્ષ્મણ અને સીતાજી સાથે શ્રીરામચંદ્રજી વનવાસના કાળમાં કુર્બર નામના ગામ બહાર એક વડવૃક્ષ નીચે રાતવાસો રહ્યા હતા. કુર્બર નગરના રાજા મહીધરને વનમાળા નામની એક સુંદર કન્યા હતી. લક્ષ્મણના પ્રભાવશાલી વ્યક્તિત્વથી તે તેના ઉપર અંતઃકરણથી અનુરાગિણી બની હતી પણ જ્યારે તેણે સાંભળ્યું કે 'લક્ષ્મણ તો વનવાસી થયા છે. ત્યારે તેણે આત્મહત્યાનો નિર્ણય કર્યો. અને તેજ રાત્રે જે વનમાં રામ-લક્ષ્મણ આદિ રાતવાસો રહ્યા હતા. દૈવયોગે ત્યાં જ ગળાફાંસો ખાવાની તે તૈયાર કરવા લાગી. જાગતા ચોકી કરી રહેલા લક્ષ્મણે આ જોઇ, તેની પાસે જઇ આત્મઘાતનું કારણ પૂછ્યું. વનમાળાએ પોતાની સત્ય બીના કહી. લક્ષ્મણે તરત તેનો ફાંસો તોડી ખાત્રી આપી કે પોતે જ લક્ષ્મણ છે. ગાંધર્વવિવાહથી બંને ત્યાં ને ત્યાં પરણ્યા. સુલક્ષણા ને સુચરિતા વનમાળા પોતાની પ્રતિજ્ઞા પ્રમાણે લક્ષ્મણને વર તરીકે મેળવી આનંદી. લક્ષ્મણે વનમાળાને કહ્યું 'હમણા તમે તમારા પિતાને ત્યાં રહો. વનવાસ પૂર્ણ થતાં હું તમને લઇ જઇશ.'

પરંતુ અનુરાગિણી વનમાળાએ વાત માની નહીં. કારણ કે પુરુષ કઠોરહૃદયના હોય છે. ને સાનુકુળ સંયોગમાં પાછલું બધું ભૂલી જઇ શકે છે. કોણ જાણે તમે મને ક્યારે લેવા આવો ? આવો કે ન પણ આવો ! આ સાંભળી લક્ષ્મણે તેને ઘણી સમજાવી પણ તે ન માની ત્યારે સ્ત્રીહત્યા, ગાયહત્યા ને છેવટે બાળહત્યાના પાપ લાગવા સુધીની કબુલાત લક્ષ્મણે કરી કે 'ન આવું તો આવાં આવાં પાપનો ભાગી થાઉં.' આ સાંભળી વનમાળાએ કહ્યું 'તમે એમ કહો કે-જો વનવાસ પૂર્ણ થતાં હું તને લેવા ન આવું તો આ સંસારમાં રાત્રિભોજન કરનારને જે પાપ લાગે તે પાપનો હું ભાગી થાઉં.' આવી પ્રતિજ્ઞા કરો તો હું મારા પિતાના ઘરે જાઉં ને તમારી વાટ જોઉં. નહી તો હવે તમને છોડીને ક્યાંય જવું નથી.' લક્ષ્મણે તેવી પ્રતિજ્ઞા કરી એટલે વિશ્વસ્ત થઇ વનમાળા પાછી ફરી.

આથી એમ સમજાય છે કે સ્ત્રી-ગૌ કે બાળહત્યા કરતાં પણ રાત્રિભોજનના પાપને વનમાળાએ વધું મહત્ત્વ આપ્યું હતું. તેની વાત માન્ય કરતા જ વનમાળાએ લક્ષ્મણ પર વિશ્વાસ મૂકયો હતો. તેથી રાત્રિભોજનના પાપને અતિઉગ્ર જાણી પાપભીરૂ આત્માએ તેનો તત્કાળ ત્યાગ કરવો, નિયમ કરવો.



## ૧૧૭. રાત્રિભોજનનો પરિહાર આવશ્યક.

स्वपरसमये गर्ह्यं, आद्यं श्वभ्रस्य गोपुरम् ।
सर्वज्ञैरपि यत् त्यक्तं, पापात्म्यं रात्रिभोजनम् ॥१॥

અર્થ—સ્વશાસ્ત્ર (જિનાગમ) તથા પરશાસ્ત્ર (વેદ–પુરાણાદિ)માં જે નિંદા યોગ્ય છે, જે નરકના મુખ્ય દરવાજાની ઉપમા પામ્યું છે. જેને સર્વજ્ઞ પરમાત્માઓએ પણ ત્યજેલું છે તે રાત્રિભોજનને પાપમય માનીને છોડી દેવું.

અહીં સ્વશાસ્ત્રમાં નિંદ્ય કહ્યું તેનું પ્રબળ પ્રમાણ આપતા કહે છે કે–કેવળજ્ઞાની આદિ જ્ઞાની ભગવંતો તજ્જન્ય સૂક્ષ્મઆદિ જીવોને જોઈ શકે છે ને પ્રાસુક આહાર પણ જાણી શકે છે–અર્થાત્ કોઈ વાર, કોઈ જગ્યાએ નિર્જીવ અને પ્રાસુક આહારની ઉપલબ્ધિ શકય હોય તો પણ તેઓ રાત્રિભોજનનો અવશ્ય પરિહાર કરે છે. દીવા આદિના પ્રબળ અજવાળામાં કીડી આદિ જંતુઓ કદાચ જોઈ શકાય, સૂક્ષ્મજીવો તો જોઈ શકાય નહીં, તેની દયા ન પળાય ને પરિણામે મૂળવ્રતની વિરાધના થાય, માટે ભારપૂર્વક રાત્રિભોજનનો નિષેધ કરવામાં આવ્યો છે. અન્યશાસ્ત્રમાં પણ જણાવ્યું છે કે–

मृते स्वजनमात्रेऽपि, सूतकं जायते किल ।
अस्तंगते दिवानाथे, भोजनं क्रियते किमु ? ॥१॥

અર્થ—સામાન્ય સ્વજનના મરણથી પણ સૂતક લાગે છે તો સૂર્યના અસ્ત થવાથી ભોજન કેમ કરી શકાય ?

मद्यमांसाशनं रात्रौ, भोजनं कन्दभक्षणम् ।
ये कुर्वन्ति वृथा तेषां, तीर्थयात्रा जपस्तपः ॥२॥

અર્થ—જેઓ મદિરા પીવે છે, માંસ ખાય છે, રાત્રિભોજન કરે છે અને કંદ–મૂળનું ભક્ષણ કરે છે તેઓની તીર્થયાત્રા તેમજ તપ–જપ નિષ્ફળ થાય છે.

પદ્મપુરાણમાં લખ્યું છે કે મદ્ય–માંસ ખાનાર રાત્રિભોજન કરનારના એકદશી, ચાંદ્રાયણાદિ વ્રત, પુષ્કરતીર્થ આદિની યાત્રા, રાત્રીજાગરણાદિ વૃથા થાય છે. મહાભારતના અઢારમા પર્વમાં જણાવ્યું છે કે 'હે યુધિષ્ઠર ! તપસ્વીઓએ તો વિશેષે રાત્રિનો નિયમ પાળવો જોઈએ ને પાણી પણ પીવું ન જોઈએ. વિવેકી ગૃહસ્થે પણ તે પ્રમાણે જ વર્તવું જોઈએ. અર્થાત્ પાણી પણ રાત્રે ન પીવું જાઈએ.'

મહાભારતમાં જ કહ્યું છે કે—

अस्तंगते दिवानाथे आपो रुधिरमुच्यते ।
अन्नं मांस–समं प्रोक्तं, मार्कण्डेय–महर्षिणा ॥१॥

અર્થ— સૂર્ય અસ્ત પામ્યા પછી પાણી લોહી સમાન અને અન્ન માંસ સમાન છે. એમ માર્કંડેય ઋષિએ કહ્યું છે.

વિશેષમાં જણાવાયું છે કે 'રાત્રે આહુતિ, સ્નાન, શ્રાદ્ધ, દેવપૂજા અને દાન કરવા નહીં અને વિશેષે કરી ભોજન તો કરવું જ નહીં'. તથા પદ્મપુરાણના પ્રથમ શ્લોકમાં રાત્રિભોજનને નરકના પ્રથમ દરવાજાની ઉપમા આપવામાં આવી છે.'

चत्वारो नरकद्वाराः, प्रथमं रात्रिभोजनम् ।
परस्त्रीगमनं चैव, सन्धानानन्तकायिके ॥१॥

અર્થ—નરક (જવા)ના ચાર દ્વાર છે, પહેલું રાત્રિભોજન, બીજું પરસ્ત્રીગમન, ત્રીજું સન્ધાન એટલે બોળો નાખી બનાવેલ ઢોકળા—અથાણાદિ ખાદ્યો અને ચોથું દ્વાર અનન્ત કાય (કંદ—મૂળ)નું ભક્ષણ.

આયુર્વેદમાં પણ જણાવ્યું છે કે 'સૂર્ય અસ્ત થતાં હૃદયકમળ તથા નાભિકમળ સંકોચ પામે છે તેથી રાત્રિભોજન કરવું નહીં. તેમાં તુચ્છ જંતુની બહુલતા હોઈ આરોગ્યને ઘણી હાનિ થાય છે.' સ્કંદપુરાણમાં રુદ્રરચિત સૂર્યસ્તુતિસ્વરૂપ કપાલમોચનસ્તોત્રમાં લખ્યું છે છે કે—

एकभक्तोशनान्नित्य—मग्निहोत्रफलं लभेत् ।
अनस्तभोजनान्नित्यं, तीर्थयात्राफलं लभेत् ॥१॥

અર્થ—સદા એકવાર જમવાથી અગ્નિહોત્રયજ્ઞનું ફળ મળે છે. અને સૂર્યની સાક્ષીએ નિત્ય જમવાથી તીર્થયાત્રાનું ફળ મળે છે.

આમ અનેક લૌકિક—લોકોત્તરશાસ્ત્રોથી રાત્રિભોજન પાપાત્મક છે. સંસારના સમસ્ત દ્રવ્ય—ગુણ—પર્યાયને જોનાર-જાણનાર શ્રી સર્વજ્ઞપરમાત્માઓએ પણ તેને ત્યજેલું એટલે કે અંતર્દૃષ્ટિવાળા સર્વજ્ઞોએ જે સેવ્યું નથી, તે આપણા જેવા સ્થૂલ અને બાહ્યદૃષ્ટિવાળા માટે તો નિતાંત ત્યાજ્ય જ ગણાય. આ વ્રતાધિકારે ત્રણ મિત્રનો પ્રબંધ આ પ્રમાણે છે.

### ત્રણ મિત્રોનો પ્રબંધ

કોઈ ગામમાં એક જિનધર્મી બીજો ભદ્રપરિણામી અને ત્રીજો મિથ્યાત્વી એમ ત્રણ વણિકપુત્રો મિત્ર હતા. એકવાર આ ત્રણે જણ ઉપાશ્રયે જઈ ચડયા. ત્યાં તેમણે સાંભળ્યું કે 'રાતે પાણી પીવા કરતાં સ્વાદિમ આહાર ખાવામાં બમણું પાપ લાગે છે, સ્વાદિમ કરતા ખાદિમઆહાર કરવામાં ત્રણગણું પાપ લાગે છે. અને ખાદિમ આહાર કરતા અશન આહારમાં ત્રણગણું પાપ લાગે છે. (અશન એટલે અન્ન—ધાન્યાદિ યુક્ત સમસ્ત ભોજન, ખાદિમ એટલે સેકેલી ધાણી આદિ—મેવા ફળ આદિ અને સ્વાદિમ એટલે સૂંઠ, વરીયાળી, એલચી, લવીંગાદિ,) રાત્રિના અંધકારમાં સૂક્ષ્મજીવો જોઈ શકાતા નથી, માટે રાત્રે બનાવેલ પાક આદિ જો દિવસે ખાવામાં આવે તો પણ રાત્રિભોજનનો ભાંગો લાગે છે અર્થાત્ રાત્રિભોજન સમાન ગણાય છે. ઈત્યાદિ રત્નસંચય નામક ગ્રંથમાં લખ્યું છે. રાત્રિભોજનના વર્જનમાં આ લોક તથા પરલોક સંબંધી ન કલ્પી શકાય

એટલા લાભો રહેલા છે. છતાં જે અજ્ઞાની કે આગ્રહી જીવો કદાગ્રહથી રાત્રિભોજન છોડતાં નથી તેઓ એડકાક્ષની જેમ તથા મરૂકની જેમ ઘોર દુઃખ પામે છે. એડકાક્ષનો સંબંધ આ પ્રમાણે છે.

## એડકાક્ષની કથા.

દશાર્ણનગરમાં ધરશ્રી નામે શ્રાવકકન્યા હતી. તે ધનદેવને પરણી સાસરીયે આવી. પતિના ઘરના લોકોને રાત્રિભોજન કરતા જોઇ તેને ઘણું લાગ્યું. તે બધાને તો સમજાવી ન શકી પણ પોતાના પતિને એક દિવસ ઘણું સમજાવી મનાવી દિવસચરિમં (ચઉવિહાર)નું પચ્ચક્ખાણ કરાવ્યું. તે જ રાત્રિએ કોઈ સમીપવર્તી દેવીએ ધનદેવની પરીક્ષા માટે તેની બહેનનું રૂપ કરી ભાવતી વસ્તુ ખવરાવવા આવી. ધનશ્રીએ ઘણો વાર્યો. સમજાવ્યો ને પચ્ચખાણભંગનો ભય પણ બતાવ્યો છતાં તે ન માન્યો 'મને તો ભૂખ લાગી છે.' કહી જમવા બેઠો. તરત ખીજાએલી દેવીએ તેને જોરથી લપડાક ખેંચી કાઢી, તેથી તેની આંખો બહાર નિકળી આવી. જતાં જતાં દેવીએ કહ્યું 'પ્રતિજ્ઞા અને નિયમ કરતા તને પાપ આટલા બધાં વહાલા છે. તારા પાપ તું ભોગવ.' ને દેવી ચાલી ગઈ. પતિની આ દશા જોઇ ધનશ્રીએ કાયોત્સર્ગ ધ્યાનમાં દેવીને આરાધતાં તે આવી ને તેની આંખો સારી-સાજી કરી આપી. પાછળથી લોકોમાં એવી પ્રસિદ્ધિ થઈ કે નિયમ ભાંગવાથી તેની બંને આંખો દેવીએ લઈ લીધી હતી પણ પત્નીની આરાધનાને લીધે તરતના મારેલા કોઇ ઘેટાની આંખ દેવીએ બેસાડી આપી માટે કોઇએ નિયમ સાથે ચેડા કરવા નહીં. ત્યારથી ધનદેવ એડકાક્ષ (એડક એટલે ઘેટું-તેની આંખવાળો) તરીકે પ્રસિદ્ધિ થયો. મરૂકની કથા શ્રાદ્ધદિનકૃત્યની બૃહદ્‌વૃત્તિથી જાણવી.

સજ્જન અને કલ્યાણકામી જીવો હઠ, દુરાગ્રહ કે મશ્કરીમાં પણ રાત્રિભોજનને સારૂં નથી કહેતા-માનતા.

આવી ધર્મદેશના સાંભળી ત્રણ મિત્રોમાંથી પહેલા જિનધર્મીએ પોતાના કુળાચાર પ્રમાણે કેટલાએક નિયમો સ્વીકાર્યા. બીજા ભદ્રકમિત્રે સારી રીતે વિચારણા કરી રાત્રિભોજનના ત્યાગનો નિયમ લીધો. પરંતુ ત્રીજો મિથ્યાદૃષ્ટિ જરાય બોધ પામ્યો નહીં. આ અમૃતવાણીનો તેનાપર જરાય પ્રભાવ ન પડયો. તેના સિવાયના બંને મિત્રો સપરિવાર નિયમ પાળવામાં તત્પર થયા. તે શ્રાવકમિત્રના આચારમાં ધીરે ધીરે શિથિલતા આવવા લાગી. નિયમની સામાન્ય ક્ષતિઓ આગળ જતાં મોટી સ્ખલનાઓને પણ સામાન્ય કરી નાંખે છે. સંસારમાં તે જ જાણનાર છે જે મનની દુર્બળતાને જાણી શકયા છે ને મનને ફાવવા નથી દીધું. તે શ્રાવકમિત્ર પ્રથમ તો દિવસની પહેલી ને છેલ્લી બે-બે ઘડી જે ત્યાજ્ય હતી તેમાં ખાવા લાગ્યો ને પછી તો થોડું મોડું થાય તો ઉતાવળે ઉતાવળે જમી લે. એમ કરતાં તે સૂર્યાસ્ત પછી પણ નિઃશંક થઇ જમવા લાગ્યો. એકવાર એ બંનેને કાર્યવશ રાજકચેરીએ જવું પડયું. સવારે જમ્યા વગર જ નિકળેલા ને અણધાર્યું મોડું થઇ ગયું. ઘરે પહોંચતા સૂર્યાસ્ત થઈ ગયો.

શ્રાવકની સાથે જ ભદ્રિક પણ તેના ઘરે જ આવ્યો. કુટુંબીઓએ જમવા આમંત્ર્યા ને ભોજનના થાળ પીરસ્યા. ભદ્રિકે કહ્યું રાત્રિ પડી ગઈ છે. હવે અમારાથી જમાય નહીં.' શ્રાવકમિત્રે કહ્યું હજી રાત કયાં પડી છે.? જો હાથની રેખા પણ ચોક્ખી વર્તાય છે. આપણે તો રાતે ન જમવાનો નિયમ છે, ને રાત હજી છેટી છે.' ભદ્રિકે કહ્યું 'એ બધી નમાલી વાતો છે. ખાવાનું કયાં જતું રહેવાનું છે. સવારે જમીશું, જમવાનું કાંઇ નવું નથી, વ્રત અને નિયમ મળવા કઠિન વાત છે.' ભદ્રિકે દ્દઢતા રાખી સવારથી ભૂખ્યો હતો ને પરિશ્રમ પણ સારો પડયો છતાં તેણે સહુના આગ્રહ અને અનુનયને ઠેલ્યો. રાત્રિભોજન કર્યું નહીં. ત્યારે 'હજી તો રાતને વાર છે.' કહી શ્રાવક અંધકારમાં નિઃશંકપણે જમવા લાગ્યો. શાસ્ત્રમાં કહ્યું છે કે—

रयणीभोजने जे दोषा, ते दोषा अंधयारम्मि ।
जे दोषा अंधयारम्मि, ते दोपा संकडम्मि मुहे ॥१॥

અર્થ—રાત્રિભોજન કરતાં જે દોષ લાગે તે દોષ અંધકારમાં જમવાથી પણ લાગે છે. જે દોષ અંધકારમાં જમવાથી લાગે છે તે દોષ સાંકડા મુખવાળા પાત્ર-વાસણમાં ખાવા-પીવાથી લાગે છે. એટલે કે રાત્રે તેમજ અંધારામાં ભોજન કરાય નહીં. જો અંધારી જગ્યામાં ન કરાય તો રાત્રે તો શી રીતે ભોજન કરાય?

પેલો શ્રાવક જમતો હતો ત્યારે પીરસનારના માથામાંથી કોઇ ઉગ્ર જૂ તેના ભોજનમાં પડતા ખવાઇ ગઇ. તેથી તેને અસહ્ય જળોદરનો મહાવ્યાધિ થયો. વ્રત-વિરાધી ઘણી પીડા ભોગવી મરીને તે બીલાડો થયો. ત્યાંથી પ્રથમ નરકે ગયો. પેલો મિથ્યાત્વીમિત્ર પણ યોગાનુયોગ વિષાન્ન ખાવાથી મરી માર્જાર થઇ પ્રથમ નરકમાં ગયો. ત્યારે શાંતિથી સાવધાનીપૂર્વક વ્રત પાળતો ભદ્રિક પ્રાંતે પ્રથમ દેવલોકે દેવ થયો. શ્રાવકનો જીવ પ્રથમ નારકીમાંથી નિકળી નિર્ધન બ્રાહ્મણને ત્યાં શ્રીપુંજ નામે પુત્ર થયો. મિથ્યાત્વી મિત્ર તેનો નાનો ભાઇ થયો. દેવલોકમાં રહેલા ભદ્રિકે અવધિજ્ઞાનથી પોતાના પૂર્વ ભવના દુઃખીયારા મિત્રને જોયા. ત્યાં આવી તેમને નિયમભંગ તેમજ નિયમહીન જીવનની દુર્દશા સમજાવી, પ્રતિબોધ આપ્યો. તેઓ જાતિસ્મરણજ્ઞાનથી પોતાના પૂર્વભવને જાણનારા થયા. દેવે સર્વ અભક્ષ્ય અને રાત્રિભોજનનો ત્યાગ કરવા ભારપૂર્વક ભલામણ કરતા બંનેએ સર્વ અભક્ષ્યનો ત્યાગ કર્યો, તેમના માતાપિતા બ્રાહ્મણ હોઇ પોતાના પુત્રોને રાત્રિભોજન તેમજ ખાદ્યવસ્તુના ત્યાગની વાત કરતા જાણી ખીજાયા ને પોતાનો કદાગ્રહ ન છોડે તો જમવા ન આપવું એમ નિશ્ચિત કર્યું. આમ કરવાથી બંને ભાઇઓને ત્રણ દિવસ સુધી કાંઇ ખાવા-પીવા મળ્યું નહીં. ત્રીજી રાત્રિએ સૌધર્મનિવાસી દેવે આ પરિસ્થિતિ જાણી ત્યાંના રાજાના પેટમાં વ્યાધિ ઉભો કર્યો. રાજાથી પીડા સહન ન થાય ને આળોટયા કરે. ઉપચાર કરવામાં આવ્યા પણ બધાં નિષ્ફળ નિવડયા.

દેવે દિવ્યવાણીથી જણાવ્યું કે રાત્રિભોજનના ત્યાગવાળા શ્રીપુંજ બ્રાહ્મણનો

હાથ અડતાં રાજાની પીડા શાંત થશે. તરત મંત્રીઓ દોડયા ને રથમાં બેસાડી શ્રીપુંજને ત્યાં લઈ આવ્યા. શ્રીપુંજે મોટી મેદની વચ્ચે કહ્યું 'જો મારું વ્રત ઉપકારક ને સાચું હોય તો રાજાની પીડા શાંત થાવ.' ને સ્પર્શ કરતાં જ રાજાની પીડા શાંત થઇ ગઈ. પ્રસન્ન થયેલા રાજાએ તેને પાંચસો ગામનો અધિપતિ બનાવ્યો. શ્રીપુંજે પોતાના નિયમનો સર્વત્ર મહિમા વિસ્તાર્યો ને ધર્મનો પ્રતાપ પ્રભાવિત કર્યો. પ્રાંતે આયુપૂર્ણ થયે બંને ભાઇ પ્રથમ સ્વર્ગે ગયા. આગળ જતાં ત્રણે મિત્રો મુક્તિ પામશે. માટે કહ્યું છે કે—

व्रतात्तमात्रान्न हि धर्मपूर्णता, निमित्तमुख्यं परिणामसङ्गतम् ।
समद्रकोपासकयोः प्रबन्धतः विचार्य तत्त्वं निशिभोजनं त्यज ॥१॥

અર્થ:—માત્ર વ્રતની પ્રાપ્તિથી ધર્મની પૂર્ણતા નથી થતી, કિંતુ નિમિત્તમાં મુખ્ય પરિણામની સંગતિ–અર્થાત્ લીધેલા વ્રતનું દઢતાપૂર્વક પાલન ને શુભ પરિણામ તે જ ખરી અને મુખ્ય વાત છે. ભદ્રક અને તેના બે મિત્રોના આ પ્રબંધને સારી રીતે વિચારી તત્ત્વને પામી રાત્રિભોજનનો ત્યાગ કરો.



## ૧૧૮. અભક્ષ્ય કદી ન ખવાય.

अनन्तकायसन्धाने बहुबीजं च भक्ष्यकम् ।
आमगोरससम्मिश्रं च द्विदलं सूक्ष्मसत्त्वजम् ॥१॥
तुच्छफलं च वृंताकं, रसेन चलितं तथा ।
अज्ञातफलमेतानि, ह्यभक्ष्याणि द्वाविंशतिः ॥२॥

અર્થ—મદ્ય, માંસ, મધ અને માખણ આ ૪ મહાવિગઇ, ઉદુંબર આદિ (૯) પાંચ જાતિનાં ફળો. ૧૦ બરફ, ૧૧ વિષ, ૧૨ કરા, ૧૩ સર્વજાતિની માટી, ૧૪ રાત્રિ–ભોજન, ૧૫ અનંતકાય (કંદમૂલાદિ), ૧૬ સન્ધાન (બોળઅથાણાદિ), ૧૭ બહુબીજ–વાળા (ખસખસ આદિ) ફળ, ૧૮ કાચા ગોરસ (દુધ–દહીં–છાશ) સાથે દ્વિદળ (દાળ થાય તે કઠોળ) મિશ્ર કરવું. ૧૯ તુચ્છફળ (બોર–સીતાફળ) ૨૦ વૃંત્તાક, ૨૧ ચલિત-રસ વાળા (વાસી) ખાદ્ય પદાર્થો તથા ૨૨ અજાણ્યું ફળ. આ પ્રમાણે કુલ બાવીશ અભક્ષ્ય જાણીને ત્યાગવા.

વિશેષાર્થ:-અનંતકાય એટલે સાધારણ વનસ્પતિ, તેનું ભક્ષણ અનંતજીવોના ઘાતનું ઘોર કારણ છે. માટે તે અભક્ષ્ય હોઇ તેનો ત્યાગ કરવો. આનું સ્વરૂપ આગળ કહેવાશે.

સંધાન એટલે લીંબુ, મરચા, બીલી તથા બીજોરા આદિનું બોળ અથાણું, તેમાં અનેક જીવોની ઉત્પત્તિ થાય છે. તથા લવણવાળા શાક રાઈ આદિથી ભરેલા ત્રણ દિવસ પછી અભક્ષ્ય થાય છે, એવો વહેવાર છે, પરંતુ ક્ષારમાં નાંખેલાં લીંબુ આદિના ગંધ રસ આદિ બદલાઈ જાય તો ત્રણ દિવસ તડકે રાખેલા લીંબુ વાપરવા યોગ્ય નથી. એમ વૃદ્ધો કહે છે. (૨)

બહુબીજ એટલે પંપોટા, અંજીર આદિ. જે ફળમાં કેવલ એકલાં બી જ હોય પણ અંતરપડ ન હોય તો તે અભક્ષ્ય છે. કારણ કે તે પ્રત્યેક બીજે ચોક્ખો જીવનો ઘાત રહેલો છે, પરંતુ જે ફળમાં બહુબીજ હોવા છતાં અંતરપડ હોય જેમકે દાડમ, ટીંડોરા આદિ તો તે અભક્ષ્ય નથી. (૩)

આમ ગોરસ એટલે કાચા (ઉના કર્યા વિનાના) દુધ, દહીં અને છાશ. તેમાં જો દ્વિદળ (દાળ થાય તેવું) કઠોળ નાખવામાં આવે તો તેમાં એવા સૂક્ષ્મજીવો તત્ક્ષણ ઉપજે છે કે તેને કેવળીજ જોઈ શકે છે. દ્વિદળનું લક્ષણ આ પ્રમાણે સિદ્ધાંતમાં કહ્યું છે, 'જેને પીલવાથી તેલ નિકળે નહીં ભરડવાથી બે દળ જૂદા પડે તે દ્વિદળ કહેવાય એરંડી, રાઈ આદિના બે દળ (દાળ) થાય છે. પણ તેમાંથી તેલ નિકળતું હોઈ તે દ્વિદળ ન કહેવાય દ્વિદલ કઠોળ સાથે કાચા દુધ–દહી કે છાશ ખાવા નહી. જૈનેતર-શાસ્ત્રમાં પણ તે બાબત આ પ્રમાણે જણાવી છે.

गोरसं मापमध्ये तु, मुद्गादिषु तथैव च ।
भक्ष्यमाणं भवेन्नूनं, मांसतुल्यं च सर्वदा ॥१॥

**અર્થ**—અડદ તથા મગ આદિ કઠોળમાં નાંખેલું ગોરસ ખવાય તો ખરેખર માંસતુલ્ય થાય છે.

તે માટે કઢી બનાવતા છાશ ગરમ કરી તેમાં ચણા આદિનો લોટ નાંખવામાં આવે, ઘોલ (દહીં) વડા પણ ગરમ કરેલા છાશ કે દહીમાં નાંખે તો દોષ યુક્ત નથી એમ ગીતાર્થો કહે છે. આ વાત કેટલાક નવપંથી ઢુંઢીયાદિ જાણુતા ન હોઇ અભક્ષ્યના ત્યાગમાં પ્રવૃત્તિ કરતા નથી. આવી સીધી દયામય વાતમાં કદાગ્રહ કરવાનો હોય જ નહીં. સ્વાદ જીતવો એ તો મોટું તપ છે. વિચારસંસકૃતનિર્યુક્તિમાં તો ત્યાં સુધી જણાવ્યું છે કે 'જો બીયા વૃક્ષનો ડાંડો ને અંકોલવૃક્ષની ઘાણી કરાવી તેમાં સેલડી પીલવામાં આવે તો તેના રસમાં સંમૂર્છિમ માછલા ઉપજે છે. 'અર્થાત્ અમુક દ્રવ્યાદિના સંયોગમાં તરત જીવોની ઉત્પત્તિ થાય છે, માટે જીવદયાના ખપી જીવે તેનો તરત ત્યાગ કરવો. સૂત્રમાં કહ્યું છે કે 'મગ અડદ આદિ દ્વિદળ કાચા ગોરસમાં મિશ્રિત થતા તેમાં તત્કાળ ત્રસજીવો ઉપજે છે. તથા બે દિવસ ઉપરાંતના દહીમાં પણ ત્રસજીવો ઉત્પન્ન થાય છે.' માટે કાચા ગોરસ સાથે દ્વિદળને અભક્ષ્ય જાણી તેનો ત્યાગ કરવો. (૪)

તુચ્છફળ એટલે મહુડા, બોર, કોઠીમડા, કોઠા, સીતાફળ આદિ. ઉપલક્ષણથી તુચ્છ ફૂલ અને પત્રનું પણ ગ્રહણ કરવું. પુષ્પ કરેડા આદિના અને પત્ર તે વર્ષાકાળમાં થતી ભાજી સમજવી તથા મગ–ચોળા આદિ કોમળ સીંગ પણ તુચ્છ ફળમાં જ ગણવી. કેમકે તેમાં ઘણાં જીવોનો ઘાત થાય છે, તે ખાવાથી કાંઈ તૃપ્તિ પણ થતી નથી. માટે તે અભક્ષ્ય છે. તુચ્છફળનો ત્યાગ કરવો. (૫)

વૃંતાક એટલે રીંગણા તે તામસીવૃત્તિવાળા કહ્યાં છે. તે ખાવાથી જડતા આળસ ઉંઘ આદિ વધે છે. ઉત્તેજક હોઈ દૂષિત પણ છે. તે બાબત શિવપુરાણમાં શિવજી કહે છે 'પાર્વતી! વૃંતાક, કાલીંગડા, અને મૂળા આદિ ખાનાર મૂઢ માણસ અંતકાળે મને સંભારી શકતો નથી." વળી શાસ્ત્રજ્ઞ માણસોએ ધોળા રાતા વૃંતાક અને મૂળા વર્જવા. એમ મનુએ પણ કહ્યું છે. આમ મહાભારતના શાંતિપર્વમાં પહેલા પાદમાં લખ્યું છે, માટે વૃંતાક આદિ અભક્ષ્યનો ત્યાગ કરવો. (૬)

ચલિતરસ એટલે જેનો સ્વાદ ફરી જાય, બગડી જાય તેવું વાસી ભોજન, દાળ, ભાત, પુડલા, વડા આદિ તે સિવાય બીજા પણ સડી ગયેલા અન્ન વગેરેનો ત્યાગ કરવો. કારણ કે તે ઘણા જીવોથી સંસક્ત થઈ જાય છે. આવું વાસી રાખવાથી મિથ્યાત્વ વધે છે. વાપરવાથી વિરાધના થાય છે. તેથી વાંદા આદિ ઘણા સંમૂર્છિમ જીવોની ઉત્પત્તિનો દોષ થાય છે. અર્થાત્ જો તેવું અન્ન રાતવાસી રાખવામાં આવે તો બીજા મિથ્યાત્વ પામે છે, લોકોમાં લઘુતા–નિંદા થાય કે 'આ શ્રાવક જોઈ લો. રાંધેલું ખાધા પછી વધેલું ય છોડી શકતા નથી.' તથા વાસી પદાર્થથી જીવની વિરાધના થાય છે. તેમાં કરોળીયાની જાળ, ફૂગ તેમજ સૂક્ષ્મ જીવો ઉપજે છે. પોળી, માલપુવા આદિ જેમાં પાણીનો સામાન્ય અંશ પણ રહેલો હોય તેમાં લાળીયા (બેઈંદ્રિય) જીવો ઉપજે છે. તે આહાર લેવા ઉંદર અને અને ઉંદરને પકડવા બીલાડી આવે છે, આમ ઘણા દોષો થાય છે, બૃહત્કલ્પની ટીકામાં આમ લખ્યું છે. ઢુંઢક આદિ કેટલાક નવામતીઓ ચલિતરસને અભક્ષ્ય માનતા નથી તે તેમનું અજ્ઞાન કે કદાગ્રહ જ છે. ભોજનની જેમ પક્વાન્નાદિમાં પણ ચલિતરસ જાણવો. વર્ષાકાળમાં બનાવેલું પક્વાન્ન પંદર દિવસ સુધી કલ્પી શકે છે. શીતકાળમાં વીસ દિવસ સુધી કલ્પી શકે છે. અર્થાત્ મુનિરાજો ત્યાં સુધીની કાળ મર્યાદાવાળા પક્વાન્નાદિ ગ્રહણ કરે છે. જ્યાં સુધી વર્ણ, ગંધ, રસાદિ બગડયા ન હોય ત્યાં સુધી ખાદ્ય પદાર્થ ભક્ષ્ય રહે પછી અભક્ષ્ય થાય.આર્દ્રા નક્ષત્ર લાગતાંજ કેરી (આંબા) અભક્ષ્ય થાય છે. બે દિવસ પછીનું દહીં પણ અભક્ષ્ય થાય છે. આ પ્રમાણે ભક્ષ્યાભક્ષ્યનો વિચાર સારી રીતે સમજી લેવો જોઈએ.

(મ્હેસાણાથી–જૈન શ્રેયસ્કર મંડળ દ્વારા પ્રકાશિત "અભક્ષ્ય અનંતકાય વિચાર" નામનું પુસ્તક દરેક જૈને વાંચવું જોઈએ, અને ઘરે ઘરે રાખવું જોઈએ. તેમાં સવિસ્તાર આ બાબત જણાવી છે.) (૭)

જેની જાત કે નામ આદિ જાણતા ન હોઈએ તે ફળ અજાણ્યું ફળ કહેવાય. તે

અજાણ્યા ફળ,ફૂલ, પત્ર કે મૂળ આદિનો ત્યાગ કરવો. આ બાબત બ્રહ્માંડપુરાણમાં લખ્યું છે કે 'અભક્ષ્યના ભક્ષણથી કંઠના અસાધ્ય રોગ થાય છે' શાંતાતપઋષિ લખે છે કે 'અભક્ષ્યના ભક્ષણથી શરીરમાં વિકૃતિ, હૃદયના રોગ અને તેમાં કૃમિ ઉત્પન્ન થાય છે.' (૮)

આ રીતે કુલ બાવીશ પ્રકારના અભક્ષ્ય છે. જે શરુઆતના બે શ્લોકમાં સૂચવ્યાં છે. આ શરીરને ગમે તેવા સ્વાદ આપ્યા છતાં તેના પરિણામમાં કશો જ ફરક પડતો નથી. શરીરની પ્રક્રિયા સતત કાર્યરત છે. પદાર્થોમાં ચોક્ખી રીતે જ જીવોના કલેવરોનો જત્થો રહેલો છે, જે દ્રવ્ય-ભાવ બન્ને આરોગ્યને હાનિ પહોંચાડે જ છે. માટે મહાપાપરૂપ આ અભક્ષ્યનો સર્વથા ત્યાગ કરવો. શ્રી જિનમતના જાણકાર, ગુરુવાણીના શ્રદ્ધાવાન શ્રોતા, ધર્મના મર્મને જાણનારા વ્રતધારી સદ્‌ગૃહસ્થોએ ઇંદ્રિયોને વશ પડવું નહી ને અભક્ષ્ય દૂર જ વર્જવા.



## ૧૧૯. વાસી ભોજનથી બધું બગડે.

रसैश्चलितं निस्वादं, द्व्यक्षाणां योनिस्थानकम् ।
पर्युषितं कुत्सितान्नं, भक्षणाद् दुःखमासदेत् ॥१॥

અર્થ—રસથી ચલિત એટલે જેનો સ્વાદ ફરી ગયો છે તે, બગડી ગયેલા સ્વાદવાળું, બેઇંદ્રિયાદિ જીવોનું ઉત્પત્તિસ્થાન, વાસી રહેલું તથા કોહાઇ ગયેલું અન્ન ખાવાથી જીવ દુઃખ પામે છે.

વાસી આદિ ઉપર જણાવેલ ખોરાક ખાવાથી સ્વાસ્થ્ય બગડે, સ્વાદ બગડે. અન્ન તેવો ઓડકાર, કોહાઈ ગયેલું ખાવાથી મતિ બગડે. મતિ બગડે તેનું શું ન બગડે? તન અને મન બંનેને વ્યાધિ. દુઃખનો કોઈ પાર નહી. આની પુષ્ટિ માટે નીચેનું દષ્ટાંત ઉપયોગી થશે.

કનકપુર નગરમાં જિનચંદ્ર નામે શેઠ રહે. તેમની શીલવતી પત્ની અને ગુણસુંદર નામે પુત્ર. તે બાલ્યકાળથી જ ધર્મહીન હતો. ભક્ષ્યાભક્ષ્યનો બહુ વિચાર કરતો નહી ને કોઇની શિખામણ માનતો નહી. તેને રાતવાસી રોટલો સવારના પહોરમાં જોઇએ જ. ન મળે તો મોટી ધમાલ કરે. માતાએ એકવાર તો ખીજાઈને કહ્યું કે 'મારા ઘરમાં તું કયાંથી અવતર્યો. જો ધર્મમાં જ નહીં સમજે તો તારૂં થશે શું? વાસી અન્નમાં તો અગણિત જીવો ઉપજે. તેને તું સવારના પહોરમાં ખાઇ જાય? કેટલી ખરાબ વાત છે. આ! કોઇવાર રોગમાં પટકાઇશ ત્યારે ખબર પડશે. ધાધર, કરોળીયા આદિ ચામડીના રોગો તો તને થયા જ કરે છે, તે આ કોહાઈ ગયેલી રસોઇ

ખાવાનો જ પ્રતાપ છે. આહાર જેવી જ બુદ્ધિ ઉપજે. તારી બુદ્ધિ તો બગડશે, પણ ત્રસજીવોની હિંસાના પાપથી કયા ભવે છુટીશ?' તું ઉપાશ્રયે તો એકવાર જા. કેવા જ્ઞાની ગુરુજી પધાર્યા છે? તેમની પાસે જઈને થોડું જ્ઞાન લે. ભક્ષ્યાભક્ષ્યનો વિવેક શીખ.' આ બધું સાંભળી ગુણસુંદર ઉદ્યાનમાં પધારેલા શ્રી સમયામૃતસૂરિજી પાસે કૌતૂકથી ગયો. ભોજનમાં શું દોષ લાગે?' એમ પૂછવા લાગ્યો. ગુરુજીએ કહ્યું 'ભાઇ! એના દોષનો તો પાર નથી, છતાં તારે નજરે જોવો હોય તો જા સુભાગા નગરી. ત્યાં થાવર નામે એક ચાંડાલ વસે છે, તે આના દોષ કહેશે.'

ગુણસુંદર ઘરેથી રજા લઈ સુભાગા નગરી ગયો. ત્યાં જઈ થાવર ચાંડાલનું ઘર શોધી તેની પાસે વાસીભોજનના દોષ જાણવાની જિજ્ઞાસા જણાવી. થાવરે કહ્યું કે 'હું અવસરે બધું કહીશ. હમણા તું વિશ્રામ તો કર.' એમ કહી તેને સીધુંસામાન અપાવ્યું. તે લઈ તેણે પૈસા આપી એક અતિલોભીને ત્યાં રંધાવ્યું, તે જમવા બેઠો ત્યારે વાત કરતા સમજાયું કે ગુણસુંદર તો રાંધનાર બાઇનો ભાઇ હતો. ભાઈ–બ્હેને એક બીજાને ઓળખ્યા. બહેને આગ્રહ કરી ભાઇને રોકયો. પોતાના પતિને કહ્યું 'મારો ભાઇ પહેલી જ વાર આપણે ઘરે આવ્યો છે., રોજની રસોઇથી નહીં ચાલે માટે ઘી ગોળ આદિ મોકલો.' શેઠે પત્નીને કહ્યું 'તને સમજ નથી. સારૂં સારૂં ખાવા મળે તો માણસ જવાનું નામ ન લે ને કદાચ જાય તો પાછો ઝટ આવીને ઉભો રહે. માટે વાલ ને તેલ આપણી દુકાનેથી મંગાવી લે. બીજું કશું જ મળવાનું નથી.' શેઠ ગયા પછી બાઇએ બીજી દુકાનેથી ઘી-ખાંડ આદિ મંગાવી ઘેબર આદિ મિષ્ટાન્ન બનાવવા માંડયાં.

શેઠને આ વાતની ખબર પડતાં તે ઘણો ખીજાયો ને નિરાશ પણ ઘણો થયો. રીસમાં ને રીસમાં તેણે ગરમ રસોઇ પડતી મૂકી ને વાસી અન્ન ખાધું. તે કુત્સિત અન્ન ખાતા તેનું હૃદય બંધ પડી ગયું. તે મરણ પામ્યો. ચાલાક બાઇએ વિચાર્યું 'મારા ભાઇ માટે કરેલી મીઠાઇએ એમના પ્રાણ લીધા. મને આવી ખબર હોત તો ભાઇને રોકત પણ નહી ને ઘેબર બનાવત પણ નહી. બાઈએ ભાઇને ધીરે રહીને કહ્યું ભાઇ! તારા બનેવીને ગુપ્ત રીતે ફળીયામાં દાટી દઇએ. કારણ કે મારે સંતાન ન હોઈ રાજા અમારાં ચારક્રોડ દ્રવ્યને ઉપાડી જશે, માટે તું વેપાર સંભાળ અને તારા બનેવી પરદેશ ગયા છે, એમ આપણે લોકોને જણાવશું.'

પછી બંને ભાઈ–બહેને ભેગા થઇ, ખાડો ખોદી શેઠને દાટી દીધો, કોઇને શેઠના મૃત્યુની ગંધ પણ આવવા ન દીધી. બહેન સોહાગણનો સજેલો વેશ રોજ પહેરી પૂર્વવત્ રહેવા લાગી. ને ભાઇ દુકાનનો વેપાર ચલાવવા લાગ્યો.

આ તરફ પેલો ચાંડાલ ગુણસુંદરને સીધુ–સામાન અપાવી પોતાના ઘરે આવ્યો તે દિવસે પતિ–પત્નીને કંઇક અણબનાવ થયો હોઇ પત્નીએ કાંઇ રાંધ્યું ન હોવાથી ચાંડાલને

વાસી ભોજન અને બાવીશ પ્રહરની છાશ ખાવા આપ્યા. અંધારુ થઈ ચુકયું હતું. ચાંડાલે ખાવા માંડયું. તેને સમજાઈ ગયું હતું કે આ બગડી ગયેલા સ્વાદવાળું કુત્સિત ભોજન છે, પણ છુટકો ન હોઈ તેણે ભૂખને લીધે ખાઈ લીધું. (વીતરાગદેવનું શાસન ભૂખને પણ જીતતા શિખવે છે. માત્ર માણસે પચ્ચક્ખાણ લેવાની ટેવ પાડવી જોઈએ.) ખાતાની સાથે તેનું સ્વાસ્થ્ય બગડયું પછી તે સૂતો તે સૂતો જ. એ રાતે શૂલ ઉપડતા ને મૃત્યુ પામ્યો અને ગુણસુંદરની બહેનનાં ગર્ભમાં ઉત્પન્ન થયો. (ગુણસુંદરના બનેવી જીવતા હતા તે રાત્રે)

એકાદ દિવસ પછી ગુણસુંદર ચંડાલોના વાડામાં થાવરને મળવા તેમજ પોતાના પ્રશ્નનો ઉત્તર મેળવવા ગયો. પણ થાવરને ત્યાં તો ઘોર આક્રંદન–રડારોળ સાંભળી કોઈને પૂછતાં ખબર પડી કે થાવરનું અચાનક મૃત્યુ થયું છે. આકસ્મિક તેનું મૃત્યુ સાંભળી ગુણસુંદરને ખેદ થયો તેમજ જ્ઞાનીએ જે સંદેહ દૂર કરવા અહીં મોકલ્યો હતો તે પણ એમ ને એમ રહ્યો. વિસામણમાં પડેલો તે બહેનના ઘરે આવ્યો. થોડા વખત પછી પોતાના ઘેર પાછા ફરવાની તૈયારી કરવા લાગ્યો. બહેને પોતાની પરિસ્થિતિ જણાવતા કહ્યું 'વર્ષોના દાંપત્ય છતાં તારા બનેવીના જીવનનાં છેલ્લા દિવસે જ ભાગજોગે મને ગર્ભ રહ્યો છે. પ્રસૂતિ સુધી તું રોકાઈ જા. સારા નસીબે જો મને પુત્ર થાય તો તારા બનેવીની પ્રકટમાં અંતિમવિધિ કરી શકાય.' (અર્થાત્ તે ગુજરી ગયા છે, તેમ લોકોને જણાવી પણ શકાય.) બહેનના આગ્રહે ગુણસુંદર રોકાઈ ગયો. મહિનાઓ વીતવા લાગ્યા.

એક દિવસ તે દુકાને હતો ત્યારે કોઈ સ્ત્રીએ આવી કહ્યું 'તમને તમારો ભાણેજ બોલાવે છે.' સાંભળી ચકિત થયેલો ગુણસુંદર બહેનના ઘરે આવી જુવે છે. તો તરતનું જન્મેલું બાળક જેની આંખ પણ ઉઘડી નથી ને સ્પષ્ટ બોલે છે. બાળકે કહ્યું 'મામા, તમે થાવર ચાંડાલના ઘરે જાવ, તેની પત્ની તરતના જન્મેલા બાળકને મારી નાંખવા તૈયાર થઈ છે. તે બાળકને બચાવો.' આ સાંભળી ગુણસુંદર ત્યાં દોડયો. ખરેખર જ ચંડાલણી પોતાના પુત્રને મારી નાંખતી જ હતી. ગુણસુંદરે કહ્યું 'બાઈ! શા કાજે બાળહત્યા કરે છે? તે બોલી 'આ છોકરું મોટું અપશકનીયાળ છે. તે ગર્ભમાં આવતાં જ મારા ધણી મૃત્યુ પામ્યા. જેમ જેમ ગર્ભ વધતો ગયો તેમ તેમ અમારા દુઃખ દાળદર પણ વધતાં ગયા. આનું મારે કામ નથી. મારે ઘણાં દિકરા દિકરી છે.

આ સાંભળી ગુણસુંદરે ચાંડાલણીને ઘણું દ્રવ્ય આપી બાળકનું રક્ષણ કરાવ્યું. ગુણસુંદર પાછો ઘરે આવ્યો. નવજાત બાળકે પૂછયું, 'કેમ મામા! તમારો પેલો સંદેહ ભાંગ્યો?' તેણે અતિઅચરજ ને નવાઈ પામી ના પાડવા ડોકું ધુણાવ્યું. ભાણેજે કહ્યું 'હું થાવર ચંડાળનો જીવ છું. તમને ધર્મની પ્રાપ્તિ થતા તમે પાત્ર બન્યા. તમારા જેવા પાત્રની સીધું–સામાન (રસોઈનો કાચો સામાન) આપી ભક્તિ કરવાથી આહ્લાદક અનુમોદનાપૂર્વક ભક્તિ કરવાથી તથા અભક્ષ્યનો નિયમ કરવાથી સાવ-

ધાની પૂર્વક તે નિયમ પાળવાથી હું ચારકોટિ દ્રવ્યનો જન્મતાં જ સ્વામી થયો છું. તેમાં એક દિવસ વિરાધના થઈ હતી. મારી ચાંડાલ પત્નીએ મને તાજું કહી વાસી ભોજન ખવરાવ્યું મને ખબર પડી ગઈ હતી છતાં ભૂખ લાગવાથી તે ખાઇ લીધું તેથી તત્કાળ શૂલરોગ થયો ને હું મૃત્યુ પામ્યો. ને તમારા બનેવી જે મહાલોભી હતા સડી ગયેલું પણ તે છોડી શકતા નહીં. લોભવશ વાસી અન્ન ખાઇ મરણ પામ્યા ને મારે ઘેર, મારી પત્નીની કૂખે ઉત્પન્ન થયા. તમે નજરે જોઇ શકો છો અભક્ષ્યભક્ષણના મહાદોષને! માટે હવે આજથી તમે પણ અભક્ષ્યનો ત્યાગ કરો. આ સાંભળી ગુણસુંદરે તરત નિયમ લીધો, અને નિઃસંદેહ થઇ ઘરે આવ્યો. તેણે બધી વાત માતાને કહી માતાને ઘણો જ આનંદ થયો પુત્ર ધર્મિષ્ઠ થતા. કહ્યું છે કે-

> अधमा सान्वया सूना, मध्यमा द्रविणार्जनैः ।
> उत्तमा हृष्यति माता, तैस्तैः सुकृतकर्मभिः ॥१॥

અર્થ—અધમમાતા પુત્રનો વંશ વધવાથી, મધ્યમ માતા પુત્ર ધનવાન થવાથી અને ઉત્તમ માતા પુત્રના તે તે સત્કાર્યોથી હર્ષ પામે છે.

એકવાર પાછો તે જ્ઞાની ગુરુમહારાજનો સમાગમ થતા લાંબાકાળથી મનમાં ઘોળાતી વાત ગુરુમહારાજને કહેતા પૂછ્યું 'ભગવંત! આપની કૃપાથી મારો સંદેહ દૂર તો થયો, પણ તરતના જન્મેલો મારો ભાણો આવું સરસ કેમ કરી બોલી શક્યો, પાછળથી એ કદી બોલ્યો નથી!' ગુરુમહારાજે કહ્યું થાવરને જાણ થઇ ગઇ કે આ શૂલનોરોગ મૃત્યુને નોતરશે. તારા સંદેહના નિરાકરણની તેને ચિંતા હતીજ. પૂર્વના એક વ્યંતરદેવને તેણે અંત સમયે યાદ કરી તારી વાત જણાવી. દેવે કહ્યું તું તારે નિશ્ચિંત રહે. બધું થઈ રહેશે. અને અંતે તે કૃપણશેઠને ત્યાં જન્મ્યો ત્યારે તે વ્યંતરદેવે તે બાળકમાં પ્રવેશ કરી તારી સાથે વાત કરી હતી.' ઇત્યાદિ ગુરુમહારાજ પાસે યથાર્થ વાત જાણી ગુણસુંદર દૃઢધર્માનુરાગી થયો. શ્રાવકધર્મની આચરણા અને પછી સાધના કરી તે સ્વર્ગે ગયો.

આ કથાનકના તત્ત્વને જાણી મનુષ્યે નિશ્ચય કરવો જોઇએ કે આવું ઉત્તમ શરીર, ઇંદ્રિયોની પટુતા, બુદ્ધિની પવિત્રતા પામી વાસી અને કોહેલું અન્ન ખવાય નહી, તેના ત્યાગનો તરત નિયમ કરવો જોઈએ.



## ૧૨૦. અજાણ્યા ફલ-ફૂલ-પાંદડા ખાવા નહી.

फलान्यज्ञातनामानि, पत्रपुष्पाण्यनेकधा ।
गुरुसाक्ष्यात्मसौख्यार्थं, त्याज्यानि वङ्कचूलवत् ॥१॥

**અર્થ**—જેના નામ જાણવામાં ન હોય, તે અજાણ્યા કહેવાય. તે અજાણ્યા ફળ, પાંદડાં અને પુષ્પો આત્માના સુખને માટે ગુરુસાક્ષીએ ત્યાગવા. જેમ વંકચૂલે ત્યાગ્યા હતા તેમ.

### વંકચૂલની કથા

ઢીંપુરી નામના નગરમાં વિમલયશ રાજા રાજ્ય કરે. તેમને પુષ્પચૂલ-પુષ્પચૂલા નામના કુંવર-કુંવરી હતા. બંને ભાઇ-બહેનોમાં અતિ સ્નેહ હતો. પુષ્પચૂલ નાનપણથી બલિષ્ઠ, જીદ્દી અને ઉદ્ધત હતો. તે મોટો થયો. તેને પરણાવ્યો છતાં તે સુધર્યો નહી. વાંકા કામ કરનારો હોઇ તે પુષ્પચૂલ મટી લોકમાં વંકચૂલના નામે પ્રસિદ્ધ થયો. દિવસે દિવસે તેની રંજાડ વધતી ગઇ ને ફરયાદો આવવા લાગી. કોઇ મોટા અપરાધથી ક્રુદ્ધ થયેલા રાજાએ તેને સીમાપાર ચાલ્યા જવાની શિક્ષા આપી. તેની સાથે તેની બહેન અને પત્ની પણ અનુરાગવશ ચાલ્યા. આગળ જતાં કોઇ ઘોર જંગલમાં તે ચોરની પલ્લીમાં જઇ ચડયો. ચોરોની સાથે તે ભળી ગયો. ત્યાં તેની બધી અપરાધવૃત્તિને બધું અનુકૂળ હતું. એમ કરતાં પોતાની તથાપ્રકારની યોગ્યતાને આધારે તે ચોરોનો નાયક અને પલ્લીનો સ્વામી થયો.

એ સિંહગુહા નામની પલ્લીમાં કેટલાક શિષ્યો સાથે એક આચાર્ય મહારાજ આવી ચડયા. તેમણે વંકચૂલને બોલાવી જણાવ્યું 'અમે માર્ગ ભૂલવાથી અહીં આવી ચડયા છીએ. સમીપમાં કોઇ નગર છે નહી ને ચોમાસુ બેસે છે. ચોમાસામાં અમારે વિહાર પણ કરાય નહી. માટે વર્ષાકાળ માટે અહીં રહેવા સ્થાન આપો.'

વંકચૂલે કહ્યું 'મહારાજ! એ તો મારા ભાગ્યની વાત કે આપને અમે ઉતારો આપીએ. પરંતુ આપની સંગત અમને પોષાય તેવી નથી. આપના સિદ્ધાંતથી સાવ ઉંધું અમારું જીવન છે. આપની વાણીમાં ઘણું ઓજસ હોય છે. તેથી મારા સાથીઓના હૃદય પરિવર્તનની ઘણી મોટી સંભાવના ઉભી થાય છે. માટે જો આપને અહીં રહેવું હોય તો એ નક્કી કરવું પડશે કે મારી જગ્યામાં ઉપદેશ નહી આપો.' આચાર્યશ્રીએ કહ્યું 'સરદાર! હૃદય પરિવર્તન કાંઇ માત્ર ઉપદેશથી થતા નથી, મૌન આચરણથી પણ થાય છે. જો તમારી ઉપદેશ સાંભળવાની ઇચ્છા જ ન હોય તો મારો શો આગ્રહ હોઈ શકે? પણ એટલું તમે ય ધ્યાનમાં રાખજો કે જ્યાં સુધી અમે છીયે ત્યાં સુધી તમારે આ ભૂમિમાં હિંસા આદિ પાપો કરવા-કરાવવા નહી.' વંકચૂલે કહ્યું 'આટલો વિવેક તો અમે અવશ્ય સાચવીશું.' અને મહારાજજી શિષ્યો સાથે પલ્લીની ગુફાઓમાં ચોમાસુ રહ્યા. વખત જતાં કાંઇ વાર લાગતી નથી. ચોમાસુ પુરું થયું. મહારાજજી જવા માટે તૈયાર થયા. કહ્યું છે કે-સાધુ, પક્ષી, ભમરાના ટોળા, ગોકુળ અને

મેઘ એક જગ્યા લાંબો સમય રહેતા નથી. વંકચૂલ વિહાર કરવા તૈયાર થયેલા ગુરુ મહારાજને વળાવવા ચાલ્યો. તેની સીમા પૂરી થતાં સહુ ઉભા રહ્યાં. વંકચૂલ આદિ અહીંથી પાછા ફરવાના હતા. ગુરુજીએ કહ્યું 'ભાઇ, જતા જતા થોડો ઉપદેશ સાંભળ. ઉપદેશથી ધર્મની પ્રાપ્તિ સરલ બને છે, એમ કરતા ધર્મ મળી જાય તો જીવ ભવોભવ સુખી થઇ જાય.' વંકચૂલે કહ્યું ભલે 'એકાદ ઉપદેશ સાંભળવામાં અમને કશોજ વાંધો નથી. આપ સુખેથી કહો.'

ગુરુમહારાજે નિયમની મહત્તાનો ઉપદેશ આપતા ફરમાવ્યું કે સમસ્ત વિશ્વ નિયમને આધીન છે. નિયમહિન જીવન અભિશાપ છે, ઇત્યાદિ ઉપદેશ પૂર્ણ થતાં ગુરુમહારાજે વાત્સલ્યભાવે કહ્યું 'વંકચૂલ! કાંઇક નિયમ લે. જેથી અમારો થોડોક પણ સમાગમ સફળ થાય. વંકચૂલે કહ્યું 'આપ દયાળુ છો. અમારૂં ભલું ઇચ્છો છો. પણ અમારી વિકટ પરિસ્થિતિ છે. જેને આપ પાપ કહો છો, અમે એને જીવિકા–જીવવાનું સાધન કહીયે છીયે. હું શું લઈ શકું? અમ હતભાગીના ભાગ્યમાં વળી નિયમ કેવા?' સૂરિરાજે કહ્યું 'તું સહેલાઇથી પાળી શકે તેવા નિયમ બતાવું.' 'હા, બતાવો. મારાથી પાળી શકાય તેવા હશે તો અવશ્ય સ્વીકારીશ.' ગુરુમહારાજે તેને કહ્યું.

જો તને ખાવા–પીવાનો કોઇ વિવેક નથી. બીજું કાંઇ નહી તો (૧) અજાણ્યા ફળ ન ખાવાનો નિયમ કર. હિંસા કદી સારી નથી. કોઈને પણ મરાય નહી છતાં (૨) કોઇના પણ ઉપર ઘા કરતાં પૂર્વે સાત–આઠ ડગલા પાછા ખસી જવું. આ નિયમ લે. સદાચાર એજ જીવનનું તત્ત્વ છે. આચારની શક્તિ સર્વોપરિ સામર્થ્ય છે. વધારે નહી તો (૩) રાજરાણીનો સમાગમ ન કરવો આ નિયમ લે. માંસ ખાનાર રૌરવમાં પચે છે. (૪) કાગડાનું માંસ ન ખાવું. એટલો નિયમ તો કર.' વંકચૂલે સાંભળીને વિચાર કર્યો કે આ નિયમો ઘણાં જ સુગમ છે, આ પાળવામાં ક્યાંય અવરોધ નથી. એમ સમજી ગુરુમહારાજ સામે હાથ જોડી ચારે નિયમ ગ્રહણ કર્યાં. ગુરુજીને પ્રણામ કરી તે પાછો ફર્યો. કર્મોની વિષમતાનો વિચાર કરતા મહારાજશ્રીએ વિહાર આદર્યો.

એકવાર ચોરી કરી પાછો ફરેલો વંકચૂલ સાથીઓ સાથે જંગલમાર્ગે જતો હતો. આડે રસ્તે જતાં ઘણો સમય થઇ ગયો. થાકીને બધા છાયામાં બેઠા. ભૂખ તો એવી કકડીને લાગેલી કે જે મળે તે રાંધ્યા વગર ખાઇ જાય. વંકચૂલના સાથીઓ જંગલમાં રખડી મજાના સુગંધી ને મધુરા ફળ હરખાતા હરખાતા લઈ આવ્યા. પાંદડા પર તેના કકડા કરી ગોઠવ્યા ને પોતાના સરદાર વંકચૂલને આમંત્ર્યો. સરદારે હાથમાં એ સુંદર મધુર ફળનો કકડો લઇ પૂછ્યું 'ફળ તો સરસ છે. આનું નામ શું છે?' ક્ષણવાર તો કોઈને કાંઇ સૂઝયું નહી પણ પછી એકે કહ્યું 'જંગલી આંબા જેવું છે.' તો કોઇએ 'આના જેવું છે, ને તેના જેવું છે એમ કહ્યું', પણ કોઇ સંદેહ વિના સાચું નામ બતાવી શક્યું નહી. ભૂખ અસહ્ય લાગી હતી. પોતાનું ઠેકાણું દૂર હતું. સાથીઓનો સબળ આગ્રહ હતો છતાં ફળવું નામ કોઇ જાણતું ન હોઈ તે અજાણ્યું ફળ નિયમ

પ્રમાણે વંકચૂલે ખાધું નહી. બીજા બધાએ ફળ ખાધાં ને થોડી જ વારમાં તેમની નસો ખેંચાવા લાગી. પ્રતીકારનો વિચાર પણ કરવામાં આવે તે પૂર્વે તો તેઓ મૃત્યુ પામ્યા. વિષાદ અને આશ્ચર્ય પામેલો વંકચૂલ બોલી ઉઠયો. 'ધર્મનો જય થાવ. નિયમે મને બચાવ્યો. નિયમનું પ્રત્યક્ષ જ આવું ઉત્તમ ફળ દેખાય છે.' ત્યાંથી તે ઉઠયો ને મોડી રાત્રે પોતાની પલ્લીમાં પહોંચ્યો.

શયનખંડમાં પોતાની પત્નીને કોઈ યુવાન જોડે ભર ઉંઘમાં પડેલી જોઈ તેના શરીરમાં વિદ્વેષની કંપારી આવી ગઈ. તેણે કલ્પ્યું નહોતું કે પોતાની પત્ની આવી હોઇ શકે! પહેલા વિચાર કર્યો કે 'આ પુરુષને જ મારું પછી વિચાર્યું આવી પત્નીની હવે શી જરુર છે? માટે બંનેને મારી નાંખું' ક્રોધથી તેના ગાત્રો કંપતા હતા.આંખમાંથી આગ વરસતી હતી. બદલો લેવા હાથ તરસતા હતા. તેણે તલવાર ઉગામી ત્યાં ગુરુમહારાજે આપેલ નિયમ યાદ આવ્યો. ઉગામેલી તલવારે જ તે સાત આઠ ડગલા પાછો ફર્યો. ઉંધો ચાલતો હોઇ તે દિવાલે ઢાલ-તલવાર સાથે ભટકાયો ને ઢાલ પડતાં જ ખખડાટ થયો.

પલંગપર પુરુષવેશે સૂતેલી પુષ્પચૂલા જાગી, બોલી 'કોણ છે?' સ્વરથી બહેનને ઓળખી ગયેલા વંકચૂલે વિસ્મિત થઇ પૂછ્યું 'અરે પુષ્પચૂલા! તેં આ કપડાં કેમ પહેર્યા છે?' પુષ્પચૂલાએ કહ્યું 'હું કહું છું', પણ તમે આવા બાઘા જેવા કેમ દેખાવ છો. તમે આજે કેવી રીતે મને જોઇ રહ્યા છો? હું ને ભાભી બાજુના ગામડે નર્તકના ખેલ જોવા ગયા હતા, એટલે મેં તમારા કપડા પહેરી લીધાં. ગામડે જવું હતું, તમારા વેશથી અમને ઘણી સગવડ થઇ રહી. અસલ પુરુષ જેવી લાગું છું કેમ ખરું ને? પાછા ફરતા મોડું થયું, તેથી ભાઇ! થાકીને લોથ થઇ ગઇ. તમારું ધાર્યું નહી, ક્યારે આવો એટલે હું તો કપડા બદલ્યા વિના જ ભાભી જોડે સૂઈ ગઈ. પણ તમે તલવાર ઉઘાડીને શું કરવા માગો છો?' વંકચૂલે કહ્યું 'તમને બંનેને મારી નાંખવા. હું સમજ્યો કે સુંદરી કોઈ અજાણ્યા જવાન સાથે સૂતી છે. હું હમણા તમને બંનેને મારી નાખતે, ને પછી જીવનભર રોતો ફરતે. આપણે બધા બચી ગયા. ધન્ય છે. ગુરુમહારાજને. તેમનો જય થાવ,' આ સાંભળી ગભરાઈ ગયેલી પુષ્પચૂલાએ ભાભીને જગાડતાં કહ્યું 'ભાભી! આમ જુઓ! આજે આપણે બંને મરી જતે. ભાઇને જોઇને તો મને બીક લાગે છે.' વંકચૂલે બધી વાત કરી. ગુરુમહારાજની પ્રશંસાપૂર્વક તેમનો ઉપકાર પ્રકટ કર્યો. બધાં ગુરુમહારાજને યાદ કરતા કરતા પાછા સૂઈ ગયાં.

કેટલોક સમય વીત્યા પછી તે જ આચાર્યના શિષ્યો પાછા તે પલ્લીમાં આવી ચડયા. વંકચૂલ આદિ. વંદન કરી બેસી ગયા. મુનિરાજે ધર્મદેશનામાં જિનમંદિરનું માહાત્મ્ય સમજાવ્યું. 'દ્રવ્યસ્તવ ભાવસ્તવનું અનન્ય કારણ છે.' ઇત્યાદિ જાણી વંકચૂલને જિન-પ્રસાદ બંધાવવાની તીવ્ર ભાવના જાગી. પલ્લીથી થોડે દૂર ચર્મણ્વતી નદીને કાંઠે તેણે શ્રી મહાવીર પરમાત્માનું સુંદર મંદિર બંધાવી પ્રતિષ્ઠા કરાવી તેનો મહિમા ધીરે

ધીરે વધતો ગયો ને તીર્થધામ તરીકે તે પ્રસિદ્ધિ પામ્યું. એકવાર કોઈ મહાજન પત્ની સાથે યાત્રાએ નિકળ્યા હતા. તે વહાણમાં બેસી ચર્મણવતી નદીના માર્ગે આવતા હતા ત્યાં દૂરથી દહેરાનું શિખર દેખાતા શેઠાણીએ તીર્થને વધાવવા રત્નમય કચોળામાં કેશર કંકુ આદિ લઈ છાંટણા નાંખતા તે કચોળું હાથમાંથી છટકી નદીમાં પડી ગયું શેઠાણી ઉદાસ થઈ ગયા. શેઠે ગભરાઇ જતા કહ્યું 'અરે! તેં આ શું કર્યું? એ અમૂલ્ય કચોળું રાજાએ આપણે ત્યાં ગિરવે મૂકયું છે. પૈસાનો પ્રશ્ન તો છે જ પણ હું રાજાને ઉત્તર શું આપીશ?' તે તીર્થનો મહિમા ત્યાં ચારે તરફ હતો. હોડી હાંકનાર માંઝી અને તે પંથકના ચોરો પણ તીર્થની પવિત્રતા જાળવતા ને તીર્થે આવનારને જરાય ક્લેશ ન થાય તેવી ભાવના રાખતા.

શેઠની વાત સાંભળી ખેવટીયો બોલ્યો 'શેઠ! પાણીની ધારા તે જ છે ને જળ ઉંડું પણ છે. છતા હું પ્રયત્ન કરું જો કચોળું મળે તો લાવી આપું.' તે પાણીમાં ડૂબકી મારીને જુએ છે તો નદીમાં એક પાર્શ્વનાથ પ્રભુની સુંદર પ્રતિમા બિરાજે છે ને તેમના ખોળામાં તે રત્નમય કચોળુ પડયું છે. કચોળુ લઇ ખેવટીઓ બહાર આવ્યો ને તેણે જગ્યાનું બરાબર એંધાણુ કરી લીધું. કચોળુ મળ્યાથી શેઠ દંપતી ઘણાં રાજી થયા. ખેવટીયાએ કહ્યું 'અહીંનો મહિમા જ એવો છે કે કોઇનું કશું ખોવાતું જ નથી.' શેઠે તેને રાજી કર્યો. ખલાસીએ શ્રી પાર્શ્વપ્રભુની વાત વંકચૂલને કરી. નદીમાંથી કઢાવી મંગાવી વંકચૂલે ભગવાનનો સારી રીતે પ્રવેશ કરાવ્યો. શ્રી મહાવીર–પ્રભુના પ્રાસાદમાં રંગમંડપના ગોખમાં બિરાજમાન કર્યા પછી નૂતન ચૈત્ય કરી તેમાં પધરાવવા તે પ્રતિમાજીને ઘણા લોકો ભેગા થઇ ઉપાડવા લાગ્યા પણ પ્રતિમાજી જરાય હલ્યા નહી. તેથી તે ત્યાંજ રહ્યા. થોડા દિવસ પછી ખલાસીએ ફરી આવીને વંકચૂલને જણાવ્યું કે 'પૂર્વે જયાંથી પાર્શ્વનાથ પ્રભુના પ્રતિમાજી મળ્યા હતા તેની પાસેના ભાગમાં હજી એક પ્રતિમાજી તથા એક સોનાનો રથ છે.'

આ સાંભળી ચકિત થયેલા વંકચૂલે પલ્લીના માણસોને ભેગા કરી પૂછયું કે 'આ નદીમાં આ પ્રતિમાજી કયાંથી આવ્યા? વળી સોનાનો રથ પણ નદીમાં કયાંથી હોઇ શકે? તમે કોઇ આનો ઇતિહાસ જાણુતા હો તો કહો.' આ સાંભળી એક વૃદ્ધ સરદારે કહ્યું 'મહારાજ! પૂર્વે પાસેના નગરના મહારાજા પ્રજાપાલ પર શત્રુએ ચડાઇ કરતાં ભીષણ સંગ્રામ જામ્યો હતો. શત્રુ બળવાન અને ઉદ્દંડ હતો. શત્રુના ભયથી ત્રસ્ત થયેલી રાણીએ, એ પ્રતિમાજી તેમજ પોતાની સારભૂત વસ્તુ સોનાના રથમાં લઇ ચર્મણ્વતી નદીના મધ્યમાં તરતા બેડા પર મુકામ કર્યો. તે જગ્યાએ રક્ષણની પાકી વ્યવસ્થા અને દાસી આદિ પરિવાર હતો, ત્યાં કોઇ દુષ્ટ શત્રુપક્ષના માણસે રાણીને ખોટા સમાચાર આપ્યા કે 'રાજા લડાઈમાં માર્યા ગયા છે.' આ સાંભળી ભયભીત થયેલી રાણીએ માણસો–દાસીઓને કાંઠે ચાલ્યા જવા જણાવ્યું ને પોતે બેડામાં કાણું પાડી જળ સમાધી લીધી. પ્રતિમાજી–રથ સાથે પોતે જળમાં ડૂબી ગઇ. લાગે છે કે તે રાણીબા

દેવી થયા છે, નહી તો આ જિનપ્રતિમાનો આટલો પ્રભાવ-મહિમા કોણ કરે ? એક બિંબ આપણને મળ્યું અને બીજું ત્યાંજ રહ્યું લાગે છે, તે પણ આપણે લઈ આવવું જોઈએ.' આ બધી વાત સાંભળી વંકચૂલ આનંદ-વિસ્મય ને વિષાદની મિશ્ર લાગણી અનુભવતો સાથીઓ સાથે નદીમાં જ્યાં પ્રતિમાજી હતા ત્યાં આવ્યો. તે પ્રતિમાજીને પાણીમાંથી બહાર કાઢવાના ઘણા પ્રયત્નો કર્યા પણ નિષ્ફળ ગયા. પ્રતિમાજી પાણી બહાર આવ્યા જ નહી.

વંકચૂલ આદિ 'અધિષ્ઠાયકદેવતાની ઇચ્છા આવી હશે.' એમ માની પાછા ફર્યા. શ્રી મહાવીરપ્રભુના તીર્થની ને તેથી પણ વધારે નદીમાંથી મળેલા પાર્શ્વપ્રભુના બિંબની દિવસે દિવસે મહિમાવતી ઉન્નતિ થવા લગી. શ્રી મહાવીરપ્રભુના ભવ્ય બિંબની પાસે આ પાર્શ્વપ્રભુનું બિંબ નાનું લાગતું હોઇ તે ચિલ્લણ પાર્શ્વનાથના નામે પ્રસિદ્ધ થયું. તે મેવાડ પ્રાંતની ભીલ્લ આદિ આદિવાસી પ્રજા પણ ચેલ્લણ પારસનાથ કહેવા ને ઉપાસના કરવા લાગ્યા. આગળ જતાં સિંહગુહાપલ્લીની જગ્યાએ ટિંપુરી નામનું મોટું નગર વસ્યું (મૂળ ગ્રંથમાં લખ્યું છે કે આજે પણ શ્રી વીરપ્રભુ તેમજ ચેલ્લણપાર્શ્વનાથની યાત્રા કરવા અનેક સંઘો ત્યાં આવે છે ને યાત્રા દર્શન-પૂજન કરી સંતોષ પામે છે.)

ચેલ્લણપાર્શ્વનાથ તીર્થનો કલ્પ રચતા શ્રી જિનપ્રભસૂરિજીએ આ પ્રમાણે લખ્યું છે.

> श्रीपार्श्वचेल्लणाभिख्यं, ध्यात्वा श्रीवीरमप्यथ ।
> कल्पं श्री टीम्पुरीतीर्थ–स्याभिधास्ये यथा श्रुतम् ॥१॥
> पारेतजनपदान्त–श्चर्मणवत्यास्तटे महानद्याः ।
> नानाघनवनगहना जयत्यसौ टिम्पुरीति पुरी ॥२॥

અર્થ—શ્રી ચેલ્લણપાર્શ્વનાથ તથા તત્રસ્થ શ્રી મહાવીરસ્વામીનું ધ્યાન ધરીને શ્રી ટીમ્પુરી (ચેલ્લણપાર્શ્વનાથ) તીર્થનો કલ્પ ગુરુપરંપરામાં જેમ સાંભળ્યો છે તેમ કહીશ. પારેત નામક જનપદના મધ્યમાં ચર્મણવતી મહાનદીના કિનારે, વિવિધ-ગાઢ વનથી ગહન ટીમ્પુરી નામની નગરી જય પામે છે. (અભિધાન રાજેન્દ્રના ट વર્ગમાં ટીમ્પુરીનું વર્ણન છે.)

એકવાર વંકચૂલને અનિચ્છાએ પણ ચોરી કરવા ઉજ્જયિની જવું પડયું. પોતાની અદ્‌ભુત ચતુરાઈથી તે મહેલમાં પેસી ગયો. રાત્રિનો પ્રહર વીતી ગયો હતો. ત્યાં પલંગમાં જાગતી પડેલી રાણીએ તેને જોઈ લીધો. ઝડપથી તેની પાસે જઇ પૂછ્યું 'તું કોણ છે ?' તેણે કહ્યું 'હું ચોર છું.' રાણી બોલી 'આવો સુંદર યુવાન ને ચોર ? કશો વાંધો નહી, તું ખરે જ ચોર છે. તેં તો મારું ચિત્તડું પણ ચોરી લીધું. મુંઝાવાની જરૂર નથી.' એમ કહી રાણીએ ચોરનો હાથ પકડયો. વંકચૂલના શરીરમાં વીજળી દોડી ગઇ, રાણીએ કહ્યું 'જરાય ભયનું કારણ નથી. મારી પાસે આવ. ભાગ્યયોગે આપણો મેળ થયો છે. તું શય્યાભાગી થા. તને હું માલંમાલ કરી દઈશ. તારે ચોરી

કરવાની હોય નહીં.' એકાંત અને સુંદર પુરુષનો સાથ. રાણી તો બહાવરી બની ગઈ. વંકચૂલે પૂછયું 'તમે કોણ છો ?' તેણે કહ્યું 'હું માળવાની મહારાણી છું.' ચોરે કહ્યું 'બસ, દૂર રહેજો.' એમ કહી તે પાછો જવા લાગ્યો. રાણીએ કહ્યું 'એમ ! તારું આવું સાહસ ? પાછો વળ નહીં તો ભયંકર પરિણામ આવશે.'

વંકચૂલે તેની વાત ગણકારી નહી ને રાણીએ પોતાના હાથે જ શરીર પર નખ લગાડયા ને કપડા ફાડી પુકાર કર્યો કે 'બચાવો, દોડો, ચોર જાય.' તરત આરક્ષકો દોડી આવ્યા ને ભાગતો ચોર ઝડપાઈ ગયો. સવારે તેને બાંધી રાજા સામે ઉપસ્થિત કરવામાં આવ્યો. રાજાએ પૂછયું 'તું કોણ છે ને કેમ કરતા પકડાયો ?' વંકચૂલે કહ્યું 'હું ચોર છું મહારાજ ! મારા દુર્ભાગ્યે રાણી મને જોઇ ગયા અને પકડાવી દીધો.' તેથી વિશેષ કાંઇ જ વંકચૂલે કહ્યું નહી. રાજા તેની વાત સાંભળી પ્રભાવિત થયા ને બોલ્યા 'ખરેખર તું અસામાન્ય માણસ છે. રાતની આખી ઘટના હું જાણું છું. હું રાણીવાસ આવ્યો ત્યારે તારી ને રાણીની વાત ચાલતી હતી. તે મેં પડદા પાછળથી સાંભળી છે. તારી ગંભીરતા પણ આશ્ચર્ય ઉપજાવે તેવી છે.' પછી રાજાએ તરત તેને બંધનમુક્ત કરતાં કહ્યું 'તું નિર્ભય છે.' આજથી હું તને સામંતના પદ પર નિયુક્ત કરું છું. પછી ક્રુદ્ધ થયેલા રાજાએ રાણીને કોરડો લઇ મારવા લીધી. વંકચૂલે વચ્ચે પડી તેને બચાવી. વંકચૂલ તો નિયમનું આવું ફળ જોઈ વારે વારે ગુરુ મહારાજને મનમાં ને મનમાં વાંદવા લાગ્યો ને ધર્મને વખાણવા લાગ્યો.

એકવાર શત્રુ રાજા ઉજ્જયિની પર ચડી આવ્યો. વંકચૂલ સેનાનાયક થઈ યુદ્ધમાં મોટું સૈન્ય લઇ ઉપડયો. ત્યાં તેણે શત્રુને એવો માર માર્યો કે તે જીવ લઈને નાઠો. પરંતુ વંકચૂલ શત્રુના સૈનિકોથી ગંભીર રીતે ઘવાયો. તેને સૈનિકો ઉઠાવી મહેલમાં લાવ્યા. રાજા ને પ્રધાનમંડળ ચિંતાતુર થઇ ઉભા પગે તેની ચિકીત્સા કરાવવા લાગ્યા. રાજવૈદ્યે કહ્યું 'પ્રહાર મર્મમાં થયા છે. પરિસ્થિતિ ગંભીર અને ભવિષ્ય કટોકટીભર્યું છે. છતાં સામંતરાય સાજા થઇ શકશે. સમયસર ઔષધ-અનુપાન અને પથ્યની ચોક્કસાઈ રાખવાની રહેશે.' એમ કહી ઔષધ તૈયાર કરવા પોતાના માણસોને જણાવી વૈદ્યરાજે રાજાને કહ્યું 'આ ઔષધ કાગડાના માંસમાં લેવાનું છે. તેથી આશ્ચર્યકારી આરોગ્ય લાભ જોઇ શકાશે.'

આ સાંભળી વંકચૂલે કહ્યું 'વૈદ્યરાજ ! તમારી ભલી લાગણી માટે આભાર. મારે કાગડાના માંસનો ત્યાગ હોઈ હું તે નહી લઈ શકું.' વૈદ્યરાજે, રાજા ને રાજપરિવારે વંકચૂલના પરિવારે ને સાથીઓએ તેને ઔષધરૂપે લેવાથી વાંધો આવતો નથી. નિયમમાં અપવાદ પણ હોય છે. શરીર હશે તો ધર્મ પણ થશે. ઈત્યાદિ ઘણી રીતે સમજાવ્યો પણ તે ન માન્યો.

પાસેના ગામડામાં જિનદાસ નામે ધર્મીષ્ઠ વણિક વસતો હતો. જે વંકચૂલનો

પરમ મિત્ર હતો. તેનું વચન વંકચૂલ કદી ઠેલતો નહી. માટે રાજાએ વંકચૂલને મનાવી શકાય તે માટે જિનદાસને તેડું મોકલ્યું. ઉજ્જયિની આવતા જિનદાસે ઉપવનમાં બે સુંદર બાઈઓને ઉદાસ જોઈ કારણ પૂછ્યું. તેમણે કહ્યું, 'અમે સુધર્મ દેવલોકની દેવીઓ છીએ. અત્યારે જેને તમે સમજાવવા જઈ રહ્યા છો તે પુણ્યવાન અમારો પતિ થાય તેમ છે. પણ તમારા કહેવાથી તે કાગમાંસ ખાઈ નિયમ તોડશે તો દેવલોક નહી પામે અને અમને આવો સારો પતિ પણ નહી મળે માટે અહીં સુધી આવવું પડયું છે ને એ જ મોટું વ્યથાનું કારણ છે.'

જિનદાસે કહ્યું 'હું વીતરાગદેવનો ઉપાસક છું. જીવન અધ્યાત્મથી સમૃદ્ધ છે. શરીરથી નહી. તમે ચિંતા ન કરો. હું તેને નિયમમાં ઢીલો નહી થવા દઉં. ઉલ્ટાના વધુ દૃઢ કરીશ. એમ તો એ પોતે પણ ઘણા સ્વસ્થ મનનો માણસ છે.' ઈત્યાદિ તેની વાત સાંભળી બંને દેવીઓ પ્રસન્ન થઈ. જિનદાસ રાજમહેલે આવ્યો. જોયું તો વંકચૂલ અસહ્ય વેદનામાં જાણે વિંટળાઈ પડયો હતો. અનેક લોકો ચિંતાતુર થઈ તેને ઘેરી બેઠા હતા. રાજાએ આખી વિગત સમજાવતા તેને કહ્યું 'ભાઈ! તારા વિના કોઈ આને સમજાવી શકે નહી અને આ બીજા કોઈનું માને પણ નહીં. માટે તને બોલાવેલ છે. તું એને સમજાવ એટલે ઔષધ આપીયે. બધું જ તૈયાર જ છે.' જિનદાસે કહ્યું, મહારાજા, માણસને આખી પૃથ્વીનું રાજ્ય ઘણીવાર મળી શકે છે, પણ નિયમ લેવાનું-પાળવાનું સૌભાગ્ય સહેજે સાંપડતું નથી.

વંકચૂલ! તારી દૃઢતા જોઈ ઘણો આનંદ અને સંતોષ થાય છે. તારા જેવી ધર્મનિષ્ઠા, નિયમમાં અડગતા અમે કયારે કેળવશું? અમે પણ આવી કોઈ કપરી પરીક્ષામાંથી સુખે સુખે પસાર થઈએ એવી ઘણી ઈચ્છા થાય. કાયર પુરુષો શોક, ભય અને ચિંતાનો આશરો લે છે, ભાઈ! આપણે તો મોટો આશરો અરિહંતનો છે, આપણને કયાં દુઃખ જ હતું?' બધા ચકિત થઈ જિનદાસની વાણી સાંભલતા રહ્યા. વંકચૂલ પરમસંતોષ પામ્યો ને નવકાર સાંભળતા મૃત્યુ પામી બારમા દેવલોકે દેવ થયો. જિનદાસ પાછો ફરતો હતો ત્યારે ઉપવનમાં પેલી બંને દેવીને ત્યાં જ પાછી રડમસ ચહેરે ઉભેલી જોઈ. કારણ પૂછતાં તે બોલી 'મહાનુભાવ! તમે કરાવેલી આરાધના એટલી ઉચ્ચ કોટિની નિવડી કે તે બારમા દેવલોકે પહોંચ્યા. અમારું તો ત્યાં ગમનાગમન પણ નથી. માટે અમારી દશા તો એવી ને એવી રહી. હશે. ભાગ્યવિના શું મળી શકે એમ છે?' આ બધી વિચિત્રતાનો વિચાર કરતો જિનદાસ ઘરે આવ્યો ને નિયમ ધર્મમાં તત્પર થયો.

ટીમ્પુરી કે ઢીમ્પુરી તીર્થને વંકચૂલની ખ્યાતિ થઈ. વંકચૂલ ચોર છતાં, નિયમ દૃઢતાથી બારમા સ્વર્ગે સોભાગી દેવ થયો. તેવી જ રીતે સર્વ અભક્ષ્યનો ત્યાગ કરી ભવ્ય જીવ મુક્તિને પામે છે.

××=××

## ૧૨૧. નિતાંત અભક્ષ્ય–અનંતકાય સ્વરૂપ.

प्रसिद्धा आर्यदेशेषु, कन्दा अनन्तकायिकाः ।
द्वात्रिंशत् सङ्ख्यया ज्ञेयाः, त्याज्यास्ते सप्तमे व्रते ॥

અર્થ:—આપણા આર્યદેશમાં જે કન્દમૂળ તરીકે પ્રસિદ્ધ છે, તે અનન્તકાય કહેવાય. સામાન્ય રીતે તેના બત્રીસ પ્રકાર બતાવ્યા છે. સાતમા વ્રતમાં તેનો સર્વથા ત્યાગ કરવાનો હોય છે.

તે બત્રીસ પ્રકાર આ પ્રમાણે છેઃ—૧ સૂરણકંદ, ૨ વજ્રકંદ, ૩ લીલી હળદર, ૪ આદુ (અદ્રખ), ૫ લીલો કચૂરો, ૬ શતાવરી, ૭ વિહ્રારી (વરીયાળી કંદ) ૮ કુંઆર-પાઠો, ૯ થોર, ૧૦ ગળો (ગડુચી) ૧૧ લસણ, ૧૨ વંશ કારેલા, ૧૩ ગાજર, ૧૪ લુણીની ભાજી (ચાંગેરી) (જેને બાળી સાજીખાર બનાવાય છે) ૧૫ લોઢક એટલે કમ-લિનીકંદ, ૧૬ ગિરિકર્ણિકા (એક વેલ), ૧૭ કુંપળો ( ઝાડમાં શરુઆતમાં પાન ખર્યા પછી પણ શરૂઆતમાં ઉગતા અંકુરા જેવા કોમળ પાંદડા.) ૧૮ ખરસુઓ, ૧૯ થેગ (ગોપીકંદ), ૨૦ લીલીમોથ, ૨૧ લોણરૂખછલ્લી ( લવણ કે ભ્રમર નામક વૃક્ષની માત્ર છાલ ) ૨૨ ખીલ્લહુડા (ખિલોડા) ૨૩ અમૃતવેલ, ૨૪ મૂળા, ૨૫ બીલાડીના ટોપ, ( ચોમાસામાં છત્રી આકારના ઉગે છે તે. ) ૨૬ કઠોળના ( પલળતા ફુટેલા અંકૂરા ) ફણગા, ૨૭ ઢંકવત્થુલા (શાક વિશેષ), ૨૮ શુકરવાલ ૨૯ પાલખની ભાજી, ૩૦ (શરુ-આતમાં ઉગતી) કોમળ આમલી, ૩૧ આલુ (બટાટા) અને ૩૨ પીંડાલુ-( પલાંડુ એટલે ડુંગળી–પ્યાજ. )

આ બત્રીસ પ્રકાર સામાન્ય રીતે જણાવ્યા પણ તે સિવાય બીજા પણ પ્રકારો છે. સામાન્ય રીતે બધાં જ કંદો, અંકૂરાઓ, કૂંપળો, સેવાળ, સર્વ શરુઆતના કોમળ ફળો, ઈત્યાદિ અનેક અનંતકાયના પ્રકારો છે. તેને જાણવા સિદ્ધાંતમાં આ લક્ષણો બતાવ્યા છે, જેની નસો ગૂઢ હોય, સાંધા અને ગાંઠો દેખાતી ન હોય, જેને ભાંગતા સરખા કકડા થાય, છેદીને વાવતા પાછો ઉગી શકે અને જે ધરતીમાં અંદર ઉગે તે બધી વનસ્પતિ અનંતકાય કહેવાય, એટલે એક શરીરરૂપ કંદ આદિમાં અનંત જીવો રહેલા હોય. સર્વેનો શ્વાસોશ્વાસ તથા આહારાદિ એક સાથે જ હોય છે. તે જીવો સદા અનંત દુઃખ સહ્યા કરતા હોય છે. આ સાધારણ વનસ્પતિના સોયની અણી જેટલા ભાગમાં પણ અનંત જીવો હોય છે. (જેમ ન ગણી શકાય એટલા દ્રવ્યોના પીંડમાંથી એક અતિ ઝીણી ગોળી બનાવીયે, ને તેમાં પણ અગણિત દ્રવ્યો હોય તેમ ) આ સાધારણ વનસ્પતિથી વિપરીત લક્ષણવાળી પ્રત્યેક વનસ્પતિ કહેવાય. તેના ફળ, ફુલ, છાલ, કાષ્ઠ (થડ) મૂળ, પાંદડા ને બીજ તે પ્રત્યેકમાં એક એક જીવ હોય. આ બાબત લોકપ્રકાશ તથા વનસ્પતિ સપ્તતિકા આદિ ગ્રંથો દ્વારા વિસ્તારથી જાણવા જેવી છે.

અનંતકાય–કંદાદિનો વિવેકી આત્માઓએ અવશ્ય ત્યાગ કરવો જ જોઈએ. અનંત

આત્માઓના આ કલેવરમાં સમજુ કશો સ્વાદ જોતા નથી. વૈષ્ણવો પણ કંદ-કાંદા અને લસણ જેવું કદી જ ખાતા નથી. તેને સદંતર ત્યાજ્ય ગણવામાં આવેલ છે. ત્યાં પણ લખ્યું છે કે :—

यस्मिन् गृहे सदान्नार्थं, कन्दमूलानि पच्यते ।
स्मशानतुल्यं तद् वेश्म, पितृभिः परिवर्ज्यते ॥ १ ॥

અર્થ:—જેના ઘરમાં હંમેશા ભોજનમાં કંદમૂળ રંધાય છે, તે ઘરને સ્મશાનની ઉપમા અપાય છે ને તેને પિતૃઓ છોડીને ચાલ્યા જાય છે.

મૂળા બાબત મહાભારતમાં જણાવ્યું છે કે:—

पुत्रमांसं वरं भुक्तं, न तु मूलकभक्षणम् ।
भक्षणान्नरकं गच्छेद्, वर्जनात् स्वर्गमाप्नुयात् ॥ २ ॥

અર્થ:—પુત્રમાંસ ખાવું સારૂં પણ મૂળા ખાવા સારા નહી. કેમકે મૂળા ખાનાર નરકે જાય ને ત્યાગનાર સ્વર્ગે જાય. વળી આગળ જણાવે છે કે:—

रक्तमूलकमित्याहु–स्तुल्यं गोमांसभक्षणम् ।
श्वेतं तद् विद्धि कौन्तेय ! मूलकं मदिरोपमम् ॥३॥

અર્થ:—હે કુન્તીપુત્ર ! ( અર્જુન ! ) લાલ મૂળાનું ભક્ષણ ગૌમાંસ ભક્ષણતુલ્ય છે તથા સફેદ મૂળાનું ભક્ષણ મદિરાપાન જેટલું દુષ્ટ છે.

લૌકિકશાસ્ત્રમાં (૩૮૧૧૭૨૯૭૦) આટલી સંખ્યાનો એક ભાર કહેવામાં આવ્યો બીજી જગ્યાએ ત્રણ કરોડ એકાશી લાખ બાર હજાર એકસો સિત્તેર (૩૮૧૧૨૧૭૦) ની સંખ્યાનો ભાર કહ્યો છે. એકેક જાતિના એકેક પત્ર આદિકની અલગ અલગ ગણત્રી કરતા અઢારભારની વનસ્પતિ જણાવી છે. એના અનેક પ્રકારો છે. જેમકે :—

ચાર ભાર પુષ્પ, આઠ ભાર ફળ ને છ ભાર વેલો એમ ત્રણે મળીને અઢારભાર વનસ્પતિ થાય છે, એમ શેષનાગે કહ્યું છે અથવા ચાર ભાર કટુ, બે ભાર તિક્ત, ત્રણ ભાર મધુર, ત્રણ ભાર મિષ્ટ, એક ભાર ક્ષાર, બે ભાર કષાય, એક ભાર વિષયુક્ત, બે ભાર વિષવિયુક્ત એમ અઢારભાર પણ વનસ્પતિ થાય છે. અથવા છ ભાર કાંટા, છ ભાર સુગંધી ને છ ભાર ગંધ રહિત એમ પણ અઢાર ભાર વનસ્પતિ કહેવાય છે, તથા ચાર ભાર પુષ્પ વગરની, આઠભાર ફળ વગરની અને છ ભાર પુષ્પફળવાળી એમ અઢાર ભાર વનસ્પતિ જણાવી છે.

અનંતકાયનું ભક્ષણ એ મહાપાપ છે. આ અભક્ષ્યને અચિત્ત હોય તો પણ ગ્રહણ નહી કરવું જોઈએ. અભક્ષ્ય એટલે અભક્ષ્ય. એ કાંઈ પકાવવા-રાંધવાથી ભક્ષ્ય થઈ જતું નથી. માત્ર સૂંઠ અને પાકી હળદર અભક્ષ્ય નથી. કારણ કે તે સ્વાભાવિક રીતે જ અચિત્ત થાય છે. પોતાનીમેળે સૂકાઈ લાંબો વખત રહી શકે છે, તેને ખાંડતાં તે

હળદર હોઇ તેનો સારો એવો ભૂકો ( પાવડર ) નિકળે છે, કફ અને પિત્તની નાશક હોઇ તેમજ તે પોતાની મેળે નિર્જીવ થતી હોઇ તેને કાપી–તોડીને વાવવા છતાં ન ઉગતી હોઇ તે અનંતકાય છતાં અન્ય અનંતકાયથી આમ અનેક રીતે જૂદી પડતી હોઈ તથા પરમ ગીતાર્થોથી ગ્રાહ્ય હોઇ તેને સ્વીકારવામાં આવી છે માટે કોઇ સ્વાદ-લિપ્સુ સૂંઠ-હળદરને આગળ કરી અનંતકાય ખાવાની–ખવરાવવાની નાદાની દેખાડે તો કોઇએ વ્યામોહમાં પડવું નહી.

આ રીતે અનંતકાયનું સ્વરૂપ સારી રીતે જાણી સાતમા વ્રતમાં તેનો સર્વથા ત્યાગ કરવો જોઇએ તથા પ્રત્યેક વનસ્પતિમાં પણ ઉપયોગ–યતના ને મર્યાદા રાખવી જોઇએ. આ બાબત ધર્મરુચિનું ઉદાહરણ આ પ્રમાણે છે:—

## ધર્મરુચિની કથા.

વસંતપુરના મહારાજા જિતશત્રુને સંન્યાસીઓના સમાગમથી વૈરાગ્ય પ્રગટયો. અંતે તેમણે તાપસ થવા નિર્ધાર કરી પોતાના યુવાન પુત્ર ધર્મરુચિનો રાજ્યારોહણ મહોત્સવ માંડયો. માતા ધારિણીને ધર્મરુચિ પૂછે છે કે–' મા ! મારા પિતા શા માટે આપણા આ મહેલ અને રાજ્યવૈભવને છોડી જવાની તૈયારી કરે છે ? '

શાણી રાણીએ કહ્યું ' દિકરા, રાજ્યલક્ષ્મી તો મહાઅનર્થ અને ષડ્યંત્રનું વિષ-મય કારણ છે. એ એટલી ચપળ હોય છે કે કયારે હાથમાંથી સરી જાય ? કાંઇ કહે-વાય નહી. આપણી પાસેથી રાજ્ય જાય ત્યારે દુઃખની સીમા રહેતી નથી ને આપણે જાતે જ છોડી દઇએ છીયે ત્યારે આપણી મહત્તાનો પાર રહેતો નથી. આ લક્ષ્મી સરળતાથી નરકે લઈ જાય છે ને સ્વર્ગ તથા મોક્ષના માર્ગમાં ન ખસેડી શકાય તેવો અવરોધ ઉભો કરે છે, વસ્તુતઃ આવી લક્ષ્મી પાપની માતાની ઉપમા પામે છે ને તે આપણને નર્યું અભિમાન જ આપે છે. માટે તારા સમજુ અને ચતુર પિતાએ તેનો ત્યાગ કરી સર્વ સુખના અનન્ય કારણરૂપ ધર્મની સાધનાનો નિર્ણય કર્યો છે. બેટા ! આખર તો ધર્મ સિવાય કશું જ નથી. '

આ સાંભળી ઊંડા વિચારમાં પડી ગયેલો કુમાર માતાને પૂછવા લાગ્યો ' મા ! જો પરિસ્થિતિ આ છે તો હું મારા પિતાને એટલો બધો અળખામણો કે અનિષ્ટ છું કે મને રાજ્ય આપી મારો સર્વનાશ કરાવવા તૈયાર થયા છે ? દયાળુ પિતા પોતાના સંતાનને વિષ નથી આપતા તો પિતાજી મારા માટે કેમ આમ કરે છે. ? '

આ સાંભળી રાજરાણી તો આશ્ચર્ય પામ્યા, પણ રાજા તો તેના મર્મને ગ્રહણ કરનારી બુદ્ધિ જોઇ પહેલા તો આભા જ બની ગયા. પછી ઘણા જ રાજી થયા. કુમારે પિતાની સાથે જ દીક્ષા લીધી. ગુરુ–શિષ્ય ભાવને પામેલા પિતા–પુત્ર સંન્યાસ ધર્મની સાધનામાં સાવધાન થયા અને સંન્યાસીઓથી દીપતા તપોવનમાં અમાવાસ્યા આદિ પર્વતિથિએ અનાકુટ્ટિ પાળવામાં આવતી અને તેની ઉદ્ઘોષણા પર્વ આદિ તિથિના

આગલા દિવસે કરવામાં આવતી. 'કાલે અનાકુટ્ટી છે, માટે દર્ભ–ઘાસ, સમિધ, ફળ–ફુલ, પત્રાદિ જેને જોઇતા હોય તે આજે જ લઇ આવે.'

આ સાંભળી ધર્મરુચિએ જિજ્ઞાસાપૂર્વક પિતાને પૂછ્યું 'આ અનાકુટ્ટીનો શો પરમાર્થ છે?' તેમણે કહ્યું 'વત્સ! દયા એ તો મુખ્ય ધર્મ છે. માટે ફળ–ફૂલ, પાંદડા, લતા, ડાળ આદિ ન તોડવા તે અનાકુટ્ટી કહેવાય. તે અમાવસ્યા આદિ મોટી તિથિએ પાળવામાં આવે છે. કેમકે વનસ્પતિમાં પણ આપણી જેમ જીવન રહેલું છે, તેનું છેદન-ભેદન કરતાં વધની સાવદ્ય ક્રિયા થાય છે.'

આ સાંભળી ધર્મરુચિ તો ઊંડા મંથનમાં ઉતરી ગયો. તે વિચારે છે. 'જો આપણી જેમ વનસ્પતિ આદિમાં પણ આત્મા રહેલો છે ને તે આપણને ચોકખી રીતે જણાય છે. અમુક દિવસે અનાકુટ્ટિ પાળવાથી કાંઈ ઘણો ફરક પડતો નથી. એક દિવસ હિંસાથી બચાય છે પણ કોઇકવાર તો કાલ માટેની હિંસા આજે જ થઇ જાય છે. મહેલ મૂકી વનમાં આવવાનું કારણ તો એ જ છે કે નિષ્પાપ જીવન જીવી શકાય. તો શું રોજેરોજ અનાકુટ્ટી પાળી ન શકાય?' ઘણો વિચાર કરતાં તેને લાગ્યું કે 'સદૈવ કાંઇ અનાકુટ્ટી પાળી શકાય તેમ લાગતું નથી પણ કોઈ રીતે સદાકાળ અનાકુટ્ટીનો સંયોગ મળે તો ઘણું સારૂં કહેવાય.' એમ કરતાં કેટલોક સમય વીતી ગયો છતાં સદાકાળની અનાકુટ્ટીની વિચારણા તેના હૈયામાં રમતી રહી.

એકવાર અમાવાસ્યાના દિવસે તે તાપસોના ઉપવનની કેડીએ ચાલ્યા જતા કેટલાક સાધુઓને જોઇ પાસે જ ઉભેલા ધર્મરુચિએ તેમને પૂછ્યું 'મહાભાગ! આજે વનમાં કેમ ચાલ્યા? શું આજે તમારે અનાકુટ્ટી નથી?' સાધુ મહારાજોએ કહ્યું 'મહાનુભાવ! અમારે તો રોજની જ અનાકુટ્ટી છે, જીવનપર્યંત કશો જ સાવદ્ય પાપવ્યાપાર અમારે કરવાનો નહી.' એમ કહી તેમણે પોતાની નિર્દોષ જીવિકા ને સુધા જીવનની વાત કરી. મુનિ તો ચાલ્યા ગયા પણ ધર્મરુચિ ઉંડા ચિંતનમાં ઉતરી ગયો. ઉહાપોહ થતાં તેને જાતિસ્મરણ જ્ઞાન થયું.

પૂર્વભવમાં પોતે આરાધેલું શ્રમણજીવન ને ત્યાંથી દેવભવની પ્રાપ્તિ તથા તેનો ક્ષય આદિની અનુભૂતિ તાદૃશ થઈ. તેણે વિચાર્યું 'તે સાધુ જીવનમાં એકલી વનસ્પતિ જ નહી, સર્વ સ્થાવર જીવોને મેં અભયદાન આપેલું, તો આ ભવમાં હવે શા માટે હું હિંસા કરું? એમાં પણ વીતરાગ દેવોએ આરાધક આત્માઓને આટલી સારી વ્યવસ્થા આપી છે. નિર્દોષ ને નિષ્પાપ જીવન જીવી શકાય તેવી બધી સગવડ આપી છે તો મારે તરત જ બધું છોડીને તેમના શરણે જવું જ જોઈએ.'

ઈત્યાદિ શુભ ભાવના અને કલ્યાણમાર્ગની પ્રશસ્ત પ્રવૃત્તિમાં પગલા માંડતા તેમને કેવળજ્ઞાન થયું. તેઓ પ્રત્યેકબુદ્ધ (કોઈક નિમિત્ત મળતા જેઓ ભાવ સંયમને પામી કેવળજ્ઞાની બને છે તે) થયા. તે બધા તાપસો ત્યાં દોડી આવ્યા. ધર્મ-

રુચિ અણુગારની આશ્ચર્ય ઉપજાવે તેવી જ્ઞાનગરિમા જોઈ બધા ખૂબ જ આશ્ચર્ય પામ્યા. તેમનો ઉપદેશ સાંભળી બધા જ તાપસોએ કંદમૂળનો ત્યાગ કર્યો.

मेषोष्ट्रहस्त्यादिभवेषु भक्षणं वल्ल्यादिकानां बहुधा विधायितम् ।
श्राद्धत्वं प्राप्याथ विधेहि रक्षणं, तासां यथा धर्मरुचिमुनीन्द्रवत् ॥ १ ॥

**અર્થ**:—ઘેટા, બકરા, ઊંટ, હાથી આદિના ભવોમાં વેલાઓ (છોડ) આદિ ઘણી જાતની વનસ્પતિનું ઘણી રીતે ભક્ષણ કર્યું પરંતુ શ્રાવકપણું પામીને ઓ પુણ્યવાન્! હવે તો તે વનસ્પતિનું રક્ષણ ધર્મરુચિ મુનીન્દ્રની જેમ કરો જેથી તેવું ઉત્તમ ફળ તમે પણ પામો.



## ૧૨૨. ભોગના પાંચ અતિચાર.

सचित्तः तेन सम्बद्धः, सम्मिश्रोऽभिषवस्तथा ।
दुष्पक्वाहार इत्येते, भोगोपभोगमानगाः ॥

**અર્થ**:—સચિત્ત આહાર, સચિત્તથી સમ્બદ્ધ આહાર, સચિત્ત–અચિત્ત સંમિશ્ર આહાર, અપક્વ અને દુષ્પક્વ આહારાદિનો ઉપભોગ. આ પાંચ અતિચાર ભોગોપભોગ વ્રતના છે.

સચિત્ત એટલે સજીવ ફળ આદિ કંદ આદિ તેનો નિયમ કરનાર કોઇ માણસ ઉપયોગશૂન્ય થઇ અનાભોગે ભક્ષણ કરે તે પ્રથમ સચિત્ત અતિચાર. ધાન્ય નિર્જીવ ન થાય, કે તેની વાવણી કરવા છતાં ઉગવાની શક્તિનો નાશ ન થાય ત્યાં સુધી તે સચિત્ત કહેવાય. કહ્યું છે કે જવ, ઘઉં અને ડાંગર ત્રણ વર્ષ પછી અચિત્ત થાય છે. તલ અને કઠોળ પાંચ વર્ષ પછી અચિત્ત થાય છે, તેમજ અળસી, કોસંબો, કોદરા આદિ સાત વર્ષે નિર્જીવ થાય છે. જઘન્યથી એક અંતર્મુહૂર્ત પછી બીજની ઉત્પત્તિનો નાશ થાય છે. કપાસના બીજ ત્રણ વર્ષ પછી નિર્જીવ થાય છે. ઈત્યાદિ સૂત્ર–સિદ્ધાંતથી જાણી અતિચારનું વર્જન કરવું. પ્રથમ અતિચાર.

સચિત્ત સાથે સંબદ્ધ વસ્તુ એટલે વૃક્ષ આદિની સાથે સંબંધવાળો તત્કાળ ગ્રહણ કરેલો ગુંદર આદિ તેમજ રાયણ ખજૂર, કેરી, ખારેક આદિ કોઇપણ સચિત્ત બીજવાળું પાકું ફળ. કોઇ અજ્ઞ એમ વિચારે કે 'પાકેલું ફળ અચિત્ત છે, માટે તે હું ખાઇશ અને ઠળીયો કે ગોટલી સચિત્ત છે માટે તેનો ત્યાગ કરીશ.' આવી બુદ્ધિથી

તે આખું ફળ મુખમાં મૂકે કે ખાય-ચૂસે તો તેથી તેને સચિત્ત સંબદ્ધ આહાર રૂપ બીજો અતિચાર લાગે. બીજો અતિચાર.

જે સચિત્તની સાથે મિશ્ર હોય તે મિશ્ર આહાર કહેવાય. સચિત્તની સંભાવનાવાળા અપક્વ જવ, કાચા પાણીથી બંધાયેલી કણિક આદિ તેને લોટ જાણી અચિત્તની બુદ્ધિથી ખાય. ચાળેલો લોટ અંતર્મુહૂર્ત બાદ અચિત્ત થાય છે પણ નહી ચાળેલો મિશ્ર કહેવાય છે. ચાળવાથી લોટમાં રહેલા ધાન્યના નખીયા વગેરે લોટમાં રહેતા નથી, જો તે લોટમાં રહે તો તેના અપરિણતત્વની સંભાવના રહે છે. મિશ્રનું કાળમાન પૂર્વે જણાવ્યું છે. આ મિશ્રનો આહાર અનાભોગાદિથી-ઉપયોગશૂન્યતાથી કરવામાં આવે તો આ ત્રીજો અતિચાર લાગે છે. ત્રીજો અતિચાર.

અભિષવ એટલે અનેક વસ્તુઓના સંભેળથી થતી વસ્તુ. જેમ અથાણું તથા-પ્રકારના પેય-આસવ, સરકો, ખાંડ આદિ અથવા મદિરાદિ થઈ શકે તેવા દ્રવ્યો કે તેવી વનસ્પતિઓનો ઉપયોગ કરવો નહી. દુષ્ટ આહારના ત્યાગીને અનાભોગથી આહારમાં આવે તો અતિચાર લાગે. ચોથો અતિચાર.

દુષ્પક્વ એટલે પૂર્ણ રીતે નહીં રંધાયેલો-પાકેલો આહાર, કાચો પાકો આહાર. અડધું-પડધું શેકેલું ધાન્ય. ધાણી ચણા આદિ. બરાબર નહી ચડેલું કાકડી આદિનું શાક કે કાચા ફળ. આ દુષ્પક્વ હોઈ સચેતનતાનો આમાં સંભવ છે અને પાકેલ રાંધેલ હોઈ અચિત્તપણાની બુદ્ધિ પણ છે. છતાં આ દુષ્પક્વ પદાર્થને અચિત્ત માની સચિત્તનો ત્યાગી ઉપયોગમાં લે તો તેને અતિચાર લાગે. પાંચમો અતિચાર.

આ બાબત શ્રાદ્ધ પ્રતિક્રમણ સૂત્રમાં અપ્પોલ૦ દુપ્પોલ૦ તુચ્છોસહિં૦ ઈત્યાદિ ગાથામાં કહેલ છે. તેમાં અપક્વ અને તુચ્છૌષધિનો આહાર તે સચિત્તની અંતર્ગત કહ્યો છે. આ પાંચ અતિચાર ભોગોપભોગ પરિમાણ વ્રતના ભોજન આશ્રયી જાણવા અને પ્રયત્નપૂર્વક ત્યજવા. આ વિષયમાં ધર્મરાજાનું ઉદાહરણ આ પ્રમાણે છે:-

## ધર્મરાજાની કથા.

કમલપુર નગરના નરેશ મહારાજા કમલસેન એકવાર સભામાં બેઠા હતા. ત્યાં કોઈ એક પ્રખર નિમિત્તવેત્તાએ આવીને ભારે હૈયે જણાવ્યું 'મહારાજા ! ઉપરા ઉપર બાર વર્ષનો દુષ્કાળ પડશે.' સાંભળી સહુ ચિંતિત થયા. નિમિત્તિયા પાસે જ્ઞાન હતું પણ ઉપાય તો હતો જ નહી. તેના ગયા પછી પણ રાજા-પ્રજા નિત્ય ચિંતાતુર રહેવા લાગ્યા. સમય વીતતો હતો. તેમાં અષાઢ મહિનો લાગતાં જોરદાર વરસાદ થયો. કહ્યું છે કે:-

तावन्नीतिपरा नराधिपतयस्तावत्प्रजाः सुस्थिताः ।
तावन्मित्रकलत्रपुत्रपितरस्तावन्मुनीनां तपः ॥
तावन्नीतिसुरीति-कीर्तिविमलास्तावच्च देवार्चनं ।
यावत् स प्रतिवत्सरं जलधरः क्षोणीतले वर्षति ॥ १ ॥

અર્થ:—જ્યાં સુધી પ્રતિવર્ષ આ પૃથ્વી પર જળધર વર્ષે છે, ત્યાં સુધી રાજાઓ નીતિમાં તત્પર હોય છે, પ્રજા સ્વસ્થ રહે છે, મિત્ર, પત્ની, પુત્ર અને પિતા ત્યાં સુધી જ સગપણનો સંબંધ સાચવે છે. ત્યાં સુધી મુનિઓનું તપ રહે છે ત્યાં સુધી જ નીતિ, રીતિ ને ઉજ્જવળ કીર્તિ દેખાય છે ને દેવપૂજા આદિ થાય છે.

સમયે સમયે સારો વરસાદ પડવાથી લોકોમાં આનંદ અને ઉત્સાહનો પાર ન રહ્યો. ભય અને ચિંતાની જગ્યાએ આનંદ અને ઉમંગ. લોકો નિમિત્તવેત્તાની મશ્કરી કરવા લાગ્યા. આમ કેટલોક સમય વીત્યા પછી ત્યાં યુગંધર નામના પ્રતાપી ગુરુ-મહારાજ પધાર્યા. તેઓ ચાર જ્ઞાનના ધારક પરમ તેજસ્વી મુનિરાજ હતા. રાજા–પ્રજા સર્વ તેમને નમસ્કાર કરવામાં ગૌરવ માનતા ને બધાં કાર્ય પડતાં મૂકી તેમનો ઉપદેશ સાંભળતા. રાજાએ પૂછ્યું 'કૃપાલ! અમારા ગામના નિમિત્તવેત્તાનું કથન કદી ખોટું પડતું નથી. તો તે આ વખતે કેમ ખોટું પડ્યું ?'

જ્ઞાની ગુરુમહારાજે કહ્યું 'રાજન્! પુરિમતાલ નગરે કોઇ પ્રવરદેવ નામનો ગૃહસ્થ રહેતો. કોઈ પાપના ઉદયે તેનો પરિવાર નષ્ટભ્રષ્ટ થઈ ગયો. કોઇ ક્યાં ને કોઇ ક્યાં ? જેવી દરિદ્રતા એક તરફ બીજી તરફ લોલુપતા પણ તેવી જ. તેમાં પાછું વિરતિ અર્થાત્ વ્રત પચ્ચક્ખાણનું નામે ય નહી. જ્યારે ત્યારે જે તે ખાધા કરે તેના પરિણામે તેને કોઢનો રોગ થયો. કોઇ બોલાવે નહી. જ્યાં જાય ત્યાં અનાદર પામે. અધેથી કંટાળી ધર્મમાર્ગે વળ્યો. ધર્મ કોઇને ઠુકરાવતો નથી. સહુને અપનાવે છે ને બધાં પ્રશ્નોનો ઉકેલ આપે છે. કોઇ જ્ઞાનવાન્ મુનિને તેણે પૂછ્યું કે 'હું તો ઘણો સ્વસ્થ અને સારો હતો. મને આ રોગ શાથી થયો ? જોતજોતામાં મારી દશા બેસી ગઈ.' ગુરુ મહારાજે કહ્યું 'વત્સ! લોલુપતાને લઈ જ્યાં ત્યાં તેં ખાધા કર્યું. રાત–દિવસ કશું જ જોયું નહી. ખાવાની–ન ખાવાની કોઇ રેખા જ નહી. અવિરતિને વળી સંતોષ કેવો ? એનું આ પરિણામ છે.'

તેણે કહ્યું 'ભગવન્! આપ સત્ય કહો છો પણ હવે આ રોગ મટે કેવી રીતે ?' મહારાજજીએ કહ્યું 'સાવ સહેલી રીત છે. ધર્મમય જીવન જીવો. વિરતિ આદરો, ભોજનમાં પરિમિતતા રાખો. સ્વાદની લોલુપતા છોડો. એટલે તન સાજુ–મન સાજુ. બધું ય સારૂં.' પ્રવરદેવે તરત ગુરુમહારાજ પાસે પ્રતિજ્ઞાઓ કરી. ખાવા–પીવામાં તેણે નિયમ કર્યો કે 'એક અન્ન, એક વિગઇ, એક શાક અને ઉકાળેલું પાણી વાપરીશ. તે સિવાયનો બધો નિયમ. પરિણામે ધીરે ધીરે રોગનું ઉપશમન થવા લાગ્યું તેમ તેમ તેની ધર્મશ્રદ્ધા વધવા લાગી. પથ્યવાળા સાત્ત્વિક ભોજનને લીધે તે નિરોગી થઇ ગયો અને ધર્મનો અભ્યાસ કરી તેના મર્મ અને માહાત્મ્યનો જ્ઞાતા બન્યો. પરિણામે નિષ્પાપવૃત્તિથી ન્યાયપૂર્વક તે વ્યાપારાદિક કરવા લાગ્યો ને કરોડપતિ થયો. અતિ ધનાઢ્ય હોવા છતાં એ એકજ અન્ન આદિના નિયમ પ્રમાણે જ જમતો. સુપાત્ર-

દાનમાં સદા તત્પર રહેતો. ને જેમ જેમ વધારે લાભ મળતો તેમ પોતાની જાતને ધન્ય માનતો. ભોગોપભોગથી સદા વિમુખ રહેતો ને દાનાદિમાં ઉદ્યમ કરતો.

એમ કરતાં ત્યાં મોટો દુષ્કાળ પડ્યો. પ્રવરદેવે તે સમયે હજારો મુનિરાજોને પ્રાસુક ઘી આદિનું ચઢતા ભાવે દાન દીધું ને લાખો સાધર્મીઓની ગુપ્ત રીતે ભક્તિ કરી. આમ જીવન પર્યંત અખંડપણે વ્રત પાળી અંતે સૌધર્મ દેવલોકમાં ઇન્દ્ર જેવી ઋદ્ધિવાળો સામાનિક દેવ થયો.

ઘણો કાળ વીતી ગયા પછી એકવાર સ્વર્ગના જિનમંદિરોની શાશ્વતી પ્રતિમાજીને વંદન કરતો શુભ ભાવના ભાવતો હતો. પોતાના આયુષ્યની અલ્પતાનો બોધ થતાં તેને વિચાર આવ્યો. જ્ઞાન દર્શન આદિ ગુણથી સમૃદ્ધ શ્રાવકના કુળમાં દાસ થવું પણ સારૂં છે કિંતુ મિથ્યામતિથી મુગ્ધબુદ્ધિવાળા ચક્રવર્તી થવું નકામું છે.' અંતે આવી શુભ ભાવનામાં દેવ આયુ પૂર્ણ કરી તે આ નગરીમાં શુદ્ધબોધ નામના શ્રાવકની પત્ની વિમળા નામની શ્રાવિકાના ઉદરે ઉત્પન્ન થયો. દુષ્કાળના બધા જ બાહ્ય ચિહ્નો દેખાતા હતા. જ્યારે જ્યારે આવા યોગો બને છે ત્યારે પૃથ્વી પર હાહાકાર મચી રહે છે ને પાણી માટે જીવો ટળવળીને તૂટી જાય છે. પરંતુ એકજ બળવાન ગ્રહની શુભ દૃષ્ટિમાં પાપગ્રહો આવી ગયા છે ને એ શુભ યોગમાં પ્રવરદેવનો જીવ શુદ્ધબોધ શ્રાવકને ત્યાં જન્મ્યો. આ પુણ્યવાનના જન્મે અને શુભ યોગે દુષ્કાળ જેવો યોગ સર્જાતો નાશ પામ્યો છે.'

ઇત્યાદિ ગુરુમુખેથી વચનો સાંભળી રાજા ઘણું અચરજ પામ્યો અને રાણી આદિ પરિવાર સાથે શુદ્ધબોધ શેઠને ત્યાં ગયો. ત્યાં સર્વ લક્ષણથી યુક્ત તેજસ્વી અને સુંદર પુત્રને જોઈ રાજા ઘણોજ પ્રસન્ન થયો. તે બાળકને ખોળામાં લઇને રમાડતા રાજા બોલ્યો:

मूर्तिमानिव धर्मस्त्व–मित्थं दुर्भिक्षभङ्गकृत् ।
इति तस्याभिधा धर्म इति धात्रीभृता कृता ॥१॥

અર્થાત્—હે બાળ ! તું ખરેખર મૂર્તિમાન ધર્મ જ છે. જેથી તું દુષ્કાળનો પણ નાશ કરનાર થયો. માટે આ (હું) રાજા દ્વારા તારૂં નામ 'ધર્મ' પાડવામાં આવે છે.

હવેથી આ રાજ્યનો રાજા તું છે. તારા પ્રતાપે આખી પ્રજાનું હિત થશે. હું તારા રાજ્યનો રક્ષક કોટવાળ થઇને રહીશ.' રાજાએ રાજમહેલમાં આવી ધર્મરાજાના નામે રાજ્ય ચલાવવા માંડ્યું. ધર્મ યુવાન થયો એટલે તેને રાજા બનાવવામાં આવ્યો. ઘણી રાજકન્યાઓ તેને પરણી. ધર્મરાજાના પુણ્ય પ્રતાપે સદૈવ સુકાળ ને સર્વત્ર આનંદ વર્તાઈ રહ્યો.

સમ્યક્ત્વયુક્ત બાર વ્રતના ધારક ધર્મરાજા વિવિધ ભોગો ભોગવી, દીક્ષા લઈ આરાધી તે જ ભવે કેવળી થયા. અસીમ ઉપકાર કરી મુક્તિ પામ્યા. ધર્મરાજના બંને ભવનો મર્મ જાણી ધર્મિષ્ઠ જીવોએ સાતમું વ્રત લઇ પાળવા તત્પર બનવું.

## ૧૨૩. કર્માદાનના પંદર અતિચાર.

अङ्गार–वन–शकट–भाटक–स्फोट–जीविका ।
दन्त–लाक्षा–रस–केश–विष–वाणिज्यकानि च ॥ १ ॥
यन्त्रपीडा निर्लाञ्छन–मसतीपोषणं तथा ।
दवदानं सरःशोप इति पञ्चदश त्यजेत् ॥ २ ॥

**અર્થ**:–અંગાર કર્મ, વન કર્મ, શકટ કર્મ, ભાટક કર્મ તથા સ્ફોટક કર્મ આ પાંચ કર્મથી આજીવિકા ચલાવવી. દાંત, લાખ, રસ, કેશ અને વિષનો વ્યાપાર કરવો. યંત્રપીડા (ઘાણી વગેરે યંત્રો ચલાવવા) નિર્લાંછન કર્મ, કુલટા કે અસદાચારીનું પોષણ કરવું, વનમાં દવ મૂકવો અને સરોવરનું શોષણ કરવું એવં પંદર કર્માદાનનો ત્યાગ કરવો.

**કર્માદાનનું વિવેચન**:—શ્લોકમાં જે જીવિકા શબ્દ છે તે પ્રત્યેક કર્માદાન સાથે જોડવો.

૧ અંગાર કર્મથી જીવિકા ચલાવવી એટલે લાકડા બાળી નવા અંગારા–કોલસા પાડવા. ચુનો તેમજ ઈંટની ભઠ્ઠી કરનાર તથા કુંભાર, લુહાર, કલાલ, સોની અને ભાડભુજા વગેરેનો વ્યવસાય તે અંગારકર્મ કહેવાય. તેનાથી જીવિકા (જીવનનિર્વાહ) ચલાવવી તે અંગારજીવિકા સમજવી. આ જીવિકાનું મુખ્ય સાધન અગ્નિ છે અને અગ્નિ દશ (દિશા તરફ) ધારવાળું દશ ધારૂં ખડ્ગ છે. કેમકે તેમાં સર્વ તરફથી સર્વને બાળવાની શક્તિ રહેલી છે. આવી જીવિકામાં છ જીવનિકાયનો સ્પષ્ટ વધ થાય છે. માટે આ વ્યાપાર ધર્મજ્ઞ શ્રાવકે ત્યાગ કરવા યોગ્ય છે. કર્માદાનનો આ પ્રથમ અતિચાર.

૨ વનકર્મ–વનસ્પતિ સંબંધી છેદેલા કે વિના છેદેલા પાંદડાં, ફુલ, ફળ, કંદ, મૂળ, ઘાસ, કાષ્ઠ (નાના–મોટા કે ઈમારતી લાકડા) તથા વાંસ વગેરે લાવીને વેચવા, કે ઉદ્યાન–ઉપવન કે કુંડા કયારા કરવા તે વનકર્મ કહેવાય. તેથી જીવિકા ચલાવવી તે વનકર્મજીવિકા સમજવી. આજીવિકા વૃક્ષને આશ્રયી હોઈ વૃક્ષને આશ્રિત અનેક ત્રસજંતુનો વિનાશ થાય જ છે. માટે તેનો ત્યાગ કરવો. કર્માદાનનો આ બીજો અતિચાર.

૩ સાડી કર્મ–ગાડાં વગેરે વાહનો તેમજ તેના અવયવો કરવા, ખેડવા કે વેચવા તે શકટ કર્મ કહેવાય. ગાડાં, હળ આદિ બનાવી વેચતાં–ગાડાં પ્રમુખથી માર્ગમાં ષટ્કાયનો વધ થાય છે માટે તેનો ત્યાગ કરવો. કર્માદાનનો આ ત્રીજો અતિચાર.

૪ ભાડીકર્મ–વાહન ભાડે આપવા તથા ઊંટ, બળદ, પાડા, ખચ્ચર, ઘોડા આદિ ભાડે આપવા, તેના પર ભાડું આપનાર નિર્દય રીતે ભાર મૂકે–ઉપડાવે તેથી તેમને ઘણું દુઃખ થાય. વાહન પણ જ્યાં ફરે ત્યાં જીવોનો કચ્ચરઘાણ કાઢે. કોઈવાર માણસનું મૃત્યુ નિપજાવે. માટે તેનો ત્યાગ કરવો. કર્માદાનનો આ ચોથો અતિચાર.

૫ ફોડીકર્મ:—જવ, ઘઉં, મગ, અડદ, ચણા, આદિ ધાન્યવી કરડ કરાવવી.

કુંડામાંથી ધાન્ય છુટું પાડવું, દાળ કરાવવી, ડાંગર ખંડાવવી, છડાવવી. તળાવ, વાવડી કે કુવા માટે પૃથ્વી ખોદાવવી, હળ ખેડવા, ખાણુમાંથી પથરા કઢાવી ઘડવા, ઘડાવવા તથા સુરંગો ચાંપવી. ધડાકા કરાવવા એ બધું ફોડીકર્મ (સ્ફોટક કર્મ) કહેવાય. તેનાથી જીવિકા કરવી તે સ્ફોટક જીવિકા કહેવાય. આથી ધાન્ય તેમજ તેમાં રહેલા ત્રસ જીવોનો તેમજ ભૂમિ ખોદવાથી પૃથ્વી તેમજ તેને આશ્રયી રહેલા ત્રસ જીવોનો ઘાત થાય છે. માટે આનો ત્યાગ કરવો. કર્માદાનનો આ પાંચમો અતિચાર.

## પાંચ વાણિજ્યના પાંચ અતિચાર.

૧ દંતવાણિજ્યઃ—એટલે હાથીના દાંત, હંસ, મોર આદિ પક્ષીના પીંછા, મૃગ, વાઘ, ચિત્તા, મગર આદિના ચર્મ, ચમરી ગાયના પુચ્છ, સાવર આદિના શીંગડા તથા શંખ, છીપ, કોડી તેમજ કસ્તૂરી આદિના ઉદ્‌ભવ સ્થાને જઇ તે તે ત્રસ જીવોના અંગ આદિ ગ્રહણ કરવા તથા તેનો વ્યાપાર-વ્યવસાય કરવો તે 'દંતવાણિજ્ય' કહેવાય. કદાચ પોતે તે જીવોની હિંસા આદિ ન કરે. પણ તેના પ્રાપ્તિસ્થાને વ્યાપારીને આવેલા જાણી ભિલ આદિ હિંસક લોકો દ્રવ્ય લોભથી તરત જ તે તે વસ્તુઓ માટે તે તે પ્રાણીઓને મારી પણ નાંખે ને વ્યાપારીને જોઇતી વસ્તુ લાવી આપે. માટે આ વાણિજ્ય ત્યાજ્ય છે. કર્માદાનનો આ છઠ્ઠો અતિચાર.

૨ લાક્ષાવાણિજ્યઃ—એટલે લાખ વગેરે હિંસામય વ્યાપાર. લાખમાં પણ ઘણા ત્રસ જીવો હોય છે તેના રસમાં લોહીની ભ્રાંતિ થાય છે. ધાવડીની છાલ અને પુષ્પ મદિરાનું અંગ છે તેના કલ્ક (કણિયા) ઘણા જીવોની ઉત્પત્તિના હેતુરૂપ છે. ગળી ઘણા જીવોના નાશથી બને છે. મણુસીલ અને હરતાલમાં માખી આદિ ઘણાં જ જીવોની હિંસા રહેલી છે. પડવાસમાં વ્યાપક રીતે ત્રસ જીવો હોય છે. ટંકણખાર, સાબુ અને ક્ષાર આદિકમાં પ્રત્યક્ષ રીતે જ મહાદોષ જોવાય છે. લાખ આદિના વ્યવસાયની દુષ્ટતા બતાવતા મનુસ્મૃતિમાં જણાવ્યું છે કે 'લાખ, ગળી, તલ, ક્ષાર, કસુંબો, દુધ, દહીં, ઘી અને છાશને વેચનાર બ્રાહ્મણ-બ્રાહ્મણ નથી પણ તેને શુદ્ર જાણવો.' કર્માદાનનો આ સાતમો અતિચાર.

૩ રસવાણિજ્યઃ—એટલે મધ, મદિરા, માખણ, દુધ, ઘી તથા તેલ વગેરે રસવાળા કે પ્રવાહી પદાર્થોનો વેપાર કરવો તે. તેમાં પણ પૂર્વવત્ દોષો રહેલા જ છે. દુધ આદિમાં સંપાતિમ (ઉપરથી આવી પડતા) જીવોનો વિનાશ થાય છે. બે દિવસ પછી દહીં-છાશમાં ત્રસ જીવો ઉપજે માટે મહાદોષનો ઉદ્‌ભવ છે. તેમાં પણ સોળ પ્રહરની અંદરની છાશ પણ ગળીને પીવાનું ફરમાન છે. તેમાં પણ માખણનો સંયોગ તદ્વર્ણ જીવોની ઉત્પત્તિનું મહાન કારણ છે. ઘી-તેલના વ્યાપારમાં પણ ઘણા દોષો છે. તેમાં પણ ત્રસાદિ જીવો અવલિપ્ત થતા તરત નાશ પામે છે. ઘીમાં છાશ આદિનો અંશ રહી જતાં તેમાં ન ગણી શકાય એવી ઇયળો ઉપજે છે. પ્રાયઃ કરીને તેના વ્યાપારીનું ધ્યાન સારૂં હોતું નથી. ના છુટકે કોઇને આજીવિકા અર્થે ઘી-તેલનો

વ્યવસાય કરવો પડે તો તેમણે અશુભ ધ્યાન કદી કરવું નહી. કહ્યું છે કે 'અભિપ્રાયના વશે પાપધ્યાન (દુર્ધ્યાન) છે, કાંઈ વસ્તુના જોવાથી થતું નથી.' આ પ્રસંગ ઉપર બે વણિક વ્યાપારીનું ઉદાહરણ જાણવા યોગ્ય છે. જે ઘી અને ચામડાના વ્યાપારી હતા.

## બે વ્યાપારીની વાર્તા.

એક જ નગરમાં બે વ્યાપારી આષાઢ મહિનામાં માલ ખરીદીએ નિકળ્યા. તેઓ કેટલાક દિવસે એક ગામડામાં કોઇ વૃદ્ધાને ત્યાં ઉતર્યા. તે બાઇ ધર્મિષ્ઠ હતી ને વટેમાર્ગુને જમાડી જીવિકા ચલાવતી. તે બાઇએ આ વેપારીને પૂછ્યું કે તમે શાનો વેપાર કરો છો? ઉત્તર આપતાં એકે કહ્યું કે 'ઘીનો.' ને બીજાએ કહ્યું 'ચામડાનો વેપાર કરૂં છું.' બાઇએ વિચાર્યું ઘીના વેપારીનો મનોવ્યાપાર અત્યારે સારો વર્તતો હશે. મેઘ અવસરે–અવસરે સારો પડે અને પરિણામે પુષ્કળ દુધ–ઘી નિષ્પન્ન થવાથી ઘી સોંઘું મળે' ઇત્યાદિ તેના પરિણામો સારા હશે અને આ ચામડાના વેપારીની મનોદશા તો ઘણી જ હીન હશે. તેને મન તો દુષ્કાળ પડે ને ઢોરો મરે તો ચામડું સસ્તુ મળે. આના પરિણામો સારા હશે નહી.'

આમ વિચારી બાઈએ ઘીના વેપારીને ઘરમાં સારી જગ્યાએ અને ચામડાના વેપારીને ઘરની બહાર આંગણામાં જમવા બેસાડ્યો. જમી પરવારી તેઓ પોતપોતાને કામે ચાલ્યા. ખરીદી કામ કરી પાછા વળતા તેઓ પાછા ત્યાં જ ઉતર્યા. આ વખતે બાઈએ ઊંધી રીત અપનાવી. ચામડાના વેપારીને ઘરની અંદર અને ઘીના વેપારીને ઘરની બહાર જમવા બેસાડ્યો. ઘીવાળાથી આ સહન ન થયું. તેણે તરત કહ્યું 'તમે ભૂલતાં લાગો છો. ઘીનો વેપારી તો હું છું, સમજફેરથી તમે મને બહાર બેસાડતા લાગો છો.' કાંઇક સંકોચપૂર્વક તે ચામડાવાળો બોલ્યો 'હા, હું બહાર બેસું તે જ યોગ્ય છે.' બાઇએ કહ્યું 'તમે ધારો તેમ નથી. તમે યોગ્ય જગ્યાએ જ બેઠા છો, પૂર્વે પણ યોગ્ય જગ્યાએ બેઠા હતા. વાત એમ છે કે પૂર્વે ઘી ખરીદવા જતા તમારા ભાવ સારા હતા. ઘી સસ્તુ મેળવવાની ઇચ્છાથી સુભિક્ષની ભાવના હતી. હવે તમે એમ ઈચ્છો છો કે ઘી મોંઘું થાય તો સારૂં. ઘી ક્યારે મોંઘું થાય? ઘાસ ચારો દુર્લભ કે મોંઘો થાય. પશુઓ પર મોટો ઉપદ્રવ આવી પડે તો. સમજ્યા? તમારી મનોવૃત્તિ હીન થઈ ગઇ છે. અને ભાઇ! ચામડાવાળા! હવે તમે ઇચ્છો છો કે ચામડું મોંઘું થાય તો સારૂં. ચામડું કેમ કરી મોંઘું થાય? એ....ય મોં માંગ્યા મેહ વૂઠે ને ધરતી લીલીછમ રહે. પશુઓ નિરોગી ને લાંબી આવરદાવાળા થાય તો જ તેમ બને એમ તમે જાણો છો, માટે તમારી ઉત્તમ ભાવના છે. શેઠીયાઓ! માટે તમારી જગ્યામાં ફેરબદલ કરવી પડી છે.

'હું ભગવાન જિનેન્દ્રદેવના ધર્મને જાણું છું. તેથી ભાવના ધર્મના મર્મને પણ સમજું છું. માટે ગુણને મહત્ત્વ આપ્યું છે. ખોટું લગાડશો નહી.' બાઇના યુક્તિસંગત મમોળા વચનો સાંભળી બંને વેપારીઓ વિચારમાં પડી ગયા. તેમણે ત્યાં જ

પાપ વ્યાપારનો ત્યાગ કરી શુભ વ્યાપારનો નિશ્ચય કર્યો. માટે સદ્‌ગૃહસ્થોએ રસ-વાણિજ્યનો ત્યાગ કરવો. આ કર્માદાનનો આઠમો અતિચાર.

૪ કેશવાણિજ્ય:—રોમ પીંછા વાળ ઊન અને ઉપલક્ષણથી દાસ-દાસી (ગુલામો) લેવા વેચવાનો ધંધો. તથા પશુઓ અને પક્ષીઓ વગેરે વેચવાનો વ્યવસાય. કર્માદાનનો આ નવમો અતિચાર.

૫ વિષવાણિજ્ય:—વચ્છનાગ, સોમલ, અફીણ આદિ કોઇપણ પ્રકારના ઘાતક પદાર્થો તેમજ ઉપલક્ષણથી કોશ, કોદાળી આદિ ઘાતક (પૃથ્વી આદિના ઘાતક) અધિકરણો તથા હિંસક શસ્ત્રોનો વ્યાપાર. આથી પ્રત્યક્ષ રીતે જ જીવઘાત થતો હોઇ આ પાપવ્યાપાર છે. અન્ય મતમાં પણ આ વ્યાપારનો નિષેધ કરતાં કહ્યું છે કે:–

कन्याविक्रयिणश्च, रसविक्रयिणस्तथा ।
विषविक्रयिणश्चैव, नरा नरकगामिनः ॥

અર્થ:—કન્યાનો, રસપદાર્થનો તેમજ વિષનો વિક્રય કરનાર માણસ નરકે જાય છે. કર્માદાનનો આ દશમો અતિચાર.

अङ्गारकर्मप्रमुखानि पञ्च कर्माणि दन्तादिकविक्रयाणि ।
विहाय शुद्धव्यवसायकश्च, गृही प्रशस्यो जिनशासनेऽस्मिन् ॥१॥

અર્થ:—અંગારકર્મ આદિ પાંચ કર્મ તથા દંતવાણિજ્ય આદિ પાંચ વાણિજ્ય છોડી શુદ્ધ વ્યવસાય કરનાર ગૃહસ્થ આ જિનશાસનમાં પ્રશંસાને પાત્ર છે.



## ૧૨૪. કર્માદાનના અંતિમ પાંચ અતિચાર.

૧૧ યંત્રપીલણકર્મ:—યંત્રપીડા એટલે શિલા (ચટણી વાટવાનો પત્થર-કૂંડી) ખારણી, મૂશલ (સાંબેલુ) ઘંટી, રેંટીઓ, નિશાતરો તથા કંકપત્ર (કાંકશી) વગેરે તેમજ સાંચા (સંચા-મશીન) આદિ કે તેના અંગો (પાર્ટ) આદિનું વેચાણ કરવું તે. અથવા ઘાણી ચલાવવી, શેલડીના રસ કાઢવા-વાઢ કરવા, ગોળ જમાવવો, સરસવ, અળસી, ડોલ, એરંડા પ્રમુખનું તેલ કાઢી આપવું. જળયંત્ર (રેંટ) આદિ ચલાવવા (પંપ, ડંકી કે મોટર મૂકી પાણી કાઢવા કે તે સાધન વેચવા) તે. આ યંત્રપીડા કર્મમાં અનેક ત્રસ જીવોનો પણ વધ થાય છે. માટે આનો ત્યાગ કરવો. કહ્યું છે કે 'ખાંડણી, પેષણી, ઘંટી, ચૂલો, પાણીયારું ને સાવરણી આ ગૃહસ્થોને ત્યાં હિંસાના સ્થાનો છે-કારણો છે.'

તેમાં તેલની ઘાણી (ઓઇલ મીલ) વગેરે ઘણા પાપના કારણ છે. શિવપુરાણમાં પણ જણાવ્યું છે કે 'હે રાજા! તેલ પીલનાર–ઘાણી વગેરે ચલાવનારને તલ પ્રમાણ હજાર વર્ષો સુધી રૌરવનર્કમાં રંધાવું પડે છે.' તથા જે તલનો વ્યાપાર કરે તે તલ જેવા તુચ્છ થાય છે. ને તલની જેમ પીલાય છે. તેમાં પણ ફાગણ માસ ઉપરાંત તલ રાખવા, પીલાવવા, ખાવા કે તલનો વ્યાપાર કરવો. તે મોટા દોષનું કારણ છે. પ્રાયઃ તેમાં ત્રસ જીવોની ઉત્પત્તિ થઈ જાય છે. તે બાબત કહ્યું છે કે 'ફાગણ મહિના ઉપરાંત તલ, અળસી ન રખાય. તેમજ ગોળ કે ટોપરાં વગેરે પણ રખાય નહી. વર્ષાકાળ બેસતાં તો તેમાં ઘણાં જીવોની ઉત્પત્તિ ને પરિણામે હિંસા થાય છે.' માટે સમય ઉપરાંત તલ ન રાખવા જોઈએ. તલનો વ્યાપાર દુઃખદાયી છે તે તિલભટ્ટની કથાથી જણાશે.

## તિલભટ્ટની કથા.

પૃથ્વીપુરમાં ગોવિંદ નામે એક બ્રાહ્મણ રહે. તે મોટા પ્રમાણમાં તલનો વ્યાપાર કરતો હોઇ તેનું નામ તિલભટ્ટ પડી ગયું ને પ્રસિદ્ધિ પામ્યું. તેની પત્ની સ્વચ્છંદી ને સ્વાદલિપ્સુ હતી. એકવાર તેણે વખારમાંથી છાનામાના પાંચ મુંડા (માપ વિશેષ) તલ ઉપાડ્યા. વેચી તેના પૈસામાંથી મનગમતી ભોજન આદિ વસ્તુ મેળવીને વ્યસન સેવ્યા. કેટલીકવાર આમ કરતાં એક રાત્રે તેને વિચાર આવ્યો કે 'તલ ઓછા થતાં આ વાત ઘણી જાણશે તો ઉપાધિ થશે. માટે કોઇ ઉપાય કરવો જોઇએ.' એમ વિચારી એકવાર તિલભટ્ટ પોતાના ચોખાના ખેતરની રખવાળી કરવા ખેતરે રાત રહ્યો તે અવસર પામી તેની પત્નીએ સાહસ કર્યું. નગર બહાર આવી પિશાચીનું રૂપ લીધું.

મોઢે કાજળ લગાડી સફેદ રેખા કરી કાળા કપડા પહેરી માથે જ્વાળાવાળી ઠીબ બાંધી, હાથમાં ઉઘાડી તલવાર ને ખપ્પર લઇ હૂ....હૂ....એવા ઘોર ને ભયંકર શબ્દો કરતી આવી તિલભટ્ટ પાસે ને બોલી 'અરે! ભટ્ટ! હવે તો ભૂખ જીરવાતી નથી. તને ખાઉં.' ભટ્ટ તો ગભરાઇને કરગરવા લાગ્યો. ડાકણે કહ્યું 'તારે જીવવાની ઇચ્છા હોય તો તલની વખારો મને અર્પણ કર. ભયથી કાંપતા ભટ્ટે હાથ જોડી કહ્યું 'માવડી! તને જેમ કરવું હોય તે કર પણ મને સારો–સરવો રહેવા દે. બધા તલ ખાજે પણ અહીંથી જા.'

હુંકાર કરતી તે પાછી ફરી. અને જ્યાં સ્વાંગ સજ્યો હતો ત્યાં આવી પોતે મૂળ સ્વરૂપ કરી જવા લાગી. ત્યાં તેણે બારમી ભિક્ષુ પ્રતિમા વહન કરતા મુનિપતિ સાધુ મહારાજને જોયા. તેઓ વનમાં કાઉસ્સગ્ગ રહ્યા ને શિયાળાની ઠંડી રાતે તો હાડને થીજાવી દે તેવી પડતી, તેથી સાંજે ગોવાળોએ કાઉસ્સગ્ગમાં ઉભેલા મુનિને પોતાની પછેડી ઓઢાડી ગામનો રસ્તો લીધો.

તેમને જોઈ ભટ્ટ પત્નીએ વિચાર્યું 'આ સાધુએ મારૂં ચરિત્ર જાણી લીધું છે તે અવશ્ય લોકો સામે પ્રકટ કરશે માટે લાવ આ આગથી બાળી મૂકું.' તરત મુનિના

કપડા સળગાવી તે ઘરે ભાગી આવી. મુનિપતિજીએ તો આ પ્રાણાંત ઉપસર્ગમાં પણ ધીરતા રાખીને શુભ ધ્યાનને વેગવતું કર્યું. તેઓ ચિંતવવા લાગ્યા કે 'અહો ! આ અગ્નિ મારું કશું જ બાળતો નથી. તે તો શરીરના પુદ્‌ગલને બાળે છે. તેથી મારા જ્ઞાનમય આત્માને જરાય હાનિ થતી નથી. મૂઢ આત્માઓ જ પારકાં ખંડેરને બળતું જોઇ ખેદ કરે છે. રે ચેતન ! તારૂં ઘર તો જ્ઞાનાદિ ગુણરૂપ છે. તેને બળતા બચાવવું હોય તો પ્રયત્નપૂર્વક તેને સમતા સ્વરૂપ શીતળ જળ છાંટ. ખરો અગ્નિ તો ક્રોધનો છે. આ અગ્નિ તો શાંત તરત થઈ જાય ' અને આ શુભ ધ્યાનમાં અગ્નિ પણ હોલાઇ ગયો. આયુષ્ય અને પુણ્યના બળે મુનિ બચી ગયા.

સૂર્યોદય થતાં થોડીવાર ગોવાળ ત્યાં આવ્યા. મુનિની આવી સ્થિતિ જોઇ તેમનાથી અરેરાટી થઇ ગઇ. તરત તેમણે નગરમાં જઈ કુંચિક નામના શેઠને બધી વાત કરી. શેઠે અચ્ચંકારી શ્રાવિકાને ત્યાંથી લક્ષપાક તેલ લાવી મુનિને સ્વસ્થ કર્યા. પેલા તિલભટ્ટ વહેલી પરોઢે ઘેર આવી સૂતા ને તેમને ભયથી અતિ ઉગ્ર જ્વર (તાવ) આવ્યો. તેમને ચિંતા થઇ કે મારા બધા તલ ડાકણ ખાઇ જશે. હવે હું શું કરીશ. '

આમ અતિચિંતામાં તેનું હૃદય ફાટી ગયું ને તે મરીને તલ થયો. ઘણાં ભવ સુધી તે તલમાં જ ઉત્પન્ન થયા કરે છે ને તેણે પૂર્વભવે પીલેલા તલના જીવો તેને તેલયંત્ર (ઘાણીમાં) પીલ્યા કરે છે માટે વિવેકના જાણ શ્રાવકે તલ આદિ પીલવાનો વ્યાપાર ન કરવો. કર્માદાનનો આ અગિયારમો અતિચાર.

૧૨ નિર્લાંછન કર્મ:—એટલે ગાય આદિ પશુના કાન, ગલકંબલ, શિંગડા તથા પૂંછડા પ્રમુખ છેદવા, તેમને નાથવા, આંકવા, ખસી કરવી ( નપુંસક કરવા ) ડામ આદિ દેવા તથા ઊંટ આદિની પીઠ ગાળવી તે નિર્લાછન કર્મ કહેવાય. આમ કરવાથી તે તે પશુઓને અકથ્ય વેદના થાય છે માટે તેનો ત્યાગ કરવો. કર્માદાનનો આ બારમો અતિચાર.

૧૩ દવદાન કર્મ:—એટલે જંગલના એક ભાગમાં દાહ દેવો વગેરે. ' નવું ઘાસ જ્યાં ઉગ્યું હોય ત્યાં જ સળગાવી દે. અથવા વર્ષા પૂર્વે ખેતરમાં આગ ચાંપી હોય–કચરો–પાંદડાં ભેગા કરી બાળ્યા હોય તો ઘણું ધાન્ય ઉત્પન્ન થાય, આ ઇચ્છાએ લોભવૃત્તિથી તેમ કરે. તેમજ ભીલ વગેરે આદિવાસી લોકો પોતાના કલ્યાણ માટે ધર્મ દીવાળીના નામે ડુંગરમાં દવ લગાડે છે, તથા વળી કૌતુકથી જ દાવાનળ સળગાવે છે. વળી કેટલાક હુતાશણી (હોળી)માં મોટો લાકડા–છાણાનો ખડકલો કરી–મોટી મોટી જ્વાળાઓ સળગાવી મહાન્ પુણ્ય માને છે પણ ખરેખર તો આવા દવમાં કરોડો જીવ જીવતાં સળગી તરફડી મરે છે.

શ્રી ભગવતીજી સૂત્રમાં શ્રી ગૌતમ ગણધર મહારાજે ભગવાન મહાવીરદેવને પૂછ્યું છે કે ' હે ભગવંત જે માણસ વધારે અગ્નિ સળગાવે તેને વધારે પાપ લાગે કે જે જળ કે ધૂપ આદિથી અગ્નિ હોલવે તેને વધારે પાપ લાગે ? ' ત્યાં પ્રભુજીએ

કહ્યું છે કે 'હે ગૌતમ ! જે અગ્નિને વધુ પ્રજવલિત કરે તેને વધારે પાપબંધ થાય છે, તે ક્લિષ્ટ કર્મ બાંધે છે, અને જે હોલવે છે તેને અક્લિષ્ટતર-હળવા કર્મબંધ થાય છે.' માટે શ્રાવકે દાવાગ્નિથી સંબંધિત કર્મ-દવાગ્નિ કર્મ કરવું નહી. કર્માદાનનો આ તેરમો અતિચાર.

૧૪ સરઃશોષણ કર્મ-સરોવર આદિને શોષવાથી જળચર મત્સ્યાદિ અસંખ્ય જીવો-અનંતકાય ને ષટ્કાયનો વિનાશ થાય છે. માટે તે કાર્ય વર્જવું. કર્માદાનનો આ ચૌદમો અતિચાર.

૧૫ અસતીપોષણ કર્મ—ધન ઉપાર્જન માટે દુઃશીલ, શીલહીન દાસી આદિ રાખવા. પોપટ, મેના, મોર, કુકડા, તીતર, મોર, બીલાડા, કુતરા, ડુક્કર આદિનું પોષણ કરવું એ અસતી પોષણ કહેવાય. એઠવાડ આદિ નકામા કે નાખી દેવાના ખોરાકથી તેમનું પોષણ થાય છે ને ઉંદર, ઇયળ, જીવડા આદિને તેઓ ખાઇ જાય તેથી આપણને તે તે ઉંદર આદિનો ઉપદ્રવ થતો નથી.' એમ વિચારી તેનું પોષણ કરવું નહી. પોષણથી જ પાપ પોષાય છે માટે આવા જીવોને પાળવા-બાંધવા નહી પણ અભયદાન આપી મુક્ત કરવા તેથી મહાન પુણ્ય થાય છે. કર્માદાનનો આ પંદરમો અતિચાર.

આ પંદરે કર્માદાનનો ત્યાગ કરવો. શ્રી ભગવતીજી સૂત્રમાં શ્રાવકને પંદરે કર્માદાનનો સર્વથા સ્પષ્ટ નિષેધ કરવામાં આવ્યો છે. કહ્યું છે કે 'જે પુણ્ય ધર્મને બાધા તથા અપયશને કરનારૂં હોય તે પુણ્ય ગમે તેવા લાભના કારણવાળું હોય છતાં પુણ્યવાનોએ તે પુણ્યને જતું કરવું. કિંતુ સંયોગવશ બીજો ધંધો ન બની શકે તેમ હોય અથવા દુષ્કાળ કે રાજાજ્ઞા આદિ કારણ ઉપસ્થિત થાય આદિ કારણવશ જો આ નિંદિત ને કુત્સિત વ્યાપાર સર્વથા ન છોડી શકાય-ને કોઇ વ્યવસાય કરવો પડે તો શ્રાવક ડંખતા હૃદયે અપવાદરૂપે કરે. તે કરતાં તેને દુઃખ થાય. તે આત્મનિંદા કરતો અનિચ્છાએ કરે. મહારાજા સિદ્ધરાજના વખતે સજ્જન નામના દંડનાયકે જેમ સોરઠની આખી ઉપજ રૈવતાચલ-ગિરનારના જીર્ણોદ્ધારમાં પુણ્યરૂપે ખર્ચી તેમ.

આમ પ્રથમ કહેલા પાંચ અતિચારો ઉપભોગ-પરિભોગના અને પંદર અતિચારો કર્માદાનના એમ કુલે વીશ અતિચાર થાય છે. ઉપર કહ્યા પ્રમાણે તેનું સ્વરૂપ જાણી સમજુ ચતુર પુરુષોએ તેનો ત્યાગ કરવો અને સાતમું વ્રત આદરવું-આચરવું.



## ૧૨૫. ધનોપાર્જન-નીતિમત્તા.

जहित्वा खरकर्माणि, न्यायवृत्तिममुञ्चकः ।
शुद्धेन व्यवसायेन, द्रव्यवृद्धिं सृजेत् गृही ॥ १ ॥

અર્થ:—ખરકર્મો ત્યજીને, ન્યાયવૃત્તિ છોડ્યા વિના શુદ્ધ વ્યવસાયથી ગૃહસ્થે દ્રવ્યવૃદ્ધિ-અર્થપ્રાપ્તિ કરવી. તેથી પાપવ્યાપારનો સહેલાઈથી ત્યાગ થાય છે.

ખરકર્મ એટલે નિર્દયજન ઉચિત સેવાવૃત્તિ. કોટવાલ, ગુપ્તિપાલ, (કેદખાનાનો ઉપરી) સૈનિક આદિ જગ્યાની નોકરી બહુ પાપવાળી જાણી શ્રાવકે કરવી નહિ. તથા સજ્જનોને સ્તુતિ કરવા યોગ્ય ન્યાયવૃત્તિને વિષે શુદ્ધ નિષ્ઠા રાખવી. કેમકે પરમાર્થથી દ્રવ્ય ઉપાર્જનનો મુખ્ય હેતુ તો ન્યાયવૃત્તિ જ છે. કહ્યું છે કે:—

सुधिरर्थार्जने यत्नं, कुर्यान्न्यायपरायणः ।
न्याय एवानपायोऽय-मुपायः सम्पदां यतः ॥ १ ॥

અર્થ:—સુબુદ્ધિ મનુષ્યે ન્યાયપરાયણ થઈ ધન ઉપાર્જન માટે પ્રયત્ન કરવો જોઈએ. કારણ કે ધનપ્રાપ્તિમાટે અપાય-જોખમ વિનાનો એ જ (વ્યવસ્થિત) ઉપાય છે.

દેવદ્રવ્ય, જ્ઞાનાદિ દ્રવ્ય, પાખંડી કે પાસત્થા આદિના ધનથી તથા દેશ, કાળ અને જાતિ આદિને અનુચિત એવા વ્યાપારથી ઉત્પન્ન કરેલું ધન પણ સારૂં નથી કહેવાતું. તેની ગણના પણ અન્યાયવૃત્તિમાં કરેલી છે. દેવદ્રવ્ય તો વ્યાજે લેવું ય મહાદોષને ઉપજાવનાર છે. લૌકિક શાસ્ત્રમાં તો ત્યાં સુધી લખ્યું છે કે:—

देवद्रव्येण या वृद्धिः, गुरुद्रव्येण यद् धनम् ।
तद् धनं कुलनाशाय, मृतोऽपि नरकं व्रजेत् ॥ १ ॥

અર્થ:—દેવદ્રવ્યથી કરેલી ધનવૃદ્ધિ અને ગુરુદ્રવ્યથી ઉપાર્જિત કરેલું ધન કુળના નાશ માટે થાય છે. ધનનો ધણી મરીને નરકે પણ જાય છે."

આ સંબંધમાં મહાભારતમાં એક દૃષ્ટાંત આ પ્રમાણે છે:—

અયોધ્યામાં રાજા રામચંદ્રજી રાજ્ય કરતા હતા તે સમયની વાત છે. રાજમાર્ગ પર એક કૂતરો બેઠો હતો. કોઈ બ્રાહ્મણે વિના કારણ તેના ઉપર પથરો ફેંક્યો. આથી ખીજાયેલા કૂતરાએ બ્રાહ્મણનો છેડો જોરથી મોઢામાં પકડ્યો ને પૂછ્યું 'મને અપરાધ વિના તેં શાને માર્યો?' કૂતરાને બોલતો ને કપડાનો છેડો તાણતો જોઈ કૌતુકવશ ત્યાં મોટી ભીડ જામી. કૂતરો કહે 'ચાલો શ્રી રામચંદ્રજી પાસે ન્યાય મેળવવા.' આખરે મોટા ટોળા સાથે કૂતરો-બ્રાહ્મણ આવ્યા ન્યાયનિષ્ઠ રાજા રામચંદ્ર પાસે. ન્યાયસભામાં કૂતરાએ બનેલી બીના કહી સંભળાવી. બધું શાંતિથી સાંભળી શ્રી રામચંદ્રજીએ કૂતરાને જ કહ્યું 'શ્વાન! આ બ્રાહ્મણ ખરેખર અપરાધી છે, ને તેને દંડ થવો પણ જોઈએ. માટે તું કહે તે દંડ આપવામાં આવે.' તે સાંભળી રાજી થતો

કૂતરો બોલ્યો 'ધન્ય છે મહારાજ, તમારો ન્યાય સાચે જ મહાન છે. આ દુષ્ટ બ્રાહ્મણને કોઇ મહાદેવના મંદિરનો પૂજારી બનાવો.'

આ સાંભળી સહુને મોટું કૌતુક થયું. પથરા મારવાની શિક્ષા મહાદેવના પૂજારી બનવું!!! રામચંદ્રજીએ પૂછ્યું 'આવો દંડ આપવાનું શું પ્રયોજન?' કૂતરો બોલ્યો 'મહારાજ! સાત ભવ પૂર્વે હું એક મહાદેવના મંદિરનો ગોઠી હતો. હું જાણતો હતો કે–દેવની કોઈ વસ્તુ કે દ્રવ્ય ખવાય તો મહા અનર્થ થાય માટે હું પૂજા આદિ પતાવી સારી રીતે હાથ ધોયા પછી જ જમવા બેસતો. પણ એકવાર બન્યું એવું કે શિશિર ઋતુમાં શિવપર્વના દિવસે લિંગપૂરણ ઉત્સવ આવ્યો. એટલે મહાદેવના લિંગને ઘી. દુધ ને દહીંથી પૂરવામાં આવ્યું. પ્રક્ષાલન કરતી વેળા તે જામી ગયેલું ઘી મારા થોડા વધી ગયેલા નખમાં ભરાઇ ગયું. તેનું મને ધ્યાન રહ્યું નહી.

હાથ ધોઇ લૂંછી હું જમવા બેઠો ને ગરમ ગરમ રસોઇમાં ઓગળી જઇને તે ઘી ભળી ગયું. આમ ઘણી સાવધાની છતાં દેવનું દ્રવ્ય મારાથી ખવાઇ ગયું. આ દેવદ્રવ્ય ભક્ષણના મહાપાપને લીધે બરાબર સાત ભવથી મને કૂતરાનો અવતાર મળ્યા કરે છે. આ વખતે તમારા દર્શનથી મને જ્ઞાન થયું છે ને તમારા પ્રભાવે હું મનુષ્યભાષા બોલું છું.' આ સાંભળી બ્રાહ્મણ કરગરવા લાગ્યો ને પૂજારી સિવાય કોઈ બીજી શિક્ષા આપવા કહેવા લાગ્યો. અંતે શ્વાનને તેણે મનાવી લઇ ક્ષમા મેળવી. ઇત્યાદિ....

આ પ્રમાણે અજાણ્યે ખાધેલ દેવદ્રવ્યથી પણ આવાં પરિણામ નિપજી શકે છે. માટે વિવેકી જીવે શક્તિ ઉપયોગમાં લઇ દેવદ્રવ્યનું મક્કમપણે રક્ષણ કરવું. કષ્ટ સહન કરી લેવું પણ નીતિમત્તા છોડવી નહી. મહારાજા યશોવર્માએ દઢતાથી નીતિનું પાલન કર્યું હતું. તેની કથા આમ છે.

## યશોવર્મા રાજાની કથા.

કલ્યાણકટક નામનું સોહામણું ગામ. ત્યાંના રાજાનું યશોવર્મા નામ. તે ન્યાયનો જબ્બર પક્ષપાતી. તેના રાજ્યમાં સહુ કોઈને સહેલાઇથી ન્યાય મળી શકે તે માટે તેણે રાજમહેલના પ્રાંગણમાં મોટો ઘંટ બંધાવ્યો. જેને સહુ 'ન્યાયઘંટા' કહેતા. એક વાર રાજ્યની અધિષ્ઠાતા દેવીને રાજાના ન્યાયનું પારખું કરવાનું મન થયું. તેણે દેવમાયા કરી રાજાનો કુમાર વેગથી રથ દોડાવતો રાજમાર્ગથી જતો હતો ત્યાં માર્ગમાં તરતના જન્મેલા વાછડા સહિત ગાય બનીને બેઠી. વેગથી આવતા રથના પૈડામાં તરતનું જન્મેલું વાછરડું ચગદાઈ તરત મરણ પામ્યું. આ જોઇ ગાયે રાડારાડ કરી મૂકી ને ઊના ઊના આંસુ પાડવા લાગી. લોકોની તો ઠઠ જામી. કોઈએ ગાયને કહ્યું 'જા, રાજના ન્યાયાલયમાં. ત્યાં અવશ્ય ન્યાય મળશે. અહીં બરાડવાથી કશું જ નિપજશે નહી. ગાય તો ચાલી ન્યાય મેળવવા. તેણે જોરજોરથી ઘંટ વગાડવા માંડ્યો ત્યારે રાજા જમવા બેઠો હતો. તેણે સેવકને જોવા મોકલ્યો. સેવકે જોઈને કહ્યું 'મહારાજ! આપ આરોગો કોઇ નથી.

ત્યાં પાછો ઘંટાનો ઘોષ સંભળાયો. રાજાએ કહ્યું 'આંગણે ન્યાયનો પોકાર પડતો હોય ને જમાય શી રીતે?' રાજાએ ઉઠીને જોયું તો એક ગાય. દુઃખીયારી ને આંસુ સારતી. રાજાએ પૂછયું 'ધેનુ! તારો કોઇએ અપરાધ કર્યો છે?' તેણે ડોકું ધુણાવી હા પાડી એટલે રાજા તેની પાસે આવ્યો ને પૂછયું તને કોણે રંજાડી છે? કોણે અપરાધ કર્યો છે તારો?' રાજાને સાથે આવવાનું જણાવતી હોય તેમ માથું ધુણાવતી આગળ ચાલી ને રાજા તેની પાછળ ચાલ્યો. જ્યાં વાછરડું મરેલું પડયું હતું ત્યાં આવી સદ્યઃપ્રસૂતા ગાયે પોતાનું નવજાત વાછરડું મરેલી સ્થિતિમાં પડેલું બતાવ્યું. જોતાં જ રાજા સમજી ગયો કે 'આ ગાયનું વાછરડું કોઇએ વાહનની અડફેટમાં લઇ મૃત્યુ પમાડયું છે.'

રાજા તરત પાછો ફર્યો. નગરમાં ઘોષણા કરાવી કે 'જેનાથી વાછરડું ચગદાયું હોય તે ન્યાયસભામાં ઉપસ્થિત થાય.' પણ કોઈ અપરાધી તરીકે આગળ આવ્યો નહી. ત્યારે રાજાએ પ્રતિજ્ઞા કરી કે 'જ્યાં સુધી અપરાધી નહી મળે ત્યાં સુધી હું ભોજન કરીશ નહી.'

એક દિવસના લાંઘણ પછી બીજે દિવસે રાજકુમારે રાજાની સમક્ષ ઉપસ્થિત થઇ કહ્યું 'દેવ! અપરાધી હું છું. મને પણ સમજાતું નથી કે આ દુષ્કૃત્ય કેવી રીતે બની ગયું? આપને જે યોગ્ય લાગે તે દંડ કરો.' સાંભળી રાજા આશ્ચર્ય પામ્યો. તરત ન્યાયશાસ્ત્રીઓને બોલાવી રાજાએ ન્યાય માંગ્યો. નીતિશાસ્ત્રીઓએ કહ્યું 'મહારાજા! રાજકુમારને શો દંડ હોય? તેમાં પાછા રાજ્યને યોગ્ય આ એક જ રાજકુમાર છે.'

રાજાએ કહ્યું 'ન્યાયશાસ્ત્રી થઈ તમે આ શું બોલો છો? આ રાજ્ય કોનું? રાજકુમાર કોનો? રાજનીતિ પ્રથમ છે. તે છે તો રાજા ને રાજકુમાર છે. નીતિ તો સાફ કહે છે કે 'પોતના પુત્રને પણ અપરાધને અનુસારે દંડ આપવો જોઇએ માટે જે દંડ હોય તે નિઃશંક થઇ કહો.' રાજાની વાત સાંભળી થોડીવારે એક નીતિનિપુણ પંડિત બોલ્યો 'જેવી વ્યથા–પીડા બીજાને કરી હોય તેવી તેને અપરાધીને કરવી.' 'રાજા તરત નિર્ણય કરી ઊભા થયા અને પોતાના વહાલા વિવેકી ને સજ્જન પુત્રને કહ્યું 'દિકરા! અપરાધ પ્રમાણે તને દંડ થશે. તે તારે સહવો જોઇએ. તારે તે જગ્યાએ માર્ગમાં સૂવાનું ને રાજપુરુષો તારા ઉપરથી રથ હાંકી જશે.'

વિનયી રાજકુમાર તરત પિતાને પગે લાગી રાજમાર્ગમાં સૂઈ ગયો. રાજાએ પુરુષોને તેના ઉપર રથ દોડાવવા આજ્ઞા કરી. અધિકારી તેમજ નગરના મોટા માણસોએ રાજાને ઘણા વિનવ્યા. પરિસ્થિતિ ત્યાં સુધી પહોંચી કે રાજપુરુષોએ રથ ચલાવવાની ના પાડી માથું નમાવી એક તરફ ઉભા રહ્યા. ત્યારે નીતિમાન રાજાએ પોતે રથ પર ચડી લગામ હાથમાં લીધી ને જોસથી વજનદાર રથ રાજકુમાર ઉપર દોડાવ્યો. સહુ જોનારના શ્વાસ થંભી ગયા. ઘણાએ આંખો બંધ કરી લીધી કે મુખ ફેરવી લીધું.

રાજા અડગ હતા. રથ પૂરવેગે દોડતો રાજકુમાર ઉપરથી નિકળતાં અદ્ધર થઈ ગયો. જયજયકારનો ઘોષ ને પુષ્પની વૃષ્ટિ થવા લાગી. ન મળે ગાય કે મળે વાછરડું. રાજા વિસ્મિત થઇ જુએ છે કે કોઇ જાજ્વલ્યમાન દેવી રાજકુમારને ઉભો કરી ઉઠાડી ઉભી કરી હતી. તેણે કહ્યું 'રાજા! ઉદાસી છોડો. હું તમારી પરીક્ષા કરવા આવી હતી. ખરા સોનાની જેમ તમે સાચા ઠર્યા છો. વાછરડું-ગાય બધી મારી માયા હતી. હવે ખબર પડી કે પ્રાણથી અધિક એકના એક દિકરા કરતાં પણ તમને ન્યાય-નીતિ અધિક વહાલી છે. તમે ખરે જ ધન્ય છો. સુખે રાજ કરો ને અમર તપો.' કહી દેવી ચાલી ગઇ. નગરમાં ને રાજકુટુંબમાં આનંદ આનંદ વર્તાઇ રહ્યો.

ન્યાયનિષ્ઠ આ રાજાનું દૃષ્ટાંત સાંભળી શ્રાવકોએ ન્યાયમાં તત્પર રહેવું. શુદ્ધ વ્યાપારથી દ્રવ્યોપાર્જન કરવું. શુદ્ધ વ્યાપારમાં પણ આ ચાર નિયમ અવશ્ય પાળવા. ૧ યથાર્થ બોલવું. ૨ કોઇને છેતરવા-ઠગવા નહી. ૩ કોઇની વાત કરવી નહી (ચાડી ન ખાવી) અને ૪ સદ્ભાવ સહુ સાથે રાખવો.

યથાર્થ બોલવું એટલે ધર્માધર્મની શ્રેષ્ઠ ભાવનાવાળા માણસે બીજા છેતરાય તેવું ન બોલવું, જેવું હોય તેવું કહેવું. સત્ય, મધુર અને પીડા ન કરે તેવું બોલવું. ધર્મને ધક્કો લાગે તેવું ન બોલવું. કમળ શેઠની જેમ સામાને પીડા થાય તેવા હેતુથી મન-વાણી કે કાયાના વેપારરૂપ ચેષ્ટા ન કરવી.

છેતરવા નહી એટલે અવંચિકા ક્રિયા. માલમાં ભેળ-સંભેળ ન કરવો. ઓછું-વધતું દેવા-લેવાથી બીજાને છેતરવા નહી. ત્રીજી વાત અપાયથી બચવું ને ચાડી ન ખાવી એટલે રાજદંડ આદિ થાય તેવો વ્યાપાર કરવો નહી અને કોઈ અશુદ્ધ વ્યાપાર કરતો હોય કે રાજ્યવિરુદ્ધ કરતો હોય તો તેની ચુગલી ખાઇ ધન મેળવવાનો ધંધો પણ કરવો નહી.

સહુ સાથે સદ્ભાવ એટલે મૈત્રીપૂર્ણ વ્યવહાર રાખવો. સારા મિત્રની જેમ નિષ્કપટ વર્તવું. દંભ રાખવો નહી ને વહેવાર બગાડવો નહી. કોઇ ગમે તેટલો માલ જોવે-ભાવ પૂછે-પરિશ્રમ કરાવે છતાં કાંઇ ખરીદે નહી તો પણ સદ્ભાવ છોડવો નહી. જેઓ ગાયના જેવા મુખવાળી ને વાઘના જેવાં આચરણવાળી વૃત્તિ રાખી વ્યવહાર કરે છે તેનો કોઇ વિશ્વાસ કરતું નથી ને પોતે પાપનું સ્થાન બને છે. ઇત્યાદિ સારા-સારનો સારી રીતે વિચાર કરી શુદ્ધ વ્યવહારથી વ્યાપાર કરવો. ગૃહસ્થને દ્રવ્ય એ સર્વ કાર્યનું મુખ્ય સાધન છે. પરંતુ ધનવૃદ્ધિ માટે ધર્મહાનિ થવી જોઇએ નહી. માટે ધર્મથી અવિરુદ્ધ વેપારથી ધનોપાર્જન કરવું એ આશય સમજવો.

દેશ, જાતિ અને કુળના ધર્મનો નાશ કરનાર એવી કુબુદ્ધિને છોડી દેવાથી જ ન્યાય-નીતિમાં તત્પર થઇ શકાય છે અને તેવી ઉત્તમ નીતિમત્તાથી જ શ્રેષ્ઠ ઉપાસક શુદ્ધ સંપત્તિ અને વ્યાપારિક શુદ્ધિ પામે છે. માટે નીતિમત્તાને મહત્ત્વ આપો.

***

## ૧૨૬. વ્યાપારની સારી રીત.

निन्दायोग्यजनैः सार्द्धं, कुर्यान्न क्रयविक्रयौ ।
द्रव्यं कस्यापि नो देयं, साक्षिणं भूषणं विना ॥ १ ॥

અર્થ:—નિન્દનીય મનુષ્યો સાથે લેવડ-દેવડ, ખરીદ-વેચાણ કરાય નહી. સાક્ષી કે સોનું-ઘરેણા આદિ રાખ્યા વિના દ્રવ્ય કદી કોઈને અપાય નહી.

વિશેષાર્થ:—નિંદનીય એટલે સટોડીયા, જુગારી, નટ, ધુતારા, વેશ્યા, કલાલ, કસાઇ, માછી, પારધી, વાઘરી, રાજદ્રોહી આદિ મનુષ્યો સાથે ખરીદ-વેચાણનો વ્યવસાય કરવો નહી, તેમજ શસ્ત્રવાળા માણસો, રાજપુરુષો કે રાજા આદિ સાથેનો વ્યવહાર કરતાં તેમને નાણાં ધીરવા નહી. આપણા સગા હાથે ગણીને આપેલું ધન પાછું માંગતાં જ્યાં ભય ઉત્પન્ન થાય ત્યાં કયા લાભની આશા રાખી શકાય ? નીતિમાં કહ્યું છે કે બ્રાહ્મણ તેમજ શસ્ત્રધારી સાથે ડાહ્યા માણસે કદી પૈસાનો વ્યવહાર રાખવો નહી. બ્રાહ્મણ પાસે પૈસાની સગવડ ભાગ્યે જ થાય અને શસ્ત્રધારીને બગડતા વાર નહી.

જેઓ જુગાર-આંકડા તેમજ સુવર્ણસિદ્ધિ ધાતુવાદ આદિથી ધનવાન થવા ઈચ્છે છે તેઓ મસીના કૂચાથી ઘર ધોળું કરવા જેવી જ ઈચ્છા રાખે છે. આવાં અશુદ્ધ કે ખોટા સાધનથી કદાચ કોઈને દ્રવ્યપ્રાપ્તિ થાય તો થોડાં જ સમયમાં તે નાશ તો પામે, માણસને લાલચુ, પરવશ ને પાંગળો પણ બનાવી મૂકે. તેથી માણસ પાછો કદી ઉંચો આવે નહી. કહ્યું છે કે-તપી ગયેલા તવા ઉપર પડેલા પાણીના ટીપાની જેમ ખોટા માન-પાનથી મેળવેલું દ્રવ્ય નાશ પામતું પણ જોવાતું નથી. અર્થાત્ અતિત્વરાથી નાશ પામે છે.

કેટલાક સારા માણસોની સાક્ષી વિના ધન આપવું તે વિના કારણ શત્રુ ઉભો કરવા જેવું છે. માટે જ સારી સાક્ષીમાં જ ધન આપવું. બરાબર જોયા કે પારખ્યા વિના માલ લેવો નહી. લેતી વખતે પણ સારા સાક્ષી રાખવા જેથી માત્ર પૈસાનો જ પડેલો વાંધો સહેલાઇથી ઉકેલી શકે. સાક્ષી રાખીને આપેલ ધન કે પદાર્થ સાવ નાશ પામતા બચી જાય છે. કાળાંતરે પણ સાક્ષીકૃત દ્રવ્ય ઉપલબ્ધ થાય છે. તેના અનુસંધાનમાં એક વણિકનું આ દૃષ્ટાંત કહેવાય છે.

### ચાલાક વાણીયાની વાર્તા.

કોઇ વણિક પરદેશ કમાવા જતો હતો. ત્યારે તેને શિખામણ આપવામાં આવી કે સાક્ષી વિના નાણા આપવા નહી. તે ઉપડ્યો. માર્ગમાં ઘોર અરણ્ય આવ્યું. ચાલતાં સામેથી ધાડપાડુઓનું ટોળું મળ્યું. તેમણે વણિકને જુહાર કર્યો ને કહ્યું 'શેઠ, હોય તે પૈસા મૂકી દો.' શેઠ જાણી ગયો કે અહીં આપણું કશું જ ચાલે તેમ નથી. માટે ગમ ખાઇ ગયો. લુંટારૂઓએ આગ્રહ કરતાં તેણે કહ્યું 'જુઓ, ભાઈ! તમારે પૈસાની

જરૂર છે ને ? ખુશીથી લો. મને પીડશો નહી ને અવસરે પાછું આપજો. પણ એક વાત ધ્યાનમાં એ રાખવાની છે કે તમારે સાક્ષી આપવો પડશે તે વિના પૈસા નહી આપું.'

ચોરોએ વિચાર્યું 'આ બિચારો ગામડીયો વાણિયો સાવ ભોળો લાગે છે.' પાસેથી જતો એક બીલાડો બતાવતાં તેમણે કહ્યું 'શેઠ! આ બીલાડો સાક્ષી, બસ.... હવે જે હોય તે સીધી રીતે આપી દો.' એમ કહી વાણીયાનું દ્રવ્ય પડાવી તેને ત્યાંથી કાઢી મૂકયો. શેઠ પણ ચોરોનું ઠામ ઠેકાણું જોઈ નિરુપાયે પાછા વળ્યા ને ધૈર્ય રાખી કામે લાગ્યા.

થોડો સમય વીત્યા પછી તે ચોરો પૈકી કેટલાક ચોરીનો માલ વેચવા તે શેઠના ગામ આવ્યા. પોતાની દુકાને માલ વેચવા આવતા શેઠે તેમનો માલ દબાવી પોતાનું ધન પાછું માંગતાં કહ્યું 'મારૂં ધન લાવો જે તમે જંગલમાં મને એકલો જોઈ પડાવ્યું હતું.' ચોરોએ ના પાડતા શેઠ ને ચોર વચ્ચે બોલચાલ થઇ ને લોકોનું ટોળું ભેગું થઈ ગયું. મામલો રાજમાં ગયો ને ન્યાયાધીશે શેઠને પૂછયું 'આ લોકો તો તમને ઓળખતા પણ નથી ને તમે પૈસા આપ્યાની વાત કરો છો! આ બાબતમાં તમારો કોઈ સાક્ષી છે ?

શેઠે કહ્યું 'હા અન્નદાતા! હું હમણાં બોલાવી લાવું' એમ કહી તે એક કાળો બિલાડો લઇ આવ્યો ને કહ્યું 'આ લોકોએ જ આ સાક્ષી રાખેલ.' આ સાંભળતા ચોર બોલ્યા 'ઢાંકી શું રાખ્યું છે ? ઉઘાડો ને કેવોક સાક્ષી છે અમે જોઇએ તો ખરા!' શેઠે બીલાડા પરનું કપડું ખસેડતા ચોરો બોલી ઉઠયા. આ નથી આ તો કાળો છે. પેલો તો કાબરચિતરો હતો.' આ બોલતાં જ તેઓ પોતાની મેળે અપરાધી ઠર્યા ને પકડાયા. ન્યાયાધીશે અંતે બધું દ્રવ્ય શેઠને અપાવ્યું. આમ ડૂબી ગયેલું ધન પરિહાસથી કરેલા સાક્ષીએ પણ અપાવ્યું. માટે સાક્ષી વિના છાની રીતે કોઇને ધન આદિ આપવા નહી કે થાપણ મૂકવી નહી.

તથા સોનુ-જવેરાત (આભૂષણ) આદિ લીધા વિના અંગ ઉધાર ધન કોઇને આપવું નહી. આ રીતે ચતુર પુરુષો નટ, વેશ્યા, જુગારી કે જાર લોકોને કદી પૈસા ધીરતા નથી. નીતિના જાણ ઘરેણાની મૂળ કિંમત કરતાં ઓછા પૈસા આપે છે. તેથી દીધેલા પૈસા સહેલાઇથી પાછા આવે છે. નહીં તો પૈસા માટે ક્લેશ, વિરોધ, ધર્મની હાનિ, લાંઘણ, ઘેરો, અને સમ (સોગન) ખાવા વિગેરે અનેક અનર્થ આચરવા પડે છે. સમજુ માણસે કોઇપણ સંયોગમાં સોગન-સમ ન ખાવા, વિશેષ કરીને દેવ-ગુરુ-ધર્મ-જ્ઞાન કે તીર્થના સમ તો કદી પણ ખાવા નહી. આ બાબતમાં વૃદ્ધપુરુષો કહે છે કે 'ભગવાન કે દહેરાસરના સાચા કે ખોટા સોગન ખાય છે તે બોધિબીજને બાકી નાખે છે અને સંસારભ્રમણ વધારે છે.

કદી હઠવાદનો આશ્રય લઈ લાંઘણથી કાર્યસિદ્ધિ જણાય તો પોતે ગમે તો કરે પણ બીજા બાળ-વૃદ્ધ પ્રમુખ પાસે ન કરાવે. ઢંઢણમુનિએ પૂર્વભવમાં એક ક્ષણ પંદ-

રસો જીવોને લાંઘણુ કરાવેલ તેના પરિણામે તેમને ૭ માસ સુધી આહાર નહોતો મળ્યો. ઇત્યાદિ અપાયના અનેક કારણો જાણી આપણી ચિત્તવૃત્તિમાં અશાંતિ ન થાય તેવો ઉપાય કરવો ને તે રીતે નાણાનું ધીરાણ કરવું. આ બાબતની હિતશિક્ષા આપતા નીચેનું ઉદાહરણ પ્રાચીન આચાર્યોદ્વારા આપવામાં આવ્યું છે :—

## ભોળા વણિક પુત્રનું દૃષ્ટાંત.

જિનદત્ત નામના એક વણિક શેઠને એકનો એક દિકરો હતો. તેનામાં થોડી બૌદ્ધિક જડતા ને મુગ્ધતા ( ભોળપણુ ) હોવાથી તેનું નામ જ ભોળો પડી ગયેલું. ધનવાન પિતાનું સંતાન હોઈ તે ઘરમાં વહાલો પણ ઘણો હતો. ઘણું બધું ધન ઘરમાં હોવાથી ભોળો નિશ્ચિંત પણ રહેતો. પોતાનો અંતસમય સમીપ જાણી જિનદત્તશેઠે ભોળાને બોલાવી કહ્યું 'દિકરા ! તું ઘણો ભોળો છે, પણ સંસારમાં સમજણ વિના ચાલતું નથી. હું તને ગૂઢાર્થમાં શિખામણ આપું છું તું તેને સતત ધ્યાનમાં રાખજે. એ ઘણી ઉપયોગી થશે.'

એમ કહી શેઠે પુત્રને આ પ્રમાણે શિખામણો લખી આપી. ૧ ઘરની ચારેતરફ દાંતની વાડ કરવી. ૨ કોઈને ધન આપી લેવા જવું નહી. ૪ માથે જરા પણ ભાર ઉપાડવો નહી. ૪ દિવસને સફળ કરવો. ૫ સ્રીને થાંભલે બાંધીને મારવી. ૬ સદા મીષ્ટાન્ન ખાવું. ૭ સુખે સૂઈ જવું. ૮ ગામે ગામે ઘર કરવાં. ૯ માઠી દશા આવે તો ગંગા-યમુનાની વચ્ચે ખોદવું. ૧૦ પ્રત્યેક ક્ષેત્રે ધન વાવવું. ઉપરની બાબત ન સમજાય કે તેમાં શંકા પડે તો મારા મિત્ર સોમદત્તને પૂછવું.

મુગ્ધે-ભોળે પિતાની વાત શિરોધાર્ય કરી. લેખ સાચવીને રાખ્યો. થોડા સમયે પિતાનું અવસાન થતાં બધો કારોબાર તેણે ઉપાડી લીધો. પિતાની શિખામણના મર્મને તે જાણી ન શકવાને કારણે-પોતાની રીતે તેનો અર્થ કરી તે રીતે વર્તવાથી થોડા જ સમયમાં તે સાવ નિર્ધન થઇ ગયો. જ્યારે બધા જ પ્રયત્નો નિષ્ફળ ગયા એટલે તે પિતાના મિત્ર સોમદત્ત શેઠની સલાહ લેવા પાટલીપુત્ર ઉપડ્યો ને શેઠ પાસે જઇ માંડીને બધી વાત કરી. કામમાં ખૂબ જ ખોટી કરી, ઘણો સમય થતાં ખરેખરી ભૂખ લાગી એટલે તેને બાફેલા ચોળા ખાવા આપ્યા. કકડીને ભૂખ લાગી હોઈ તે સુખડીની જેમ ખાઇ-ધરાઈ ગયો. આખો દિવસ કામકાજમાં પસાર થયા પછી રાત્રિનો પ્રથમ પ્રહર પણ રોજમેળ-નામું ઠામું હિસાબ આદિમાં વ્યતીત કર્યો. ખાસ્સી રાત્રિ વીતવાથી ભોળાભાઇ તો બગાસા ખાવા માંડયા ને આળસ મરડવા લાગ્યા. શેઠે કહ્યું 'ભાઈ! ઉંઘ આવતી લાગે છે. લે ચાલ, આ સામે ખાટલો દેખાય છે ને? એ તારો. નવકાર ગણીને સૂઇ જા.' પેલો તો જેવો તેમાં પડ્યો તેવો જ ઘસઘસાટ ઊંઘી ગયો. શેઠે તેને સવારે વહેલો ઉઠાડ્યો. પરમેષ્ઠિ સ્મરણ આદિ પ્રાતઃક્રિયા કરાવી. અવસરે નિવૃત્ત થતાં ભોળાએ શેઠને પોતાનું પ્રયોજન બતાવતાં કહ્યું 'બાપાની એકે વાત મારા માટે તો ન થઇ. ઉલ્ટાની કઠિનાઇ વધારનારી બની. અત્યારે મારા દુઃખનો પાર નથી.'

ઈત્યાદિ કહી તેણે પિતાએ આપેલી શિખામણ, અને પોતે તેને કેવી રીતે વ્યવહારમાં મૂકી, વગેરે કહી બતાવ્યું. શેઠે બધી વાત સાંભળ્યા પછી કહ્યું ભાઇ! તારા પિતાની વાતનો મર્મ તું ન સમજી શકયો તેથી તને કષ્ટ થયું. જો સાંભળ. ઘરની આસપાસ દાંતની વાડ કરવી, એટલે આપણા વર્તુળમાં–આસપાસનાં બધાની સાથે પ્રિય અને હિતકારી વચન બોલવા જોઇએ. જેથી આપણાં મુખમાં રહેલા દાંતની જ આપણી આસ-પાસ મજાની મજબૂત વાડ થાય. કહ્યું છે કે—

જિહ્વામેં અમૃત વસે, વિષ ભી ઉનકે પાસ;
એકે બોલ્યા કોડી ગુણ, એકે કોડી વિનાસ.

એટલે કે જીભમાં અમૃત ને વિષ બંને વસે છે. એક વચનથી કરોડ ગુણ થાય છે ને એક બોલથી કોટિ ગમે હાનિ થાય છે. આ પહેલી શિક્ષાનો મર્મ જાણવો. ૧.

'બીજાને ધન આપી માંગવા ન જવું' એટલે કે સવાઇ દોઢી કે બમણી કિંમતનો માલ રાખી પૈસો આપવો. જેથી આપણે તેની પાસે પૈસા માંગવા જવું ન પડે. તે પોતે જ આપવા આવે ને પૈસા આપી વસ્તુ લઇ જાય. આ બીજી શિખામણનો અર્થ છે. ૨.

'માથે ભાર રાખવો નહી' ફરજ એ જ ખરો ભાર છે. એ સહુ જાણે છે. આ એનો ભાવાર્થ કે કર્જ માથે ન રાખવો. આગમમાં પણ કહ્યું છે, કે 'પાળી શકાય તેવું વચન બોલવું', અર્ધે માર્ગે ઉતારી મૂકવો પડે તેવો ભાર ઉપાડવો નહી. વળી કર્જ ઉતારવામાં વિલંબ કરવો નહી. સમજુ માણસ આ લોક અને પરલોકના બોજારૂપ ઋણને ક્ષણમાત્ર પણ રાખતા નથી. નીતિમાં કહ્યું છે કે 'ધર્મના આરંભમાં, કરજો ઉતારવામાં, કન્યાદાનમાં, દ્રવ્યની પ્રાપ્તિમાં, શત્રુના ઘાતમાં, અગ્નિને હોલવવામાં અને રોગ ઉપશમાવવામાં કાળનો વિલંબ કરવો નહી." તથા તૈલનું મર્દન, કરજનું ફેડવું અને કન્યાનું મરવું એ તત્કાળ તો દુઃખરૂપ લાગે છે. પણ પરિણામે તેવું નથી. આ ભવમાં કોઇનું લીધેલું ઋણ પાછું ન આપીએ તો પરભવે સેવક થઇ અથવા ગાય બળદ કે પાડો આદિ થઇને પણ તે અવશ્ય ચુકવવું પડે છે. કરજના કારણે પરસ્પરને ભવાંતરે પણ વૈરવૃદ્ધિ આદિ થાય છે.

એવી વાત આવે છે કે ભાવડશેઠને પૂર્વના ઋણ સંબંધથી એક પુત્ર થયો. તે ખરાબ સ્વપ્નથી સૂચિત અને મૃત્યુયોગમાં જન્મ્યો હોવાથી શેઠે તેને કોઇ નદી કાંઠાના વૃક્ષ નીચે છોડી દીધો. પહેલા તો એ બાળક રડયું. પણ પછી હસતાં હસતાં બોલ્યો કે ' શેઠ! ચાલ્યા કયાં? હું તમારી પાસે એક લાખ સોના મુદ્રા માંગું છું તે આપ્યા વિના તમારો છુટકો નથી, આપો! નહી તો અનર્થ થશે.' આ સાંભળી અચરજ પામેલા શેઠ તેને ઉપાડી ઘેર આવ્યા અને તેનો ધામધૂમથી જન્મોત્સવ કર્યો. એવો સમારંભ કર્યો કે છઠીના દિવસ સુધીમાં તો એક લાખનો વ્યય કરી નાખ્યો. આ ખર્ચ થતાં જ તે પુત્ર મૃત્યુ પામ્યો. આમ બીજો પુત્ર પણ લાખ પૂરા ખર્ચાવી મૃત્યુ પામ્યો. ત્રીજો પુત્ર

સારા સ્વપ્ને અવતર્યો. મુંઝાયેલા શેઠને તેણે કહ્યું 'બાપા, મુંઝાશો નહીં. મારે તમારા ઓગણીસ લાખ સોનૈયા આપવાના છે.' શેઠ રાજી થયા ને તેનું નામ જાવડ રાખ્યું. મોટા થયા પછી તેણે માત-પિતાના નિમિત્તે તેટલું દ્રવ્ય ધર્મકાર્યમાં ખર્ચવાનો નિર્ણય કર્યો. નવ લાખ સુવર્ણ દ્રવ્યના ખર્ચે ઠેઠ કાશ્મીરમાંથી શ્રી ઋષભદેવ, શ્રી પુંડરીકસ્વામી અને શ્રી ચક્રેશ્વરી પ્રમુખ પ્રતિમાજી લાવ્યો. લાખ સુવર્ણનાણું ખર્ચી તેણે પ્રભુજીની અંજનવિધિ અને પ્રતિષ્ઠા આદિ કરાવ્યાં. અઢાર વહાણથી મહાન વહાણવટું ખેડી જાવડશાએ અગણિત દ્રવ્ય ઉપાર્જન કર્યું. તે દ્રવ્યથી શ્રી તીર્થાધિરાજ શત્રુંજય ઉપર મણિમય જિન ઋષભદેવ આદિના બિંબો પ્રતિષ્ઠિત કરાવ્યાં.

આ કથાનો મર્મ જાણી ધર્મી જીવે ઋણનો સંબંધ તે ભવમાં જ પૂરો કરવો, જેથી પરભવ સુધી લંબાય નહી ને અસહ્ય પણ થાય નહીં. આપણો દેવાદાર માણસ જો દેવું ભરપાઈ કરવામાં શક્તિમાન ન હોય તો તેને સાફ સાફ કહી દેવું જોઈએ કે 'સગવડ થાય તો મને મારી રકમ આપી દેજે, નહી તો મારા તરફથી ધર્મકાજમાં વાપરજો.' જેથી ઋણનો સંબંધ લાંબા કાળ સુધી ચાલે નહીં. આમ પરસ્પર બન્ને જણાએ વિવેક જોવો. શેઠે કહ્યું કે ઋણ ભાર માથે ન રાખવો એવી બાપાની શિખામણ હતી. ૩.

'દિવસને સફળ કરવો' એટલે ગૃહસ્થે દરરોજ કાંઈક દ્રવ્ય અવશ્ય ઉપાર્જન કરવું, તેથી જ ગૃહસ્થનો દિવસ સફળ થયો લેખાય છે. નીતિકારો કહે છે કે 'વણિક, વેશ્યા, કવિ, ભાટ, ચોર, જુગારી અને બ્રાહ્મણ જે દિવસે નવું કમાતા નથી તે દિવસને વ્યર્થ માને છે. ૪.

'સ્ત્રીને થાંભલે બાંધી મારવી' નો મતલબ એ છે કે પત્નીને પુત્ર-પુત્રી આદિના થાંભલે બાંધવી. એટલે કે નારી એકવાર પુત્ર આદિના મમત્વથી બંધાઈ જાય પછી તેને કદાચ કહેવા-કાઢવા કે મારવામાં પણ આવે તો વાંધો નહીં. તો પુત્રાદિના સ્નેહને છોડી જઈ શકતી નથી. ૬.

'મિષ્ટાન્ન ખાવું' એટલે, કકડીને ભૂખ લાગે ત્યારે ખાવું. તે વખતે ખાધેલું સામાન્ય ભોજન પણ સ્વાદિષ્ટ લાગે છે. ને સ્વાદિષ્ટ ભોજન જ મિષ્ટાન્ન કહેવાય. ભૂખ વિનાનું ગમે તેવું સારૂં ભોજન સ્વાદ આપી શકતું નથી. ગઈ કાલે જાણી જોઈ વિલંબ કરી તને ચોળા જ ખાવા આપ્યા હતા. માટે સારી રીતે ભૂખ લાગે ત્યારે જ જમવું જોઈએ, એ આનો સાર છે. કહ્યું છે કે—

अजीर्णे भोजनत्यागी, काले भोक्ता च सात्म्यतः ।

અર્થ:—અજીર્ણ હોય-પાચન ન થયું હોય ત્યાં સુધી ભોજનનો ત્યાગ કરવો જોઈએ ને સમયસર ઋતુ-શરીરને અનુકૂળ ભોજન કરવું જોઈએ.

પૂર્વનું ખાધેલું પચ્યું ન હોય ને નવું ભોજન લેવામાં આવે તો રોગ થવાની

ઘણી શકયતાઓ ઉભી થાય છે. અજીર્ણના લક્ષણ બતાવતાં વૈદકમાં કહ્યું છે કે 'મળ અને (અપાન) વાયુમાં દુર્ગંધ હોય અને મળ કાચો આવે, શરીર ભારે લાગે, અન્ન ઉપર અરુચિ થાય અને ખરાબ ખાટાં ઓડકાર આવે, આ અજીર્ણના છ સ્પષ્ટ ચિહ્નો છે. માટે અજીર્ણ હોય ત્યાં સુધી ભોજન છોડી દેવું ને ભૂખ લાગે ત્યારે સમયસર લોલુપતા વિના શાંતિથી ભોજન કરવું. કહ્યું છે કે 'ગળાથી નીચે ઉતર્યા પછી બધું જ ભોજન માટી છે. અર્થાત્ સરખું જ છે. માટે ક્ષણભરના સ્વાદ માટે લોલુપતા કરવી નહીં. કહ્યું છે કે

जिव्हे प्रमाणं जानीहि भोजने वचने तथा ।
अतिभुक्तमतीवोक्तं, प्राणिनां मरणप्रदम् ॥१॥

અર્થ—રે જીભ! તું ભોજન અને વચન (ભાષણ)ની બાબતમાં બરાબર પ્રમાણને જાણી લેજે. કેમકે અતિ ભોજન અને અતિવચન (અતિભાષણ) મરણને પણ આપે છે.

ખરેખરી ભૂખ લાગે ત્યારે ખાધેલું ગમે તેવું અન્ન પણ અમૃતનું કામ કરી જાય છે. આ બાબતની એક એવી વાત છે કે 'એક રાજા ખાન-પાનમાં ઘણો નિયમિત હોઈ કદી માંદો પડતો જ નહીં. રાજવૈદ્યને મનમાં થયા કરે છે કે રાજા માંદા પડે તો હું મારી અદ્ભુત વિદ્યા બતાવું. પણ રાજા એવો નિયમિત કે સમય થાય ને જમી લે. વૈદ્યે રસોયાને લાલચ આપી રસોઇ વેળા ટાળી મોડું કરવા તૈયાર કર્યો. રસોયાએ 'કોલસા સારા નથી, ભીના થઇ ગયા લાગે છે. સગડી જોઇએ તેવી સળગતી નથી.' આદિ બહાના કાઢી ભોજનનો સમય થવા છતાં કોઇ વસ્તુ તૈયાર ન કરી. રસોયાએ અભિનય કર્યો પણ સમય થવા છતાં જ્યારે કાંઈ તૈયાર ન ભાળ્યું એટલે રાજાને લાગ્યું કે રસોઇમાં વિલંબ થશે ને જમવાના સમયનું ઉલ્લંઘન પણ થશે.' રાજાએ તરત ગોળ-ઘી મંગાવ્યાં, તેમાં થોડી કણિક ભેળવી શાંતિથી ખાઈ લીધું. રસોયો જોતો રહ્યો ને રાજા સમયસર જમીને ચાલતો થયો. જઠર ઉદ્દીપ્ત-સતેજ થયેલ માટે તેને અજીર્ણ ન થયું. સારી રીતે પચી ગયું. વૈદ્ય પણ આશ્ચર્ય પામ્યો. પ્રસંગે મેં તને આ વાત જણાવી. માટે સાવ સામાન્ય ખોરાક પણ મિષ્ટ લાગે છે ને ઇષ્ટ થાય છે. ૬.

'સુખે સૂવાનો ભાવ પણ આવો જ છે, કે જ્યારે પાકી ઉંઘ આવે ત્યારે જ સૂવું. એમ ને એમ પથારીમાં પડખા ઘસવાનો કાંઈ અર્થ નથી જ. કાલે તને માંકડથી ભરેલી ખાટમાં સૂવાડ્યો હતો. પણ થોડી જ વારમાં તું ઘસઘસાટ કરતો જામી ગયો. સારો પરિશ્રમ કરી ઉંઘ આવે ત્યારે જ સૂવું જોઇએ. ૭

'ગામેગામ ઘર કરવું' એટલે આસપાસના દરેક ગામે ઘર જેવો એક મિત્ર અવશ્ય કરવો. જેથી જ્યાં જઈએ ત્યાં તાત્કાલિક બધી જ સગવડ મળે ને આપણું અંગત વર્તૂળ વધે. દરેક કાર્યમાં સરળતા રહે. ૮

'દુરવસ્થા-માઠાં દિવસો આવે તો ગંગા-યમુનાના વચ્ચે ખોદવું.' આવી બાપની

શિખામણથી તું ગંગા-જમુનાની વચ્ચે જમીન ખોદવા ઉપડી ગયો, પણ એટલો વિચાર ન કર્યો કે આવા મોટા વિસ્તારવાળી ધરતીમાં ખોદે ક્યાં આરો આવે ? એનો સીધો અર્થ એટલો જ હતો કે ગંગા-જમુના નામની તારે બે ગાયો છે, તે ગાયોની કોંઢ વચ્ચે ખોદવાનું છે. ત્યાં સારું એવું ધન બાપાએ ગોપવ્યું હશે. ૯

'પ્રત્યેક ક્ષેત્રમાં ધન વાવવું' એટલે સાત ધર્મક્ષેત્રમાં ધન વાપરવું. તેથી મહાન-ફળ મળે છે. આ લોક અને પરલોક બંને સુધરે છે. લોકમાં પણ કહેવાય છે કે 'એક-ગણું દાન ને હજારગણું પુણ્ય.' આનો અર્થ તેં તો એવો કર્યો કે 'ખાતરનાં જ્યાં ઢગલા ઠલવાય ત્યાં ધન વાવવું. તે ધન કાંઈ ઉગે ?' માણુસ પાસે આપણું ધન રહી જાય તો પણ તે ધર્મમાં જ ખરચવાનો. ૧૦

તું તો વાડ કરવા હાથીદાંત લઈ આવ્યો ને છેવટે લોકો તે તાણી ગયા. લોકોને ઉછીનું ધન આપી લેવા ન ગયો ને તેઓ દેવા ન આવ્યા. માથે બોજો ન ઉપાડયો ને મોં માંગ્યા તેં મજુરોને દામ આપ્યા. પત્નીને બાંધી-મારી ને તે તેના બાપને ત્યાં ગઈ. ગળ્યું ખાધું ને તેં તારું પાચનતંત્ર બગાડયું. એ....ય આરામથી સૂઈ રહ્યો ને કામ રખડાવ્યું. ગામડામાં ઘર બંધાવા બેઠો ને બધાં અધૂરા રહ્યા. ગંગા-જમનાની જમીન ખોદી. પરિશ્રમ કર્યો ને હાનિ વેઠી. ખેતરોમાં જઈ રૂપીયા વાવી આવ્યો તે તેના કોઈ ઝાડ જોયા છે કદી ? તારા પિતાએ કહેલ હિતશિક્ષાનો તને મર્મ સમજાવ્યો. તે પ્રમાણે કરજે તેથી સુખી થઈશ.'

આમ તે ભોળો પિતાના ગૂઢાર્થ-મર્મને જાણ્યા વિના દુઃખી થયો, ને મર્મ જાણી શુદ્ધ વ્યાપારાદિ કરવાથી સુખી થયો. તેમ સહુ આ દષ્ટાંત સમજી ચતુર થવું ને વ્યવહારદક્ષ થઈ કાર્ય કરવું.



## ૧૨૭. કંજૂસાઈ આદિ અવગુણ ત્યાગવા.

कार्पण्याच्चातिराटिच्वं, न कुर्यादर्थस्यार्जकः ।
मायाबुद्धिं च सर्वत्र संत्यजेद् व्यवसायवान् ॥१॥

**અર્થ:**—ધન ઉપાર્જન કરનારા વ્યવસાયીએ કંજૂસાઈ ન કરવી. કંજૂસાઈને કારણે રડારોળ-રાડારાડી કરવી નહી. જીવનના કોઈપણ ક્ષેત્રમાં માયાબુદ્ધિ રાખવી નહી.

**વિશેષાર્થ:**—ધન કમાવાની ઈચ્છાવાળાએ કૃપણુતા-કંજૂસાઈથી બચવું. કૃપણુતા-દોષના વશે પડવાથી ભુવનભાનુ કેવળીના જીવે સોમદત્તના ભવમાં પોતાના જ મામાના દિકરાને ધીરેલા રત્નો પાછા લેવા જતાં પોતે લાંઘણ કરી હતી ને એ રીતે એક કોડી

રત્ન પાછા મેળવ્યા ને શેષ પાંચ રત્નો મેળવવા પોતે સાત દિવસ લાંઘણ કરી. તેની સામે મામાના દિકરાએ પણ લાંઘણ કરી ને સાતમે દિવસે તે મરી ગયો. આ વાર્તા જાણી લોકોમાં હાહાકાર થઇ ગયો ને સહુએ સોમદત્તનો બહિષ્કાર કર્યો. તે દિવસે દિવસે કૃપણ થતો ગયો ને સંકટ સહતો ગયો. એકવાર તે પાંચસો ગાડા લઇ વનમાં કાષ્ઠ લેવા ગયો. સારા દેખાતા વૃક્ષના લોભથી તે ગુફા સુધી પહોંચ્યો. તે એ વૃક્ષ છેદતો હતો ત્યાં ગુફામાંથી વાઘ નિકળ્યો ને સોમદત્તને ઉપાડી ગયો ને ફાડી ખાધો, મરીને તે એકેંદ્રિયપણું પામ્યો ને અસંખ્યકાળ કૃપણપણાથી પીડાતો રહ્યો. ત્યાર પછી મનુષ્ય થઇને પણ તે બધી દિશામાં ઘણો રખડયો પણ પોતાના પુણ્યથી અધિક દ્રવ્ય તે કોઇ રીતે મેળવી શકયો નહી. માટે ગૃહસ્થે કૃપણતા છોડી ઉદાર થવું.

કદાચ કોઇને એમ લાગે કે 'ધન જ્યાં ત્યાં ઉડાડતા ફરીયે તો તે ટકે શી રીતે?' તો સમજવું જોઈએ કે ઉડાઉપણું ને ઉદારતામાં ઘણો ફરક છે, તેમ કંજૂસાઇ અને કરકસરમાં પણ ફરક છે. ધનનો સંગ્રહ પણ અનિષ્ટ નથી અને સમયે કૃપણતા કરવી પણ ઈષ્ટ નથી. આ વિષય પર એક કથા કહેવામાં આવે છે.

### કરકસરીયા શેઠની વાર્તા.

એક ગામમાં એક ગર્ભશ્રીમંત શેઠ રહેતા. તેમની નામના અને કીર્તિ મોટી હતી. તેમના પુત્રના લગ્ન પણ તેવા જ ધનાઢ્ય શેઠની દિકરી વેરે થયા. પુત્રવધૂ સાસરે આવી. ઘર ને ઘરના માણસો જોઇ ઘણી રાજી થઈ. ત્યાં એકવાર દીવામાં તેલ પૂરતાં શેઠના હાથે ટીપું તેલ નીચે પડયું. શેઠે તરત તે આંગળી પર લઇ પોતાના જોડા પર ઘસી નાંખ્યું. પુત્રવધૂ આ જોઇને ઉંડા વિચારમાં પડી. 'અરે! આવા સારા ને ધનાઢ્ય માણસો છતાં આવા કંજૂસ કેમ હશે? કે કાંઇ બીજું કારણ હશે? બીજું કારણ તો શું હોઈ શકે? તેણે નક્કી કર્યું કે સંદેહ કર્યા કરવા કરતાં પરીક્ષા કરવી વધારે સારી છે.' ને એ તો ઓઢીને સૂઇ ગઇ. કણસવા ને તરફડવા લાગી. ઘરના બધા તેને ઘેરીને બેસી ગયા.

ચિંતિત અને બહાવરા થઈ સહુ પૂછવા લાગ્યા કે 'શું થાય છે તમને?' સસરા પણ ગંભીર બની બેઠા ને પૂછવા લાગ્યા 'વહુ બેટા! આમ અકળાવ નહી. તમને શું થાય છે તે કહો??' વહૂએ કહ્યું 'ભારે માથું ચડયું છે. ઓય મા....રે...! ખમાતું નથી.' શેઠે તરત સારામાં સારા ઉપચાર કરવા માંડયા, પણ ખરેખર માથું દુઃખતું હોય તો મટે ને? જ્યારે કોઇ રીતે દુઃખાવો ન મટ્યો એટલે સસરાએ ફરી પૂછ્યું 'વહુ દિકરા! તમને પહેલા કયારે ય આ દુઃખાવો થયો હતો કે?' વહૂએ કહ્યું 'હા, કોઇક વાર થતું. હમણાં ઘણાં વર્ષે દુઃખવા આવ્યું.' શેઠે પૂછ્યું 'તો તમે બાપાના ઘરે શો ઉપચાર કરતા હતા.

આ સાંભળી વહુ ખચકાવા લાગી શેઠે કહ્યું 'એમાં વિચાર શો કરો છો? જે

હોય તે સંકોચ વિના કહો' વધૂ બોલી 'એ તો, એ તો છે ને....છે....ને મારા બાપા મોતીનો લેપ....લેપ.... કરતા....' આ સાંભળતા આનંદમાં આવી ગયેલા શેઠ બોલ્યા. 'ઓહો........અબ ઘડી, પણ એમાં તમે બોલતા આટલી વાર કેમ કરી? આપણા ઘરે ધર્મ પસાયે ઘણા મોતી છે.' તે શેઠે તરત છાલીયું ભરી મોતી કોઠીમાંથી મંગાવ્યા ને તે વાટી લાવવા કહ્યું. વાટવાની શરૂઆત થતાં તો નવવધૂ ઉભી થઈ કહેવા લાગી. 'હવે રહેવા દો મને સારૂં છે.' શેઠે પૂછ્યું 'તે ઓચિંતું સારૂં કેમ થઈ જાય? હજી સુધી તો તમને અસહ્ય પીડા થતી હતી. ને મોતી વટાયા પહેલા જ સારૂં થઈ ગયું!' આખરે પુત્રવધૂએ પોતાને થયેલ શંકાની વાત કહી ઉમેર્યું 'ખરેખર! મારા પુણ્યયોગે મને કંજુસનું ઘર નથી મળ્યું. મારે પરીક્ષા કરવી હતી. હું ખરેખર પુણ્યવતી છું.' શેઠે કહ્યું 'બેટા! ખોટા માર્ગે પડી ગયેલી એક કોડીને પણ હજાર સોનામહોર સમજીને જે શોધે છે અને અવસરે જે કરોડ મહોરો વાપરવામાં પણ હાથ પાછો ખેંચતો નથી, તેનો સાથ લક્ષ્મી કદી પણ છોડતી નથી.' આ સાંભળી પુત્રવધૂએ પોતાના સસરાની સમજદારી ઉપર ગૌરવ વ્યક્ત કર્યું. ને આનંદથી રહેવા લાગી. આનો સાર એ છે કે કરકસર ગુણ છે ને કૃપણતા દોષ છે.

લક્ષ્મીના ચાહકે અત્યંત ક્લેશ કે ક્રોધ પણ કરવો નહીં કારણ કે ક્ષમાગુણથી લક્ષ્મી રાજી રહે છે. લક્ષ્મીની વૃદ્ધિ થાય છે. કહ્યું છે કે—

होममंत्रं बलं विप्रे, नीतिशास्त्रं बलं नृपे ।
राजा बलं अनाथेषु, वणिक्पुत्रे क्षमा बलम् ॥

અર્થ—હોમ-મંત્ર આદિ બ્રાહ્મણનું બળ કહેવાય છે, નીતિશાસ્ત્ર એ રાજાનું બલ કહેવાય છે અનાથોનું બળ રાજા છે અને વણિકનું બળ ક્ષમા છે. અર્થાત્ વાણિયો ક્ષમાથી સારી રીતે ફાવે. વળી કહ્યું છે કે 'ધનનું મૂળ પ્રિયવચન અને ક્ષમા છે. કામનું મૂળ પૈસો, સ્વસ્થ શરીર અને વય છે, ધર્મનું મૂળ દયા, દાન અને દમન (ઇંદ્રિયાર્થનું દમન) છે અને મોક્ષનું મૂળ સર્વ અર્થ-પ્રયોજનથી નિવૃત્તિ છે. એક વાર્તા છે કે—એકવાર લક્ષ્મી અને દારિદ્રને એક જ જગ્યામાં રહેવા માટે મોટો વિવાદ થયો. તે એટલો બધો વધ્યો કે તેમણે ન્યાય માટે ઇન્દ્ર પાસે આવવું પડ્યું. દારિદ્રે કહ્યું 'મહારાજ! આ ચપલા ચંચલ છે, આની વાતમાં આવશો નહી. બાપડી મારાથી સદા ડરતી રહે છે. કોણ જાણે કેમ આજે વળી એ દુઃસાહસ કરવા આવી છે. ક્યાંય સ્થિર થઈને રહી શકતી નથી, બધે ભમ્યા જ કરે છે, હું કેટલો નિર્ભય છું? મને કોઈ સરળતાથી કાઢી શકતું નથી.' ઇન્દ્રે કહ્યું 'ભાઈ! વાત તો તારી સાચી લાગે છે. પણ તમે આજે ભેગા ક્યાંથી થઈ ગયા? તમારા રહેઠાણ હશે ને? લક્ષ્મી દેવી! તમે ક્યાં રહો છો?' લક્ષ્મીએ કહ્યું.

गुरवो यत्र पूज्यन्ते, वित्तं यत्र नयार्जितम् ।
अदन्तकलहो यत्र, तत्र शक्र! वसाम्यहम् ॥१॥

અર્થ:—જ્યાં ગુરુઓની પૂજા થાય છે, વડીલોના ગૌરવ સચવાય છે. જ્યાં ન્યાયનું દ્રવ્ય મેળવાય છે અને જ્યાં અન્યોઅન્ય ક્લેશ કલહ થતો નથી. 'હે શક્ર-દેવેન્દ્ર! હું ત્યાં વસું છું.'

પછી ઇન્દ્રે દારિદ્રને પૂછયું કે 'તું કયાં રહે છે?' તેણે કહ્યું—

द्यूतपोषी निजद्वेषी, धातुवादी सदालसः।
आयव्ययमनालोची, तत्र तिष्ठाम्यहं हरे ॥१॥

અર્થ:—જ્યાં જુગારનું પોષણ થતું હોય, પોતાનાં જ માણસોનું જ્યાં અપમાન થતું હોય. જ્યાં ધાતુવાદ (સ્વર્ણસિદ્ધિ આદિ)નો નાદ લાગ્યો હોય, જ્યાં આળસ સદાકાળ વસતું હોય અને જ્યાં આવક-જાવકનો કશો જ વિચાર ન હોય ત્યાં મારો નિવાસ છે.'

લક્ષ્મી ને દારિદ્રની વાત સાંભળી ન્યાય આપતા ઇન્દ્રે કહ્યું 'દેવી લક્ષ્મી! તમારે બહુ ફરવાની જરૂર નથી. જ્યાં ક્લેશ કે કંકાસ ન હોય ત્યાં તમારે વસવું. બાકીની જગ્યાએ દારિદ્ર ભલે ફર્યા કરે.' તે બંનેએ કબૂલ કર્યું. તેમના વાદનો અંત આવ્યો. આનો સાર એટલો જ છે કે જ્યાં ક્લેશ હશે ત્યાં લક્ષ્મી નહી રહે. માટે સંપથી રહેવું જોઈએ. ઉત્તમ શ્રાવકો સદા શાંતિથી કાર્ય સાધે છે, પણ ક્લેશ કરતાં નથી. નીતિમાં કહ્યું છે કે 'અતિનિષ્ઠુર તીક્ષ્ણ અને ઘોર દ્વેષી પણ ક્ષમા અને મૃદુતાથી વશ થાય છે. જોઈ લો, દાંત અતિકઠોર ને સંખ્યામાં વધારે છે. છતાં મૃદુતાના ગુણથી જીભે તેમને વશ કર્યા છે ને ચાકરની જેમ દાંત જીભની સેવા બજાવ્યા કરે છે. જીભને ગમે તે દાંત ચાવી આપે છે.' કોઇ પાસે ઉઘરાણી કરતાં પણ કોમળતા ને ધીરતાથી કામ લેવું. કઠોરતાભર્યા વાણી-વ્યવહાર કરવાથી ધર્મ અને યશની હાનિ થાય છે. કોઈ મોટા કે મોભાવાળા માણસ સાથે લેવડ-દેવડનો વ્યવહાર થયો હોય, ને ઉઘરાણીનો અવસર આવે તો ખુબ જ નરમાશથી કામ લેવું. જરાય ઉતાવળા થવું નહી ને કલહ તો કદી પણ કરવો નહી. કહ્યું છે કે 'ઉત્તમજન સાથે નમસ્કારથી ને સરખા સાથે પરાક્રમથી કામ લેવું.'

વ્યાપારીએ ખરીદ-વેચાણની બાબતમાં પારકા ગ્રાહકો તોડી પોતાના કરવામાં, ચોપડો-નામું વિપરીત લખવામાં અથવા લાંચ, લેવા-દેવા આદિ કાર્યમાં કદી પણ માયા-પ્રપંચ કે પરવંચના કરવી નહી. કહ્યું છે કે 'જે પ્રાણી વિવિધ પ્રક્રિયા-ઉપાયોથી માયા-પ્રપંચનો આશરો લઇ અન્ય ભોળા કે વિશ્વાસુને છેતરે છે તે મહા-મોહનો મિત્ર, સ્વર્ગ ને મોક્ષના સુખથી પોતાના જ આત્માને છેતરે છે.' અને ત્યાં સુધી કાપડ, સુતર, સોના, ચાંદી, ઝવેરાત આદિ જેમાં ઓછું પાપ થાય છે તેવો વ્યાપાર કરવો ને તેમાં પણ સાવધાનીપૂર્વક માયા-પ્રપંચથી બચતા રહેવું.

અહીં કોઇને એવો પ્રશ્ન થાય કે 'સાધારણ સ્થિતિવાળા સામાન્ય વ્યાપારી

માયા-કપટ કર્યા વગર શુદ્ધ વ્યવહારથી વર્તે તો તેના નિર્વાહમાં વાંધા પડે. તેને કૂડ-કપટ કર્યા વિન કેમ ચાલે?' તો તેનાં સમાધાનમાં સમજવાનું કે 'શુદ્ધ વ્યવસાયથી મેળવેલા થોડા દ્રવ્યમાં પણ વધારે (બરકત) ઉપલબ્ધિ હોય છે. માનસિક અને શારીરિક સ્થિતિ પણ સારી રહે છે. જીવને સંતોષનું પરમ સુખ સાંપડે છે, ત્યારે છળ-પ્રપંચ કે કૂડ-કપટથી મેળવેલું દ્રવ્ય લાંબો કાળ ચાલતું નથી. કોઇવાર તો વર્ષમાં મૂળ દ્રવ્ય સાથે નાશ પામે છે. તે દ્રવ્ય વ્યાધિ આધિ પણ લાવે છે, પરિણામે વૈદ્ય, રાજા ચોર, અગ્નિ જળ કે રાજદંડ આદિથી ખવાઈ જાય છે. તે દ્રવ્ય થોડો સમય ટકી જાય તો તે પણ દેહના ઉપભોગમાં કે ધર્મના ઉપયોગમાં પણ આવતું નથી. કહ્યું છે કે—

अन्यायोपार्जित वित्तं दशवर्षाणि तिष्ठति ।
प्राप्ते चैकादशे वर्षे समूलं च विनश्यति ॥१॥

**અર્થ**—અન્યાયથી મેળવેલું દ્રવ્ય દશ વર્ષ સુધી રહે છે, ને અગીયારમું વર્ષ લાગતા તો મૂળ સહિત નાશ પામે છે.

આ બાબતની સાક્ષી પૂરતાં સાગરશ્રેષ્ઠી, પાપબુદ્ધિ અને રંક શેઠ આદિ અનેકના દાખલા સિદ્ધાંતમાં ઉપલબ્ધ છે. તેથી માયા કપટ છોડી સરળતાપૂર્વક વ્યવહાર કરવો જેથી આ લોકમાં પણ પ્રતિષ્ઠા આદિ વધે છે. સાધુપુરુષોના તો આહાર, વિહાર ને વ્યવહાર આ ત્રણે વસ્તુ જોવાય છે ત્યારે ગૃહસ્થનો એક માત્ર શુદ્ધ વ્યવહાર જ જોવામાં આવે છે. વૃદ્ધો પાસેથી એક વાર્તા સાંભળવા મળે છે કે 'પુણિક નામનો શેઠ માત્ર પચ્ચી દોકડાનો સ્વામી હતો, તે પ્રતિદિવસ શુદ્ધ વૃત્તિથી સાડાબાર દોકડા કમાઈ ગૃહસ્થાઇ ચલાવતો હતો.'

અહીં કોઇને એવો વિચાર આવી શકે કે 'કેટલાક ધર્મ કે ન્યાય-નીતિથી ચાલનાર દરિદ્રતા-અક્ષત આદિના દુઃખથી પીડાતા હોય છે ત્યારે કેટલાક કૂડ-કપટને અધર્મથી વ્યાપાર કરી શ્રીમંત બન્યા છે. તેઓ સુખી અને સમૃદ્ધ જણાય છે. તો આમાં શુદ્ધ વ્યાપાર અને ન્યાયનિષ્ઠાની વાત કયાં રહી? તેનું સમાધાન આ પ્રમાણે કરવું કે આ બાબતમાં તો પૂર્વભવના કર્મની પ્રધાનતા રહેલી છે. પૂર્વે બાંધેલા તથાવિધ પુણ્યના યોગે સામગ્રીની સુલભતા ને પાપના યોગે સામગ્રીની દુર્લભતા હોય છે. આ ભવના કર્મની અહીં મુખ્યતા નથી.

સિદ્ધાંતમાં પુણ્ય-પાપની ચઉભંગી આ પ્રમાણે બતાવવામાં આવી છે.

(૧) પુણ્યાનુબંધી પુણ્ય, (૨) પાપાનુબંધી પુણ્ય, (૩) પુણ્યાનુબંધી પાપ, અને (૪) પાપાનુબંધી પાપ. આમ ચારે પ્રકારે શુભાશુભ કર્મનો બંધ છે. શ્રી જિનધર્મ સારી રીતે આરાધના કરનાર ભરત મહારાજા જેવા મહાનુભાવોનું પુણ્ય પુણ્યાનુબંધી પુણ્ય કહેવાય. જે પુણ્ય ભોગવાતા પુણ્ય જ બંધાવે તે પુણ્યાનુબંધી પુણ્ય.

અજ્ઞાન કષ્ટદ્વારા કોણિકની જેમ જે સમૃદ્ધિ પમાડે તે પાપાનુબંધી પુણ્ય. જે પુણ્ય ભોગવતા પાપ જ બંધાવે તે પાપાનુબંધી પુણ્ય. તે ભવમાં પાપના ઉદયે દરિદ્ર-દ્રમકને મુનિ થવાના ભાવ જાગ્યા ને તે મુનિ થયા તે પુણ્યાનુબંધી પાપના પ્રતાપે. જે પાપ ઉદયમાં આવી પુણ્યાઈની સગવડ કરી આપે તે પુણ્યાનુબંધી પાપ અને જે કાલકસૌરિક કસાઇને ઉદયમાં હતું તે પાપાનુબંધી પાપ. પાપના ઉદયે તે કસાઈ થયો ને પાછું પાપ નિરંતર કરતો રહ્યો! જે પાપ ઉદયમાં આવી નવું પાપ જ બંધાવે તે પાપાનુબંધી પાપ કહેવાય.

કોઇ જીવને પાપાનુબંધી પુણ્યના પ્રકાશથી આ ભવમાં વિપત્તિ પીડા જોવાતી નથી. પણ તે પુણ્ય પાપ બંધાવ્યા વિના નાશ પામતું ન હોવાથી તે જીવ પરિણામે પરભવે અવશ્ય મહાદુઃખ પામે છે, એમાં શંકાને સ્થાન નથી.

આ બાબતમાં એક ઉદાહરણ છે કે 'એક શ્રાવક જે વીતરાગદેવની પૂજા કરવા રાજમાર્ગથી જતો હતો તેની જ આગળ એક ચોર પણ પોતાના ધંધે નિકળ્યો હતો. આગળ ચોર ને પાછળ શ્રાવક ચાલ્યા જતા હતા ત્યાં શ્રાવકને શૂલનો કાંટો લાગ્યો ને ચોરને આગળ જતાં રસ્તે રૂપિયો જડયો. શ્રાવકને પગમાં પીડા મળી અને ચોરને રૂપીયાનો આનંદ. શ્રાવકે વિચાર્યું 'અહો! કેવો અંધેર? અધર્મીને આનંદ અને ધર્મીને પીડા!!' તેણે પોતાનો સંદેહ તે જ દિવસે ગુરુ મહારાજને પૂછતાં તેમણે કહ્યું ' મહાનુભાવ! તારું મોટું પાપ માત્ર પગમાં કાંટો વાગવાથી નાશ પામ્યું છે, ત્યારે ચોર આગળ જતાં રાજપુરુષોના હાથમાં પકડાઇ શૂલીએ ચડશે.' ઇત્યાદિ સાંભળી શ્રાવક સ્વસ્થ થઇ ઘરે ચાલ્યો ને થોડી જ વારમાં જાણ થઈ કે 'ચોર પકડાયો ને હવે માર્યો જશે.' ત્યારથી તે દૃઢ શ્રદ્ધાવાળો બન્યો ને શુદ્ધ વ્યાપારની નિષ્ઠામાં તત્પર થયો.

આ પ્રબંધ જાણી કૃપણતા, કૂડ-કપટ આદિ દોષો છોડી હંમેશા શુદ્ધવ્યવસાયમાં સાવધાન થવું, જેથી દ્રવ્યની વૃદ્ધિ તો થાય જ, સાથે શારીરિક સ્વસ્થતા ને ચિત્તની સમાધિ પણ પ્રાપ્ત થાય.



## ૧૨૮. છલ-પ્રપંચનાં ફળ સારા નથી.

कूटस्य जल्पनं मोच्यं, राज्ञां पुरो विशेषतः ।
दम्भात् कीर्तिश्रियोर्हानिः, तस्मात् श्राद्धः परित्यजेत् ॥१॥

અર્થ—ખોટું-કપટ અને બનાવટથી ભરેલું બોલવું નહી તેમાં પણ રાજા આગળ તો જરાય ન બોલવું. દંભ કરવાથી કીર્તિ અને લક્ષ્મીની હાનિ જ થાય છે, (પણ લાભ થતો નથી) માટે શ્રાવકે તેનો ત્યાગ કરવો.

લેવડ–દેવડ આદિમાં કપટ ક્રિયાવાળું કાંઇ બોલવું નહી. કોઈનું રહસ્ય બીજાને કહેવું નહી. કહેવામાં આવ્યું છે કે 'પોતાના અને પોતાની પત્નીના આહાર, સત્કાર્યો, દ્રવ્ય, ગુણો, દુષ્કર્મ, મર્મ અને મંત્ર (ગુપ્ત કાર્ય) આટલી વસ્તુ કોઇને જણાવવી નહી.

અહીં કોઇને એમ પણ લાગે કે 'આમાં તો સાચી વાત પણ ન કહેવાની વાત થઇ. ઉપરની બાબત કોઈ પૂછે તો તેને સાચી વાત ન કહીએ તો ખોટું જ બોલવાનો પ્રસંગ આવે ! ને કૂટભાષણ કરાય નહીં' તો ઉત્તરમાં સમજવું જોઇએ કે 'કોઈ ઉપલી બાબત, આયુષ્ય, ધન કે ઘરનું ગુહ્ય પૂછે તો જૂઠું બોલવાની જરૂર નથી તેને ધર્મ–નિયમ અને ભાષાસમિતિ જાળવી યુક્તિપૂર્વક ઉત્તર આપવાનો હોય કે 'ભાઈ! તમને આ બધી કોઇની અંગત બાબતથી કે નિરર્થક પ્રશ્નનું શું પ્રયોજન છે?' રાજા તેમજ ગુરુ–વડીલ આદિ આગળ તો સવિશેષે કૂટવચનનો ત્યાગ કરવો ને જે યથાર્થ બીના હોય તે જ કહેવી.

નીતિકારો કહે છે કે–મિત્રની પાસે સત્ય કહેવું, સ્ત્રીની આગળ પ્રિય કહેવું, શત્રુ સમક્ષ ખોટું પણ ગળે ઉતરે એવું અને મધુર કહેવું તથા સ્વામી પાસે અનુકૂળ અને સત્ય બોલવું. તે બાબત નીચે પ્રમાણે વાર્તા છે.

દીલ્લી શહેરમાં એક મોહણસિંહ નામે શેઠ વસે. તે સત્યવાદી અને સાચા વ્યવહાર વાળા હોઈ તેમની કીર્તિ બાદશાહના દરબાર સુધી પહોંચી. એકવાર બાદશાહે શેઠને દરબારમાં બોલાવ્યા અને પૂછ્યું 'શેઠ! તમારી પાસે કેટલુંક ધન હશે?' શેઠે કહ્યું 'જહાંપનાહ! મને પૂરો ખ્યાલ નથી. ઘેર જઇ ચોપડા જોઈ લેખું કરતાં ખબર પડે.' બાદશાહે કહ્યું 'સારૂં લેખું કરી અમને જણાવજો' મોહણસિંહે ઘેર આવી વ્યવસ્થિત લેખું કર્યું અને પછી બાદશાહ પાસે આવી અરજ કરી! 'હજુર! મારી પાસે ચોરાસી હજાર મુદ્રા છે.' બાદશાહે વિચાર્યું 'લોકો તો આટલું બધું દ્રવ્ય નહોતા કહેતા. મેં પણ આટલું નહોતું ધાર્યું પણ આણે તો ખચકાટ વગર હતી તે સાચી વાત જણાવી. માણસ સાચો ને ધરાયેલો છે માટે ખજાનચીને યોગ્ય છે' એમ વિચારી મોહણસિંહને તે જ વખતે કોષાધ્યક્ષ બનાવ્યો. સારાંશ એ છે કે સત્યથી સર્વત્ર સમ્પન્ન થવાય છે.

અસત્ય રીતે વર્તવા કે બોલવાથી દંભનું આચરણ થાય છે. તેથી કીર્તિ અને લક્ષ્મીનો નાશ થાય છે. માટે વિવેકીએ દંભ છોડવો. આ પ્રસંગે ધર્મબુદ્ધિની કથા કહેવાય છે.

## ધર્મબુદ્ધિ ને પાપબુદ્ધિની કથા.

ભીમપુર નગરના નિવાસી પાપબુદ્ધિ ને ધર્મબુદ્ધિ નામના બે મિત્રો કમાવા માટે દેશાંતર ગયા. ત્યાં ઘણું દ્રવ્ય ઉપાર્જન કરી તેઓ ઉતાવળે ઉતાવળે પાછા ફરી રહ્યા. કેમકે તેમને જલ્દી ઘરે પહોંચવાની તાલાવેલી લાગી હતી. કહ્યું છે કે 'દેશાંતરથી વિદ્યા ઉપાર્જન કરી ઘરે પાછા ફરતા વિદ્યાર્થીઓને તેમજ ધન ઉપાર્જન કરી પાછા ઘરે ફરતા વ્યવસાયીઓને એક ગાઉ પંથ પણ જાણે સો યોજન જેવડો લાગે છે.' તેઓ

ધન લઇ ચાલતા ચાલતા પોતાના ગામની સમીપ આવી જતાં વિચારવા લાગ્યા. 'એક સાથે આટલું દ્રવ્ય લઇ ઘરે જઇશું, તો નકામા લોકોની આંખે ચડશું. માટે હમણાં થોડું સાથે લઇએ ને બાકીનું આટલામાં દાટી દઇયે.' બંનેએ સહમત થઇ ગામ બહાર બધું ધન દાટી દીધું ને થોડુંક લઈ ઘરે આવ્યા. નીતિમાં કહે છે કે 'ડાહ્યા માણસે કોઈને પોતાનું ધન બતાવવું નહીં, કેમકે ધન જોઇને તો મોટા મુનિ-મહાત્માઓનું મન પણ ચંચળ થઈ ઉઠે છે.' એમ પણ કહેવામાં આવ્યું છે કે 'જેમ પાણીમાં માંસ પડે તો માછલું ખાઈ જાય, પૃથ્વીપર પડે તો પ્રાણી ખાઇ જાય અને આકાશમાં ફેંકાય તો સમળી ગીધ ખાઈ જાય તેમ ધનવાનનું ધન પણ પૃથ્વી, પાણી કે આકાશમાં સુરક્ષિત નથી.'

ઘરે આવી બંને મિત્રો પોતપોતાને કામે લાગ્યા. થોડા સમય પછી પાપબુદ્ધિ રાત્રે ઉઠી સીમાડાના વનમાં આવ્યો ને ગુપચુપ ખાડો ખોદી બધું ધન ઉપાડી ગયો. ધનની જગ્યાએ કાંકરા માટી ભરી દીધાં. એકવાર ધર્મબુદ્ધિએ કહ્યું 'ચાલો, હવે આપણે આપણું ધન લઇ આવીએ.' પાપબુદ્ધિએ કહ્યું 'ચાલો, મારે પણ પૈસાની ઘણી આવશ્યકતા છે.' બંને ગયા જંગલમાં. જ્યાં ધન દાટયું હતું ત્યાં જઇ ખાડો ખોદ્યો તો ધૂળ ઢેફા ને કાંકરા. આ જોઇ મહાધૂર્ત પાપબુદ્ધિ તો માથા પછાડવા લાગ્યો ને બરાડતો બોલ્યો 'રે, તારૂં નામ તો લોકોએ ધર્મબુદ્ધિ પાડ્યું છે. પણ દુર્બુદ્ધિ ધન તું જ કાઢી ગયો છે. આપણા બે વિના કોણ જાણે ને લઇ જાય?' ધર્મબુદ્ધિએ કહ્યું 'તને માયા કરતા સારી આવડે છે, તું ધન પણ માયાથી જ કમાયો હતો. મેં તો માયાવૃત્તિ ને દંભાચરણના નિયમ કરેલા છે. માટે સાચું બોલ' આમ કરતા તે બંનેનો વિવાદ વધી પડયો ને ઝઘડામાં પરિણમ્યો.

તેઓ એકબીજાના દૂષણ કાઢતા કલહ કરવા લાગ્યા. આમ કરતા મામલો રાજદ્વારે પહોંચ્યો, ત્યાં તેઓ એકબીજા પર આક્ષેપ કરવા લાગ્યા. ઉકેલનો કોઇ માર્ગ ન દેખાતા ન્યાયાધીશે કહ્યું 'તમારે દિવ્ય કરવું પડશે.' પાપબુદ્ધિ બોલ્યો 'આ કેવો ન્યાય? ન્યાયમાં ના છુટકે દિવ્યની વ્યવસ્થા છે. પહેલા તો વાદી-પ્રતિવાદીની વાત સાંભળવી જોઇએ. તેથી પરિસ્થિતિ સુધી ન પહોંચાય તો સાક્ષીઓની સાક્ષી સાંભળી ન્યાય કરવો જોઈએ. અને જો કોઇ બનાવમાં સાક્ષી જ ન હોય તો છેવટે દિવ્ય કરવું જોઇએ. આ ન્યાયની રીત છે.' આ સાંભળી અચંબો પામેલા ન્યાયશાસ્ત્રીએ પૂછ્યું 'તમારી બાબતમાં કોણ સાક્ષી છે?' તેણે કહ્યું 'વનદેવતા સાક્ષી છે. તે સતત વન ઉપર દૃષ્ટિ રાખે છે. માટે જે ચોર હશે તેનું નામ તે અવશ્ય આપશે.' અધિકારીઓએ પાપબુદ્ધિની વાત માન્ય રાખી કહ્યું 'નીતિ કહે છે કે વિવાદમાં જો કોઇ ચાંડાળની પણ સાક્ષી મળે તો દિવ્ય કરાવવું નહી. પછી જ્યાં દેવતા સાક્ષી હોય ત્યાંની તો શી વાત? માટે કાલે વહેલી સવારે વનદેવતાને પૂછશું'

સહુ વિખરાયા ને ઘરે આવ્યા. રાત્રે પાપબુદ્ધિએ પિતાને બધી વાત જણાવી

તેમને તૈયાર કરી પાછલી રાત્રે તે વનમાં આવ્યો. કોઈ ખીજડાના વૃક્ષની પોલાણમાં બાપને સંતાડી દીધો ને વૃક્ષના થડને તેલ સિંદૂર ચાંદીપાના (વરક) આદિ લગાડયા ને શિખવાડયા પ્રમાણે પાછો બાપાને શિખામણ આપી તે ઘરે આવ્યો.

બીજા દિવસે સવારના પહોરમાં ધર્મબુદ્ધિ, પાપબુદ્ધિ, રાજા, ન્યાયશાસ્ત્રીઓ અને રાજપુરુષો આદિ વનમાં આવ્યા. પાપબુદ્ધિના કહ્યા પ્રમાણે વનદેવતાની પૂજા-આહ્‌વાહન આદિ કરવામાં આવ્યું. પછી મોટા સાદે પૂછવામાં આવ્યું કે 'હે વનદેવતા ! આ દાટેલું ધન કોણે લીધું છે? તમે અહીંના રખેવાળ છો માટે કહો.' તરત ઝાડની પોલાણમાં છુપાયેલા વૃદ્ધે સાદ બદલી કહ્યું 'આ ધર્મબુદ્ધિ ગોમુખો વાઘ છે. (ઉપરથી ગાય જેવો પણ અંદરથી વાઘ જેવો છે) તે જ ધરતી ખોદી ધન લઇ ગયો છે.' સહુ બોલી ઉઠયા. 'ભાઇ, ધર્મબુદ્ધિ જ બધું ધન લઈ ગયો છે.' પાપબુદ્ધિએ કહ્યું 'લો, હવે થયો સંતોષ? માણસને કેટલી ધનની લાલસા છે? હવે મારો ભાગ જલ્દી મોકલાવી આપજે ભાઈ, પૈસા વગર ઘણી પીડા ભોગવવી પડે છે.' ન્યાયશાસ્ત્રી અને રાજાએ પણ ધર્મબુદ્ધિને કહ્યું 'કે હમણાં જ તારા મિત્રના ભાગનું ધન આપી દેજે.' એટલામાં કેટલુંક સૂકું ઘાસ ને સાંઠીકડા ભેગા કરી ધર્મબુદ્ધિએ મોટો પૂળો બનાવ્યો ને તે ખીજડાની બખોલમાં ઠાંસી દીધો ને તેમાં આગ લગાડી, બધાં લોકો તેની આ વર્તણુક જોઈ રહ્યા. જોતજોતામાં ભડકો મોટો થયો ને ખીજડો બળવા લાગ્યો. ત્યાં તો 'ઓ બાપરે ! બળી ગયો, કોઇ બચાવો....બચાવો....' કરતો પાપબુદ્ધિનો બાપ તે વૃક્ષના કોટરમાંથી ભાગવા લાગ્યો. તે ઘણો દાઝી ગયો હતો. બધાં તેની પાસે દોડી ગયા ને ઓળખીને પૂછયું 'શેઠ! તમે? આ ઉંમરે તમે આ શું કર્યું? ઘણું ખોટું કહેવાય.' તેણે કહ્યું 'શું કરું? આ પાપ મારા દિકરાયે કરાવ્યું. કર્યા વિના કોઇ આરો નહોતો ને તેનું ફળ પણ મને મળ્યું. અરે....રે, આ બળતરા ને વેદના નથી ખમાતી.' સર્વે જણાએ ત્યારથી એકનું નામ ધર્મબુદ્ધિ ને બીજાનું નામ પાપબુદ્ધિ રાખ્યું. સહુએ પાપબુદ્ધિની ઘણી નિર્ભર્ત્સના કરી, નિંદા કરી. રાજાએ તેનું સર્વસ્વ લઈ લીધું ને તેને પોતાની સીમાથી કાઢી મૂકયો. કહ્યું છે કે—

मायामविश्वासविलासमन्दिरं, दुराशयो यो कुरुते धनाशया ।
सोऽनर्थसार्थं न पतन्तमीक्ष्यते, यथा बिडालो लकुटं पयः पिबन् ॥

અર્થ:—અવિશ્વાસુને વિલાસ કરવાના-રમવાના આશ્રયસ્થાન જેવી માયાને જે દુષ્ટ આશયવાળો, માણસ ધનની આશાથી કરે છે તે પોતાના ઉપર આવી પડનારા અનર્થના સમૂહને જોઇ શકતા નથી. જેમ દુધ પીતો બીલાડો પોતા પર ઉગામાયેલી લાકડી નથી જોઇ શકતો તેમ.

ધર્મબુદ્ધિ રાજા-પ્રજા તરફથી પ્રશંસાને આદર પામ્યો ને ઘણો સુખી થયો.

આ બે મિત્રોની વાત સાંભળી શ્રાવકોએ દંભ ત્યાગી દેવો. કદી આચરવો નહી. શુદ્ધ અને સરળ વ્યવહાર રાખવો જેથી સૌભાગ્ય-લક્ષ્મી મળે.

## ૧૨૯. શુદ્ધવ્યાપાર–દ્રવ્યપ્રાપ્તિનો સાચો માર્ગ.

वाधां मिथस्त्रिवर्गस्य, न कार्या ह्यास्तिकैर्नरैः ।
विश्वस्तघातकार्यं च, सुवृत्त्या दूषणं मतम् ॥१॥

**અર્થ**:—આસ્તિક મનુષ્યે ધર્મ, અર્થ અને કામને અન્યોન્ય બાધા ન થાય તેવી રીતે વ્યવહાર કરવો. વિશ્વાસુને છેતરવો એ સદ્‌વૃત્તિ–સદાચારનું મહાદૂષણ છે.

વિશેષાર્થ—ધર્મ–અર્થ–કામ સ્વરૂપ ત્રિવર્ગનો પરસ્પર ઘાત થાય તેમ આસ્તિકોએ વર્તવું નહી. આ ત્રણમાં પણ નિઃશ્રેયસ્ એટલે કલ્યાણને કરનાર–સાધનાર તે ધર્મ કહેવાય. બધાં જ આર્થિક પ્રયોજનને સિદ્ધ કરી આપે તે અર્થ કહેવાય અને સ્પર્શ આદિ ઈંદ્રિયોને જે સુખ ઉપજાવે તે કામ કહેવાય. આ ત્રણમાંથી કોઈપણ એકને અતિઆસક્તિ પૂર્વક સેવવામાં આવે તો બીજા બેને હાનિ પહોંચે છે. અતિમુક્તકુમાર કે જંબૂકુમાર જેવા કોઇ મહાભાગ એકમાત્ર ધર્મને સેવે છે, અર્થ–કામનો ત્યાગ કરી કલ્યાણ સાધે છે. જીવ લઘુકર્મી હોય તો સહેલાઈથી અર્થ–કામને ગૌણ કરી શકે છે. અર્થ–કામની અભિલાષા ઘણી દીર્ઘકાલીન હોઇ સ્હેજે છૂટતી નથી. કયારેક હીનકુળમાં કે મ્લેચ્છાદિ જાતિમાં ઉત્પન્ન થયેલ લઘુકર્મી જીવ અર્થ–કામને છોડી શકે છે. તે બાબતમાં આ દૃષ્ટાંત ઉપયોગી થેઇ પડશે.

કહેવાય છે કે બાદશાહ અહમદ દરરોજ સવામણ પુષ્પની કોમળ સુગંધી પાંખડીની શય્યા પર સૂતો હતો એકવાર બાંદી (દાસી) શય્યા તૈયાર કરી કૌતુકથી તે શય્યામાં આડી પડી. તેના સુખસ્પર્શ ને માદક સોડમથી તે થોડીવારમાં તો ઊંઘી ગઇ. ત્યાં રાજ્યકાર્યથી પરવારેલા શહનશાહ પોતાના શયનકક્ષમાં આવ્યા. જોયું તો પોતાના પલંગમાં એક નાચીજ દાસી આરામથી ઘસઘસાટ ઊંઘે ! 'ઓ, આ ચાકરડીની આ હીમ્મત ? મારી બેગમ પણ જ્યાં નથી બેસી શકતી ત્યાં આવા ઇતમિનાનથી ઊંઘી ગઇ ! ! !' ને ખીજાયેલા બાદશાહે એક ચાબૂક લાવી જોરથી દાસીને ફટકારી. દાસી ચમકીને ઉભી થઇ ગઇ.

બાદશાહની લાલ આંખમાંથી અંગારા વરસતા જોઈ હસી ઉઠી. તે ચાબૂક ચમચમી ઉઠી હતી ત્યાં હાથ ફેરવતી તે ત્યાંથી ચાલી જવા લાગી. ત્યાં બાદશાહે તેને ઊભી રાખી પૂછ્યું 'ખોટી હીંમત, બેવકુફી કરી મારો ખોફ વહોર્યો. કાળી બળતરા ઉપજાવે તેવી ચાબૂક ખાધી ને હવે ઉપરથી હસે છે ? બોલ કેમ હસી તું ?' બાંદી બોલી 'હજુર ! ગુન્હો માફ કરો તો કહું'. શાહે કહ્યું 'જા, તને બક્ષી, હવે બોલ' તેણીએ કહ્યું 'ગરીબ પરવર ! ફૂલની શય્યાપર પળવાર સૂવાના ગુનાહની સજા કેવી ? અને એ મને તો મળી પણ ગઇ. પણ હજુરેઆલા તો હરરોજ ઘણાં વૃક્ષો–છોડો–વેલડીઓના બેસુમાર ફૂલ મંગાવી તેની શય્યા પર પ્રહરો સુધી પોઢો છો, તો તે ગુનાહ પણ કેવો મોટો ને તેની સજા પણ કેવી ભયભરેલી હશે ?' આવો વિચાર આવવાથી

હું હસી પડી. આ સાંભળતા બાદશાહ ઊંડા વિચારમાં પડયો. અને તેણે તે દિવસથી ફૂલની શય્યા છોડી દીધી.

એકવાર આ બાદશાહ મોટા કાફલા સાથે ઉપવનમાં જતો હતો, તેના માર્ગમાં એક મરેલું ઊંટ પડયું હોઇ સૈન્યનો કાફલો આગળ જતાં અટકી પડયો. તેથી અવ્યવસ્થા થતાં બાદશાહે પૂછયું 'વજીર! આ બધી શી ગડબડ છે?' વજીરે કહ્યું 'હુજુર! રસ્તામાં એક ઊંટ મરી ગયું છે તેની આ મુશ્કેલી છે.' બાદશાહ સમજણા થયા પછી તેમના કુટુંબ કે મહેલમાં કોઈનું મૃત્યુ થયું નહોતું અને તે અતિસુખમાં ઉછરેલા હોઇ તેઓ મૃત્યુની ગંભીરતા જાણુતા ન હતા તેથી વજીરને પૂછયું 'ઉંટ મરી ગયું એટલે શું? મરી કેમ જવાય?' વજીરે કહ્યું 'તેનું મૌત-મૃત્યુ થયું,' બાદશાહે આશ્ચર્ય પામતા પૂછયું 'મૌત-મૃત્યુ એટલે શું? તે કેવી રીતે થાય? સાંભળી બધા અચરજ પામ્યા.

વજીર આદિએ રાજાને ઊંટ મરી ગયાની સમજણ આપતાં કહ્યું 'જે આંખે દેખે નહી, કાને સાંભળે નહી, ખાય નહી, પીવે નહી, બોલે નહી, ચાલે નહી. બસ લાકડાની જેમ પડી રહે તે મરી ગયું કહેવાય' ચકિત થયેલા બાદશાહ તે મરી ગયેલા ઊંટની પાસે ગયો ને બોલ્યોઃ-અરે તું આમ રસ્તા વચ્ચે સૂઇ રહે તે કેવું કહેવાય? ઉઠ, ખાઇ, પી લે, આવી જીદ ને ક્રોધની ઊંઘ સારી નહી. ઉઠ ઉભો થા.' કાજી આદિએ આવીને કહ્યું 'આનો જીવ નિકળી ગયો છે. આપણા શ્વાસની જેમ આનો શ્વાસ ચાલતો નથી આનો જીવ તો કર્યું ભોગવવા ગયો.' ઇત્યાદિ યુક્તિપૂર્વક તેમણે રાજાને મૃત્યુ અને પરલોકનું સ્વરૂપ સમજાવ્યું. તે જાણી બાદશાહે વિચાર્યું 'અરે! જો આમ મૃત્યુ અણચિંતવ્યું આવશે તો મને કોણ બચાવશે?'

ઇત્યાદિ વિચારણા કરી બાદશાહ ત્યાં જ બધું છોડી ફકીરી લઈ ચાલી નિકળ્યો. તે બાદશાહના ત્યાગનું કવિત કોઇ કવિએ આમ ગાયું છે—

**સોલ હજાર સહેલીયા, તુરી અઢારહ લખ;**
**સાહેબ! તેરે કારણે, છોડયા શહર મુલક.**

**અર્થાત્**—હે સાહેબ! તારા કારણે બાદશાહે સોળ હજાર બેગમો, અઢાર લાખ ઘોડા આદિ વિપુલ સમૃદ્ધિ તો છોડી પણ શહર અને મુલક પણ છોડી દીધાં ને દૂર કો' અજાણી ભૂમિમાં ઉતરી ગયા.

આ ઐતિહાસિક પ્રસંગથી અહિંસા, સત્ય અને અપરિગ્રહ એક બાદશાહને પણ સુખ-સમાધિનું કારણ બની શકયા તે જાણી શકાય છે. ત્યારે જૈનદર્શનના જાણ ભવભીરુ આત્માએ તો ઉત્તમ ત્યાગાદિધર્મમાં પ્રવૃત્તિ કરવી જોઇએ. કારણ કે સર્વ પુરુષાર્થનું મૂળ તો ધર્મ છે. તે કદીય નિષ્ફળ જતો નથી.

માત્ર અર્થની ઉપાસના પણ વિનાશક છે. મમ્મણ શેઠની જેમ માત્ર ધનોપાર્જન-

ધનવૃદ્ધિ કે ધનરક્ષામાં રત રહી ધર્માદિ પુરુષાર્થને કરતાં નથી તેઓ ધનનો કોઈ લાભ મેળવી શકતા નથી. આજીવન પરિશ્રમ અને બળતરા પોતે ભોગવે છે ને તેમનું ધન કોઈ બીજા જ ભોગવે છે. પાપનું ફળ પોતે ભોગવવાનું હોય છે ત્યારે તેના વૈભવથી બીજા મોજ માણતા હોય છે. જેમ સિંહ હાથીને મારી હિંસા વહોરે છે ને ગજમૌક્તિક હાડકાં ને હાથીદાંત કોઈ અન્ય જ લઈ જાય છે તેમ. કહ્યું છે કે—

> कीटिकासञ्चितं धान्यं, मक्षिकासञ्चितं मधु ।
> कृपणोपार्जिता लक्ष्मीः, परैरेवोपभुज्यते ॥१॥

**અર્થ**—કીડીઓએ ભેગું કરેલું ધાન્ય, માખીઓએ એકઠું કરેલું મધ અને કંજૂસે ભેગી કરેલી લક્ષ્મી આ ત્રણેય વસ્તુઓના ઉપભોગ બીજા જ કરે છે. માટે માત્ર ધનલિપ્સુ–અર્થલોલુપ ન થવું.

એકલા કામમાં લુબ્ધ જીવો પણ પોતાનો શિઘ્ર નાશ જ કરે છે. તેઓ ધર્મ કે અર્થને પણ સેવતા નથી ને કામ–વિષયલુબ્ધ થઈ બ્રહ્મદત્ત ચક્રવર્તી આદિની જેમ બધાંય સારાં સંયોગોને ભૂંડી રીતે ગુમાવે છે. ઇતિહાસમાં પ્રસંગ આવે છે કે–સવાલાખ ગામની રાજધાની અજમેરનો ધણી પૃથ્વીરાજ ચૌહાણ અતિકામાસક્તિના કારણે વિષમ આપત્તિને પામ્યો હતો. એકવાર પૃથ્વીરાજે પંગુરાજની પુત્રી રાજકન્યા સંયુક્તાનું હરણ કર્યું ને પોતાની પત્ની બનાવી મહેલમાં રાખી. તેની સંગત ને રૂપરંગતમાં રાજા એવો તો લટ્ટુ બન્યો કે તે આખો દિવસ પણ મહેલમાં તેની સાથે જ રહે. ક્ષણવાર પણ જાણે અળગો થાય નહી. રાજકારભાર મંત્રી–કારભારી ચલાવવા લાગ્યા. પરિણામે રાજ્યમાં જ્યાં જુઓ ત્યાં અંધેર, અવ્યવસ્થા અને અરાજકતા જેવું થઈ ગયું. રાજા કર્તવ્ય ભૂલી મદિરા અને સુંદરીની લતે ચડે ત્યાં પ્રજાને કર્તવ્ય–ધર્મ કોણ સમજાવે? પૃથ્વીરાજ ઘણો બળીયો, પાકો નિશાનબાજ ને સમર્થ રાજવી હતો, છતાં તે એક મુસલમાન બાદશાહના હાથે કેદી થયો. બાદશાહે ચડાઈ કરી તેને પાંજરામાં ઘાલ્યો. પૃથ્વીરાજની આંખો નષ્ટ કરી નાંખવામાં આવી. કામને આધીન થઈ તેણે ઘણી વિપદાઓ સહી ને વિચિત્ર રીતે મૃત્યુ માગ્યો.

શ્રી જિનાગમમાં પણ કામાંધ થઈ દુઃખ પામનારા અનેક જીવોના દૃષ્ટાંતો ઉપલબ્ધ થાય છે. અનંગ સોનીનો પ્રબંધ પ્રસિદ્ધ છે. શીલોપદેશમાળાની વૃત્તિમાં કામી કેવું સ્ત્રીનું દાસત્વ કરે છે; સ્ત્રીનો કેવો ગુલામ બની શકે તે સવિસ્તર જણાવ્યું છે. અન્ય રિપુમર્દન આદિના પ્રસંગો પણ કામાસક્તિના સંદર્ભમાં સમજાવેલા છે. આમ ધર્મ, અર્થ અને કામ સંબંધી એક સંયોગી ત્રણ ભાંગા થાય છે.

દ્વિકસંયોગી ભાંગા આ પ્રમાણે થાય છે; એટલે બેમાં આસક્તિ ખરી પણ એકમાં નહી. જેમ કોઈ જીવ હોય જે ધર્મ અને ધનમાં આસક્ત હોય પણ કામમાં ન હોય, કુમારપાળ ભૂપાળ જેવા. શ્રી કુમારપાળ અનેક રાજકન્યા પરણ્યા હતા. પણ તે બધી મરણ પામી હતી ને માત્ર એક ભૂયલ્લદેવી જ દીર્ઘાયુ હોઈ કુમારપાળ ધર્મ

પામ્યા ત્યારે હયાત હતા. શ્રી હેમચંદ્રાચાર્ય મહારાજ પાસે બાર વ્રત સ્વીકાર્યો પછી થોડા વખતમાં તે રાણી પણ મૃત્યુ પામ્યા. રાજાના બોંતેર સામંતાદિ સમર્થ ને સમજુ માણસોએ રાજાને ઘણી રીતે સમજાવ્યા ને આજીજી પૂર્વક વિનંતિ કરી કે 'ફરી લગ્ન કરો' પણ કુમારપાળે કહ્યું 'તમે સંસાર વધારવાનો જ ઉપાય બતાવી રહ્યા છો ને પાછો તેમાં આટલો આગ્રહ કરો છો, આ સમજુને શોભે એવી વાત નથી.' અને તરત તેમણે સહુની સમક્ષ હાથ જોડી કહ્યું 'આજથી હું જીવનપર્યંત બ્રહ્મચર્ય પાળીશ, જેથી મારી સઘળી ધર્મક્રિયા ફળવતી બને.'

સિદ્ધાંતમાં કહ્યું છે કે 'શિયળથી જ વ્રત, દાન, તપ અને નિયમ આદિ સારી રીતે-ભલે પ્રકારે આચરેલા થાય છે.'

સામંતોએ કહ્યું 'બીજું તો ઠીક પણ મહારાણી વિના માંગલિક વિધિ શી રીતે સંપન્ન થશે ? રાણી વગરના રાજા તે વળી ક્યાંય જોયા સાંભળ્યા છે ?' રાજાએ કહ્યું 'જોયા-સાંભળ્યા ના હોય તો હવે જોઈ-સાંભળી લેજો. ગાંગેય (ભીષ્મ પિતામહ) ને કેમ ભૂલી ગયા ? તેઓ તો બાલ્યકાળથી આજન્મ કુમાર હતા. આ સાંભળી સામંતો પણ તેમની દૃઢતાની અનુમોદના કરતાં શ્રદ્ધાથી ઝુકી પડચા. સહુથી પરિવરેલા ગુર્જર-પતિ શ્રી હેમચંદ્રાચાર્ય મહારાજા પાસે આવ્યા અને તેમની પાસે બ્રહ્મચર્યવ્રત ઉચ્ચર્યું. આચાર્યદેવે રાજાને રાજર્ષિ કહી સંબોધ્યા. આરતિ-મંગળદીવા આદિ પ્રસંગ માટે મંત્રી-સામંતોએ મહારાણીની સુવર્ણમૂર્તિ બનાવી હતી ને પ્રસંગે રાજાની બાજુમાં બેસાડતા હતા.

આ પ્રમાણે માણસના આત્મામાં નિયંત્રણની મહાશક્તિ રહેલી છે, માણસ નિર્ણય કરી અમલમાં મૂકી શકે છે, માટે તેની દેવો કરતાં વધારે મહત્તા અંકાઇ છે.

કોઇ વળી ધર્મ અને કામને જ સેવે છે, પણ દ્રવ્યોપાર્જનમાં નાસીપાસ જ થાય છે. યા તો ધનોપાર્જનની જરાય દરકાર કરતા નથી પરિણામે તેમની માનહાનિ, ઘરમાં સદાય ક્લેશ અને ઉતરી ન શકે તેવું દેવું થાય છે. માટે ગૃહસ્થે ધર્મની સુવિધા અને ચિત્તની સમાધિમાં ઉપયોગી નાણાનું લક્ષ્ય પણ રાખવું જોઈશે. ગૃહસ્થનાં બધા કાર્યો પ્રાયઃ પૈસાથી જ થાય છે. માટે ચતુર માણસે યત્નપૂર્વક બધા પુરુષાર્થનો વિચાર કરવો. આ બાબત નીચે પ્રમાણે વાર્તા સંભળાય છે.

એક ધનદત્ત નામનો મિથ્યાત્વી શેઠ હતો. ધર્મબુદ્ધિથી પાત્રાપાત્રની વિચારણા વિના જે બ્રાહ્મણ હોય તેને દાન આપતો. જ્ઞાતિને જમાડતો કન્યાદાન-ગાયદાન, ભૂમિ-દાન ઇત્યાદિ દાનમાં તેણે લાખ રૂપીયા ખર્ચી નાંખ્યાં. જેવી ધર્મની ઘેલછા હતી તેવી જ તેનામાં કામુકવૃત્તિ પણ હતી. તેથી તેમાં પણ સારો એવો ખર્ચ થતો રહેતો. ત્યારે આ તરફ કમાણીમાં ને આવકમાં તેણે જરાય ધ્યાન ન આપ્યું. પરિણામે થોડા જ સમયમાં તેનું ધન સાફ થતાં તે નિર્ધન થઇ ગયો, નિર્ધનનું કોણ ? એ તો ડગલે ને પગલે અપમાન પામતો ગયો ને મેણા સાંભળતો રહ્યો. છેવટે કંટાળીને તે પોતે

કરેલો ધર્મ વેચવા નિકળ્યો, પરદેશ જતાં ભાતામાં સાથવો લીધો ને આગળ વધ્યો. કોઈ ઉપવનમાં તે સાથવાના લાડુ કરી જમવા બેઠો. ત્યાં માસક્ષમણની ઘોર તપસ્યા કરનાર એક મહાતપસ્વી મુનિ આવી ચડયા. મુનિના તપથી ત્યાંની વનદેવતા પણ ઘણી ભક્તિ રાખતી હતી. તે તપસ્વીને જોતાં જ ધનદત્તને કોઈ એવો અપૂર્વ ઉલ્લાસ જાગ્યો કે તેણે તે લાડવા તપસ્વીને વહોરાવી દીધા ને આગળ ચાલી તેના કોઈ સગાના ઘરે ગયો.

તપસ્વી મુનિના સંયોગની પણ તેણે વાત કરી. 'દ્રરિદ્રાવસ્થાને લીધે પૂર્વે કરેલા દાન-પુણ્ય વેચવા આવ્યો છું' એ મૂળ મુદ્દાની વાત સારી રીતે સમજાવી. તે શેઠે કહ્યું 'ભાઈ! તમારી બધી વાત સાચી. પણ જે મુનિને તમે આજે દાન કર્યું એજ સાચું દાન તમારાથી બની શક્યું છે. એવું હું મારા પૂર્વજોના બોધથી જાણી શકું છું. માટે તમે જો મુનિદર્શન અને આપેલા દાનનું ફળ મને આપો તો તમે કહો તે તમને આપું.' ધનદત્તને આ વાત જરાય ન ગમી, એટલે એ તો જેવો આવ્યો હતો તેવો જ પાછો તેના ઘર ભણી ઉપડયો, તેણે વિચાર્યું 'એ સાધુ તો કેવા સુપાત્ર હતા. તેમના દર્શનમાત્રથી કેવી શાંતિ થઈ હતી. જરાય રાગ નહીં ને રોષ પણ નહી. સંતોષી તો કેવા! એમને આપતાં જે આનંદ ઉપજ્યો છે તે તો કદી અનુભવ્યો પણ નથી. એ દાન કેમ વેચાય ને એનું ફળ કેમ જતું કરાય!! માર્ગમાં જતાં જ્યાં પોતે ખાવના સાથવાના લાડવા મુનિને વહોરાવ્યા હતા તે જગ્યા આવી. તેનું સ્મરણ થતાં તેને ઘણો આનંદ થયો.

તે જગ્યાએ ઉંબરાના સુંદર દેખાતા ફળ પડયા હતાં. 'ઘરે કાંઈક તો લઈ જવું જોઇએ' એમ ધારી તેણે તે ફળની પોટલી બાંધી લીધી ને ઘેર ચાલ્યો. તે વનની વનદેવતા તેની ભક્તિ-શ્રદ્ધાથી પ્રસન્ન થઈ અને તેણે તે ઉંમરાના ફળને સોનાના કરી નાંખ્યાં. ઘરે જઈને તેણે પોટલી ખોલતા તેના આશ્ચર્યની સીમા ન રહી પછી તો તે ત્યાગી મુનિરાજોના સંપર્કમાં આવતાં પરમ શ્રાવક થયો. આવક પ્રમાણે ખર્ચની વ્યવસ્થા કરવાથી તે સુખી થયો. માટે શ્રાવકે વિવેક બુદ્ધિનો ઉપયોગ કરવો. દરેક કાર્યમાં ધર્મને પ્રથમ સ્થાન આપવુ અને ધર્મમાં કોઇ જાતના અવરોધ ન આવે તે તે માટે અર્થ-કામને નિયંત્રિત રાખવા.

કોઈ એવા પણ જીવ હોય છે જેમને અર્થ અને કામમાં સર્વસ્વ દેખાય છે. સાગરશ્રેષ્ઠી અને ધવળશ્રેષ્ઠીની જેમ તેમનું જીવન અર્થ અને કામની પાછળ ખચોઇ જાય છે, બિચારા ધર્મ વિના દુર્ગતિના દુઃખ ભોગવે ને ઉના ઉના નિઃસાસા નાખે છે. ત્યાં અર્થ-કામ કશાજ કામમાં આવતા નથી. અધર્મી અંતે બધા જ સારા સંયોગો ગુમાવી પોતાનું જ સર્વ રીતે અનર્થ કરે છે. ધર્મ વિના કલ્યાણ કયાંથી થાય?

કોઈ વળી એવા પણ જીવ હોય જે ધર્મ અર્થ કે કામ એ ત્રણેમાંથી એકે

સેવતા નથી. મહાપુરુષાર્થી અણુસણાદિ દ્વારા એકલા મોક્ષની જ સાધના કરે છે. મહામુનિરાજો આ ભાંગામાં આવે છે.

કોઇ ધર્મ, અર્થ અને કામને પરસ્પર બાધા ન આવે એ રીતે આચરણ કરે છે, આ ભાંગામાં અભયકુમાર, સુલસા શ્રાવિકા આદિને જાણવા.

માટે અન્યોઅન્ય પ્રતિબંધ ન આવે એ રીતે ત્રિવર્ગ (ધર્માર્થકામ)નું સાધન કરવું. કહ્યું છે કે 'જે ગૃહસ્થના ધર્મ-અર્થ-કામ વિનાના દિવસો એ વિફળ દિવસો છે, ધર્માદિ વિનાનું જીવતર લુહારની ધમણ જેવા શ્વાસવાળું અવાસ્તવિક જીવન છે.

દૈવયોગથી ધર્મ-અર્થ-કામમાં પરસ્પર બાધા ઉભી થવા જેવું લાગે તો પાછલી વસ્તુ ગૌણ કરી આગળની સાચવવી. એટલે કે કામની સાધના ખોરવાતી હોય તો ધર્મ-અર્થને બાધા ન પહોંચવા દેવી. કારણ કે ધર્મ અને અર્થ હશે તો કામ સુલભ છે, તથા કામ તેમજ અર્થ બંનેને બાધા થતી હોય તો પણ તેની ચિંતા ન કરી ધર્મને બાધા ન પહોંચવા દેવી, કારણ કે ધર્મ છે તો બધું છે, ધર્મ નથી તો કાંઇ નથી. કહ્યું છે કે 'આવકમાંથી એક ભાગ ભંડારમાં (જમા) રાખવો. એક ભાગ વેપારમાં રોકવો, એક ભાગમાંથી ધર્મ તથા પોતાના ઉપભોગનો ખર્ચ કરવો અને શેષ એક ભાગથી પરિવારનું ભરણ-પોષણ કરવું. સિન્દૂર પ્રકરણમાં કહ્યું છે કે—

त्रिवर्गसंसाधनमन्तरेण, पशोरिवायुर्विफलं नरस्य ।
तत्रापि धर्मं प्रवरं वदन्ति, न तं विना यद् भवतोऽर्थकामौ ॥

અર્થ—ધર્મ, અર્થ અને કામ સ્વરૂપ ત્રિવર્ગનું સાધન કર્યા વિના મનુષ્યનું આયુષ્ય વ્યર્થ નિષ્ફળ કહેલું છે, તેમાંય ધર્મને તો શ્રેષ્ઠ કહ્યો છે, કેમકે તે (ધર્મ) વિના અર્થ-કામ સધાતા નથી.

આ પ્રમાણે ધર્મ, અર્થ અને કામમાં પરસ્પર અવરોધ ન આવે એ રીતે શુદ્ધિ પૂર્વક આરાધના કરનાર સારી સમજવાળા માણસ ક્રમે કરી સ્વર્ગ અને મોક્ષના સુખ મેળવે છે.



## ૧૩૦. વિશ્વાસુ ને છેતરવામાં શી મહત્તા?

પૂર્વશ્લોકાર્ધ—

विश्वस्तघातकार्यं च, सुवृत्त्या दूपणं मतम् ॥

અર્થ—આપણા પર વિશ્વાસ મૂકનારને છેતરવો તે શુદ્ધ વ્યાપાર માટે દૂષણ છે. વિશ્વાસુને છેતરવો તે મહાપાપ છે. આ પાપ બે પ્રકારનું છે. ગુપ્ત અને પ્રગટ.

ગુપ્ત પાપ પણ નાનું અને મોટું એમ બે પ્રકારનું છે. ખોટા માન-માપા વગેરેનું પાપ તે અલ્પ અને વિશ્વાસનો જ ઘાત કરવો (વિશ્વાસે મૂકેલ થાપણ આદિની જ ના પાડવી) તે મોટું પાપ છે. પ્રગટ પાપ પણ બે પ્રકારનું છે, કુળાચારથી ચાલ્યું આવતું અને નિર્લજ્જપણા વગેરેથી કરાતું. કુળાચારથી ગૃહસ્થને આરંભાદિમાં પાપ થાય છે, તથા મ્લેચ્છ આદિને હિંસા પ્રમુખથી પાપ થાય છે. મુનિવેશમાં રહેલા જીવ જે પાપ સેવે છે તે નિર્લજ્જપણાથી સેવે છે. આ પ્રગટપણે થતું હિંસાદિ પાપ, પ્રવચન (જિનશાસન)ની નિંદા-અવર્ણવાદનું કારણ હોઇ તેથી અનંતસંસાર પ્રાપ્ત થાય છે. કુળાચારથી પ્રગટ રીતે કરાતા પાપ કરતાં ગુપ્ત રીતે કરાતા પાપમાં ઘોર અને તીવ્ર કર્મબંધ હોય છે, આમાં વિશ્વાસુને કશી ખબર પડતી નથી ને ખબર પડયા પછી પણ તે કશું કરી શકતો નથી, આ અસત્યમય પ્રપંચ મહાપાપનું કારણ છે, તે બાબત વિસેમિરાની કથા જાણવા જેવી છે,

## વિસેમિરાની કથા

વિશાખા નામની નગરી, ત્યાં નંદરાજા રાજ્ય કરે. તેમની રાણીનું નામ ભાનુમતી અને કુંવરનું નામ વિજયપાળ, બહુશ્રુત નામના મહામાત્ય, ઘણા વિદ્વાન ને ખૂબ જ ચતુર, રાજાને રાણી ઘણાં વહાલા. તેમના વગર એમને ચેન ન પડે. રાજ-સભામાં આવ્યા વિના ચાલે નહી એટલે રાજા આવે પણ તેમનું મન તો રાણી સાથે જ ગેલ કરતું હોય.

અંતે રાજા-રાણીને સાથે સભામાં લાવવા લાગ્યા ને અર્ધઆસને બેસાડવા લાગ્યા. એકાંતમાં મંત્રીએ કહ્યું 'મહારાજ ! ભરી સભામાં રાણીને પડખે રાખી બેસવું ઉચિત નથી. નીતિકારો કહે છે કે 'રાજા, અગ્નિ, ગુરુ અને સ્ત્રી અતિ નજીક હોય તો હાનિ થાય છે, (ગુરુના અવિનયાદિનો પ્રસંગ આવે છે) અને અતિ દૂર હોય તો તેનું કાંઇ ફળ મળતું નથી. માટે તેમનો સહચાર મધ્યમ રીતિથી કરવો જ ઉચિત છે.' રાજાએ મંત્રીને કહ્યું 'અમાત્ય ! મને તેની મોહિની લાગી છે. તેના વિના ગમતું જ નથી.' મંત્રીએ કહ્યું 'જો એમ જ છે તો રાણીજીની છબી ચિત્રકાર પાસે કરાવી પાસે રાખો. તેમ કરવાથી સંતોષ થશે! આ સલાહ છેવટ માની. કિરાતાર્જુનીય કાવ્યમાં લખ્યું છે કે 'જે સાચી શિખામણ ન આપે તે મિત્ર કે મંત્રી ન કહેવાય, તેમજ અણગમતી છતાં પોતાના જ હિતની વાત ન સાંભળે તે સ્વામી કે રાજા શા કામના ?' જ્યાં રાજા-પ્રધાન એકબીજાને અનુકુળ હોય ત્યાં જ સંપત્તિના રહેઠાણ હોય.

રાજા રાણીનું શ્રેષ્ઠ ચિત્રકાર પાસે સુંદર ચિત્ર કરાવી તે પાસે જ રાખવા લાગ્યા. એકવાર આનંદ-વિનોદ કરતાં રાજાએ આ ચિત્ર પોતાના ગુરુ શારદાનંદને બતાવ્યું. વિદ્વત્તા પાંડિત્યનો દેખાવ ન કરે તો રાજગુરુ શાના ? તેણે કહ્યું 'રાણીના ડાબા સાથળમાં સારો મોટો તલ છે. તે આમાં નથી કર્યો.' આ સાંભળતા રાજાને કાને કાંકરા વાગ્યા. તેને શંકા થઈ કે 'આણે અવશ્ય રાણીને નિરાવરણ જોઇ છે. સંબંધ વિના એ શકય

નથી., રાજા સમસમી રહ્યો પણ કાંઈ બોલ્યો નહી. તેણે મંત્રીને આજ્ઞા આપી કે 'રાજગુરુ શારદાનંદને મારી નાંખો. આ બાબત મને ફરી પૂછવા ન આવશો.' મંત્રીએ આજ્ઞા માથે ચડાવી. પણ તે ઘણો જ સમજુ હતો તેથી તેણે શારદાનંદને પોતાના ભોંયરામાં ગુપ્ત રીતે રાખ્યો.

કેટલોક વખત વીત્યા પછી રાજકુમાર વનમાં શિકારે ગયો. કોઇ જંગલી વરાહ (ડુક્કર)ની પછવાડે ઘોડો દોડાવતો તે વનમાં ઘણો દૂર નિકળી ગયો ને સાથી ઘણા પાછળ રહી ગયા. સાંજ પડવા આવી પણ સાથીઓનો ભેટો થઈ શક્યો નહી ને અરણ્યમાંથી નિકળવાનો રસ્તો પણ મળ્યો નહીં અંતે સાંજે તળાવમાંથી પાણી લઇ પીધું અને કોઇ વન્ય પશુ પીડે નહી તે ઉદ્દેશથી વૃક્ષ ઉપર ચડી ગયો. તે ઝાડ ઉપર એક વાંદરો વસતો હતો. તેના શરીરમાં કોઈ વ્યંતરનો વાસ હતો. તેણે કહ્યું 'જો પેલો વાઘ આવે સાચવીને રહેજે.' આટલામાં વાઘ આવી ઝાડ નીચે જ આંટા મારવા લાગ્યો. વાનરે કહ્યું 'તું સુંઝાઇશ નહી. તને ઉંઘ આવતી હોય તો અહીં આવ. મારા ખોળામાં તું નિર્ભય થઇ સૂઇ જા' કુમાર અચરજ પામતો પાસે ગયો અને નીરાંતે તેના ખોળામાં સૂઇ ગયો. નીચે રહેલા વાઘે ઘણી વાર વાનરને કહ્યું પણ વાનરે કુમાર વાઘને ખાવા આપ્યો નહી.

સમય વીત્યો પણ વાઘ ત્યાંથી ખસ્યો નહી. કુમાર એક ઉંઘ લઇને જાગ્યો. જાણે મહેલમાં સૂતો હોય તેવી વાંદરાની હુંફાળી ગોદમાં તેને ઉંઘ આવી ગયેલી. હવે કુમારના જાગવાનો ને વાનરનો ઉંઘવાનો વારો હતો. કુમારના સાથળ પર માથું મૂકી વાંદરો નીરાંતે સૂઇ ગયો. નીચે આંટા મારતા વાઘે કહ્યું 'કુમાર! મને ઘણી ભૂખ લાગી છે. હવે કશી આશા દેખાતી નથી. આ વાનર મને આપી દે. વાંદરાની જાતનો શો વિશ્વાસ? કહ્યું છે ને ' રાજા, વાજા અને વાંદરા, વાંકા ચાલે તો કોઇના નહી. વળી નદી તેમજ નખવાળા પ્રાણીથી સદા દૂર રહેવું', એમ નીતિકારોએ ભારપૂર્વક કહ્યું છે. ક્ષણમાં રાજી થાય ને ક્ષણમાં રીસાઇ જાય, ક્ષણમાં ખુશ થાય ને ક્ષણમાં વિફરી બેસે તેમનો ભરોશો શો? જેનું ચિત્ત જ અવ્યવસ્તિ ને અસ્થિર છે, તેમની કૃપા પણ ભયંકર છે, માટે તું આ વાંદરાને નીચે નાંખ. આમ કરવાથી મારી ભૂખ સંતોષાશે અને તારો માર્ગ નિરાપદ બનશે.' વાઘની વાત સ્વાર્થી કુમારના હૈયે વસી ગઈ.

કુમારે પોતાના ખોળામાં વિશ્વાસે સૂતેલા વાનરને નીચે પાડવા જોરથી ધક્કો માર્યો. ચપળ વાંદરો નીચે પડતાં વચમાં જ બીજી ડાળે જઈ વળગ્યો ને કુમાર અચંભાથી જોઇ રહ્યો. વાંદરો ધીરજથી બોલ્યો 'તું રાજાનો કુમાર થઇને આવું દુષ્ટ કાર્ય અને વિશ્વાસઘાત કરી શકે છે? તને ખબર છે કે વિશ્વાસઘાત મોટું પાપ છે, અને આ પાપથી સ્હેજે છુટાતું નથી? તને આ અપરાધની શિક્ષા હમણાં જ થવી જોઇએ, લે! એમ કહી વાનરમાં રહેલા વ્યંતરે કુમારને વિસેમિરા કહી ગાંડો કરી નાંખ્યો. વાઘ ત્યાંથી ચાલતો થયો. વાનર પણ હુપ....હુપ કરી વન ગજવતો વનની

ગહરાઇમાં ઉતરી ગયો. પાગલ થયેલો રાજકુમાર વૃક્ષ પરથી ઉતરી 'વિસેમિરા' 'વિસેમિરા' બોલતો ને જાતજાતના ચાળા કરતો વનમાં ફરવા લાગ્યો. જંગલમાંથી ત્રાસીને ભાગી આવેલા ઘોડાને જોઇ રાજપરિવાર ચિંતામાં પડયો કે 'કુમાર કયાં ગયો? તેનું શું થયું. રાજપુરુષો શોધ કરવા ચારે તરફ નિકળી પડયા. અંતે વનમાં ભટકતો પાગલ કુમાર મળી આવ્યો. તેને રાજમહેલમાં લાવવામાં આવ્યો.

તેની આ દશા જોઈ સહુ વિમૂઢ થઈ વિમાસણમાં પડયા. બધા જાતજાતના પ્રશ્નો પૂછતા હતા પણ કુમાર પાસે પ્રશ્નોનો 'વિસેમિરા' એ એકજ ઉત્તર હતો. તે વિના કારણે પણ 'વિસેમિરા' બોલ્યા કરતો. સહુને ખેદ સાથે વિસ્મય પણ થતું. તેનું આ ગાંડપણ દૂર કરવા રાજાએ ઘણા ઉપચાર કર્યા પણ કશો ફાયદો થયો નહી. નિરાશ થયેલા રાજાને આજે પોતાના ગુરુ શારદાનંદ યાદ આવ્યા. 'એ હોત તો અવશ્ય કાંઇક માર્ગ કાઢી આપત, પણ મેં તો તેમને મરાવી નાંખ્યા! હવે શું થાય?' અંતે પોતાના એકના એક દિકરા માટે રાજાએ ઘોષણા કરાવી કે 'રાજકુમારને જે સાજો કરી દેશે તેને અડધું રાજ્ય આપવામાં આવશે.' થોડો સમય વીતતા મંત્રીએ એકાંતમાં રાજાને કહ્યું, 'મારી પુત્રી રાજકુમારને સ્વસ્થ કરવાની શ્રદ્ધા રાખે છે. આપ કહો તો........'

રાજા બોલ્યા 'ઘરમાં જ ઉપાય છે તો તમે બોલતા કેમ નથી? ચાલો આપણે કુમારને તમારે ઘેર લઇ જઇએ. તમારી દિકરી જરાય ખચકાયા વિના ભલે ઉપચાર કરે.'

પુત્ર સાથે રાજા મંત્રીને ઘરે આવ્યા. ત્યાં પડદામાં રહેલા શારદાનંદ ગુરુએ સાદ બદલી આ પ્રમાણે શ્લોકો કહ્યા.

विश्वासप्रतिपन्नानां, वञ्चने का विदग्धता ?।
अङ्कमारुह्य सुप्तानां, हन्तुं किं नाम पौरुषम् ॥१॥

અર્થ—આપણા વિશ્વાસે રહેલાને છેતરવામાં ભલા શી ચતુરાઇ? અને ખોળામાં સૂતેલાને મારી નાખવામાં કયું પૌરુષ?

આ સાંભળી કુમારે 'વિ' બોલવો છોડી દીધો ને સેમિરા–સેમિરા રટવા માંડ્યો. શારદાનંદે બીજો શ્લોક કહ્યો—

सेतुं गत्वा समुद्रस्य गङ्गासागरसङ्गमे ।
ब्रह्मघ्नो मुच्यते पापै–र्मित्रद्रोही न मुच्यते ॥२॥

અર્થ—સમુદ્રસેતુ (સેતુબંધ રામેશ્વર) જઇને અથવા ગંગાસાગરના સંગમતીર્થે જવાથી બ્રહ્મહત્યા કરનાર પાપ–હત્યામુક્ત થાય પણ મિત્રદ્રોહી માટે પાપથી મૂકાવાનું કોઇ સ્થાન નથી.

આ સાંભળી બીજો અક્ષર 'સે' પણ છુટી જતાં કુમાર મિરા–મિરા બોલવા

લાગ્યો. રાજા આદિને વિશ્વાસ થયો કે કુમાર ચારે અક્ષર છોડી ડાહ્યો થઇ જશે. ત્રીજો શ્લોક શારદાનંદે આ પ્રમાણે કહ્યો—

मित्रद्रोही कृतघ्नश्च, स्तेयी विश्वासघातकः ।
चत्वारो नरकं यान्ति, यावच्चन्द्रदिवाकरौ ॥३॥

અર્થ—મિત્રદ્રોહી, કૃતઘ્ન, ચોર અને વિશ્વાસઘાતીઓ ચારે પ્રકારના જીવો સૂર્ય ચન્દ્રના અસ્તિત્વ સુધી નરકમાં રહે છે.

આ સાંભળી કુમાર માત્ર રા, રા. બોલવા લાગ્યો. ત્યાં પડદામાંથી પાછો શ્લોક સંભળાયો.

राजन्! त्वं राजपुत्रस्य यदि कल्याणमिच्छसि ।
देहि दानं सुपात्रेषु, गृही दानेन शुद्ध्यति ॥४॥

અર્થ—હે રાજા! તું તારા પુત્રનું કલ્યાણ ઇચ્છતો હો તો સુપાત્રોમાં દાન આપ કેમકે ગૃહસ્થ દાન આપવાથી શુદ્ધ થાય છે.

આ સાંભળતાં કુમાર સ્વસ્થ થઇ ગયો ને તેણે લવરાં છોડી દીધા. તેણે સહુની સમક્ષ વનમાં બનેલો બનાવ કહી સંભળાવ્યો ને પોતે કરેલા વિશ્વાસઘાતનો રંજ અનુભવ્યો. આ સાંભળી ચકિત થયેલા રાજાએ પૂછયું 'હે પુત્રી! તું અહીં ઘરમાં રહીને વનમાં બનેલી વાઘ, વાંદરા ને કુમારની બીના કેવી રીતે જાણી શકી?' ત્યારે શારદાનંદે પાછો શ્લોક કહી મૂળ વાત જણાવી—

देवगुरुप्रसादेन, जिह्वाग्रे मे सरस्वती ।
तेनाहं नृप! जानामि, भानुमत्यास्तिलं यथा ॥१॥

અર્થ—હે રાજા! દેવ-ગુરુની કૃપાથી મારી જીભના અગ્રભાગમાં સરસ્વતીનો વાસ છે, તેથી હું ભાનુમતીના (સાથળના) તલની જેમ (પ્રત્યક્ષ ન જોયા છતાં) જાણી શકું છું.'

રાજાને વિશ્વાસ થઇ ગયો કે આ શારદાનંદ જ છે, તરત તેઓ પડદા પાછળ પહોંચી હર્ષથી ભેટી પડી પગે લાગ્યા. સારા આદર અને સમારોહ પૂર્વક મહેલમાં લઇ જઇ પોતાની ભૂલની ક્ષમા માગી. કુમાર સાવ સ્વસ્થ થતાં આનંદ વર્તાઈ રહ્યો. આ વાત સાંભળી શ્રાવકે સ્વામી, વિશ્વાસી, દેવ-ગુરુ, મિત્ર, વૃદ્ધ અને બાળકનો દ્રોહ તથા થાપણ લઇને ના પાડવી ઈત્યાદિ મહાપાપ દૂરથી વર્જવા, અને શુદ્ધ વ્યવહારમાં નડતાં સર્વ દૂષણો છોડી દેવા, જેથી ઉભયલોકમાં યશનો વિસ્તાર થાય.



## ૧૩૧. અનર્થદંડ (ત્રીજું ગુણવ્રત)

शरीराद्यर्थदण्डस्य, प्रतिपक्षतया स्थितः ।
योऽनर्थदण्डस्तत्त्यागः, तृतीयं तु गुणव्रतम् ॥१॥

**અર્થ**—શરીર આદિ માટે થતું પાપ તે અર્થદંડ કહેવાય. તેથી પ્રતિપક્ષતા-વાળું-એટલે વિપરીત રીતે રહેલું તે અનર્થદંડ કહેવાય, તેનો ત્યાગ તે ત્રીજું ગુણવ્રત.

જેના દંડથી પ્રાણી અનર્થ એટલે પ્રયોજન વિના પુણ્યરૂપ વૈભવના નાશ રૂપે યા પાપકર્મના બંધનરૂપ દંડે દંડાય તે અનર્થદંડ કહેવાય. મુખ્યતાએ એના ચાર ચાર પ્રકાર આ પ્રમાણે થાય છે; (૧) આર્ત-રૌદ્ર-ધ્યાન-સ્વરૂપ અપધ્યાન. (૨) પાપ-કાર્યનો ઉપદેશ. (૩) હિંસાના સાધનભૂત ઉપકરણનું આપવું. તથા (૪) પ્રમાદાચરણ.

દુર્ધ્યાન એટલે અપધ્યાન, ધ્યાન એટલે અંતર્મુહૂર્તની અવધિવાળી મનની સ્થિરતા યા એકાગ્રતા. શ્રી સ્થાનાંગસૂત્રમાં કહ્યું છે કે 'અંતર્મુહૂર્ત પર્યંત ચિત્તની એકાગ્રતા તે છદ્મસ્થનું ધ્યાન અને યોગનિરોધ તે કેવળીનું ધ્યાન હોય છે. એમાં અશુભધ્યાન એટલે આર્તધ્યાન, રૌદ્રધ્યાન. તેમાંય આર્તધ્યાનના ચાર પ્રકાર પાડવામાં આવ્યા છે. અનિષ્ટવિયોગેચ્છા-ન ગમે તેવા શબ્દ, રૂપ, રસ, ગંધ સ્પર્શાદિ પ્રાપ્ત થતા તેના તરફ તીવ્ર અણગમો અને એ અણગમતા પદાર્થો ત્રિકાળમાં કયારેય ન મળે તેવી ભાવના. આ આર્તધ્યાનનો પ્રથમ ભેદ. આજ શબ્દાદિ મનોરમ વસ્તુ મળ્યા પછી તેનો કદી પણ વિયોગ-વિચ્છેદ ન થાય એવું ચિંતવવું તે ઈષ્ટ અવિયોગેચ્છા નામનો આર્ત-ધ્યાનનો બીજો પ્રકાર.

રોગ-આંતક-કષ્ટ-વેદના પ્રાપ્ત થયા પછી એવો વિચાર આવે કે આ કયારે મટશે? સતત તેના નાશની ચિંતા તે ત્રીજો પ્રકાર અને પૂર્વે ભોગવેલા ભોગોનું સ્મરણ કર્યા કરવું એ ચોથો પ્રકાર. અથવા આવશ્યક નિર્યુક્તિગત ધ્યાનશતકની વૃત્તિમાં જણાવ્યુ છે કે 'ઇંદ્ર, ચક્રવર્તી' વાસુદેવ આદિના રૂપ સામર્થ્ય, સમૃદ્ધિ આદિ જોઈને કે સાંભળીને તેને ભવાંતરમાં મેળવવા પ્રાર્થનારૂપ અધમ નિયાણું કરવું કે આ મારા તપ ત્યાગ કે દાન આદિના પ્રભાવથી હું દેવ-દેવેન્દ્ર-નરેન્દ્રાદિ થાઉં. આ આર્ત ધ્યાનનો ચોથો ભેદ છે, અહીં કોઈને એમ લાગે કે દેવેન્દ્ર આદિ થવાનું નિયાણું અધમ કેમ કહેવાય? તેનું સમાધાન એ છે કે આ ધ્યાન અત્યંત અજ્ઞાનમય પરિસ્થિતિમાં પડેલા જીવને ઉપજી શકે છે. કેમકે અજ્ઞાની જીવ જ પરિણામની ચિંતા કર્યા વગર સારૂં લાગતું લેવા દોડે છે, જેમ વિષમિશ્રિત પક્વાન્ન ખરેખર પક્વાન્ન નથી, પણ ઘાતક હોઈ વિષ જ છે, તેને પક્વાન્નની બુદ્ધિથી અજ્ઞાની જ ખાઈ શકે. જ્ઞાની તો તેના મારક ઘાતક તત્ત્વને નિહાળે છે. નિયાણાથી મેળવેલ સંપદા અવશ્ય દુર્ગતિ આદિ દુઃખનું મહાન કારણ છે જ.

ધ્યાન, આમ તો આત્મવૃત્તિ (આંતરિક વ્યવસાય) રૂપ હોઈ અલક્ષ્ય છે. પણ તે

છતાં તે લક્ષણોથી કળી શકાય છે. આર્તધ્યાનને જાણવાના સામાન્ય રીતે આ ચાર લક્ષણો જણાવ્યા છે. પ્રથમ-આક્રંદ-એટલે કાળો કકળાટ કરવો, મોટેથી રડવું, આદિ. બીજું શોચન એટલે શોક કરવો, આંસુ પડવાં, વિલખા અને સૂન-મૂન રહેવું વગેરે. ત્રીજુ પરિદેવન, એટલે દીનતા કરવી, નિસાસા નાંખવા, વારે વારે તેવી કર્કશ વાણી કહેવી તે. અને ચોથું લક્ષણ તાડન, પોતાના શરીરે જ ઘાત કરવો, છાતી આદિ કૂટવા માથા પછાડવા વગેરે. આ ચારેય લિંગ (લક્ષણ) ઈષ્ટ વિયોગ અને અનિષ્ટ સંયોગથી થતી નિરાશા અને વ્યથામાંથી ઉપજે છે. આ ધ્યાનથી જીવ પરલોકમાં તિર્યંચગતિમાં જાય છે.

શ્રી આવશ્યકસૂત્રની વૃત્તિમાં શ્રી હરિભદ્રસૂરિજી કહે છે કે, આર્તધ્યાનથી તિર્યંચગતિ, રૌદ્રધ્યાનથી નરકગતિ, ધર્મધ્યાનથી દેવગતિ અને શુક્લધ્યાનથી મોક્ષગતિ પ્રાપ્ત થાય છે.

આર્તધ્યાનથી સંયતિ નામના સાધ્વી ઘરોળી તરીકે બીજા ભવે જન્મ્યા. આ ધ્યાન દેશવિરતિનામક પાંચમા ગુણસ્થાનક સુધી હોય છે. આ જ ધ્યાનથી નંદમણિયાર શેઠ તળાવમાં દેડકા થઇ અવતર્યા હતા. તથા સુંદરશેઠ ચંદનઘો થયા હતા. ઇત્યાદિ આર્તધ્યાનના ફળ જાણવા.

બીજું રૌદ્રધ્યાન નામનું અપધ્યાન છે. તે આર્તધ્યાન કરતાં વધારે ક્રૂર અધ્યવસાયવાળું છે. તે પણ ચાર પ્રકારે છે. જેમકે એકેન્દ્રિયાદિ પ્રાણીને મારવા, વિંધવા, બાંધવા, પૂરવા, આંકવા યાવત્ તેમનો ઘાત કરવો. તેથી આગળ વધી ખડ્ગ, શક્તિ, ભાલા, મુદ્ગર આદિથી તેમજ વીર, ભૂત, ભૈરવ, પિશાચના દ્વારા કે મૂઠ આદિ મેલી વિદ્યાના પ્રયોગથી તથા વિષપ્રયોગ કે મંત્ર-તંત્ર-યંત્રાદિકથી મનુષ્યાદિને મારી નાખવાનું ક્રોધવશ ચિંતવવું તે હિંસાનુબંધી નામનો રૌદ્રધ્યાનનો પ્રથમ ભેદ સમજવો.

ચાડી ખાવી, અઘટતું વચન કે ખરાબ ગાળ આદિ દેવી, પોતાની બડાઇ હાંકવી અને પારકાના દોષો ઉઘાડા પાડવા. પોતાના રાજા કે પક્ષ આદિનો જય વિજય સાંભળી સામા માટે ચિંતવવું-કહેવું કે 'સારૂં થયું, એ લાગનો જ હતો. આપણા રાજાનું ખડ્ગ તો દૈવી છે, તેના પ્રહારથી આટલા બધા માર્યા ગયા.' ઇત્યાદિ વારંવાર બોલવું કે ચિંતવવું તે મૃષાનુબંધી નામનો રૌદ્રધ્યાનનો બીજો પ્રકાર જાણવો.

તીવ્ર રોષથી ધન આદિના સ્વામીઓનાં મરણથી પરદ્રવ્ય પ્રાપ્તિની અનુકૂળતા થવા આદિનું ચિંતન તે સ્તેયાનુબંધી નામે રૌદ્રધ્યાનનો ત્રીજો ભેદ છે.

પોતાના દ્રવ્યાદિની રક્ષા કાજે સર્વત્ર શંકાશીલ બની શત્રુ આદિના હનનનો અધ્યવસાય કરવો તે સંરક્ષણાનુબંધી નામનો રૌદ્રધ્યાનનો ચોથો ભેદ છે.

ધ્યાનશતકમાં જણાવ્યું છે કે 'કરવું, કરાવવું, અનુમોદવું' અને તે સંબંધમાં વારંવાર ચિંતા કરવી એમ ચાર પ્રકારે પણ રૌદ્રધ્યાન છે. અવિરત ( વ્રતવિનાના )

સમ્યગ્દૃષ્ટિ અને દેશવિરતિ શ્રાવકોએ સેવેલ-ચિંતવેલ દુર્ધ્યાન અશ્રેયકારી, પાપમય અને નિંદનીય છે. તેના પણ ચાર લિંગ (લક્ષણો) છે. તે આ પ્રમાણે; પૂર્વે બતાવેલ હિંસા આદિ ચારે બાબતમાં એકવાર આદર કરવો તે પ્રથમ લિંગ અને તે ચારેમાં વારંવાર આદર-પ્રવૃત્તિ કરવી તે બીજું ચિહ્ન છે. કુશાસ્ત્ર સાંભળીને કે પોતાના અજ્ઞાનથી હિંસાત્મક (યજ્ઞાદિ) ક્રિયાકાંડમાં ધર્મબુદ્ધિથી પ્રવર્તવું તે ત્રીજું લિંગ અને કાલસૌકરિક કસાઇની જેમ જીવનપર્યંત હિંસાદિથી નિવૃત્ત ન થવું તે ચોથું લિંગ છે. અથવા વિચારામૃતસંગ્રહ નામના ગ્રંથમાં જણાવ્યું છે કે 'તંદુલમત્સ્ય (ઘણું જ નાનું-મગરની પાંપણમાં રહેનાર મત્સ્ય) હિંસાદિ દુષ્કર્મ કર્યા વિના માત્ર રૌદ્રધ્યાનના પ્રાબલ્યથી મરીને જ્યાં અસંખ્ય દુષ્કર્મની પીડા ને પરાભવ સહવાના હોય છે એવા દુરંત નરકમાં ઉત્પન્ન થાય છે. રૌદ્રધ્યાન ઉપર કુરુડ અને ઉત્કુરુડ નામના બે શ્રમણોની કથા આવે છે.

## કુરુડ અને ઉત્કુરુડની કથા.

કુણાલા નગરીના દરવાજે કુરુડ અને ઉત્કુરુડ નામના બે મુનિરાજો કાયોત્સર્ગમાં રહ્યા હતા. તેઓ મહાતપસ્વી ને મહિમાવંત હતા. દરવાજાની પાસે જ એક નાળુ પણ હતું. મુનિઓને જળનો ઉપદ્રવ ન થાય માટે નગરમાં વરસાદ વરસતો જ નહી. ગામ બહાર ને ખેતરોમાં યથા સમયે વર્ષા કરતો. અંતે લોકોને સમજાઇ ગયું કે 'આ મુનિના તપપ્રભાવથી વરસાદ તેમનાથી દૂર જ વર્ષે છે, પણ ગામમાં વરસતો નથી.' તેથી સહુ એકઠા થઇ તેમની પાસે આવ્યા. કોઈ તેમને ઉપદ્રવ પણ કરવા લાગ્યા. લોકોએ કહ્યું 'તમારા બંનેના મહિમાથી નગરમાં વરસાદ જ થતો નથી. વરસાદ વિના તો બધું મેલું છે. વરસાદ આવે તો આખું નગર ધોવાઇ જાય. ને પાણીના ટાંકા ય ભરાય. પાણી વિના તો બધું જ વિઘ્ન છે. માટે તમે અહીંથી બીજે ચાલ્યા જાવ.' આ પ્રમાણે વારંવાર કહેવાથી તે મુનિઓના ધ્યાનનો ભંગ થયો. તેમને આ લોકો ઉપર દ્વેષ અને પછી રૌદ્રધ્યાન ઉત્પન્ન થયું. તેથી ક્રોધિત થઇ તેઓ બોલ્યા—

वर्ष मेघ ! कुणालायां दिनानि दश पञ्च च ।
नित्यं मूशलधाराभि-र्यथा रात्रौ तथा दिवा ॥१॥

અર્થ—હે મેઘ! પંદર દિવસ સુધી રોજ મુશળધારાએ કુણાલા નગરીમાં વરસ. જેવો દિવસે તેવો જ રાત્રે પણ વરસ.

આટલું કહેતા તો મેઘ તૂટી પડયો. આખું નગર જળબંબાકાર. નાળામાં થઈ પાણીપ્રવાહ જોસમાં આવ્યો ને એ બંને મુનિને તાણી ગયો. અશુભ અધ્યવસાય ને રૌદ્રધ્યાનમાં પડેલા તે બંને મુનિ દ્રવ્ય અને ભાવ એમ બંને પ્રકારે ડૂબી ગયા. નરકે ઉપન્યા.

આર્તાદિ અપધ્યાનથી મેઘવૃષ્ટિ કરાવી ક્ષમારહિત પણે આખા નગરને ડૂબાડી પોતે પણ ડૂબ્યા ને અનર્થદંડથી નરકગતિ પામ્યા.

---

## ૧૩૨. અનર્થદંડના અન્ય ભેદો.

અનર્થદંડનો બીજો ભેદ પાપકર્મનો ઉપદેશ. જેમકે ખેતર ખેડો, હળ આદિ તૈયાર કરો. બળદ જોડો, શત્રુને મારો, કન્યાને પરણાવો, ભોજન રાંધો ને કપડા નથી ધોવા ? વિગેરે બીજાને ઉપદેશ આપે, જ્યાં પોતાને કાંઇ લેવા દેવા ન હોય. આ બધો પાપોપદેશ કહેવાય. આગમ કહે છે કે શ્રીકૃષ્ણ વાસુદેવ અને ચેડારાજાને પોતાના સંતાનો પરણાવવાનો પણ નિયમ હતો

અનર્થદંડનો ત્રીજો ભેદ–હિંસામાં ઉપયોગી સાધન આપવા તે. જેમકે ગાડુ આદિ વાહન, કોઇ પણ પ્રકારના નાના મોટા શસ્ત્રો ઘંટી, સાંબેલું, ખારણી પરાળ, દાંતરડું, કરવત, છરી, કોશ, કોદાળી તથા કૃમિ વગેરે જંતુ નાશક કે ગર્ભાદિ પાડે તેવા ઔષધાદિ કોઇને આપવા તે પાપનું જબરૂં કારણ છે. આ વિષયમાં એક વાર્તા આવે છે કે—

દ્વારકા નગરીમાં ધન્વંતરી ને વૈતરણી નામે બે વૈદ્યો વસે. ધન્વંતરી ઘણાં સાવદ્ય કર્મ કરતો ને વૈતરણી ઔષધ બનાવવામાં ઘણી હિંસા કરતો. કિંતુ વૈતરણી રોગી-મુનિને નિર્દોષ ઔષધ જ આપતો.

એકવાર શ્રીકૃષ્ણે શ્રી નેમિનાથ ભગવંતને પૂછ્યું ભગવાન્ ! મારા નગરમાં બે વૈદ્યો બહુ પ્રસિદ્ધ છે. તેમની કઇ ગતિ થશે ?

લોકોક્તિ છે કે—

**કવિ ચિતારો પારધી વળી વિશેષે ભટ્ટ,**
**ગાંધી નરક સિધાવિયા વૈદ્ય બતાવે વટ્ટ.**

અર્થ–કવિ, ચિત્રકાર પારધી (શિકારી) વિશેષ કરી ભટ્ટ અને ગંધીયાણાનો વેપારી ગાંધી નરકે જતા હોય છે. ને તેમને માર્ગ બતાવનાર વૈદ્ય હોય છે.

પ્રભુએ કહ્યું 'રાજા ! ધન્વંતરી આરંભાદિ કારણે સાતમી નરકના અપ્રતિષ્ઠાન નામના પાથડામાં નારકી તરીકે ઉપજશે, પણ વૈતરણી હિંસા કરીને ઔષધો તૈયાર કરે છે, પણ તેને મનમાં તેનો ભય રહેલો છે. તે નિઃશંક થઈ પાપ કરતો નથી માટે તે મરીને વનમાં વાનર થશે, ત્યાં કોઇ મુનિને પગમાં કાંટો વાગેલો જોઇ અહીંના દઢ સંસ્કાર બળથી ચિકિત્સા કરવાના તેમજ સાધુની આ ભવની સેવાના સંસ્કારે સેવા કરવાના ભાવ જાગતા તે જાતિસ્મરણ જ્ઞાન પામશે. પછી જ્ઞાનબળથી તે શલ્યોદ્ધારિણી ઔષધિ શોધી તેથી મુનિરાજને સ્વસ્થ કરશે. પછી એ મુનિનો ઉપદેશ સાંભળી પૂર્વના પાપકૃત્યોને વોસરાવી ત્રણ દિવસનું અનશન કરી સહસ્રાર દેવલોકમાં દેવ થશે. અને ધન્વંતરી વૈદ્ય ષટ્કાય જીવની વિરાધનાથી અનેકવાર અપ્રતિષ્ઠાન પાથડે ઉત્પન્ન થશે. ત્યાંથી વનસ્પતિ કાયમાં તે કોડિના ઘડીના ભાવે વેચાશે. આમ જીવો સ્વપ્રયોજન વિના હિંસાદિ કરવા દ્વારા અનર્થદંડ આચરે છે. આ અનર્થદંડનો ત્રીજો ભેદ જાણવો.

પ્રમાદાચરણ તે અનર્થદંડનો ચોથો ભેદ છે, પ્રમાદ મદ્ય આદિ પાંચ પ્રકારનો છે. તેનું સેવન એ અનર્થદંડ છે. આગમમાં કહ્યું છે કે—

मज्जं विसय–कसाया, निद्दा विकहा य पंचमी भणिया ।
एए पंच पमाया जीवं पाडंति संसारे ॥ १ ॥

અર્થ—મદ્ય, વિષય, કષાય, નિદ્રા અને વિકથા આ પાંચે પ્રમાદ જીવને સંસારમાં પાડે છે–ભમાડે છે.

મદ્ય–મદિરા ઉપલક્ષણથી કેફી (નશો કરે તેવા) પીણા ખાદ્ય. (અફીણ, ચરસ, ચંડુ, ગાંજો, કોકીન, ભાંગ, સરકો, તાડી, નીરો આદિ) મદિરા આદિને તો સર્વ ધર્મના લોકોએ ત્યાજ્ય કહેલ છે. કહ્યું છે કે—મદિરા પીને મુગ્ધબુદ્ધિવાળો થયેલ માણસ ગાવા લાગે, દોડે, ચકરડી ભમે, જેમ તેમ બોલે, રડે, કોઇને પણ પકડે, ક્લેશ કરે, મારે, હસે, વિષાદ પામે અને કોઇ રીતે પોતાનું હિત સમજે નહીં.' સંબોધસિત્તરીની વૃત્તિમાં કહ્યું છે કે 'મદ્યપાનથી ઉન્માદે ચઢેલા શ્રીકૃષ્ણના પુત્રોનાં દોષથી એકસો બત્રીશ કુલકોટિ યાદવો સળગતી દ્વારકામાં જીવતા સળગી મર્યા. યાદવોના કુળનું મદિરાએ નિકંદન કાઢ્યું.

છપ્પન કુળકોટિ યાદવો નગરમાં રહેતા અને બોંતેર કુળકોટિ યાદવો નગર બહારના ઉપનગરમાં રહેતા. તેમાંથી જેમણે ચારિત્ર લેવા કબૂલ કર્યું તેમને શ્રી નેમિનાથ સ્વામી પાસે મૂકયા, બાકીના બળતા દ્વારામતીમાં બળી ગયા. જેઓ બચવા માટે નગરીમાંથી ભાગી ગયા હતા તેમને પણ વ્યંતર થયેલ દ્વૈપાયન પકડી લાવતો ને સળગતી દ્વારામતીમાં આહૂતિની જેમ હોમી દેતો. કુળકોટિની સંખ્યા બાબત વૃદ્ધો પાસેથી જાણવા મળ્યું છે કે જે કોઇ યાદવના ઘરમાંથી એકસો આઠ કુમાર નિકળે તે કુળને એક કુળ કોટિ કહેવાય. બાકી તત્ત્વ તો બહુશ્રુત ગીતાર્થ જાણે. આ પ્રમાણે પ્રથમ મદ્યપાન નામનો પ્રમાદ જાણવો.

વિષય એટલે શબ્દાદિ. તે શબ્દ, રૂપ, રસ, ગંધ ને સ્પર્શ એમ પાંચ પ્રકારે છે. કહ્યું છે કે 'જેનું ચિત્ત વિષયથી વ્યાકુલ હોય છે તેવા માણસો પોતાનું જ હિત કે અહિત સમજી શકતા નથી. તેથી તે અનુચિત કાર્ય કરે છે ને દુઃખમય સંસારમાં ભૂંડી રીતે ચિરકાળ ભમ્યા કરે છે. આ વિષય નામે બીજો પ્રમાદ.

કષ એટલે સંસાર અને આય એટલે વૃદ્ધિ, લાભ. જેનાથી સંસાર વધે તે કષાય. તે ચાર પ્રકારે છે, આગળના પ્રકરણોમાં તેનું સવિસ્તર વર્ણન કરવામાં આવશે. કષાય નામનો આ ત્રીજો ભેદ.

નિદ્રા એટલે ઊંઘ તે પાંચ પ્રકારની છે. જે ઊંઘમાંથી સુખે જગાય તે નિદ્રા, દુઃખે કરી જગાય તે નિદ્રાનિદ્રા. ઉભા ઉભા ઊંઘ આવે તે પ્રચલા. ચાલતા ચાલતા (ઘોડા વિ.ને)

ઉંઘ આવે તે પ્રચલાપ્રચલા અને વાસુદેવ કરતા અડધું બળ ઊંઘનારમાં આવે, દિવસે ચિંતવેલું કાર્ય રાત્રે ઊંઘમાંથી જ ઊઠીને કરી આવે, આ નિદ્રાનું નામ સ્ત્યાનર્દ્ધિ.

સ્ત્યાનર્દ્ધિનિદ્રાની ઉપર મુજબની વ્યાખ્યા કર્મગ્રંથનીચૂર્ણીમાં ઉપલબ્ધ છે. તેમાં એ પણ જણાવ્યું છે કે આ ઊંઘવાળાને વાસુદેવથી અડધું બળ વજ્રઋષભનારાચ સંઘયણની અપેક્ષાએ કહ્યું છે. બાકી વર્તમાન કાળના યુવાનો કરતાં આઠગણું બળ હોય છે. જીતકલ્પની વૃત્તિમાં એમ જણાવ્યું છે કે 'સ્ત્યાનર્દ્ધિ નિદ્રાનો ઉદય થાય ત્યારે અતિ સંક્લિષ્ટ પરિણામથી દિવસે જોયેલા અર્થને–પ્રયોજનને રાત્રે ઊંઘમાં ને ઊંઘમાં ઊઠીને સાધે છે. તે સમયે તેનું બળ વાસુદેવ કરતાં અડધું હોય છે. તે નિદ્રા ન હોય ત્યારે પણ તે પુરુષ કે નારીમાં બીજા સ્ત્રી-પુરુષ કરતા ત્રણ ગણું કે ચારગણું બળ હોય છે. આ નિદ્રાવાળા જીવો અવશ્ય નરકે જનાર હોય છે. આ નિદ્રા બાબત મહાભાષ્યની ૨૩૪મી ગાથામાં ઘણાં ઉદાહરણો, દૃષ્ટાંતો આપેલા છે. તે ગાથામાં કહ્યું છે કે 'થિણદ્ધિ (સ્ત્યાનગૃદ્ધિ) નિદ્રા ઉપર માંસ, મોદક, હાથીદાંત, કુંભાર અને વડવૃક્ષ એમ પાંચ ઉદાહરણો આપેલ છે. તે આ પ્રમાણે છે.

કોઇ કણબી માંસાહારી હતો તેને કોઈ સ્થવિર સાધુએ બોધ પમાડી દીક્ષા આપી. એકવાર તેણે કોઇ પાડો કપાતો જોયો તેની અભિલાષા તેને થઇ આવી ને સમયે સૂઈ ગયો. તે જ રાત્રે તેને થિણદ્ધિનિદ્રાનો ઉદય થયો. તેથી તે ઊંઘમાં જ ઉઠયો અને તે જગ્યાએ જઇ બીજો પાડો મારી તેનું માંસ ખાધું. થોડું સાથે પણ લીધું. તે ઉપાશ્રયમાં એક તરફ મૂકી પોતના સંથારામાં સૂઈ ગયો. સવારે તેણે પોતાના ગુરુજીને કહ્યું કે 'રાત્રે મેં આવું સપનું જોયું.' એવામાં ઉપાશ્રયમાં માંસ જોઇ અન્ય સાધુઓ આકુળ-વ્યાકુલ થતાં મહારાજજી પાસે આવીને કહ્યું 'ચામડા સહિતનું પાડાનું કાચું ને તરતનું માંસ આપણા ઉપાશ્રયમાં કયાંથી આવ્યું? આચાર્યશ્રી સમજી ગયા કે આ નવા સાધુને સપનું નહી પણ સ્ત્યાનર્દ્ધિ નિદ્રા આવેલી અને આ કુકર્મ તેણે નિદ્રામાં જ કર્યું', ઇત્યાદિ, પછી તે સાધુનો વેશ લઇ તેને વિસર્જિત કરવામાં આવ્યો. કારણ આ નિદ્રાવાળા જીવો દીક્ષાને યોગ્ય હોતા નથી.

કોઇ તેવા બીજા સાધુ કોઇ શ્રાવકને ત્યાં વહોરવા ગયા, ત્યાં તાજા લાડવા હોવા છતાં શ્રાવકે વહોરાવ્યા નહી, તેથી સાધુની અભિલાષા તેમાં રહી ગઇ. સાંજ પડયા છતાં તે ભૂલ્યા નહી ને રાત્રે સૂતા પછી સ્ત્યાનર્દ્ધિ નિદ્રાનો ઉદય થતાં તે તો સંથારામાંથી ઉઠયા ને સીધા ઉપડયા શ્રાવકને ઘેર. સહેલાઈથી બારણું ઉખાડી એક તરફ મૂકી દીધું. ઘરમાં પેસી લાડવા પાતરામાં લઇ ખાધા, બાકીના પાતરામાં લઇ ઉપાશ્રયે આવ્યા ને સૂઇ ગયા. સવારે આચાર્ય મહારાજને કહ્યું કે 'મને રાત્રે આવું વિચિત્ર સપનું આવ્યું.' પણ થોડીવારે પાતરાનું પડિલેહણ કરવા જતાં લાડવા હાથમાં આવ્યા. બધા સાધુ અચંબો પામ્યા. ગુરુમહારાજે તેને પણ વેશ લઇ રવાના કર્યો.

કોઇ એક સાધુ બહારભૂમિ (જંગલ) ગયા ત્યાં એક હાથી તેમની સામે થયો ને

તેમને રંજાડવા લાગ્યો. માંડમાંડ યુક્તિ કરી નાસી ભાગીને તે સાધુ ઉપાશ્રયમાં આવ્યા. પરંતુ તેમને હાથી ઉપર ઘણો જ દ્વેષ થયો. એ ભાવ લઈને જ તેઓ સૂઇ ગયા. રાત્રે તેમને સ્ત્યાનર્દ્ધિ નિદ્રાનો ઉદય થયો. પરિણામે તે ઉઠયા. નગરના તોતીંગ દરવાજા તોડી તેઓ બહાર નિકળી જંગલમાં ગયા, હાથીને પકડી ભમાડી પછાડયો ને મારી નાંખ્યો. તેના લાંબા દંતૂશલ ખેંચી લીધા. ને તે લઈ ઉપાશ્રયમાં આવ્યા ને સૂઇ ગયા. સવારે આ બીના જાણી સંયમને અયોગ્ય એ મુનિને વેશ લઈ કાઢી મૂકયા.

વળી કોઇ કુંભારે મોટા સંઘાડામાં દીક્ષા લીધી. એકવાર સ્ત્યાનર્દ્ધિ નિદ્રામાં ઉભા થઈ ઘરે જેમ માટીનો પીંડ મોટા પીંડમાંથી જૂદો પાડી ચાક પર ચડાવતો હતો, તેમ કરવા જતાં પાસે સૂતેલા એક સાધુમહારાજનું માથું ગરદન (ગળા)માંથી પકડી તોડી ધડથી જૂદું પાડયું. બે ત્રણ સાધુ મહારાજની આ પરિસ્થિતિ થતાં અન્ય જાગી ગયેલા મુનિઓએ હાહારવ કરી મૂકયો કેટલાક તો ત્યાંથી દૂર નાસી ગયા. સંઘે એકત્રિત થઈ તેનો વેષ લઈ હાંકી મૂકયો.

એક મુનિને જંગલ માર્ગમાં જતાં એક ઘેઘૂર વડલો તેની પૃથ્વી સુધી પહોંચેલી વડવાઇના લીધે નડતરરૂપ બનતો હતો. એક રાત્રે સ્ત્યાનર્દ્ધિ નિંદ આવતા તે ઊઠયા ને વડના ઝાડને ઉખાડી ઉપાડી લાવ્યા. તેને ઉપાશ્રયના પટાંગણમાં નાખી પોતાની જગ્યાયે સૂઇ ગયા. સવારે અન્ય સાધુઓને સપનાની વાત કહી. ત્યાં બહાર તો મોટું ટોળું ભેગું થયું કે આવું અદ્ભુત ને જૂનું ઝાડ અહીં આવ્યું કેવી રીતે? કોઇ સગડ કે ઝાડ કાપ્યાના ચિહ્નો પણ જણાતા નથી! અંતે ખબર પડતા તે સાધુના ઉપકરણો વસ્ત્રો લઈ તેને જતો કર્યો. આવા અનેક દૃષ્ટાંતો શ્રી નિશીથસૂત્રમાં ઉપલબ્ધ છે.

નિદ્રામાં ઘણાં દોષો છે. નિદ્રા સર્વગુણોનો ઘાત કરનારી સંસારને વધારનારી અને પ્રમાદને ઉત્પન્ન કરનારી છે. મુનિ તેમજ ધર્મીજનોને તો નિદ્રારહિત અવસ્થા જ શ્રેષ્ઠ છે. શ્રી ભગવતીજી સૂત્રમાં વીરપ્રભુની શય્યાતર શ્રાવિકા મૃગાવતીની નણંદ જયંતી શ્રાવિકાએ પ્રભુને પ્રશ્ન કર્યો છે કે 'હે ભગવંત! ઉંઘવું સારૂં કે જાગવું સારૂં?' પ્રભુએ કહ્યું કે 'કેટલાક માટે-સૂવું સારૂં ને કેટલાક માટે જાગવું' સારૂં. જે અધર્મી અને અધમ જીવો જેઓ અધર્મની જ જીવિકા ચલાવે છે. તેવા જીવોનું ઊંઘવું તેમના હિતમાં છે, કારણ કે તે જીવો સૂતા હોવાને લીધે ઘણાં પ્રાણીઓને, ભૂતોને, સત્ત્વોને દુઃખ ઉપજાવી શકતા નથી. પોતાના આત્માને પાપથી અવલિપ્ત કરી શકતા નથી, તેમજ તેવા પ્રાણી સૂતા હોવાથી પોતાને, પરને અને ઉભય (બંને)ને અધર્મ-હિંસાદિમાં જોડી શકતા નથી તેથી તેઓ ઊંઘતા સારા. 'હે જયંતિ! અને જે જીવો ધર્મીષ્ઠ છે. ધાર્મિક પ્રવૃત્તિના જ કરનારા છે, એવા જીવો તો જાગતા સારા. જેઓ ઉભયના કલ્યાણ માર્ગની પ્રવૃત્તિ કરે છે. ઈત્યાદિ. આ પ્રમાણે જ સબળ અને નિર્બળ, ચબરાક ને આળસુ વગેરે જીવોની બાબતમાં જાણી લેવું. આ પ્રમાણે નિદ્રા નામનો પ્રમાદનો ચોથો ભેદ જાણવો.

ચૌદ પૂર્વધર મહાત્મા પણ નિદ્રારૂપી પ્રમાદના વશવર્તી થઇ પૂર્વોને ભૂલી જાય છે. પૂર્વ વિસ્મૃત થાય છે. અંતે નિગોદમાં જઇ લાંબો કાળ વીતાવે છે. માટે નિદ્રા-રૂપ પ્રમાદનો અવશ્ય ત્યાગ કરવો. આહાર અને નિદ્રા ઘટાડો તેટલા ઘટે.



## ૧૩૩. વિકથા (પાંચમો પ્રમાદ)

राज्ञां स्त्रीणां च देशानां, भक्तानां विविधाः कथाः ।
सङ्ग्रामरूपसद्वस्तुस्वाद्याश्च विकथाः स्मृताः ॥१॥

અર્થ—રાજાના માન-પાન-મોભા વિલાસ વૈભવ કે શૌર્ય તેમજ યુદ્ધાદિની કથા તે રાજકથા, સ્ત્રીઓના રૂપાદિકની કથા તે સ્ત્રીકથા, કોઇ વસ્તુ અમુક દેશમાં સારી થતી હોઇ તે સંબંધી દેશ કથા કરવી, ભોજન આદિ રુચિને સંતોષ આપે તેવી સ્વાદાદિની કથા તે ભક્ત (ભોજન) કથા, આ બધી કથાઓ વસ્તુતઃ વિકથા છે.

વિશેષાર્થ—રાજકથા એટલે રાજાઓના યુદ્ધ તે સંબંધી કૌશલ કે શૌર્યને લઇ તેની કથા કરવી તે. જેમ આ રાજા બીજો ભીમ છે. શું ગદા ફેરવે છે. શત્રુઓના તો દાંત ખાટા કરી નાંખ્યા. રાજા તો આવા જ જોઇએ. અમર તપો આપણા મહારાજા. અથવા અમુક રાજામાં કાંઇ દમ નથી. તેને રાજા બનાવ્યો કોણે? તે દુષ્ટ છે, મરે તો પતી જાય. ઈત્યાદિ રાજા કે રાજનીતિની વાતો એવી વિચિત્ર છે કે ન ગમવા છતાં ગમે છે, તેમાં પ્રહરો પૂરા થઈ જાય છે, છતાં હાથમાં કશું જ આવતું નથી. કોઇવાર તો બોલચાલમાં કડવાશ અને સંબંધમાં તરાડ પેદા થાય છે. માટે રાજકથામાં પડવું નહી ને સમયનો ધર્મધ્યાનમાં સદ્ઉપયોગ કરવો.

સ્ત્રીકથા—તેના રૂપ, વિલાસ, ચાલ, વાળ, ભાષા, ચતુરાઈ, આદિની પ્રશંસા કે નિંદા કરવી. યથા—

द्विजराजमुखी गजराजगतिः, तरुराजविराजितजङ्घतटी ।
यदि सा दयिता हृदये वसति क्व जपः क्व तपः क्व समाधिरिति ॥१॥

અર્થ—અહા આ યુવતી કેવી સુંદર છે! ચંદ્રમા જેવું આહ્લાદક તો તેનું મુખ-ચંદ્ર છે. શું ચાલ છે? જાણે વનહાથણી ડોલતી ચાલી આવતી હોય નહી? કેળના સ્તંભ જેવી સુડોળ તો જંઘા છે. અરે, વધારે તો શું કહું? પણ એ કામિની હૈયામાં વસી જાય પછી કયાં જપ, કયાં તપ ને કયાં સમાધિ?

અર્થાત્ પછી તપ-જપ ને સમાધિની આવશ્યકતા રહેતી નથી. ઈત્યાદિ સ્ત્રી સ્તુતિમાં સમયનો નાશ કરે, વળે કશું જ નહી, વળી કોઇ સ્ત્રીની નિંદામાં પણ પડે છે

જેમકે અરે! ફ્લાણી કેવી છે? લાંબી તો તાડ જેવી. ચાલે તો જાણે રણનું ઊંટ ચાલ્યું. પેલી બોલે તો સાંભળવું ય ન ગમે, જાણે કાગડો બોલ્યો!! તો કોઈનું પેટ મોટું કહે-આંખો નાની છે. આચરણ સારૂં નથી, બોલે છે જાણે લાકડા છોલે છે, રાંધતા તો આવડતું જ નથી. વાતુડી તો એવી છે કે પૂછો નહી વાત! દુર્ભાગિણી છે. એના પગલા પડે ત્યાં કંકાસ. આવી નારી જ્યાં હોય ત્યાં દુઃખના પારાવાર! સ્ત્રીને લઈને (જેમ કામરૂપ દેશની સ્ત્રીઓ ઘણી સુંદર હોય છે, વગેરે) જાતિ, કુળ, રૂપ, નામ, પહેરવેશ કુટુંબ પરિવારની વાત કરવી તે પણ સ્ત્રીકથા છે. તેનો ત્યાગ કરવો જોઈએ.

જેમકે-લાટદેશની સ્ત્રીઓ મધુર ભાષાવાળી અને કામકળામાં ચતુર હોય છે. ઇત્યાદિ કોઇ વળી જાતિને આશ્રયી કહે છે. 'વિધવા બ્રાહ્મણીના સ્ત્રીના તો દુઃખનો પાર નથી, તે તો જીવતી છતાં મૂઆ (મરી ગયા) જેવી છે. કેટલીક જાતિમાં તો ગમે તેવી પરિસ્થિતિમાં યુવતી સદા અનિંદિતા ને આનંદિત છે, અમુક જાતિમાં સ્ત્રીઓ ઘણી જ સુંદર હોય છે ઇત્યાદિ. કુળ સંબંધી સ્ત્રીકથા કરતાં કોઇ કહે છે 'ભાઈ! સોલંકી વંશની રાજકન્યાઓનું સાહસ અદ્દભુત હોય છે, પતિ તરફથી સદાય તિરસ્કાર ને ફટકાર જ મળ્યાં હોય છે છતાં તે પતિની પાછળ સતી થઇ જીવતી સળગી જાય છે. ઇત્યાદિ. જેમાં જેમાં સ્ત્રીના રૂપ-લાવણ્યની વાત હોય તે સ્ત્રીરૂપ-કથા.

જેમાં નામની વાત-જેમકે જેવા નામ તેવા ગુણ, જેવા નામ તેવા પરિણામ તે સ્ત્રીનામ-કથા. સ્ત્રીનેપથ્યકથામાં સ્ત્રીના પહેરવેશની વાત હોય છે, છોકરાઓને તો મર્યાદિત પ્રકારના પરિધાન હોય પણ છોકરીઓને તો કંઇ કેટલીય જાતના વસ્ત્રો, ને અમુકને અમુકવેશ તો એવા સરસ લાગે અમુકને અમુક વેશ એવો વિચિત્ર ને ખરાબ લાગે છતાં શું પહેરવાના અભરખાં છે? અમુક પહેરવેશ તો તે સુંદરીના રૂપ યૌવનમાં ચાર ચાંદ લગાડી દે છે. જે યુવાનોના નેત્રને પરમઆનંદ આપે છે,' ઇત્યાદિ. પરિજન સંબંધી સ્ત્રીકથા જેમકે 'આ ઘરમાં તો સ્ત્રીનું જ રાજ છે, પતિ પણ તેના કહ્યાં પ્રમાણે જ ચાલે છે. સ્ત્રી ઘણી ચતુર છે, પરિવાની શોભા એને લઇને જ છે, તેના બાળકો પણ સારા છે-અથવા તેની સહેલીઓ કે દાસદાસી ઘણા સારા છે,' ઈત્યાદિ સ્ત્રીકથાનો સદંતર ત્યાગ કરવો.

દેશકથા-જેમકે 'માળવદેશ રમણીય છે. ત્યાંની માટી સારી ને ધાન્ય પણ સારૂં નિપજે, દુષ્કાળ તો કદી પડે જ નહી. ત્યાંના રાજાઓમાં સરસ્વતી અને લક્ષ્મીનો સંગમ દેખાય. લોકો કંદોરા પણ સોનાના પહેરે. ગુજરાતની ભૂમિના લોકો તો શાંતિમાં સમજે, યુદ્ધના સમયે ક્યાંય દેખાય નહીં લાટદેશ તો ભીલ્લોથી ભર્યો છે. કાશ્મીરમાં નરી મૂર્ખતા જ દેખાય છે, અને કુંતલદેશમાં તો સ્વર્ગના સુખ જામ્યા છે. સમુદ્રપારના દેશો અતિ સમૃદ્ધ ને વિલાસપ્રિય છે. તેમનું જીવન ઘણું ઉંચું હોય છે, ઇત્યાદિ દેશકથા દુર્જનની સોબતની જેમ સારી બુદ્ધિવાળાએ છોડી દેવી.

ભક્તકથા (ભોજનકથા) ખાન-પાન આદિના સ્વાદની કથા. જેમકે અમુક લગ-

નમાં રસોઈ ઘણી સારી હતી. અમુક મિષ્ટાન્ન-ફરસાણ કે ખાદ્ય-પેય પદાર્થ અમુક હાથે સરસ થાય છે, તે વખતે ત્યાં ખાધેલ શાક આદિ ઘણાં જ સ્વાદિષ્ટ હોઈ તેનો સ્વાદ તો દાઢમાં જ રહી ગયો છે. અથવા તે ખાદ્યાદિ પદાર્થોની નિંદાદિ કરવા જેમકે 'અમુક જગ્યાએ સારું ખાવાનું હોતું જ નથી.' 'તેણે મોટા ઉપાડે નોતર્યા તો ખરાં પણ ખાવાનું કેવું હતું? આના કરતાં તો કોઇ સામાન્ય માણસની રસોઇ સારી હોય છે.' વિગેરે કહેવું એથી પણ આગળ વધી મહાપાપના કારણભૂત અભક્ષ્ય ભોજનની પ્રશં-સાદિ કરવી. વગેરે વિકથાનો દૂરથી જ ત્યાગ કરવો એ ડહાપણની વાત છે.

સંબોધસિત્તરી પ્રકરણની વૃત્તિમાં સાત પ્રકારની વિકથા જણાવેલ છે. તેમાં ઉપ-રની ચાર વિકથા ઉપરાંત આ ત્રણનો ઉમેરો કરવામાં આવ્યો છે; મૃદ્વીકથા એટલે શ્રોતાના હૃદયને પલાળી નરમ બનાવી દે તે. તેમાં પુત્રપુત્રી આદિ મુખ્યપાત્ર હોઇ કરુણા ઉપજાવે છે. જેમકે 'હા પુત્ર, તું અમને મૂકી કેમ ચાલ્યો ગયો? અરે અમે તો લૂંટાઇ ગયા, અમે હવે તારા વિના જીવીને શું કરશું? અરે રે. તું તો મરી ગયો પણ અમે તો કયાંયના ન રહ્યા.' ઈત્યાદિ. બીજી દર્શનભેદિની કથા, જેમાં કુતી-ર્થિકોના જ્ઞાન વગેરે ભક્તિ આદિના સાતિશયપણાની પ્રશંસા કરવામાં આવે છે. જેમકે 'બૌદ્ધોમાં ધર્માચરણની ઘણી સરળતા છે, એકલી નિરસતા ત્યાં નથી. પ્રેમને તો પ્રાધાન્ય આપ્યું છે. તેમની કથાઓ તો સાંભળવા યોગ્ય છે.' ઇત્યાદિ. ત્રીજી ચારિત્ર-ભેદિની કથા. તેમાં વ્રતધારી કે વ્રત લેવા તત્પર થયેલા પુરુષના ચારિત્ર-આચારાદિની ભાવનામાં ભંગાણ પાડવું. ભાવના ટૂટી જાય તેવી કથા કહેવી, જેમકે અમુક માણસે નિયમ લીધેલા પણ પાળી શકાયા નહી. પાળી શકાય જ નહી. આજનો સમય એવો છે. અહીં વળી કેવળી આદિનો તો અભાવ છે. વાતાવરણ કેવું વિષમ છે. અહીં ધર્મ થઇ શકે જ નહી. કેવળી વિના ધર્મની શુદ્ધતા-અશુદ્ધતાનો ભાવ કોણ જાણે? માટે ચારિત્ર આદિ વ્યર્થ છે.' અથવા ચારિત્ર તો ઘણું જ કઠણ છે, તેમાં શરીરને એકલી પીડા જ આપવાની છે. પર્વત પરથી પડવું સારૂં પણ આ પીડા તો ભઈ! જીવન ભરની દુવિધા છે.' ઈત્યાદિ. વળી કોઇ એમ કહે કે—

काले पमायबहुले दंसणनाणेहिं वट्टए तित्थं ।
वुच्छिन्नं चारित्तं, तो गिहिधम्मो वरं काउं ॥१॥

અર્થ—પ્રમાદની બહુલતાવાળા આ કાળમાં દર્શન અને જ્ઞાન દ્વારાએ જ તીર્થ પ્રવર્તે છે, ચારિત્ર તો વ્યુચ્છિન્ન-વિચ્છેદ થયું છે. માટે ગૃહસ્થ ધર્મ પાળવો (કરવો) તે શ્રેષ્ઠ છે.

આમ પૂર્વોક્ત ચાર કથામાં સંબોધસિત્તરીવાળી ત્રણ વિકથા ભેળવતાં સાત થાય પણ અહીં તો મુખ્યતાએ ચાર કથાની વાત કહી. કેમકે આવશ્યકાદિ સૂત્રમાં આ ચાર વિકથા કહી છે, સામાન્ય રીતે આ ચાર વિકથા જ પ્રસિદ્ધ છે વિકથા ઉપર રોહિણી નામની નારીની કથા નીચે પ્રમાણે છે.

## વિકથા કરનાર રોહિણીની કથા.

કુંડનપુરી નગરીમાં સુભદ્ર નામે શેઠ રહેતા હતા. તેમને રોહિણી નામે એક દિકરી હતી જે બાલ્યવયમાં વૈધવ્ય પામી હતી. તે ધાર્મિક વૃત્તિવાળી તો હતી. સાધ્વીજી પાસે તેણે સારા આચાર-વ્યવહાર શીખ્યા. સદા ત્રિકાળ જિનેશ્વરદેવની તે પૂજા કરતી, બંને વખત અવશ્ય પ્રતિક્રમણ પણ કરતી. નવી ગાથાઓ કંઠસ્થ કરવા પૂર્વક તે ધાર્મિક અધ્યયન કરતી. નામ જેવી જાણે વિદ્યાદેવી જ ન હોય? તેમ તે તરત ગોખીને પાઠ કંઠસ્થ કરી લેતી. એ એટલું બધું ભણી કે તે એકલાખ ગાથાથી વધુ ગાથાનો સ્વાધ્યાય (પુનરાવર્તન) કરતી.

તેનામાં ઘણાં ગુણો હતા. પણ થોડી મોટી થયા પછી કોણ જાણે શું થયું કે તેનો ઘણો ખરો સમય વિકથામાં વીતી જતો. આ ચસકો એવો વિચિત્ર છે કે કશો જ લાભ ન હોવા છતાં માણસ તેમાં પ્રહરો ગાળી નાંખે છે. પોતાના કાર્યો સરલતાથી રખડાવે છે.

અંતરંગરીતિએ જાણે એવું ન બન્યું હોય કે—ચિત્તરૂપ નગરમાં વસતાં મોહ-રાજાએ એકવાર મોટી સભા ભરી હતી ત્યાં કુબોધ નામના એક વાચાળ દૂતે કહ્યું 'મહારાજા! એક રોહિણી નામની બાઇ વારંવાર તમારા અવર્ણવાદ બોલતી હોય છે. અરે! આ રાગ-દ્વેષ આદિ તમારા સંતાનોની પછવાડે તો એ હાથ ધોઈને પડી છે. આ મિથ્યાત્વ નામના મહામાત્યની તો જરાય કચવાયા વગર ગમે ત્યાં નિંદા કરે છે. અને આપણા અતિઅંગત આ પાપથાનક્રિયા અઢારે સામંતોને તો એ કઠોરમાં કઠોર શબ્દે ભાંડતી હોય છે. અન્નદાતા! વધારે શું કહું પણ સામાન્ય બાઇ માણસ થઈને આવું કરી શકે તો આપણું સામ્રાજ્ય કેમ કરીને ચાલશે?' આ સાંભળતાં જ મોહ-રાજા તો એવા દુઃખી દુઃખી થઈ ગયા કે તેની આંખો ભરાઇ આવી. ડૂમો ભરાયેલી વાણી બોલતા તેમણે કહ્યું અરે! આ તો ઘણું જ ખરાબ કહેવાય.

જો એક બાઇ આમ કહેશે તો મારું શાસન ચાલશે કેમ? મારા પરમવૈરી ચારિત્રધર્મના પક્ષની આ રોહિણીને વશ કરી મને સોંપે એવું પરાક્રમી મારા પરિવાર કે પક્ષમાં કોઈ નથી? મારી આજ્ઞાના ભંજકને તમે સહન કેવી રીતે કરી લો છો? કોઈ છે એવું જે રોહિણીને મારા તાબામાં લાવે?' આખી સભામાં મોહરાજાની નજર ફરવા લાગી. ત્યાં એક ખુણામાં બેઠેલી વિકથા નામની યોગિની અંજલી જોડી ઉભી થઈને બોલી 'દેવ! આ દાસી ઉપસ્થિત છે, આજ્ઞા ફરમાવો. આવા સાવ સામાન્ય કાર્યમાં આપે અકળાવાની કશી આવશ્યકતા નથી. આપના એક એક સામાન્ય સેવકોના મોટાં પરાક્રમો વિશ્વવિખ્યાત છે. આપના એક એક અદના સેવકે પણ સમકિત, વ્રત, નિયમ અને શ્રુતથી પરિપૂર્ણ આત્માઓને પણ એવા પાડયા છે કે તેઓ આજ સુધી આપના ચરણદાસ બની રહ્યાં છે, આવા દાસની સંખ્યાનો પાર નથી.

જીવાનુશાસનની વૃત્તિમાં તેમની નોંધ લેતા લખવામાં આવ્યું છે કે 'મોહના પ્રભાવથી અનંત શ્રુતકેવલી આત્માઓ પૂર્વગત શ્રુતને ભૂલી મોહને આધીન થઈ, મૃત્યુ પામી અનંતકાયમાં ઉપજ્યા છે, જ્યાં અનંતકાળની સ્વકાયસ્થિતિ હોય છે. માટે હે મહારાજા! આપ જરાય અકળાતા નહી, આ બીચારી રોહિણી તો બાઈ માણુસ છે ને તેને સરળતાથી હું જીતી શકું છું." અને મોહરાજાની આશિષ લઇ વિકથા ચાલીને અવસર પામી રોહિણીના મુખમાં પેસી ચિત્તમાં સ્થિર થઇ. તરત રોહિણીની સ્થિરતા ચંચળતામાં ફેરવાઇ ગઇ. આત્મસાધનની જગ્યાએ પરછિદ્ર જોતી થઇ, જ્યારે જુઓ ત્યારે ચોરો માંડી વિકથા કરવામાં પડી હોય. ગમે તેની વાત વિકથાની લઇને બેસે, એવી તો રસપૂર્વક સરસ વાત કરે કે બાઇઓ ધર્મકથા છોડીને પણ રોહિણીની વિકથા સાંભળે! ધીરે ધીરે ઉપાશ્રયમાં રોહિણી વિકથા કરનાર તરીકે જાણીતી થઇ ગઇ. સાધુ મહારાજ તેમજ સાધ્વીજી આદિએ આ જાણી તેને એકવાર કહ્યું 'રોહિણી તને આ શોભતું નથી. તારા જેવી તત્ત્વજ્ઞાની અને સુજાણ વિકથા–પરકથાને નિંદા કરવા બેસશે તો સામન્ય જનનું શું થાશે? કોઇનું પણ ઘસાતું બોલવું સારું નથી. તેથી અહીં પણ કશો લાભ નથી મળતો ને વ્યર્થ જ પરલોકની પીડા ઉભી થાય છે. કહ્યું છે કે—

यदीच्छसि वशीकर्तुं, जगदेकेन कर्मणा ।
परापवादशस्येभ्य–श्चरतीं गां निवारय ॥१॥

અર્થ—જો એકજ કાર્યથી જગતને વશમાં કરવાની ઈચ્છા હોય તો તેનો એક સરલ ઉપાય છે કે તું પરાપવાદ (પરનિંદા) રૂપ અનાજને ખાતી તારી વાણીરૂપ ગાયનું નિવારણ કર.

આ રોહિણીથી સહન ન થયું. 'આ સાધુ મહારાજો વળી ઠપકો આપે છે? હું તો ઉપાશ્રયની શોભા છું મને જ હલકી પાડે છે.' આમ રોહિણી ક્રોધિત થઈ અને તેને મોહરાજનું મૃદુ સૈન્ય ચારે તરફથી ઘેરીને ઉભું રહ્યું. તેણે વિકથાની ઘણી પ્રશંસા કરી. પછી તો રોહિણી વિકથામાં પાવરધી બની, તેમાં એટલી તલ્લીન બની કે તેણે ગુરુસેવા અને સ્વાધ્યાય–ધ્યાન, પઠન–પાઠન બધું જતું કર્યું.

એકવાર રાજારાણીનો રસાલો રાજમાર્ગેથી જતો હતો. રોહિણી પણ કશેક જઇ પાછી આવતી હતી. તેણે તરત રાણીના દોષ કહેવા માંડયા ને આક્ષેપો પણ કર્યા. આ વાત રાણીની અંગત દાસી કાનોકાન સાંભળી ગઈ. તેણે રાજા–રાણીને આ વાત કહી. રાજાએ તરત શેઠને બોલાવી પૂછ્યું 'તમારી દિકરીએ રાજરાણીનું કુશીલ કયાં જોયું ને કેમ કરી જાણ્યું? આનો વ્યવસ્થિત ઉત્તર જોઇશે.' શેઠે કહ્યું રાજાજી! મારી આ દિકરીનો આવો દુષ્ટ સ્વભાવ જ થઇ ગયો છે, ઘણા યત્નો કર્યાં, પણ બધું નકામું! આ સાંભળી રાજાને ક્રોધ ચડયો ને તેમણે તરત આજ્ઞા ફરમાવી કે 'આ દુષ્ટ બાઇને હમણાં જ મારા નગરમાંથી તગડી મૂકો.' તેને બચાવવાનો કોઇ ઉપાય સફળ

ન થયો ને રોહિણીને કાઢી મૂકવામાં આવી. તેણે જંગલમાં ઘણા દુઃખો સહ્યાં ને મૃત્યુ પામીને વ્યંતર નિકાયમાં અપરિગ્રહિતા (ધણી વિનાની) દેવી થઇ. ત્યાંથી ચ્યવી એકેંદ્રિયાદિમાં અનંતકાળ ભમી. અંતે તેનો જીવ ભુવનભાનુ કેવળી થઇ મુક્તિ પામ્યો.

વિકથા કરનાર જીવ ઘણું ઘોર દુઃખ ને વિડંબના પામે છે, એમ જાણી ભવ્યજીવોએ વૈરાગ્યવાસિત ને ઉપકારી એવી ધર્મકથામાં સદા મન પરોવવું. ને સદા વિકથાથી દૂર રહેવું.



## ૧૩૪. પ્રમાદાચરણ

जीवाकुलेषु स्थानेषु, मज्जनादिविधापनम् ।
रसदीपादिपात्राणि, आलस्यात् स्थग्यते न हि ॥१॥

उल्लोचं नैव बध्नाति, स्थाने महानसादिके ।
सर्वमेतत् प्रमादस्या—चरणमभिधीयते ॥२॥

અર્થ—જ્યાં (ઝીણાં) ઘણાં જ જંતુઓ હોય તે જીવાકુલભૂમિમાં સ્નાનાદિ કરવામાં આવે, રસ (પ્રવાહી) પદાર્થોના ભાજન તથા દીવા વગેરે પાત્રોને ઢાંકે નહી તથા રસોડા આદિ સ્થાનમાં ચંદરવો ન બાંધવો આ બધાં પ્રમાદ આચરણ કહેવાય.

વિશેષાર્થ—જીવાકુલભૂમિ એટલે જ્યાં લીલ, ફૂગ, સેવાળ, કીડી, મકોડી કે કુંથુવા આદિ જીવોની હિંસાના સંયોગવાળી ભૂમિ. તે ભૂમિમાં સ્નાનાદિ કરવાથી તે તે જીવોનો નાશ થાય. એકાદશી પુરાણમાં કહ્યું છે કે—

गृहे चैवोत्तमं स्नानं जलं चैव सुशोधनात् ।
ततस्त्वं पाण्डवश्रेष्ठ ! गृहे स्नानं समाचरेः ॥१॥

कूपे ह्रदेऽधमं स्नानं, नद्यामेव तु मध्यमम् ।
वाप्यां च वर्जयेत् स्नानं, तटाके नैव कारयेत् ॥२॥

पीड्यन्ते जन्तवो यत्र, जलमध्ये व्यवस्थिताः ।
स्नाने कृते ततः पार्थ ! पुण्यं पापं समं भवेत् ॥३॥

અર્થ—જળનું શોધન કરેલું (ગળેલું પાણી) હોઇ કરેલું સ્નાન એ ઉત્તમ સ્નાન છે, માટે હે પાંડવશ્રેષ્ઠ ! તમારે ઘરમાં જ સ્નાન કરવું. કૂવા, કુંડ કે ધરામાં કરવામાં આવેલું સ્નાન તે અધમ સ્નાન છે. નદીનું મધ્યમ સ્નાન છે અને વાવડી તેમજ તળાવનું

સ્નાન તો સર્વથા વર્જિત છે. જળમાં રહેલા જંતુઓ આપણા સ્નાનથી પીડા પામે કે નાશ પણ પામે તો તે તીર્થ આદિ પુણ્ય સમજી કરેલું સ્નાન પણ પાપના સરખું થાય છે. બ્રહ્માંડ પુરાણમાં પણ કહ્યું છે કે—

ज्ञानं तीर्थं धृतिस्तीर्थं, दानं तीर्थमुदाहृतम् ।
तीर्थाणामपि यत्तीर्थं, विशुद्धिर्मनसः परा ॥१॥

અર્થ—જ્ઞાન તીર્થ છે, ધૈર્ય પણ તીર્થ છે અને દાન પણ તીર્થ જ છે, કિંતુ આ બધાં તીર્થોનું તીર્થ કોઇ હોય તો તે મનની ઉત્કૃષ્ટ શુદ્ધિ છે.

વિષ્ણુપુરાણમાં પણ કહ્યું છે કે "જળ સ્વભાવથી પવિત્ર છે, તેમાં પણ તેને અગ્નિથી ઉકાળ્યું હોય તો તેની પવિત્રતા અતિ ઉત્કૃષ્ટ થઇ જાય છે. માટે પ્રાજ્ઞપુરુષો ઉષ્ણ જળથી શુદ્ધિ કરવાની ભલામણ અને પ્રશંસા કરે છે." મનુસ્મૃતિમાં કહ્યું છે કે 'અંતર્ગત દુષ્ટ ચિત્ત તીર્થ સ્નાનથી શુદ્ધ થતું નથી, શું સોવાર ધોવાથી મદિરાનો રીઢો ઘડો ચોક્ખો થાય? ન જ થાય. પહેલું શૌચ સત્ય, બીજું શૌચ તપ, ત્રીજું શૌચ ઇન્દ્રિયોનો નિગ્રહ અને ચોથું શૌચ તે સર્વ પ્રાણી પર દયા કરવી એ છે. ત્યાર પછી પાંચમું જળ શૌચ કહેવાય છે. વળી નાગરખંડમાં કહેવાયું છે કે 'દૃષ્ટિથી પવિત્ર (દેખેલા) સ્થાને પગ મૂકવો, વસ્ત્રથી પવિત્ર (ગાળેલું) જળ પીવું, સત્યથી પવિત્ર (સાચું) વચન બોલવું અને મનથી પવિત્ર આચરણ કરવું."

ગૃહસ્થે સ્નાન દિવસે જ અને યતના (સાવધાની) પૂર્વક કરવું રાત્રે સ્નાન ન કરાય. આદિથી પાણી નાંખવું હોય, વસ્ત્ર-વાસણ, પક્ષાલન આદિનું પાણી, પેશાબ આદિ પણ નિર્જીવ ભૂમિમાં જ નાખવું જોઇએ. ઇત્યાદિ પોતાની મેળે સમજી જીવાકુલભૂમિના દોષથી બચવું.

રસપદાર્થ એટલે ઘી, તેલ, દુધ, દહી, છાશ અને પાણી આદિના પાત્રોના તેમજ દીપક અને આદિ શબ્દથી ખાદ્ય પદાર્થના ને ભોજનના પાત્રો આળસથી ન ઢાંકવા, સોડા સાબુના પાણી આદિને ઉઘાડા મૂકી દેવા આ રીતે જીવરક્ષામાં ઉપેક્ષા કરવી તે પ્રમાદાચરણ છે.

તેમજ મહાનસ એટલે રસોડું વગેરે સ્થાનોની ઉપરની છતના ભાગમાં ઉલ્લોચ એટલે ચંદરવો ન બાંધવો તે પણ પ્રમાદાચરણ કહેવાય. ગૃહસ્થે સૂવાની જગ્યા ઉપર, ભોજન કરવા ને રાંધવાની જગ્યા પર તેમજ પાણીયારા જ્યાં પાણી આદિ મૂકયાં ઠાર્યાં હોય ત્યાં તથા દેવ-ગુરુ અને ધર્મના સ્થાન ઉપર અવશ્ય ઉલ્લોચ બાંધવો જોઇએ. કારણ કે રસોડા આદિ જગ્યા ઉપર ચંદરવો ન બાંધવાથી જીવવધ સંબંધી ઘણાં દોષોનો સંભવ છે.

### ઉલ્લોચ બાંધવા ઉપર મૃગસુંદરીની કથા.

શ્રીપુર નામના નગરમાં શ્રીષેણ નામના રાજા હતા, તેને દેવના રાજા જેવો સુંદર

દેવરાજ નામે પુત્ર હતો, તે રાજકુમારને યૌવનવયે જ દુષ્કર્મના યોગે રોગ શરીરમાં વ્યાપી ગયો. સાત સાત વરસ પર્યંત સતત ઉપચારો ને ઔષધો કરવા છતાં રોગે જરાય મચક ન આપતાં વૈદ્યો કંટાળી ખસી ગયા કે 'હવે આનો કોઇ ઉપાય અમારી પાસે નથી.' અંતે રાજાએ ઘોષણા કરાવી કે યુવરાજને જે નિરોગી કરશે તેને હું અડધું રાજ્ય આપીશ."

તે નગરમાં યશોદત્ત નામના શેઠ રહેતા. તેમની પુત્રી શીલાદિગુણસમ્પન્ન અને અતિ પવિત્ર હતી. તેણે પટહનો સ્પર્શ કરી ઘોષણા સ્વીકારી લીધી. રાજપુરુષો સાથે તે રાજમહેલે આવી અને રાજકુમારને પોતાના હાથથી સ્પર્શ કરતાં જ તેનો રોગ આશ્ચર્યકારી રીતે નાશ પામ્યો. પછી તો રાજાએ આગ્રહ કરી પુત્ર માટે શેઠ પાસે તેની પુત્રીનું માંગું કર્યું ને ધામધૂમથી બંનેને પરણાવ્યા. પુત્રને સમારોહપૂર્વક રાજગાદિ પર બેસાડી શરીરની નશ્વરતા જાણી રાજાએ દીક્ષા લીધી ને શ્રેય સાધ્યું.

એકવાર તે નગરમાં પોટ્ટિલાચાર્ય શિષ્યાદિ પરિવાર સાથે પધાર્યા. નવા રાજા રાણી આદિ સાથે તેમને વાંદવા આવ્યો. પ્રવચનને અંતે તેણે જ્ઞાની ગુરુ મહારાજને પોતાનો પૂર્વભવ પૂછયો. તેઓશ્રીએ કહ્યું—

વસંતપુર નગરમાં દેવદત્ત નામે વેપારી વસે. તેને ધનેશ્વર વિગેરે ચાર પુત્રો, પણ એ ચારે ચાર મિથ્યાત્વી. એ અવસરે મૃગપુર નગરમાં જિનદત્ત નામના વ્યાપારી શ્રાવકને મૃગસુંદરી નામની એક દીકરી, તેણે એવો અભિગ્રહ (પ્રતિજ્ઞા) લીધેલ કે 'જિનેશ્વર દેવની પૂજા કરી, મુનિરાજને દાન આપી પછી જમવું. રાત્રે કાંઇ પણ ખાવું નહી."

અહીં પેલો દેવદત્ત શેઠનો મિથ્યાત્વી દીકરો ધનેશ્વર વ્યાપાર અર્થે મૃગપુર આવ્યો. યોગાનુયોગ જિનદત્તની દીકરી મૃગસુંદરીને જોઇ એને પરણવાની અભિલાષા જાગી. પરંતુ આ વાત પણ એટલી જ પ્રસિદ્ધ હતી કે 'આ કન્યા મિથ્યાત્વીને કદી પરણે નહી ને બાપ પરણાવે પણ નહીં.' એમ વિચારી તે કપટી (ખોટો) શ્રાવક થયો. જૈનત્વની બનાવટી છાપ ઉભી કરી-જિનદત્ત શેઠ પર ધર્મનો પ્રભાવ જમાવી અંતે તેણે શેઠને રાજી કરી લીધા ને મૃગસુંદરીને પરણી ઘરે આવ્યો.

ઘરે આવ્યા પછી ઇર્ષ્યાળુ શ્રેષ્ઠિપુત્રે મૃગસુંદરીને જિનપૂજાનો નિષેધ કર્યો. પૂજા વિના તેને જમવાનું નહોતું. ત્રણ દિવસ તેના ઉપવાસમાં વીત્યા. ચોથા દિવસે તેને ત્યાં મુનિરાજ વહોરવા આવી ચડ્યા. તેણીએ તેમને પોતાની અભિગ્રહની વાત જણાવી પૂછ્યું કે 'હવે મારે કેવી રીતે નિર્વાહ કરવો?' ગુરુ મહારાજ ગીતાર્થ હતા. તેણે લાભાલાભનો વિચાર કરી કહ્યું. 'બહેન! તું ચૂલા ઉપર ચંદરવો બાંધ અને ભાવથી પાંચ તીર્થોની સ્તુતિ કર ને નિત્ય ગુરુ મહારાજને દાન આપ, તેથી તારો અભિગ્રહ પૂરો થશે. (થયો માનજે) તેણે તે પ્રમાણે કર્યું. પણ તેના સસરા-સાસુએ ધનેશ્વરને કહ્યું કે 'તું આ કેવી વહૂ લાવ્યો છે, બધું કરીને થાકી તો હવે તેણે ચૂલા ઉપર કાંઈક

કામણ કર્યું લાગે છે.' ધનેશ્વરે જોયું તો તેને બળતરા થઈ ને તેણે ચંદરવો ઉતારી ચૂલામાં બાળી નાંખ્યો. મૃગાએ બીજો બાંધ્યો, ધનેશ્વરે તે પણ બાળી નાંખ્યો.

આમ સાતવાર બાંધેલા સાતે ચંદરવા ધનેશ્વરે બાળ્યાં. સસરાએ એકવાર મૃગસુંદરીને પૂછ્યું 'વહુ, તેં આ શું માંડયું છે? શા માટે ઉલ્લોચ બાંધે છે?' મૃગાએ કહ્યું 'બાપુ! જીવદયા માટે' આ સાંભળી સસરાને ક્રોધ ચડયો ને તે બોલ્યો 'રોજ રોજ ચંદરવા લાવવા કયાંથી? જો તારે ચંદરવા બાંધવા હોય તો જા તારા બાપના ઘરે.' તેણે કહ્યું 'જેવી આપની આજ્ઞા. તમે આખા પરિવાર સાથે આવી મને મૂકી જાવ તો હું જાઉં.' જીદમાં ને જીદમાં બધા ભેગા થઇ મૃગસુંદરીને મૂકવા તેના ગામ ઉપડ્યા. માર્ગમાં એક ગામે તેમનો પડાવ થયો. તે ગામે તે લોકોના સગાએ સહુને આમંત્ર્યા અને જમાડવા માટે રાત્રે જાતજાતની રસોઇ બનાવી. જમવા સમયે મૃગસુંદરીને ઘણું સમજાવી પણ તેણે રાત્રે જમવાની સાફ ના પાડી. તેની પછવાડે મોઢાં ચડાવી તેના પતિ–દિયર સસરો સાસુ બધાય જમ્યા વિના રહ્યા. અંતે ઘરના માણસો જમવા બેઠાં, જમ્યા પછી એ બધા સૂતા તે સૂતા. ઉઠ્યા જ નહી. મૃત્યુ પામ્યા. સવારના હાહાકાર થઇ ગયો. મૃત્યુનું કારણ તપાસતા રાંધવાના પાત્રમાંથી વિષધર સાપ મરી ગયેલો મળ્યો. અંતે ઉકેલ મળ્યો કે ઉપરના ભાગમાં કયાંક સર્પ બેઠો હશે, તે ધૂમાડાથી અકળાઇ આ તપેલામાં પડી બફાઈ ગયો ને તેનું વિષ ખાદ્યાન્નમાં ભળી જવાથી ખાનાર બધા મૃત્યુ પામ્યા.

મૃગસુંદરીના સસરા પક્ષના બધા માણસોને હવે સમજાયું કે ધર્મ શું છે ને મૃગા શું છે, બધાએ ભેગા થઈ મૃગસુંદરીની ક્ષમા માંગી. મૃગસુંદરીએ કહ્યું 'ચૂલા ઉપર ઉલ્લોચ બાંધવામાં મારો આજ આશય હતો. હું રાત્રે જમતી નથી. ધર્મ આપણને જીવનની દૃષ્ટિ ને જીવવાની કળા આપે છે. તેનું કારણ તમે પ્રત્યક્ષ જોયું. મારી સાથે જીદ અને રોષમાં પણ તમે રહ્યા તો ધર્મના જ પક્ષમાં રહ્યા ને પરિણામે બચી ગયા. ધર્મ સદા આપણું રક્ષણ કરે છે.' નાનકડી વહુની સમજણ ભરી વાતો સાંભળી બધા બોધ પામ્યા ને ઘરે પાછા આવ્યા. ત્યારથી બધા મૃગસુંદરીને સહુના પ્રાણ બચાવનારી માનવા લાગ્યા ને કુળદેવીની જેમ આદર આપવા લાગ્યા. અંતે મૃગસુંદરી અને ધનેશ્વર ધર્મ આરાધી સ્વર્ગે ગયા. ત્યાંથી ચ્યવી તમે રાજા રાણી થયા. હે રાજા! તમે પૂર્વ ભવમાં સાત ચંદરવા બાળી નાંખ્યા તેથી આ ભવમાં સાત વર્ષ સુધી કોઢનો રોગ રહ્યો.' આ પ્રમાણે પોતાનો પૂર્વભવ સાંભળી તે બંનેને જાતિસ્મરણજ્ઞાન થયું. અંતે પોતાના પુત્રને રાજ્ય સોંપી બંનેએ પોટીલાચાર્ય પાસે દીક્ષા લીધી ને અંતે સ્વર્ગે ગયા.

આ કથા સાંભળી જે ધર્મનિષ્ઠ શ્રાવકો શયનસ્થાને, પાણીઆરા અને રસોડા આદિ જગ્યામાં ભાવથી ચંદરવા બાંધે છે તેઓ ઉત્તમ દેવલોક અને ઉત્તમ સંયોગ પામે છે.

———

## ૧૩૫. બીજા પ્રમાદાચરણ

अव्रतप्रत्ययि बन्धं, प्रत्याख्यानेन वारयेत् ।
सर्वं प्रयत्नतः कार्यं, तथा द्यूतादिसेवनम् ॥१॥

कुतूहलान्नृत्यप्रेक्षां, कामग्रन्थस्य शिक्षणम् ।
सुधीः प्रमादाचरण,-मेवमादि परित्यजेत् ॥२॥

અર્થ—અવ્રત (વ્રત ન લેવાથી અવિરતિ) જન્ય કર્મબંધને પ્રત્યાખ્યાનથી નિવારવો બધાં જ કાર્યો યતનાપૂર્વક કરવા, જુગાર આદિ રમવાં, કુતૂહલક્રીડા નૃત્યાદિ જોવાં, કામશાસ્ત્રનું શિક્ષણ મેળવવું ઇત્યાદિ પ્રમાદાચરણ છે તે સદ્બુદ્ધિવાળાએ છોડી દેવા.

વિશેષાર્થ—અવિરતિથી થતો કર્મનો બંધ પચ્ચક્ખાણથી નિવારવો. દેવ મનુષ્ય તિર્યંચ અને નારકી એ ચાર ગતિરૂપ દુરંત સંસારમાં ભ્રમણ કરતા પ્રાણીઓએ જે જે શરીર, આયુષ્ય ભોગવીને ચામડી આંતરડા, હાડકાં, લોહ કે કાષ્ટરૂપે પૂર્વે છોડેલા છે, તે શરીર કે તેના એક ભાગ કે અવયવ દ્વારા જ્યારે બીજા જીવોના વધરૂપ અનર્થ થાય ત્યારે પ્રથમ મૂકેલા દેહનો સ્વામી (તે જીવ) જે અન્ય (બીજો) ભવ પ્રાપ્ત કર્યો હોય છતાં પણ તેની સત્તાનો ત્યાગ કર્યો ન હોવાને કારણે તે દેહને જ્યાં સુધી વોસિરાવે નહી ત્યાં સુધી તે શરીરથી થતા પાપથી લેપાય છે. એટલે એ જીવ શરીર છોડીને જ્યાં ગયો ત્યાં તે પાપ અવિરતિ દ્વારા તેને લાગ્યા કરે છે.

આ બાબત શ્રી ભગવતીજી સૂત્રના પાંચમા શતકના છઠ્ઠા ઉદ્દેશામાં પૂછવામાં આવ્યું છે કે 'હે ભગવંત! કોઈ મનુષ્ય ધનુષ્યમાંથી બાણ છોડે અને તેનાવી જીવનો ઘાત થાય તો તે પુરુષને કેટલી ક્રિયા લાગે?"

ત્યારે પરમાત્માએ ઉત્તરમાં કહ્યું 'ગૌતમ! જે માણસ ધનુષ્ય પર બાણ ચડાવી છોડે છે તેને પાંચ ક્રિયાઓ લાગે છે. કાયિકી, અધિકરણિકી, પ્રાદ્વેષિકી, પારિતાપનિકી અને પ્રાણાતિપાતિકી. તેમજ જે એકેંદ્રિયાદિ જીવના શરીરથી તે ધનુષ્ય આદિ બનાવવામાં આવ્યાં હોય તે જીવને પણ આ પાંચે ક્રિયાથી સ્પર્શ થાય છે.'

અહીં એવી શંકા થઇ શકે કે 'તે બાણ છોડનાર હિંસકને તો આ ક્રિયા લાગે તે સમજાય છે, પણ જેના માત્ર કલેવરમાંથી હિંસક બાણ આદિ તૈયાર કર્યાં, તેમાં તે જીવને ક્રિયા કેવી રીતે લાગે? તે જીવ પરલોકમાં ક્યાંક હશે? તેની કાયા તો અચેતન છે, તે કાયાના સ્વામિને જે કાયાના લીધે ક્રિયા લાગતી હોય તો સિદ્ધભગવંતોને પણ તેમણે મૂકેલા શરીરથી ક્રિયા લાગવી ને પાપબંધ થવો આદિ બળાત્કારે પણ થશે, કેમકે સિદ્ધ થયેલા જીવનું પૂર્વે છોડેલું શરીર કોઇ ઠેકાણે જીવઘાતનો હેતુ થાય. વળી જેમ ધનુષ્ય બાણ આદિ પાપના કારણ છે. તો તે વનસ્પતિ આદિ જીવના દેહમાંથી બનેલા પાત્ર દંડ આદિ ધર્મ આચરવાના અને જીવરક્ષાના હેતુભૂત છે, માટે તે ધર્મ-પુણ્યના હેતુ હોવાથી તજ્જન્ય પુણ્ય-ધર્માદિ તે જીવને પણ મળવું જોઇએ,

આમ બંને તરફ હાનિ લાભની વ્યવસ્થા સરખી હોવી જ જોઇએ." તેનો ઉત્તર આપવામાં આવે છે કે 'આ બંધ તો અવિરતિજન્ય હોવાથી થાય છે, સિદ્ધના જીવ તો બધું જ વોસિરાવી સર્વસંવરમાં લીન છે, તેઓ વિરતિમય હોઇ તેમને પાપ-કર્મ-બંધનો સંભવ જ નથી તથા જેના દેહથી પાત્ર આદિ થયેલા તેઓને તો તેવા વિવેકનો અભાવ છે, માટે તેમને તે પુણ્યાદિની પ્રાપ્તિ થઇ શકતી નથી. અર્થાત્ શ્રી જિનેશ્વર ભગવંતના આ વચનો આ પ્રમાણે જ જાણવા માનવા." માટે ભવભવાંતરમાં શસ્ત્રાદિ રૂપ થઈ શકતા કે થયેલા દેહનું અધિકરણપણું છે એમ જાણી તેનો ત્યાગ કરવો, એ પૂર્વના અધિકરણમય શરીર (પુદ્ગલ) ને વોસરાવવા એ ભાવાર્થ છે.

તથા સર્વક્રિયાને યત્ન પૂર્વક છોડી દેવી, અર્થાત્ પોતાનું કાર્ય પત્યે અગ્નિ હોલવી નાંખવો. ઈત્યાદિ. અહીં પ્રશ્ન થાય કે આગ બૂઝવવામાં પણ પાપ થાય. તે કેમ કરાય?' ઉત્તર આપતાં કહે છે કે 'વાત સાચી છે, પણ અગ્નિ દશ મોઢાવાળું શસ્ત્ર છે, તેનાથી બીજા ત્રસજીવોનો વિનાશ થતો અટકે માટે તેમ કહ્યું, અગ્નિ સળગાવવા કરતા તેના બૂઝવવામાં ઓછો દોષ રહ્યો છે.

વળી શોધન કર્યા વગરના લાકડા, કોલસા, છાણા, ધાન્ય કે પાણી વગેરે વાપરવાં, માર્ગમાં ઊગેલા લીલા ઘાસ આદિ વનસ્પતી પર ચાલવું, કામ વિના પાંદડાં, ફૂલ ડાળી તોડવા, બારણાદિના આગળા ઉઘાડ-વાસ કરતા ઉપયોગ-યતના ન રાખવી. કાચું મીઠું વાપરવું, જ્યાં ત્યાં વેરાય તો ઉપયોગશૂન્ય થઇ વર્તવું, વૃક્ષની ડાળી, માટી વગેરે કાજ વિણા મસળવી, જૂં કે જંતુ જેવા જોયા વિના કપડા ધોબીને આપવા કે ઉના પાણીમાં પલાળવા. તથા શ્લેષ્મ, થૂંક, બળખા (કફ) આદિ જ્યાં ત્યાં નાંખવા, તેના ઉપર ધૂળ રાખ ન નાંખવા ઈત્યાદિ તમામ ક્રિયાઓ યતના-ઉપયોગ વગરની હોઇ તે પ્રમાદાચરણ છે. માટે ઉપયોગી થઇ વર્તવું. લીંટ આદિમાં એક મુહૂર્ત પછી ઘણાં જીવોની ઉત્પત્તિ થાય છે. શ્રી લોકપ્રકાશમાં જણાવ્યું છે કે—

पुरिषे च प्रस्रवणे, श्लेष्मसिंघाणयोरपि ।
वान्ते च शोणिते पित्ते, शुक्रे मृतकलेवरे ॥१॥

पूये स्त्रीपुंससंयोगे, शुक्रपुद्गलविच्युतौ ।
पुरनिर्द्धमने सर्वे-ष्वपवित्रस्थलेषु च ॥२॥

અર્થ– વિષ્ઠામાં, પેશાબમાં, શ્લેષ્મ-ગળફામાં, લીંટમાં, વમનમાં, પિત્તમાં, રુધિરમાં, વીર્યમાં, કલેવર (મૃતક)માં, પરુમાં, સ્ત્રી-પુરુષના સંયોગમાં, સ્ખલિત થયેલા વીર્યમાં, નગરની ખાળમાં તેમજ એવા બીજા અપવિત્ર સ્થાનમાં ગર્ભજ મનુષ્ય સંબંધી ઉપર જણાવેલ ૧૪ વસ્તુઓમાં અંગુલના અસંખ્યાતમા ભાગના શરીર પ્રમાણ વાળા સાત અથવા આઠ પ્રાણના ધારક અસંખ્યાત મનુષ્યો ઉત્પન્ન થાય છે ને વિનાશ પામે છે.

સંગ્રહણીની ટીકામાં 'નવ પ્રાણવાળા જીવો ઉત્પન્ન થાય છે.' એમ જણાવ્યું છે.

શ્રી પન્નવણાસૂત્રની ટીકામાં શ્રી શ્યામાચાર્ય મહારાજે પણ તેમજ કહ્યું છે, માટે શ્લેષ્માદિ યતનાપૂર્વક રાખ આદિથી ઢાંકવા.

વળી જુગાર આદિ રમવું સોગઠા, ચોપાટ, શતરંજ, ગંજીપત્તા વગેરે રમવું. અને સાત વ્યસનો માંહેલા વ્યસનો સેવવાં તે પણ પ્રમાદાચરણ છે, માટે તેનો ત્યાગ કરવો. જુગાર, માંસભક્ષણ. સુરાપાન, વેશ્યાસંગ શિકાર, ચોરી અને પરસ્ત્રી ગમન આ સાત દુર્વ્યસન કહેવાય છે, ને તે જીવને ઘોરાતિઘોર નરકમાં લઈ જાય છે. જુગારાદિ વ્યસનથી અહીં આ લોકમાં પણ જીવ ડગલે ને પગલે દુઃખી થાય છે, વિપત્તિ પામે છે, જુગાર બાબત પુરંદરની કથા આ પ્રમાણે છે.

## પુરંદર રાજાની કથા.

સિદ્ધપુર નગરમાં પુરંદર રાજા રાજ્ય કરે, સુંદર નામનો એક મિત્ર હતો. સુંદર જુગારી હતો, તેની સંગતે રાજા પણ જુગારી બન્યો. કોઈ વખત બન્ને આપસમાં જુગાર રમતા. આ જોઈ દુઃખી થયેલી રાણીએ અમૃત જેવી વાણીથી રાજાને કહ્યું: 'મહારાજ! આ લત સારી નથી. જુગારથી તો મોટા રાજ્ય પણ ભયમાં મૂકાઈ જાય. જુઓ ને નળરાજા અને પાંડવોના ઉદાહરણ જગજાહેર છે, તેમણે કેવાં ને કેટલાં દુઃખો જોયા, ઉપરથી બધે નિંદા પામ્યા ને ફજેત થયા છે, માટે સર્પ કાંચળી છોડે તેમ તમે છોડી દો,' ઇત્યાદિ ઘણી રીતે શાણી રાણીએ રાજાને સમજાવ્યો પણ રાજા ન માન્યો. તેણે જુગાર ન છોડ્યો, એકવાર તો રાજા પોતાના નાના ભાઇ સાથે જ જુગાર રમવામાં જામી ગયો. અંતે તે હારતાં હારતાં બધું જ હારી ગયો, રાજ્ય પણ હારી ગયો. નાનો ભાઇ તો પોતે નાનો હતો તેથી જ રાજ્યભાગ વિના રહ્યો હતો. એવું લાગતું હતું. તેમાં અસંભવિત થઈ ગયું! વિના જોખમે રાજ્ય મળી ગયું રાજ ભોગવવું હોય તો ભાઇ ન જ જોઇએ. એણે તરત જ રાજ્યકોષ પર કબજો કર્યો ને ભાઇને રાજ્ય છોડી ચાલ્યા જવા કહ્યું. ના છુટકે રાજા રાણી પોતાના એકના એક કુમરને લઇ જંગલની વાટે ચાલી નીકળ્યાં. ઘણાં કષ્ટો વેઠયાં પણ રાજાને જુગાર વગર ચેન પડતું નહીં.

એકવાર એને કોઈ ભીલ્લ સાથે જુગાર રમવાનો અવસર મળ્યો. ભીલે પોતાની પત્ની લગાડી ને તે હારી ગયો. મેશમાંથી બનાવી હોય તેવી કાળી ભીલડીને લઈ રાજા આગળ ચાલ્યો. રસ્તામાં ભીલડીએ વિચાર કર્યો, મારો આ ધણી તો ઘણો સારો ને રૂપાળો છે પણ આ મારી શોક (રાણી) હશે ત્યાં સુધી મને આનું સુખ મળવાનું નથી. માટે આ વૈરિણીને મારી નાંખું તો એકલી આનંદ માણું. આમ કરતાં

પાણી પીવાના બહાને તે રાણીને કૂવે લઇ ગઇ અને અવસર મળતાં રાણીને ધક્કો દઈ કૂવામાં પાડી. ડોળ કરતી ભીલડી રાજા પાસે આવી કહેવા લાગી, કોઈ રૂપાળો પુરુષ કૂવા પાસે મળ્યો ને રાણી તો તેની સાથે ચાલી ગઇ.

આ સાંભળી રાજાને ઘણો જ ખેદ થયો, પણ કરે શું ? કુમારને લઇ ભીલડી સાથે તે આગળ વધ્યો. માર્ગમાં એક મોટી નદી આવી. કુમારને કાંઠે રાખી ભીલડીને સામે કાંઠે પહોંચડવા રાજા ભીલડીને લઇ પાણીમાં તરવા લાગ્યો. એવામાં ક્યાંકથી મોટો મગર આવ્યો ને રાજાને ગળી ગયો. રાજાની પકડમાંથી છૂટી ગયેલી ભીલડી તણાઇને મરણ પામી. આ ઘરડો મગર પેટ ભારે થવાથી તરી ન શક્યો ને કાંઠે આવી પડ્યો ને થોડીવારમાં સૂઇ ગયો. એવામાં બે ત્રણ માછીમારોએ તેને જોયો ને ચામડું ઉતારી લેવા મગરને તરત પકડીને ચીરી નાંખતા તેમાંથી મૂર્છા પામેલો રાજા નિકળ્યો. થોડીવારે સચેત થયો. માછીમારો તેને પોતાને ત્યાં લઇ ગયા અને દાસ તરીકે આગેવાન રાખ્યો. તેને માછીમારની સેવા કરવી પડતી. તેમની સાથે મોટી નદીઓમાં જાળ લઇ જવું પડતું ને પાણીમાં માછલા લેવા રખડવું પડતું. એકવાર નદીમાં પૂર આવેલું હતું ને રાજા પાણીમાં પડતાં જ તણાઇને મૃત્યુ પામ્યો.

આ તરફ કૂવામાં પડેલી રાણીને કોઈ વટેમાર્ગુઓએ કાઢી. અને પોતાના સાર્થવાહ પાસે લઇ ગયા. સાર્થવાહે પૂછતાં રાણીએ પોતાનો બધો વૃત્તાંત તેને કહી સંભળાવ્યો. સાર્થવાહ સજ્જન અને ધર્મિષ્ઠ હતો. તેણે રાણીને સાંત્વના આપી બહેન કરીને રાખી.

આ તરફ નદીકાંઠે ઉભા ઉભા રડતા કુમારને કોઈ વિદ્યાધરીએ જોયો ને તેને લઇ તે વૈતાઢ્ય પર્વત પર પોતાના નિવાસસ્થાને આવી. તેની પાસેથી બધી વાત જાણી તે વિદ્યાધરીએ તેને પુત્ર તરીકે રાખ્યો, અનેક કળાઓ ને વિદ્યાઓ શિખવી તેને સમર્થ બનાવ્યો. તેણે પોતાના પિતાનું રાજ્ય પાછું મેળવ્યું ને રાજા બન્યો.

એવામાં એકવાર પેલો સાર્થવાહ સિદ્ધપુરનગરમાં આવ્યો. રાણી પોતાનું નગર જાણી પુરુષવેશે સાર્થવાહ સાથે રાજસભામાં આવી. ત્યાં પોતાના દિકરાને સિંહાસન પર બેઠેલો જોઇ અતિ આનંદ ને વિસ્મય પામી. રાજકુમારે માતા જેવા આકારવાળા પુરુષને જોઇ સાર્થવાહને પૂછ્યું કે 'આ કોણ છે ?' સાર્થવાહે આખો વૃત્તાંત કહી સંભળાવ્યો. માતાને ઓળખી કુમાર ભરસભામાં ઉભો થઇ માતાને પગે લાગ્યો ને સિંહાસને બેસાડી. રાણી રાજમાતાનું ગૌરવ પામી નગરમાં બધે આનંદ આનંદ

વર્તાઈ રહ્યો. રાજમાતા સુખપૂર્વક રહેવા લાગી. જુગારના માઠા પરિણામ મા પાસેથી જાણી રાજાએ નગરમાં સદંતર જુગાર આદિ વ્યસનની મનાઈની ઘોષણા કરાવી. પોતે પણ અનર્થદંડથી બચી સ્વર્ગે ગયો ને સુખી થયો.

જે જુગારથી પુરંદર રાજા ડગલે ને પગલે મહાવિપત્તિ ને ઘોર ક્લેશ પામ્યો તે દ્યૂતક્રીડાને સર્પક્રીડાની જેમ સમજુ જીવો તરત છોડી દે છે. જુગારી અનેક દુર્ગુણોનો પાત્ર બને છે, તેના પર કદી કોઈ વિશ્વાસ પણ કરતું નથી. હાસ્ય, વાચાળતા, હલકી-ભાષા ખરાબ સંગત આદિ દુર્ગુણો જુગારીને અવશ્ય પ્રાપ્ત થાય છે. વૈરની વૃદ્ધિ અને અકાળમૃત્યુ પણ તેનાથી મળે છે. માટે જુગારનો સત્વર ત્યાગ કરવો.

કુમારપાળના પ્રસંગમાં દ્યૂતક્રીડા કરતાં તેમનો બનેવી હાસ્યમાં સોગઠી મારતા બોલ્યો કે 'માર મૂંડાને' અને એનું એવું ઘોર અને અનર્થમય પરિણામ આવ્યું, તે આ ગ્રંથમાં જ જણાવેલ છે. માટે જુગારાદિ વ્યસનો દુઃખદાયી તેમજ પ્રમાદાચરણ છે એમ જાણી તેને તરત છોડી દેવા.

વળી કૌતુકથી નૃત્યાદિ, નટના નર્તન, ગીત, મુજરા, ખેલ-તમાશા, ભાંડ-ભવાઈ, જાદુ, ઈન્દ્રજાળ, નાટક, હોડ-દોડ કે જાનવરોની લડાઈ કે માણસની કુસ્તી આદિ (સીનેમા-સરકસ) પણ જોવા નહીં. કેમકે તેનાથી અનર્થદંડ જન્ય પાપ લાગે છે, તેમજ કામગ્રંથ-કોકશાસ્ત્ર પણ વાંચવા નહી, તેમાં જણાવેલ આસનાદિ મંત્રો કે ઔષધ કામોદ્દીપન પ્રયોગાદિ શીખવા કે કરવા નહી. આ બધા પ્રમાદાચરણ કહેવાય તેને ધર્મજ્ઞ માણસે આચરવા નહી.

अनर्थदण्डोऽपविचिंतनादिक-श्चतुर्विधोऽत्र ग्रथितः सदागमे ।
ततः प्रमादो गुणहानिहेतुको, विशेषमुच्यश्चरमे गुणव्रते ॥१॥

અર્થ—ઉત્તમ જિનાગમની અંદર અપધ્યાન આદિ ચાર પ્રકારનો અનર્થદંડ બતાવવામાં આવેલો છે, તેમાં પણ પ્રમાદ તો અનેકગુણની હાનિ કરવામાં પ્રબળ કારણ છે, તેથી અંતિમ ગુણવ્રતમાં તેનો વિશેષે કરી ત્યાગ કરવો.

શ્રી વિજયલક્ષ્મીસૂરિ વિરચિત ઉપદેશ-પ્રાસાદ ગ્રંથમાં (૧થી૮) વ્રતાધિકાર પ્રતિપાદન રૂપ—

**બીજો ભાગ પરિપૂર્ણ.**